# માનસી

## સર્જન અને ચિન્તનની ગ્રન્થશ્રેણી

માર્ચ ૧૯૪૮

### આ અંકમાં

| | |
|---|---|
| ન્હાનાલાલ કવિ | બળવંતરાય ઠાકોર |
| રમણલાલ દેસાઈ | કૃષ્ણલાલ ઝવેરી |
| મનોહર પાળંદે | અંબાલાલ પુરાણી |
| ધનસુખલાલ મહેતા | વિષ્ણુપ્રસાદ ત્રિવેદી |
| ઉમાશંકર જોષી | સુન્દરમ્ |
| ચન્દ્રવદન મહેતા | હીરાલાલ કાપડિયા |
| સ્નેહરશ્મિ | યશોધર મહેતા |
| ઇત્યાદિ | ઇત્યાદિ |

પ્રકાશનસ્થાન

આનન્દ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર.

[ [illegible] ]

# વિષય દર્શન

વર્ષ ૧૨ : અંક ૧ : પૂર્ણ સંખ્યા ૪૫
માર્ચ ૧૯૪૮ (પ્રકટ, મે ૧૯૪૮)

## સર્જન અને નિબન્ધો

## નિકષ








માનસી ગ્રન્થશ્રેણી : તંત્રી વિજયરાય ક. વૈદ્ય, નાનપરો મેન રોડ; સુરત. શાખાઓ : એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ; ગાંડીવ મુદ્રણાલય, સુરત. સાધના પ્રેસ, વડોદરા; રા. દામોદર કે બટ્ટ, પોરબંદર; આનન્દપ્રેસ, ભાવનગર.




# માનસી

વર્ષ ૧૨ : અંક ૧ માર્ચ ૧૯૪૮


## ગંગામૈયાને

હિમાદ્રિ શૃંગોમાં ગહનતમ કૈલાસ શિખરે
વસે જ્યાં શંભુ ત્યાં સકળ જન કલ્યાણ ઉભરે.
પ્રભુ ત્યાગી જ્ઞાની તપરત; અને પ્રેમ વરસી
સદા શોભે કેવા રતિપતિ હણી સંયમ હસી!
અને પૂર્વે જ્યારે સુર અસુર સૌ મંથન કીધું
તદા હોંશે એણે વિષ સકળ એ રે, લઈ પીધું.
અહો, એવા ત્યાગી પ્રભુવર જટાજૂથજટિલે
વસી, વ્હેજે ગંગા, કરત અમ સૌ પાવન જલે.

પ્રવાહે આજે મા, શુચિ પુરુષની ભસ્મ ભળશે,
સ્વીકારી લે મૈયા, શિવરજ* વિશે સદ્ય મળશે.
સદા ત્યાગી જ્ઞાની, તપપુનિત ને પ્રેમલ ઉરે
જીવી આ સંસારે સકળ જિરવ્યું એ ગરલ રે!
સદાનો વૈરાગી નિજ સુખ તજી અન્યનું ભજે,
લઈ તેની રક્ષા અધિક-અધિકી પાવન થજે.

૧૨-૨-૪૮ ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ

* ભગવાન શંકરના દેહ પરથી ખરેલી ભસ્મ.

# ગાંધીજી

શુક્રવાર, તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ના રોજ સાંજે પ્રાર્થનાસભામાં નિયમાનુસાર જતાં મહાત્મા ગાંધીની કોઈ હિંદુએ કપટપૂર્વક હત્યા કરી; અને એ આઘાતે દુનિયા આખી અભાન બની. યુવાન તથા વૃદ્ધ, યુદ્ધવીર તથા નીતિવિદ્, કવિ તથા ગુરુ, ગ્રામજન તથા રાજવી–સૌ કોઈ, હિંદીમાત્ર, ખરેખર, રોયા. પણ વસ્તુતઃ આ કરુણ ઘટના એવી તો મર્મવેધી હતી કે આંસુ પાડવાંય ન સૂઝે. ગાંધીજીને ગયે હવે તો એક મહિના ઉપર થયું, તોય દેશના દુઃખનું ઓસડ જડયું નથી. 'વાલ્મીકિના શિર પર થઈ નીકળેલા ક્રૂર વ્યાધના ક્રૌંચને વીંધી નાખતાં જેમ તેનું સાથી દુઃખથી ટળવળતું હતું, તેમ હજી દેશ તરફડે છે.' ત્રીસ કરોડ જીવ એક કુટુમ્બ પેઠે રોજે વળી મહાત્માના વિયોગ પર વિલાપ કરે છેઃ સૂચક વિધિઓ ને ધાર્મિક ક્રિયાઓ વડે સદ્ગત સ્વજન સાથે જાતને સાંકળવા ગાંડા માફક મથે છે. હિંદભૂમિની સર્વ પવિત્ર નદીઓમાં ગાંધીજીનાં 'ફૂલ' પધરાવાતાં–જાણે જનની જન્મભૂમિને વહાલસોયે ખોળે બેસાર્યાં; અને બાપુવિહોણાં બાળકોના રુદન ભેગું આખી ભોમનાં પ્રકૃતિતત્ત્વોએ સંકીર્તન માંડયું કે कुलं पवित्रं, जननी कृतार्था, वसुन्धरा पुण्यवती च तेन।

वसुन्धरा पुण्यवती च तेन। આજની નિરાશામાં આનું મનન કરીએ અને આપણાં હૈયાંને શાતા તથા સામર્થ્ય આપીએ. આપણે ગાંધીજીને અમર્ત્ય કરી બેઠા હતા, અને જ્યારે એમનું શરીર વિલય પામ્યું તથા એમનો અવાજ સંભળાતો અટકયો ત્યારે આપણને, થયું પ્રકૃતિ-નિયમમાં ચૂક થઈ–જે પ્રકાશ સદાસર્વદા આપણો જ હતો ને ઝૂંટવી લેવામાં ભારે ઋતભંગ થયો.–ના, આપણે માટે ને સમસ્ત માનવના માટે એ પ્રકાશ હજીએ ઝગે છેઃ એ ઝગે છે મહાત્માજીએ મેળવેલી મહાન કાર્યસિદ્ધિમાં–જે નૈતિક પુનર્જીવન આણવામાં અંશે સફળ નીવડ્યા તેમાં; વ્યક્તિને પોપાગોક્ષનો, સ્વરૂપસિદ્ધિનો, આત્મસિદ્ધિનો સાચો માર્ગ દર્શાવ્યો તેમાં; શાંતિ અને સ્વમાનથી સૌ મનુષ્યો ભેગાં રહી શકે એવી જગત-

વ્યવસ્થા દર્શાવી. તેમાં; દિનપરદિન, જે સદેશ એ આપણને સમજાવ્યા કરતા હતા તેમાં તથા ભગવદ્ગીતામાં નિર્દિષ્ટ કરેલા આદર્શ અનુસાર માનવહિત અર્થે અવિરત શ્રમથી, સતત અંતઃશોધ અને આત્મશુદ્ધિથી, સત્ય વિષે અચળ શ્રદ્ધાથી પોતે મનુષ્યદેહે દૈવતનો વિકાસ જે માર્ગે આચરી બતાવ્યો તેમાં એ આપણને હંમેશ આવશ્યક પ્રકાશ વમેલો છે, તેનું ભાન કાળે એક જ ઝટકે આપણને કરાવ્યું. ઓગણીસમી સદીના છેલ્લા દશકામાંના હરકોઈ વકીલ જેવા સાધારણ વકીલમાંથી વિકસીને પોતે એવા તો ઉચ્ચતમ અને ઉદારચરિત પુરુષ બન્યા કે તેની જોડ સૈકાઓ થયાં દુનિયાએ દીઠી નથી. રખે આપણે એમને ઈશ્વરનો અવતાર માનીએ. આપણે એમ પણ ન માનવું કે એ ચમત્કારો કરી શકનાર પયગમ્બર હતા. એમણે કદી દૈવી સંપર્કનો કે ગૂઢ સિદ્ધિનો દાવો કર્યો નથી. મનુષ્યને માટે શક્ય ધારી શકાય તેવા પરમ પૂર્ણત્વના પ્રતીક તરીકે એમનો વિચાર કરવાથી આપણને વિશેષ હૃદયબળ મળશે.

એ આશ્ચર્યવત્ જીવનનું પ્રેરકબળ શું હતું? એમના જીવન-સંવિધાનને આવું સૌંદર્યભરપૂર બનાવનાર તત્ત્વ કયું? શ્રદ્ધા-પરમ ધર્મ (Law)માં શ્રદ્ધા, એવો ધર્મ કે જે આત્મસંવિત્તિમાન જીવન સંબંધે યાંત્રિક ન હોય; સત્ય વિષે શ્રદ્ધા-એવું સત્ય કે જે પોતે જ પરમેશ્વર તુલ્ય થાય. ગાંધીજીએ કહ્યું છે કે આખું વિશ્વ જેની આણમાં વર્તે છે એવા જીવન્ત ધર્મ(Law)માં અચળ આસ્થા વિના પૂર્ણ જીવન અશક્ય છે. ઈશ્વર પોતે સત્ય અને પ્રેમ છે. તે પોતે જ સુનીતિ ને સદાચાર છે. સત્યમાં તથા સત્યની અથાક શોધમાં સુમેળ અને શાંતિનાં તત્ત્વનું દર્શન કરનાર સંતો તો ઘણાક થઈ ગયા. એવા સંતો અંતર્મુખ થઈ સંસારનો યથાશક્ય ત્યાગ કરે છે. પરમાત્મદર્શન અર્થે આવશ્યક આત્મસંયમ સારુ સાંસારિક કર્તવ્યોથી એ અળગા રહે છે. ગાંધીજીને મન ઈશ્વર સત્ય માત્ર નથી, પરન્તુ એ તો જીવનપન વચ્ચે-જીવન-સંગ્રામની ભીંસમાં પાળવાની સુનીતિ ને સદાચાર પણ છે. માનવ સમુદાયના અંગરૂપ બની જીવન જીવ્યા વિના ખરું પરમાત્મદર્શન થાય જ નહિ. સત્ય કાંઈ ખાલી ખ્યાલ નથી કે એનો માત્ર બૌદ્ધિક અનુભવ

એમનું જીવન મહાન હતું તેવું મૃત્યુ પણ એમને મહાન મળ્યું. દુનિયાના મોટા ધર્મોના સંસ્થાપકો પછી બીજો કોઈ એવો પુરુષ આ પૃથ્વીને પાવન કરી ગયો નથી કે જેણે આધ્યાત્મિક ને નૈતિક પુનર્જીવન આપવાની આવી શક્તિનું દર્શન કરાવ્યું હોય.

માર્ચ, ૧૯૪૮ વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

## મનન

### ૧. પામર, સંસ્કારી તથા દૈવી

'ધી એડવર્ટ'(ફેબ્રુ. '૪૮)ની પહેલી તંત્રીનોંધમાં આ બે વાક્યો છેઃ

There will emerge a sort of higher humanity–an intermediary between the present more or less animal, degraded humanity and the divine humanity of the future. The two humanities may very well live amicably together and be of help and service to each other.

'મેન એંડ સુપરમેન' નામે એ બહુ મનનીય લઘુ લેખમાં સૂચવેલા આ ત્રણ પ્રકારોમાંનો પહેલો જે પામર, તેની માનવજાતિ પણ મોટે ભાગે દમણાં બનેલી છે. એમાંના જે કેટલાક કપડેલત્તે, બોલવેચાલવે અથવા તો બીજી દેખીતી રીતે સંસ્કારી હોય છે તેમને પણ, એમનાં હલકાં-વણહલકાં દુરાચરણો પરથી પામર જ ગણવાના હોય છે. એવા જ બીજા મિથ્યા-સંસ્કારીઓ તે છે જે દુન્યવી સુખસગવડો મેળવવા સારુ મોટા-નાના હરિફાઈ કલાસ વધારે છે અને તેની લાગણી હારજીતથી રડે છે કે રાચે છે. વળી ધર્મ કે સમાજ કે કેળવણી કે સાહિત્યના જે ધુરીઓમાં

નથી લેશમાત્ર અધ્યાત્મદૃષ્ટિ અને નહિ એ પામવાનો તીવ્ર સંવેગ. પણ, જેઓ બુદ્ધિવાદના તોતીંગ બારસાખમાં નિરન્તર પુરાયલા રહેવામાં જ પોતાનું સાચું સ્વાતંત્ર્ય માને છે અને એ ગરવા નિજ ગઢમાં અહોનિશ ચક્કરભમ્મર ફરતા ફરતા જ પોતે લેખક કે શિક્ષણશાસ્ત્રી કે પત્રકાર કે સમાજોદ્ધારક કે રાજકાજપટુ કે ધર્માચાર્ય તરીકે આપણને સાતમા નહિ તો સ્વર્ગનો અનુભવ અહીં ને અહીં જાણે કાલ-પરમમાં કરાવવાનો કુલપરવાનો ધરાવતા હોય તેમ બોલે, લખે યા વર્તે છે —આ વર્ગોમાંના ઘણાખરા તો પામરમાંથી યે પામર છે; અને આપણે સૌ જે અનાત્માવાન અન્ધો તે એ અન્ધ-સંઘના દોર્યા દોરાયા કરીએ છીએ—અવારનવાર ચીસો નાંખતા, બાકી તો મૂંગામાં મૂંગા ઢોરની માફક હંકાતાહંકાતા.

પરન્તુ સંસ્કારી માનવ તેવો નથી. માનવજાતિનો આ વર્ગ હજી મોટી સંખ્યામાં ઉદ્‌ભવવો પણ બાકી છે એમ કહી શકાય. તેથી જ એને માટે એના જાતિરૂપે આવિર્ભાવ માટે ઉપલા અવતરણમાં ભવિષ્યકાળનો પ્રયોગ થયો છે. આ ઉચ્ચતર માનવજાતિની જે કોઈ કોઈ વ્યક્તિ આપણે ભાગ્યશાળી હોઈએ તો આપણા અનુભવમાં આવે છે, જેનો નિઃસ્વાર્થ ભાવી વર્ગ સમય જતાં મોટો થઈ શકે, થવો જોઈએ, તે સત્ત્વગુણી હોય છે; તે અહંકારમાં નહિ પણ આત્મસાક્ષાત્કારમાં માને છે; તેણે પોતાનું સર્વસ્વ સર્વભાવેન પ્રભુ ચરણે ધર્યું હોય છે; એ સમર્પણમાં તેની કાચી અધૂરી પરિમિત બુદ્ધિશક્તિ પણ આવી ગઈ; આ શક્તિનાં બન્ધન વ્યક્તિના પ્રયાસથી તેમ જ પ્રભુકૃપાએ યોગ્ય સમયે તૂટતાં, એ ને એ જ બુદ્ધિશક્તિ સીધું સત્યદર્શન સહજોપલબ્ધિના (intuition) પ્રતાપે કરે છે અને એ પ્રકાશમાં તેને પોતાનું જે કર્તવ્ય દેખાય છે તેમાં વાદાવાદી, દુરાગ્રહ, પક્ષિલતા કે દળબંધી જેવું કશું હોતું નથી. ટૂંકામાં, આ સાચી સંસ્કારી માનવજાતિ પોતાની શરીરસંપત્તિ, બહુશ્રુતતા, નિષ્કામભાવી કર્મમય શીલ તથા પ્રજ્ઞાના પ્રભાવે કરીને ઉત્તમ બ્રાહ્મણગુણી એવી, પ્રજાઓના ગુરુપદને પાત્ર થશે; દેશેદેશના, પ્રદેશેપ્રદેશના ખરા નેતાઓ—હરકોઈ જીવનક્ષેત્રના—આપણને તેમાંથી જ લાધવાના છે. અત્યારે પણ ક્યાંક ક્યાંક તેમને આપણે જોઈએ છીએ અને સહેજે તેમનો સ્વીકાર

ફરી તેમને દાખવ્યો જીવનમાર્ગ લઈશું નહિ, તો આ તેવા જ આસુરી બળોથી ચંપાયેલા ને ચંપાયલા રહીશું, તો—કાં તો દર્ગરો વર્ષ પહેલાંના અસલ અનાડીપણામાં (જો આપણે જ નહિ તો આપણાં પૌત્ર–પૌત્રીઓ) સરકી જઈશું; અને તેમ નહિ તો, આપણું નામોનિશાન સુદ્ધાં પાછળ રહે નહિ તેવું ઉચ્છેદિયું સત્યાનાશ વળી જવાનું છે.

એવા સંપૂર્ણ વિનાશથી હાલની માનવજાતિને બચાવવાને ખાતર જ બચાવવાની પ્રભુને પડી નથી એમ કહેવાય. તેણે તો પોતાની પ્રકૃતિ દ્વારા આપણને સર્જીને, આટલે સુધી આણી અહીં આવવા દઈને, જગતના આત્મવીરોનાં જીવન તથા આદેશ દ્વારા સાચો માર્ગ ચીંધ્યો જ છે. એ માર્ગ દેહ–ઇન્દ્રિય આદિને ઉવેખવાનું નહિ, ત્યાં દિવ્યશક્તિ સાધના દ્વારા જગાડવાનું ને સ્થાપવાનું શીખવે છે. આ છે નીચે એટલે દૈવી માનવજાતિ પૃથ્વી પર સરજવાનો માર્ગ. આ કાર્યક્રમ જગતને માનવેન્દ્રમય કરવાનો યાને 'સુપરમેન'થી વસાવવાનો છે, એના સુભગ સાધન થવું—ન–થવું, એ આપણી ઇચ્છાની—ઉપરાંત, આપણે કરવાની ભગવત્પરાયણ સાધનાની વાત છે. આ કાર્યક્રમ આપણને તો અશક્ય લાગવાનો. પૂર્વોક્ત લેખક સમજ્યું છે તેમ, નરવાનરની સમક્ષ અમુક સહસ્રવર્ષીઓ દરમ્યાન માનવ વિકસતો હતો ત્યારે પોતાનું પુચ્છ ને દેહબળ ને સાબૂત જકડવું ને ઝડપીલી જરાતરા શી પણ સમજશક્તિ એ વાનરને એટલી બધી તો કોઠે પડી ગયેલી, એટલી તો પરમપ્રિય હતી કે એનાથી જુદી કોઈ પણ શક્તિને તે પોતામાં જાગવા કે વધવા દે જ નહિ. એને જેમ બુદ્ધિશક્તિ એ ગપોડું લાગતું તેમ આપણને બુદ્ધિથી ઉચ્ચતર સહજોપલબ્ધિ (intuition) સાંભળતું ગપોડું લાગે છે. પણ આ ઉચ્ચતર શક્તિના સ્વાનુભવીઓ તેને માત્ર અનુભવ્યા પછી નહિ પણ વ્યાવહારિક જીવનમાં વિવેકપૂર્વક એને સહજતાથી પ્રયોજ્યા પછી, સક્રિયપણે એનો વિનિયોગ કરીને જે કાંઈ કહે તથા કરે છે, તેનો ખરો અર્થ એ છે કે અણજાગી બુદ્ધિ તથા બુદ્ધિવાદની વાસના એક વાર જો બરાબર તજીએ, અહંતા તજી આત્મતત્ત્વને ઉપાસીએ, તો—તો પછી દુઃખો જ આપણી નજીક આવતાં ડરે છે; અથવા તો, આપણે તેને સમતાથી સ્વીકારી હૃદયે જાગેલી ભગવત્–શક્તિ વડે કરીને, સુખમાં એને પલટીએ છીએ.

૨. શ્રીઅરવિન્દના બે સન્દેશ

એમાંનો પહેલો 'પંદરમી ઑગસ્ટ' અંગેનો છે; બીજો, મંગાવેલો તેથી જ અપાયેલો એવો, પાંચમી ફેબ્રુઆરીનો છે. પહેલા સંદેશની 'ભૂમિકા' તરીકે શ્રીમાતાજીએ ભારતીય સ્વાધીનતાને અંગે કહ્યું છે કે દેશવિભાજનની દરખાસ્ત તેમ જ એનો સ્વીકાર કરવો પડે એવી પરિસ્થિતિ આપણા કલહોની અયુક્તતા (absurdity; બેહૂદાપણું) દર્શાવવા માટે છે પણ ખરી રીતે આ બધી એવી અગ્નિપરીક્ષા છે જેને સફળતાથી આપણે પાર કરી, ભારતાત્મા તો એક ને અખંડ હોઈ એની બાહ્ય જીવનમાં સિદ્ધિ માટે આપણે સદૈવ પ્રયત્નો કરવાના છે. શ્રીઅરવિન્દનો સન્દેશ ગયા નવેમ્બરના 'દક્ષિણા'માં વાંચનાર સૌ કોઈ જોઈ શકશે કે તેમણે પંદરમી ઑગસ્ટનું વર્તમાન માટે રાજકીય ને રાષ્ટ્રીય, એશિયાઈ તેમ જ જગદ્વ્યાપી મહત્ત્વ કેવી સરસ રીતે સમજાવ્યું છે. "જગતના રાજકારણમાં સ્વતંત્ર હિંદની હાજરીથી ઘણો મોટો ફેર પડશે" એવું એક સન્દેશ-સ્વરૂપનું અર્થનિરૂપણ કરીને 'દક્ષિણા'કાર કહે છે તેમ,

> પરન્તુ હિંદે માનવજાતિને જે ખાસ વસ્તુ બક્ષવાની છે તે તો છે આધ્યાત્મિકતા, અને માનવચૈતન્યની એક નૂતન ઉત્ક્રાન્તિ. હિંદે આ વિકાસની પ્રયોગભૂમિ અને કેન્દ્ર બનવાનું છે. સ્વતંત્ર હિંદને માથે ખાસ કામ તો આ આવી ઊભેલું છે.

આ વિરલ અને મહાન જીવનધર્મને પૂરતા પ્રમાણમાં આપણો કરવાની યોગ્યતા આજની ઘડીએ તો આપણામાંથી—હિંદના શિક્ષિતો તથા સંસ્કારી અક્ષરજીવીઓમાંથી—બહુ થોડાની છે. પણ આવી અવદશા ટાળવાનું આપણા જ હાથમાં છે. જો કશા અભિગ્રહ કે પૂર્વગ્રહ વિના, આપણે પૂર્ણયોગના 'અભિનવ જીવનમાર્ગ' ભણી વળવા એનું બહુવિધ માતબર વાઙ્મય, કોઈ પણ સારું વાઙ્મય વાંચવું જોઈએ તેમ, ખરી સહૃદયતાથી—આરંભે જો ભક્તિભાવથી નહિ તો ઊંડા આદરભાવથી—વાંચીએ, તદનુસાર (ધર્મે ગમે તે હોઈએ છતાં) સાધનાપંથે યથાશક્તિ પળવા માંડીએ તો પૂર્વોક્ત નૂતન ઉત્ક્રાન્તિમાં હિંદ જગતની માર્ગદર્શિકા કેવી રીતે થઈ શકે તેમ છે એ સમજવા ઉપરાંત, વ્યક્તિઓ તરીકે પણ તેમાં પત્રપુષ્પ અર્પતા થયા વિના રહીએ નહિ.

બીજા સન્દેશનું મુખ્ય બિન્દુ એ છે કે સંગ્રામમાં સૂતેલા, આપણા પરમ એકતાવાંછુ નેતા ગાંધીજી ગયા તો પણ આપણને (હજી એકતા તો નહિ પણ) સ્વતંત્રતા સુધી જે જ્યોતિ–શક્તિએ આપ્યાં, તે હજી જાગતી–ઝળહળતી જ છે અને દોરશે; અને શ્રીમાતાજી આ મહાપ્રજાની ઐક્યમય "રાષ્ટ્રશક્તિનું નિર્માણ કરશે"–અવશ્યમેવ.

ઉભય સન્દેશાનું ખરું રહસ્ય શ્રદ્ધાન્વિત હૃદયે પ્રીછીને જો આપણે આપણા આ યુગનાં પણ નિત્ય–નૈમિત્તિક કર્મો ઈશ્વરાર્પણબુદ્ધિથી કરી શકીએ તો લોકક્ષયકારી વિપરીત સંયોગો છતાં, એની વચ્ચોવચ્ચ પણ, એવી રીતે જીવી શકીએ જેથી સાંપ્રતમાં તેમ ભાવિમાં આપણી પ્રત્યેકની પંદરમી ઑગસ્ટને સાર્થવતી કરી શકાય.

૩. અનન્ય એ કર્મવીર

અમે જે કેટલાક ૨૦–૨૫ની વયના જુવાનો–વેદનશીલ, ભાવનાશાળી, મેધાવી–૧૯૧૫ની આસપાસ કોલેજોમાં દાખલ થયા હતા અને ૧૯૨૦ની આસપાસ બહાર ઊતર્યા હતા તેમનાં જીવન પર, ત્રીસની સાલથી અને ત્યારપછીનાં કેટલાંક વર્ષોમાં, ગાંધીજીની જે વિરલ અદ્‌ભુત અસર થયેલી તેનો ખ્યાલ આજના જુવાનોને આવવો અશક્ય છે. એ યુગમાં 'નવજીવન' અમારી ગીતા હતી અને 'યંગ ઇંડિયા' અમારું બાઇબલ. રાષ્ટ્રભવના, દેશનું રાજ્ય પ્રકરણ, ઘરનૂગળથી કરવાના સામાજિક કે આર્થિક સુધારા–માત્ર આ વિષયો નહિ. પણ રાષ્ટ્રીય કેળવણી કે માતૃભાષાની સેવા તથા એના સાહિત્ય પ્રત્યે અદા કરવાનું ઋણ, આ સર્વ સંબન્ધી પણ અમે એ બંને પત્રોમાંથી જેટલું સક્રમ પ્રેરણા રૂપે શીખતા તેટલું બીજા કોઈ પણ એક પત્ર કે પુસ્તકમાંથી શીખ્યા નહોતા. બ્રિટનને પડકારતો લેખ 'Shaking the mane' કે રવીન્દ્રનાથનો માનપૂર્વક સુસ્પષ્ટ વિરોધ કરતો 'The poet as Sentinal' કે પછી પરદેશી કાપડ–હોળીની સબળ હિમાયત કરતું 'The Ethics of Burning' આ તો ઘણામાંના થોડા જ નમૂના છે જેણે એ સમાના જુવાન–જુવતીઓને દિનપ્રતિદિન પ્રેરણા આપી ઘણાં–ઘણા નેતાઓને પણ નવેસર ઘડીને તવે ચઢનારે અર્પ્યા. એમ જ, ૧૯૨૦માં હજારો વિદ્યાર્થીઓના કોલેજત્યાગ,

૧૯૨૨નો ઐતિહાસિક મુકદ્દમો ને સજા, ૧૯૨૭નો સ્વરાજ-પક્ષ ને નાફેરવાદીઓ, ૧૯૩૦ની અભૂતપૂર્વ દાંડીકૂચ ને ધરાસણાનો આલમ મશહૂર મીઠા સત્યાગ્રહ, એ તથા ૧૯૩૨ની ને પછીનાં દસકાં દરમ્યાનની લડતો અને એ સર્વ સાથે સંકળાયેલા કાંઈ કોડીબંધ મોટા નાના પ્રોત્સાહક ચા તો ધડાકેદાર બનાવો, દેખાવો, દુઃખદર્દની કહાણીઓ—બધું એવું હતું કે તમે જાતે એકે સરઘસમાં ગયા ન હો, લાઠી ચાલતી જોઈ પણ ન હોય, કારાવાસ સેવવાનો પ્રસંગ શોધવા-સાંપડવાની તક ન હોય, છતાં દેશપ્રેમ તથા **स्वेस्वे कर्मण्यभिरतः** રાખનારી દેશસેવાના શબ્દ પર તમને સહજ ભાવે જ સેઈ જવું.

એ સંસ્કારપોષક, એ ઉન્નત, એ તેજોમય ને પ્રાણપ્રદ આન્દોલનોએ જે ભાવાભક્તિ પ્રગટાવી અને સંસ્કારસંવર્ધન તથા વિવેચનની ઉચ્ચતર તેટલી જ નિર્ભય દૃષ્ટિ સંપડાવી, તેના રૂડા પ્રતાપે (એક સાહિત્યસેવકને તો નિમિત્ત બનાવીને પણ એના સંખ્યાબંધ સહચારીઓ—વાઙ્મયિક તેમ તેમ ધનિક સહચારીઓ—ના અમૂલ્ય સાથ સહકારથી) ગુજરાતે 'કૌમુદી' તથા 'માનસી' મેળવ્યાં.

જે મહાપુરુષે આવી નમ્ર તેમ ગુજરાત વિદ્યાપીઠ, પુરાતત્ત્વ મન્દિર આદિ જેવી કેટલીક મોટી સંસ્કારપ્રવૃત્તિઓને પણ પ્રત્યક્ષપરોક્ષ રીતે ભારતભરમાં દસકાઓ લગી પ્રેરી હતી; જે પોતે ઈંગ્લિશમાં તેમ માતૃભાષામાં પ્રાગદેશનાનો અપૂર્વ એક ઉપસક હતા; જેમણે રાષ્ટ્રભાષા માટે મહામન્થન આદર્યું, જેમની વૈખરી વાણીએ ચાળીસ કરોડનાં મૃતપ્રાય જીવનને નવો ઘાટ આપ્યો; જેમની આત્મકથા જગત-સાહિત્યનું અમૂલ્ય એક આભરણ છે, જેમનું પારદર્શક જીવન મહાન સન્તનું હતું—ત્યાગવીર ને કર્મવીરનું હતું, જેમની કર્મણ્યતા માનુષી નહિ તેટલી દૈવી લાગતી—આપણ પામરોને સંસ્કારી બનાવવા સુસમર્થ હતી, તેમની સકલ જીવનસમૃદ્ધિના વારસ તો આપણે છીએ, પણ સુપાત્ર વારસ ખરા? "હા" એવો આનો જવાબ પ્રમાણિકપણે હમણાં તો ભાગ્યે આપણામાંથી થોડા પણ આપી શકે. એ પાત્રતા કેળવવાનું હૃદયબળ અત્યારે જેટલા થોડામાં છે તેટલા ઝાઝામાં એ સ્વાભાવિક રીતે સ્ફુરે એવો અવસર ઈશ્વર આ દેશને અને સર્વ દેશોને સત્વર આપો.

૪. અમૂઝ કોણ?

આ મથાળું અમારું છે એટલો ખુલાસો કરી, નીચેનું ચર્ચાપત્ર ખુશીથી છાપીએ છીએ.

પ્રિય ભાઈ વિજયરાય,

શ્રી. ઉમાશંકરના બચાવમાં મેં લખેલા લેખનો જે વળતો જવાબ શ્રી. સંજ્ઞાએ આપ્યો છે તે બાબતમાં એકબે વાત લખવાનું આવશ્યક લાગે છે. આપના ત્રૈમાસિકની વધારે જગા નિરર્થક ન બગડે એ ધ્યાનમાં રાખી ટૂંકાણમાં જ એ વાતો કરીશ.

(૧) સૂફીવાદમાં કે પ્લેટોના અસલ યા અભિનવવાદમાં 'અમ્રદ-પરસ્તી'ને કેટલું અને કેવું સ્થાન છે એ વિષે જાણકાર હોવાનો દાવો મેં કર્યો જ નથી. એ આખો પ્રશ્ન જ અપ્રસ્તુત છે. ખરો પ્રશ્ન તો એ છે કે **બાલાશંકરના કાવ્યોમાં આ અમ્રદપરસ્તી છે?** શ્રી. સંજ્ઞાની આંખે એ દેખાય છે; મારી આંખે નથી દેખાતી. સત્યાસત્યની તુલના તો તટસ્થ વાચકો કરી શકે.

(૨) શ્રી. સંજ્ઞાના આ વળતા જવાબમાં લખે છે, (માનસી, [illegible]-જુન ૧૯૪૭, પૃ. ૧૫૭), "...અને porphyriusને 'છાપભૂલ' નારા મહાવિદ્વાન..." ઇત્યાદિ. એમના મૂળ લેખમાં ભાઈ સંજ્ઞાએ [illegible]ીને માટે 'પોર્ફિરિયસ' શબ્દ વાપર્યો છે (જુઓ એમના "કલાન્ત કવિ કલાન્ત કવિ"નું પાનું ૭૩), તે એમણે ભૂલથી વાપર્યો હશે એમ મેં માનેલું. હવે એઓશ્રી દાવો કરે છે કે એ પોતાની ભૂલ નથી, તો હું પૂછું છું કે, આ પોર્ફિરિયસ કોણ છે? પ્લોટાઇનસના પટ્ટશિષ્યનું નામ તો પોર્ફિરી છે, પોરફિરિયસ નથી. એનસાઇક્લોપિડિયા બ્રિટેનિકા (સંજ્ઞા સાદેગ આ નામ વાંચી શકાશે પણ લાચાર છું)ની નવમી આવૃત્તિ તથા ચૌદમી બંને જોતાં પોર્ફિરી નામ મળે છે, પોરફિરિયસ નહિ. એટલું જ નહિ પરંતુ મારી મિસ ટર્નબલ સંપાદિત "The Essence of Plotinus" (ઓક્સફર્ડ [illegible] પ્રેસ [illegible] પણ ઠેર ઠેર PORPHYRYનું નામ [illegible] આવતું

નથી. કદાચ એમ બને કે રૂસ્તમનું ટૂંકું નામ રૂસી અને ગજાનનનું ગજુ હોય છે તેમ મૂળ નામ Porphyrios હોય અને Porphyry એનું ટૂંકું રૂપ હોય. આ વિકલ્પ સાચો હોય તો શ્રી. સંજાના સાહેબ એ માટેનો કોઈ આધાર આપશે (પુસ્તકનું નામ, લેખકનું નામ અને પાનાનો નંબર) તો મારા જેવા "અબૂઝે" પૃથગ્જનો પર મોટો ઉપકાર થશે.

અમદાવાદ, ૨૫-૪-૪૮ સિ. કાન્તિલાલ

## ૫. ઇન્દ્રને આશ્રયે

આ અંકમાંની, વેદકાલીન જીવનની ઝાંખી કરાવતી સુન્દર કથા સંબન્ધી, એના સહલેખક પ્રા. સુરેશ હ. જોષીએ નીચેની નોંધ અમારી વિનંતિથી લખી આપી છે.

આ કથામાં વર્ણવાયેલું આર્યોનું ધર્મજીવન 'બ્રાહ્મણો' અને મહાકાવ્યો [epics બૃહત્કાવ્યો.—તંત્રી] લખાયાં તે પહેલાનાં સમયનું છે. ત્યારે આર્યો પૂર્વમાં યમુના સુધી વસી ચૂક્યા હતા. લોકજીવન એકંદરે અસંક્ષુબ્ધ, સન્તોષપૂર્ણ અને સમૃદ્ધ હતું. બહારનાં આક્રમણો શરૂ થયાં ન હતાં. તે સમયની કથાઓમાં સુરઅસુરનાં, દાસદસ્યુનાં યુદ્ધોના ઉલ્લેખો છે. માનવ માનવ વચ્ચેના સંઘર્ષોના નિર્દેશો અલ્પપ્રાય જ છે.

અહીં આલેખાએલા આર્યો આપણા જેવા જ માનવો છે. એમનાં હૃદયમાં આપણા જેવી જ આશાઆકાંક્ષાઓ છે. અહીં ચમત્કારપૂર્ણ ઘટનાઓને ટાળી છે ને આર્યોને પણ માનવસહજ મર્યાદાવાળા વર્ણવ્યા છે. એ સમયની પ્રજાજીવનનાં વિશિષ્ટ અંગો અને લક્ષણોને કથાનાં માધ્યમ દ્વારા રોચક શૈલીમાં રજૂ કરવાનો આ પ્રયાસ છે.

ગ્રન્થકાર : ફ્રાન્ક આર. સેલ. એમ. એ. Frank R. Sell M. A. અંગ્રેજીના અધ્યાપક, માયસોર વિદ્યાપીઠ. ક્વાર્ટરલી જર્નલ ઑફ ધ મિથિક સોસાયટી બેંગલોરના સહતન્ત્રી.

પ્રકાશનવર્ષ : ઈ. સ. ૧૯૩૪. મૂળની શાળોપયોગી આવૃત્તિ.[1]

---

[1] પુસ્તકનું મૂળનામ: By Indra's Aid. સ્વ. ભાઈ હીરાલાલ ગોદીવાળા પ.રેથી એ આમને મળેલ. સંક્ષેપમાં પ્રા. ઉમરશેય મંકડનો સહકાર પણ મળ્યો છે.—તંત્રી

૬. મન્દિર-વૃત્ત

૧. વર્ષ બારમામાં પ્રવેશઃ એ વર્ષ આ અંકથી શરૂ કરતાં, સૌથી પહેલાં તો એ વાતનો સન્તોષ વ્યક્ત કરવાનો છેઃ (૧) આ અંકમાંનું લગભગ દરેક લખાણ લેખકમિત્રોએ 'માનસી' માટે જ લખી આપ્યું છે; અને તે પણ, ધારી મુદતમાં બલ્કે કોઈએ તો એથી યે વહેલું. આ રીતે જે વિશિષ્ટ કાર્ય ત્રમાસિક કરી શકે છે તેને ખાતર તો એને આપણે જિવાડવું ઘટે એમ પ્રત્યેક સહૃદય વાચક સ્વીકારશે એવી આશા છે. (૨) હવે તો, 'રણછોડલાલ અને બીજાં નાટકો'ના કર્તા તેમ જ 'માતંગી'ના કવિ તરીકે પણ આપણે જેમને એક સાહિત્યકારરૂપે આવકાર આપીએ છીએ, તે અમારા સ્નેહી રા. યશોધર ન. મહેતા તથા એમના મિત્રોએ જ એમની ઉદાર સાહાય્ય વડે 'માનસી'ને જીવતદાન આપ્યું છે એમ કહેવામાં અત્યુક્તિ નથી.

(નીચે નામવાર સ્વીકારાયલી એ રકમોનો સરવાળો ૧,૪૧૧ છે; ગયા અંકમાં ૧૪૦૯ છપાયું એ અમારો સ્મૃતિદોષ)

૨. અસન્તોષઃ ઉપર પ્રમાણેની હકીકત છતાં, રૂપિયા પંદર હજાર મારેની માર્ચ-જુન ૧૯૪૭ના અંકમાંની 'વન્દે માતરમ્' તથા 'જન્મભૂમિ' દ્વારા નંખાયલી (પૃ. ૧૫૭) ૧૫મી ઓગસ્ટ-પ્રસંગની ટહેલનો મુખ્ય ભાગ તો અણુસંભળાયલો જ રહે છે. વળી, ગયા અંકમાં (પૃ. ૨૭૯) જે એક ખાસ માગણી (અમદાવાદ પાસે, તેને મન તો માત્ર 'રૂપરડી' ગણાવી જોઈએ તેવા રૂ. ૫૦૦ની માગણી) ૧૯૪૭ની ખોટ સંબંધી કરાયલી તે પણ આજની તારીખ (એપ્રિલની ૩૦મી) સુધી તો કોઈએ સાંભળી નથી.

૩. રૂપેરી લકીર, એવાં કાળાં વાદળાંમાં, કોઈ કોઈ તો દેખાય છેઃ (૧) પંડિત શ્રી ઓંકારનાથજી સંગીતપ્રભાકર દિલભરીથી જે જલસો આપવાની ઇચ્છા દર્શાવી હતી તેને અંગે પ્રવૃત્તિ કરશતી, અને એક આ કાર્ય માટે સુયોગ્ય સ્નેહીને કરેલી વિનંતિ વાતાવરણું અનુકૂળ જણાયે સ્વીકારાશે એવી આશા મળી છે. (૨) ભરૂચના બે શિક્ષકબન્ધુઓ રા. કપિલરામ્ ન. અધ્વર્યુ તથા રા. મણીલાલ એમ. પંડ્યાએ, મુખ્યત્વે, એ શહેરના સંસ્કારી શહેરીઓમાંથી (તેમ જ થોડા સુરત જિલ્લાનાં બારડોલી

તે કડોદમાંથી, વડોદરામાંથી પણ) પચાસથીયે વધુ ગ્રાહકો મેળવ્યા છે. આવા પ્રયાસો બીજાં શહેરોના 'માનસી'પ્રેમીઓ પણ ધારે તો સફળતાથી કરી શકે.

૪. ઉપર પહેલી કલમમાં નોંધી એ રકમ (રૂ. ૧,૪૧૧) નીચેની રીતે ડિસેંબર ૧૯૪૭માં તથા પછી તુરત અગિયાર સદ્‌ગૃહસ્થો તથા સન્નારી તરફથી ૧૯૪૮ની ખોટ પૂરવા મળી છે. અમદાવાદનાં એ સર્વ સંસ્કારી મુરબ્બીનું 'માનસી' ઘણું ઋણી છેઃ

| | | | |
|---|---|---|---|
| શેઠશ્રી | મથુરદાસ મંગળદાસ | રૂા. | ૧૫૧ |
| „ | નવનીતભાઈ સાકરલાલ શોધન | રૂા. | ૧૫૧ |
| „ | ચિનુભાઈ ચિમનભાઈ | „ | ૧૫૧ |
| „ | અરવિન્દભાઈ નરોત્તમભાઈ | „ | ૧૫૧ |
| „ | નરોત્તમ (હીરાભાઈ) ચંદુલાલ | „ | ૧૫૧ |
| „ | મહેન્દ્રભાઈ શાન્તિલાલ | „ | ૧૫૧ |
| „ | ચરણદાસ હરિદાસ | „ | ૧૫૧ |
| „ | જયકૃષ્ણભાઈ હરિવલ્લભદાસ | „ | ૧૫૧ |
| શ્રી. | સરોજિનીબહેન હઠીસિંગ | „ | ૧૦૧ |
| „ | ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી | „ | ૫૧ |
| „ | યશોધર નર્મદાશંકર મહેતા | „ | ૫૧ |
| | | કુલ રૂા. | ૧,૪૧૧ |

૫. ન્યોછાવરઃ ડિસેંબર ૧૯૪૫નો જે અંક ડિસેંબર ૧૯૪૬માં પ્રગટ થઈ શકેલો, તેમાં સ્વીકારાયેલી તે પછી એટલે આશરે ગયાં દોઢ વર્ષમાં મળેલી વિશેષ મદદ પણ અહીં સાભાર સ્વીકારીએ છીએઃ

| | | |
|---|---|---|
| એક સહાનુભાવક (J. R. S.), મુંબઈ | રૂા. | ૧૦૦ |
| એક મુસ્લિમ સાહિત્યપ્રેમી | રૂા. | ૫૦ |

| અર્પણ | ૧૯ માનસી |
|---|---|
| શેઠશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી મુંબાઈ | ,, ૫૦ |
| ,, ,, ,, ,, | ,, ૨૫ |
| ,, ,, ,, ,, | ,, ૨૫ |
| દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી, મુંબઈ | ,, ૨૫ |
| શ્રી વૈકુંઠરાય લલ્લુભાઈ મહેતા ,, | ,, ૨૫ |
| ,, સન્મુખલાલ ઝવેરીલાલ પંડ્યા | ,, ૨૫ |
| ,, જીમતરામ શંકરપ્રસાદ વૈદ્ય | ,, ૨૫ |
| શેઠ બહેરામજી સો. લાલકાકા | ,, ૧૦ |
| | કુલ રૂ. ૩૬૬૦ |

૬. ભાવનગર તેમજ સુરતનાં અમારાં બંને મુદ્રણાલય તો શક્ય સગવડ આપે છે પણ અમારી ચાલુ અનારોગ્ય વગેરે કેટલીક અનિવાર્ય, મર્યાદાઓને લીધે નિયમિતતા જાળવી શકાતી નહિ હોવાથી, આ અંક ધાર્યો કરતાં ૧–૧॥ માસ મોડો બહાર પડે છે. જુનનો અંક પણ જુલાઈ પહેલાં થઈ શકશે નહિ. તંત્રી લખાણો (અવલોકનો, મનન–નોંધો) આ અંકમાં પણ ઓછાં, તેનું મુખ્ય કારણ તો એ, કે અન્ય લેખકોનાં ભરતાં લખાણ આ તેમ જ આવતા અંક માટે છે.

૭. આવતા અંકની મુખ્ય બે વિશેષતાઃ 'દિવ્ય બાધ' ('સુન્દરમ્' કૃત, ફ્રા. ટોમ્સનના 'હાઉન્ડ ઑફ હેવન'નું ભાષાન્તર; સ્વ. સર લલ્લુભાઈ શામળદાસના વિસ્તૃત ચરિત્રનો આરંભ (લેખકઃ ધનસુખલાલ કૃ. મહેતા).

૮. સ્વીકાર–પૂર્તિઃ દી. બ. કૃ. મો. ઝવેરીકૃત 'ગુજ. સાહિત્યના મા. સ્ત. સ્તંભો'ની નવી આવૃત્તિ; તથા 'દિલ્હી ડાયરી', ગાંધીજીકૃત. 'બાપુ તારે ચરણે' (ગજેન્દ્ર પંડ્યા). (વિગતો આવતા અંકમાં).

મુંબઈ ૩૦–૪–૪૮ વિ. ક. વૈદ્ય (તંત્રી 'માનસી')

૧. આમાંની પહેલી રકમ ૧૫ ઓગસ્ટના સ્વરાજ્યદિન નિમિત્તે તથા બીજી બે વાર્ષિક રકમો છે, ૧૯૪૭ તથા ૧૯૪૮ની.

# કાવ્યમન્દિર

## ખોલ દો કમાડ, પ્રભુ !

ખોલ દો કમાડ, પ્રભુ ! ખોલ દો કમાડ:
દેવાંશી દામણુંને ખોલ દો કમાડ. ધ્રુવ.
તેજ કેરી દેહીડી ને તેજ કેરા દેશ:
હોયે શી નાથજી ! આ આભ સમી, આજ ?
પ્રભો ! ખોલ દો કમાડ.
ઉઘાડો અન્તરપટ, દર્શન દ્યો, નાથ !
આંસુની આંખડીને આંજોજી લાડ:
પ્રભો ! ખોલ દો કમાડ;

ન્હાનાલાલ દલપતરામ કવિ

## કીડી—સ્વર્ગની સીડી

ધૂળીઆ ગામની કસબી કીડી સ્વર્ગે જાવા જાય,
પાદર ઉપર વળાવવાને કીડીઆરૂં ઊભરાય.
રે ભાઈ કીડીઆરૂં ઊભરાય.
નાનકી કીડી, મોટકી કીડી
લોટકી કીડી, પોટકી કીડી,
પીંપળીઆથી, બાવળીઆથી,
સીમ ડાના, ઉંદર—દરમાંથી
પડવાઈએ વડ ટેટામાંથી
મરઘાભાઈના ટેંટામાંથી
ઉજમના અંબોડામાંથી
ચાદાનીના મોઢામાંથી
કીડીઆરૂં ઊભરાય
સૌ વિદાય દેવા જાય
રે ભાઈ કીડીઆરૂં ઊભરાય.

મટકી આવી, કટકી લાવી,
ચંદનને ચટકતી આવી
છાનીમાની સટકી આવી,
ઉનમ આવી, પુનમ આવી
લીલમ આવી, જેલમ આવી
બાળક બે લટકતી લાવી
પુજમ આવી, ઉજમ આવી
સગાંને સંબંધી લાવી
લટક મટક બટકી આવી
ગામમાં ભટકતી આવી
કોઠી જેવી ભીમપલાસી
સૌ કોઇ કરતા એની હાંસી
અને કોઈ દિવસ એ ખાય ન વાસી
અલક મલક તે કરતી આવી
હાથમાં ગલગોટા લાવી
હાંસે હાંસે દોડતી આવી
આંખોમાં આંસુઓ લાવી
કીડીઆરું ઊભરાય.
રે ભાઈ કીડીઆરું ઊભરાય.
ધૂળીઆ ગામની ઘરડી કીડી સ્વર્ગે જાવા જાય
પાદર ઉપર વળાવવાને કીડીઆરું ઊભરાય,
રે ભાઈ કીડીઆરું ઊભરાય.

આગળ ચાલ્યા,
કંઇક કીડીએ સંદેશા આલ્યા,
થાક્યા—પાક્યા સંબંધીઓને
આંસુ લૂછી પાછા વાળ્યા,
કંઇક લોકનાં મેણાં ટાળ્યાં,
એમ કરંતા આગળ હાલ્યા
સ્વરગના સીધા પંથ ઝાલ્યાઃ
કીડીઆરું ઊભરાય
રે ભાઈ વિદાય દેવા જાય.

આગળ જાતાં ગયા સૌ છોડી,
રસ્તે મળ્યાં મંકોડો–મંકોડી.
કહે મંકોડો
અમારે પડી એક તકરાર,
એનો કેમ કહું હું સાર.
લપલપીઅણુ ને ટકટકીઅણુ આ મારી વહુ મંકોડી,
માથું મારું ખવાઈ ગયું, અને એની મળે નહીં જોડી.
કીડીબાઈ ઊંચકી લ્યો મને ખાંધે
મારે આવવું છે સંગાથે.
કીડીબાઈ ખાંધે ઊંચકીને ચાલે,
ઉપર મંકોડાભાઈ મ્હાલે,
*ફૂલીઆ સામતી અસલી કીડી સ્વર્ગે જવા જાય,*
મારગ ઉપર જતી સવારી સૌ જોવા ઊભરાય.
એવે આગળ ચાલ્યા કંઈ પંથ,
રસ્તે આવી મળ્યા નવા સંત,
દેડકો દેડકી લઢી પડ્યાં ભાઈ,
સઢતા રસ્તે આવી ચઢ્યા ભાઈ,
બોલતા બોલતા હડી પડ્યા ભાઈ,
તો યે કીડીબાઈ નથી વઢ્યા ભાઈ,
જ્યારે આવ્યો લડાઈનો અંત
કીડીબાઈ ચાલે આગળનો પંથ.
દહુક દઈને દેડકો બોલ્યો અમને લ્યો સંગાથે,
સંપીને બેસીશું સાથે ભાર ન તમને ખાંધે.
વિચાર કરવા કીડી માંડે, તે પહેલાં તતવાર,
મંકોડાની પીઠ ઉપર થઈ બેઠા અસ્વાર
કીડીબાઈ ખાંધે ઊંચકીને ચાલે
ઉપર ત્રણે જણાં જો મ્હાલે.
એમ કરતાં વળી સંઘ આગળ જાતાં, જો મળ્યા ત્યાં વળી ભગત મોટા,
અંગ ભગવાં ધરી, હાથ માળા ફરે, જીભથી બોલતા નામ ખોટાં,
ભગત શિયાળ તે સંઘને દેખતા, ગરીબ થૈ બેસલાં ભજન ગાતાં,

હસકથી મલકતા દીનભાવે જરી, કરગરી વિનવતા બોલતા'તા.
રામનામ સૌ બોલો ફરી ફરી, રામનામ સૌ બોલો.
હું રહ્યો અતિ ભોળો, હરિ! હરિ!! રામનામ સૌ બોલો.
કપટ ન જાણું, જૂઠ ન બોલું, પારકા પર નહીં ડોળો,
ગરીબ ઉપર દયા કરું નિત, પ્રભુ–સમરણ મન ઘોળો,
ફરી ફરી રામનામ સૌ બોલો.

છલંગ મારી દેડકા પીઠે, બેઠા શિયાળભાઈ,
હાથે માળા, જીભે રામ, નવી જુઓ નવાઈઃ
કીડીબાઈ ખાંધે ઉંચકીને ચાલે,
પીઠે ચારે જણા જો મ્હાલે.

એમ કરતાં બધો સંઘ ચાલ્યો જતો, વાઘ આવી મળ્યો તે ય બેઠો,
વાઘની પીઠ પર સિંહ સ્વારી કરે, સાપ એ જોઈ દરમાંહી પેઠો.
સ્વર્ગને પંથ આ સંઘ ચાલ્યો જતો, ને વળી ત્યાં મળ્યો માર્ગ હાથી,
સૂંઢ ઊંચી કરી સિંહની પીઠ પર, તરત એ પણ થયો સ્વર્ગસાથી.

કીડીબાઈ ખાંધે ઊંચકીને ચાલે,
ઉપર બેઠા બેઠા બધા મ્હાલે,
એમ આવ્યા સ્વરગને દ્વાર
એની શોભાનો નહીં પાર
ત્યાંહી ઊભો જુએ દરવાન
વળી કોની આવી આ જાન!
દેખી કીડી દરવાજા ખોલ્યા,
જાન જોઈ દરબારી બોલ્યા,
ચાલી આવે જે પોતાને પગ,
એને માટે છે અહીંઆં વગ.
કીડીબાઈ તે અંદર આવે,
બાકીના બધા પાછા જાવે.
ગરબડ, ગરબડ,
દડબડ, દડબડ,
ધડ ધડાધડ, જીઓ ફડફડ,
ભેગાં થઈ સૌ કરે છે બડબડ.

પછી તો, ભાઈ, બધા યે સડસડ
ધડધડ ભોંયની ભેગા, ગરબડીઆં સૌ ખાય,
બ હા દુ ર પા દ ર પ ર પ છ ડા ય;
ત્યાં કીડીઆરું ઊભરાય,
ભોંય પડ્યા સૌ ભગતલોકને જોવા ભેગા થાય,
રે ભાઈ કીડીઆરું ઊભરાય.

ચન્દ્રવદન મહેતા

## માતંગી

[ માતંગીની આપને પિછાન આપું.

તેનું હરણ ભાઈ ગૌતમ સારાભાઈએ દક્ષિણમાં કયાંકથી કરેલું. એક સાંજે મેં એને તેમના આવાસમાં જોઈ અને હું તેના ઉપર મોહી પડ્યો. મેં એના વિષે ભાઈ ગૌતમભાઈને ઘણી પૂછપરછ કરી અને તેમણે જેટલું જાણતા હતા તેટલું કહ્યું પણ ખરું, પરંતુ મારા દિલને સંતોષ ન થયો. ગૌતમભાઈએ તેમના પ્રતિમાઝનાનામાંથી બીજી ઘણીએ બતાવી. તે બધી જ સુંદર હતી, પરંતુ માતંગીનો સૌંદર્યવિશેષ ઓર હતો.

નિતાંતસુંદર માતંગીને ધરાઇ-ધરાઇને જોતાં મને ભાવસમાધિ ચઢી અને તેનાં અંગોની ધાતુ પીગળીને લોહી, હાડ, માંસ અને મજ્જામાં પલટાઈ ગઇ. એની આંખો પણ ફરકી. મેં જે કૌતુક જોયું તે કહ્યું નહિ.

તે રાતે જ્યારે હું ઊંઘી ગયો ત્યારે માતંગી મને સ્વપ્નમાં આવી. તેણે મને એક હૃદયદ્રાવક કહાણી કહી.

ધરતીને એક વાર રતિલાલસા થઈ. સૂર્યના માર્ગમાં તે ઊભી રહી, તેના શ્રૃંગારે સૂર્ય તેના ઉપર મોહી પડ્યો, ઉભયના સાહચર્યના ફલરૂપે માતંગીનો આવિષ્કાર થયો. પાતાળમાં——ધરતીના પિયરમાં——માતંગી ઊછરતી ગઈ, મોટી થતી ગઈ. બાલા મટી યુવતી થઈ. એને લાયક કોઇ મળ્યો નહિ એટલે માતાને તેણે કહ્યું, “મા, તું મને પાતાળમાંથી ભૂલોકમાં લઇ જા.” ધરતી ફાટી અને માતંગી જેની હતી તેની પૃથ્વી ઉપર જાણે ઊપસી આવી! એને એવો ખ્યાલ હતો કે પૃથ્વી ઉપર કૃષ્ણ જેવો પ્રેમી છે જે તેને જરૂર પોતાની પ્રિયતમા કરશે. પૃથ્વી ઉપર આવ્યા પછી તેને સમજાયું કે તેની એ ધારણા ખોટી હતી.

અને કૃષ્ણને થઇ ગયે હજારો વર્ષો વીતી ગયાં હતાં, ભગ્નહૃદયા માતંગી ઊભી ઊભી યૌવન વિતાવવા લાગી—કૃષ્ણ સમાન કોઈ પ્રેમી મળી આવશે તેની આશામાં ને આશામાં. છેવટે એનું અંગ જડ થઈ ગયું, નિશ્ચેષ્ટ બની ગયું. બધાં એને માત્ર ધાતુની પૂતળી માનવા લાગ્યાં અને બિચારી માતંગી અનેક મંદિરોમાં આમથી તેમ ઝીંકાવા લાગી. યુગો પછી એક કરોડપતિ યુવાને પોતાની કલાતૃષા છિપાવવા એને ખરીદી. આજે પોતે તે યુવાનના આવાસમાં યુગયુગના નૈરાશ્યને ઉચ્છ્વાસતી ઊભી છે. તેને ખેદ થાય છે કે તેનો કાન્ત તેને હજી સુધી લાધ્યો નથી. અને જે જુએ છે તે તેને ધાતુની પૂતળી તરીકે જ વખાણ્યા કરે છે, એના જડ અંગની તારીફો કર્યા કરે છે. માતંગીના હાર્દની, પરતુ, કોઇને પડી નથી.

મારી આંખ ઊઘડી ત્યારે પરોઢના પાંચનો સુમાર હતો. શીતળ પવનની મંદમંદ ગતિમાં પાસેનાં વૃક્ષોનાં પર્ણો ખેલતાં કાને પડતાં અને નજીકની રેલ્વે લાઇન્સ ઉપરથી તાજી સાર ગએલી ટ્રેનના અવાજનાં મોજાં કાનને ધીરાંધીરાં અથડાતાં હતાં, ત્યાં રસ્તા પર ઘોડાના પગલાંના સૂર પણ પુરાયા અને એ ત્રણેના સંસ્કારશેષ રૂપમાં—અનુષ્ટુભ્માં—માતંગી વૈખરીમાં ઊપસી આવી. ]

—ય. ન. મહેતા

: અનુષ્ટુભ્ :

ધરાને સહસા જાગી એકદા રતિલાલસા;
સૂર્યથી મેળવી તૃપ્તિ ઉછેરી ગર્ભમાં તને.
સુરક્ષાયું તથા વાધ્યું પાતાલે વપુ સુંદર;
પરંતુ યોગ્ય ભોક્તા ત્યાં દૃષ્ટિએ ના પડ્યો કંઈ.
અનંગવિક્રીડાએ તેં માતાને વિનતિ કરી;
"ભૂલોકમાં જવા સારુ માર્ગ દે" એમ ઊચરી.
વાત્સલ્યથી ધરા ફાટી ભૂપટે ઊપસી તું આ;
કાન્ત કાંક્ષતી ઊભી એકાગ્ર નયનાંબુજે.
ધારી છે આશા હૈયે તેં કૃષ્ણ સદશ કાન્તની;
હજારો શરદો ગોડી સુંદરી હતભાગિની!
પામવાને નિરાશા તું આવી આ મૃત્યુલોકમાં;
નથી કૃષ્ણ, નથી કૃષ્ણ, ઘેલી! કૃષ્ણ નથી હવે.
ક્ષુદ્ર જે યોગમાં, ભોગે ક્ષીણ જે, શક્તિહીન જે;
પુરુષોઃ શી રીતે તારો ઉપભોગ કરી શકે,

અતિ દીન છતાં તારું દુઃખ હું હૃદયે ધરું;
અનુરાગ થકી પ્રેમી કાવ્યમાં દર્દ વર્ણવું.
"વાંચ્યો છે ભાવ તેં સાચા મારા હૈયે રહ્યા છતાં;
શબ્દોના પાંજરામાં એ ભાવોને શીદ પૂરવા?
સ્વયં દુઃખી બની દુઃખ અન્યને કરવું વૃથા;
અશબ્દ દુઃખનું ગીત એકતિ ગા તું અશ્રુએ.
પરાયા દુઃખથી દુઃખી થવા ઈચ્છા નથી ઉરે;
સ્વયંસંવેદ્ય છે દુઃખ પ્રેમીનું એકલું રુવે."
"માનિનિ! સ્નેહીનું ભાગ્યું દુઃખડું જાય છે સહ્યું;
ભલે મા લાધજો પ્રેમ મર્ત્યને લાધજો દયા.
સંભવે પ્રેમનું મોતી દયાના સાગરે શું ના?
સંભવે મર્ત્યનો પ્રેમ માતંગી હૃદયે શું ના?"
"દયાથી સાધ્ય જે પ્રેમ ભલા તે છે કનિષ્ઠ જ;
નથી પ્રેમ પરંતુ છે પ્રેમની મૃગતૃષ્ણિકા.
મારા દુઃખે નથી દુઃખી દુઃખી છે પ્રેમથી તું યે;
કહે કિંતુ મને મિત્ર મોહ્યો મારા પરે શીદ."
"માતંગિ! મા મને પૂછ સ્તનોને પૂછજે પ્રિયે!
હોઠોના વાંકને પૂછી, પૂછજે તું નિતંબને.
માતંગિ! મા મને પૂછ અંતરે પૂછજે પ્રિયે!
કાવ્યના દર્દને પૂછી કાવ્યનું હાર્દ પૂછજે.
માતંગિ! મા મને પૂછ પૂછજે તું વિધાત્રીને;
અનાયાસ થયું મારું મળવું ચાહવું તને.
માતંગિ! તું ભલે આવી આલપીશું ઉમંગથી;
આપણાં હૃદયોમાંનું ગીત ઐકાંતિક રૂડું.
માતંગિ! તું ભલે આવી ઊડીશું પ્રેમપાંખથી;
આપણાં હૃદયોમાંના પૂરીશું પ્રાણ એકલાં.
માતંગિ! તું ભલે આવી હસીશું એકલાં અહીં;
આપણાં હૃદયોમાંના આનંદોને ઉછાળીશું."
એવામાં પારખ્યો તેની દૃષ્ટિમાં ભાવ અસ્થિર;
મને લાગ્યું હતી તેમાં સ્પૃહા મૈત્રીની પ્રેમળ.

: ઉપજાતિ :

અધીર રાત્રિ સમી શાંત શ્યામા
આકાશનો અંત નિહાળતી ત્યાં;
નિતંબનો ભાર ઉતારી પાયે,
ધરિત્રીને દાબતી નગ્ન ઊભી.

: અનુષ્ટુભ્ :

"માતંગિ!" એમ ધીરેથી ઘણું ધીરેથી ઉચ્ચરી;
એકાંતે આત્મરાગાને નેત્રઆશ્લેષ મેં દીધો.
"માતંગિ!" એમ ધીરેથી ઘણું ધીરેથી ઉચ્ચરી;
એકાંતે આત્મારાગાની પાસે હું સંચર્યો ધીમે.
"માતંગિ!" એમ ધીરેથી ઘણું ધીરેથી ઉચ્ચરી;
એકાંતે આત્મરાગાનાં અંગોએ સ્પર્શ થઈ ગયો.

: ઉપજાતિ :

અધીર રાત્રિ સમી શાંત શ્યામા,
ત્રિભંગથી ઊભી રહી પ્રમત્ત;
અનંગને ભંગ કરી અભંગા,
ન લક્ષમાં લેતી પ્રમાદ મારો.

યશોધર નર્મદાશંકર મહેતા

## પૉમ્પિયાઇના વિનાશ-સમયે

[ પ્રાચીન ભારતના રોમ દેશ સાથેના ગાઢ સબન્ધને આલેખતું એક કલ્પિત કથાકાવ્ય. ]

: પૃથ્વી :

પ્રભાત મહીં સૂર્યના કિરણુ અબ્ધિને ચૂમતાં
ગુલાલમય સૌ તરંગ બની ઉછળન્તા હતા.

તરંગ ઉપરે વહાણ તરતું હતું એક ત્યાં,
સમાન લય-તાલથી કરતું નૃત્ય ઉલ્લાસમાં.
બધે જળ ભર્યો વિશાલ પ્રસર્યો હતો ગાલિચો.
તરંગ તણી નીલવર્ણ ઝીણી ભાતથી ઓપતો.
અને પરમ શૂન્યતા, વિજનતાતણા અર્ક શી,
બધી ય દિશમાંહિ વ્યાપી રહી'તી.
અને નાવમાં
વણિક્‌સ્વરૂપ ભાસતા મનુજ બે હતા. એકનાં
અઢાર-વિસ વર્ષ આ જગતમાં જવલ્લે ગયાં
હશેઃ અવરને મુખે વિલસતી હતી પ્રૌઢતા,
કરન્તી અભિવ્યક્ત ત્યાં વિષમ તીવ્ર રેખાવલિ
ઘણા અનુભવો વડે રચિત, બાણશય્યા સમી.
વદ્યો નીરવતા વિદારી પછી પ્રૌઢ બીજા પ્રતિઃ
"સ્મરે છ યુવરાજનો,—સુભગ વિક્રમાદિત્યનો,
કુમાર! શુભ આજ જન્મદિન છે?" "પિતા! કેમ એ
વિસારી શકું? ત્યાં નૃપેશ્વર મહેન્દ્ર-આદિત્યના
મહાલયમહીં મહોત્સવ હશે;" કુમારે કહ્યું,
"અને જલધિવારિમાં ભમવું આપણે તો રહ્યું.
અનેક દિવસો સુધી સફર ખેડવી શૂન્યના
નિવાસ સમ સાગરે, જહીં મનુષ્ય ના કો મળે.
પહોંચી પરદેશમાં પછી અજાણ લોકો સહ
વણિક્‌પથ તણી કથા કરવી ના ગમે એ મને."
સુણી વચન એ બધાં ઉર તણી નિરાશાભર્યાં,
કહે ફરી પિતા, "કુમાર! હજી યે તું એવો રહ્યો.
તું કાં સમજતો નથી પ્રચુર લાભ વાણિજ્યથી?"
"પરન્તુ મુજ તાત! એહ અતિલાભને આપણે
શું આપણી જ ભૂમિ ભારતમહીં રહી સૌખ્યથી
ન પામી શકીએ?" "તું મૂર્ખ! સ્મરતો નથી કેમ તું
શ્રુતિવચન આ 'ચરાતિ ચરતો ભગઃ' એહવું?
વળી શ્રુતિ વદી રહી, "શ્રમવિહીનને શ્રી નહિ.

નિરુદ્યમી જ ક્ષુદ્ર. ઇન્દ્ર ગતિશીલનો છે સખા."×
"શું ઇન્દ્ર ગતિશીલનો સુહૃદ?" સ્હેજ આશ્ચર્યથી
કુમાર વદિયો. જરા સ્મિત કરી પિતાએ કહ્યું.
"ન કેવલ જ ઇન્દ્ર એ, પણ મહેન્દ્ર પે"

ને વહ્યું

સલીલ સલિલે વહાણ, ઇતિહાસ કો પૂર્વના
સરે જ્યમ અનન્ત કાળ મહીં; શ્વેત રેખા અને,
ઉરઃસ્થ સ્મૃતિ શી, પછાડી જળમાં રહી ફીણની.

*

હતું વરસ એંસીમું. શક મહીં ઇસુ ખ્રિસ્તનો,
મહી રહ્યું અનન્ત વર્ષતણી માલિકામાંહિ ત્યાં,
જહીં ઇટલિ દેશ આજ . રસે પદન્યાસ શો
યુરોપ–નટરાજના. નગર ઓલિમ્પિઆઇ તણું
ખીલી રહ્યું હતું તહીં સમર્ય–વેલના પુષ્પ શું;
અને સુરભિ ગન્ધ સંસ્કૃતિતણી બધા રોમના
પ્રદેશમહીં તે તણી રહી'તી ખૂબ ફેલાઇને.
વળી નગર–આંગણે જલધિ, અન્ય દેશોતણા
અનેક અતિથિતણા પગ પખાળી સન્માનથી,
ઊભો તહીં રહ્યો હતો નગર–વૈભવોને લહી
તરંગ–નયનો થકી.

નગરવાસીનું હર્મ્ય કો
સમુદ્ર પર એક ત્યાં ખડું હતું, મહાન્ અસ્મિતા
પુરીની પ્રગટાવતું. સુભગ એ તણે આંગણે
પ્રશુ–ગૃહમહીંથી ભૂલ થકી આંહિં આવ્યા સમું
અદોષ શિશુ વર્ષ બે–ત્રણ તણું હતું ખેલતું.

---

× મૂળ મન્ત્રઃ नानाश्रान्ताय श्रीरस्ति इति रोहित शुश्रुम ।
पापो नृषद्वरो जन इन्द्र इच्चरतः सखा ॥
–ઐતરેય બ્રાહ્મણ, ૭/૧૫.

સમુદ્ર પર દૂરથી જ તરતું નિહાળ્યું તહીં,
વહાણ શિશુએ અને તરત બૂમ પાડી વદ્યું,
"પિતાશ્રી! પ્લવ એક, સાગર પરે દીસે હંસ શું."
સુણી વચન એ બહાર ઝટ આવિયો એક ત્યાં
મનુષ્ય ઉચરન્ત, "કેમ બૂમ પાડી, આયોન! ત્હેં?"
સમુદ્ર ભણી આંગળી કરી રહી અને બાલિકા,
"અહો! વિજયગુપ્તનું જ પ્લવ ભાસતું એ મને!"
"પિતા! વિજયગુપ્ત કોણ?" "મુજ મિત્ર એ આવતો
અહીં ભરતવર્ષથી." "કહીં રહ્યું પિતા! ભારત?"
"ઊગે સૂરજ જ્યાં. અહીંથી અતિદૂર છે ભારત."
વહાણ તટની સમીપ ઝટ નાંગર્યું તે પછી.
અનેક દિવસો તણી સતત અબ્ધિયાત્રા પછી
તહીં વિજયગુપ્ત દૃષ્ટ ધરતીપટે ઊતર્યો.
"કુમાર! તહીં જો દીસે પરમમિત્ર ઓલિન્થસ.
પરન્તુ વળી કોણ આ શિશુ?" "અહો! તમે આવિયા
પુનઃ અમ પ્રદેશમાં. વિજયગુપ્ત! આનન્દથી
ભરાય મુજ હૈયું આજ. કરું સર્વનું સ્વાગત."
અને ઉભય મિત્રનું મિલન સ્નેહ–આશ્લેષમાં
બન્યું સુભગ પૂર્વ–પશ્ચિમતણી વટાવી સીમા,
બન્યું સુભગ આર્ય–રોમકતણી વટાવી સીમા.
"પ્રણામ કર લાિ ! વિજયગુપ્તકાકા જ આ
અને તુજ કુમારભાઈ," કહ્યું એમ ઓલિન્થસે.
"અહો! શું તવ કન્યકા? નવ હતી અમે જ્યાહરે
ગયે વખત, પાંચ વર્ષ પર આંહિ આવ્યા હતા.
શું નામ તુજ બાલિકે?" વિજયગુપ્ત એ ઊચર્યો.
અને ગઈ લપાઈ એ શરમથી પિતાની કને.
"ચલો ઘરમહીં બધાય," હસતાં કહ્યું રોમકે.
વણિક્પથ તણી કથામહીં કંઈક માસો વીત્યા
અને સુખમહીં ગયો સમય સર્વ તેઓતણો.

*

મનુષ્ય જનમે, મરે: સૃજન-નાશની શૃંખલા
સદા ય ફરતી રહે; કુદરતી ક્રમે ને વળી
સમાજ, યુગ, સંસ્કૃતિ, જગત ગે 'ઊગે-આથમે.
ક્ષણેક્ષણ કરાલદંષ્ટ્ર મુખમાંહી મૃત્યુતણા
પળે સકલ સૃષ્ટિ : સૂક્ષ્મ-અતિસૂક્ષ્મ વ્યાપાર એ
રહી મનુજદૃષ્ટિથી પર, થતો નહિ ગોચર.
પરન્તુ બલવાન શક્તિ જબ સૃષ્ટિ-સંહારિણી
થતી પ્રગટ રૌદ્રરૂપમહીં ત્યાહરે માનવી
નિહાળી શકતો ભયાનક વિનષ્ટિ-લીલા અને
અસહ્ય અસહાયતા પ્રકૃતિ પાસ પોતાતણી
પૂરી અનુભવી રહે; ન નિજ શક્તિ એ રોકવા
બને કદી સમર્થ, વ્યર્થ વળી બુદ્ધિ યે ત્યાં થતી.
મહાનલતણો નિવાસ, પ્રલયાગ્નિની ખોડ ને
પ્રચંડતમ મૃત્યુના દૃઢ તુરંગ-સંત્રી સમો
ગિરિ વિસુવિયસ,-સમાધિગત યોગી શો દીસતો,-
મહાનગર પોમ્પિઆઇ તણી પાદરે જે હતો
પ્રસુપ્ત, સહસા ઊઠ્યો ધૂંધવતા મહાપૂર શો.
તૂટ્યું શિખર, ફાટિયું મુખ. ઊડી રહ્યા પત્થરો
અને પ્રખર અગ્નિની શતસહસ્ત્ર જ્વાલાતણી
ભયાનક જીભો ચઢી સરપ જેવી આકાશમાં.
પહાડ મુખમાંહિથી અવનિ ઝાળ ઓકી રહી.
ધરી ભીષણ છત્ર મસ્તક પરે ધુમાડા તણું
ચઢ્યો અનલ,-આપખુદ નૃપ, અદ્રિ-સિંહાસને,
જહીંથી જલનિર્ઝરો નિખિલ જીવના પોષક
પ્રપાતમય વહાવતી ધરતીમાત તે આજ, હા!
ગિરિ સ્તન મહીંથી કેમ અનિઉષ્ણ લાવા-રસ
વહાવી શકતી ! કઠોરહૃદયા બની કેમ એ ?
મુખેથી નીકળી વહ્યો પ્રચુર ધોધ લાવાતણો
અને ગિરિથકી ઢળ્યો તલ-વસેલ ગામો મહીં.
મકાન વળી ઝૂંપડાં, તરુવરો અને ખેતરાં,

હયો, મહિષ, મેષ, માનવ,–બધું યે એ ભક્ષતો
પ્રચંડ ગતિથી ધસ્યો નગરના જ માર્ગો મહીં:
પુરી મહીં ગયા હતા વિજયગુપ્ત, ઍાલિન્થસ,
કુમાર સહ ક્યાંક દૂર નિજ હર્મ્યથી ત્યાં સુણ્યો
ગડૂક ગગડાટ ને પથર કેરી વૃષ્ટિ લહી.
"ઊઠો, ઝટ ધસો, અહો ! વિસુવિયસ્ વમે લાવ્ય,. હા ?
અરે ! પથર વાગિયો ! કહીં થકી અહીં એ પડ્યો ?
બળે મુજ શરીર ! આ ધગધગન્તુ શું આવિયું ?
પિતા ! જનનિ ! ન્હાસ ! ભાગ ! હુમલો થયો શત્રુનો !"
વધ્યો નગરમાંહિ એમ નભવેધિ કોલાહલ
કંઈ ન સમજાયું જાય, સુણ્યું જાય ના કાનથી,
ધસે જન બધાયે બહાર નીકળન્ત ઉન્મત્ત શા
અને પથરથી ઘવાય.
કહ્યું ત્યાંહિ ઓલિન્થસે,
"કુમાર ! ચલ ! મિત્ર ! શીઘ્ર નીકળો !" અને એ ત્રણે
ધસ્યા, રથ પરે ચઢ્યા, ઘરર નાદથી ને રથ
પથે પ્રચુર વેગથી ધસમસ્યો; ન થોડે ગયો
તહીં સરર તીર શો શકલ એક પાષાણનો
પડ્યો રથ પરે; પરન્તુ નવ હાનિ તેથી થઈ.
બીજો શકલ આવિયો. ધરણિએ ઢળ્યો સારથિ.
હયો ખળભળી ગયા. "ઊઠ, કુમાર ! તું લે ગ્રહી
લગામ, ઘડી આવી આ જીવન–મૃત્યુના હોડની,"
વદો વિજયગુપ્ત; ને હય ફરીથી કાબૂમહીં
કુમાર–કરમાંહિ આવી ધસિયા મહાવેગથી,
મનુષ્ય ધસતાં અગાડી, ગ્રહી પૂંઠ લાવા ધસે
કરી ઉજડ સર્વ માર્ગગત ધામ લોકોતણાં,
શિલાશકલ એક ત્યાં હય–શરીરને ચીરતો
પડ્યો. સ્થિર થયો રથ. ત્રણ જણા ઊઠીને કૂદ્યા
અને ધસમસન્ત શીઘ્ર ગતિથી ગયા દોડતા:
પહોંચી નિજ હર્મ્યમાં, "ચલ, સિલીન ! આયોન!"[૨]

"ચલો ઝટ," પ્રચંડ સાદથકી એમ પોકારિયું.
અને જનની સાથ પુત્રી ઝટ આવી ત્યાં આંગણે.
"પ્રિયે! મુજ સિલીન! આજ વિફર્યો છ જ્વાલામુખી.
કહીં જવું? ગમે ન કાંઈ." કહ્યું એમ ઍમાલિન્થસે.
અભાન બની આ સિલીન ધરણી પરે ને ઢળી.
કુમાર તહીં બોલિયો, "નવ વિલંબ, કાકા! ઘટે.
ચલો, ઝટ કરો. લઉં હું ઊંચકી જ આયોનને."
લીધી ઊંચકી એહને કુસુમ શી કુમારે, અને
પછી ઊંચકી રોમકે નિજ અભાન અર્ધાંગના.
બધાંય ખૂબ વેગથી જલધિને કિનારે ગયાં,
જહીં વિજયગુપ્તનું પ્લવ રહ્યું હતું નાંગરી.
"પિતા! પિતૃસખા! સહાય તમ આ ક્ષણે યાચું હું..
ત્રણેય મળી નાવને તરતું નીરમાં મૂકિયે."
પરિશ્રમ કરી પછી પ્લવ લઈ ગયા નીરમાં
ત્રણેય જણ. ને સિલીન સહુ સર્વ એની પરે
ચઢી જઈ ક્ષણાર્ધમાં જ વિચર્યાં ઉરે અબ્ધિના.
સમુદ્ર તણી શીત વાયુ-લહરી થકી ભાનમાં
સિલીન ફરી આવનાં, મુખ નિહાળ્યું આયોનનું.
ન એ શિશુતણે મુખે હતી કંઈય ગ્લાનિ, અને
ઊભી હતી નિહાળતી નિજ સુદૂર આવાસને.
"પિતા! જનનિ આપણું ઘર હવે દીસે ચાલતું,
જુઓ! તહીં જુઓ! શું સાથ ગૃહ આવશે આપણી"
ફરી સ્મિત વદી રહી સરલ એમ એ બાલિકા.
અને ઉભય દંપતી નયન-નીર સારી રહ્યાં.
વદ્યો વિજયગુપ્ત, "મિત્ર પ્રિય! શોક આ ના ઘટે."
અને ફરીથી બાલિકા વદી, "પિતાજી! ક્યાં આપણે
ત્યજી ઘર જઈ રહ્યાં!" "મીઠડી! આર્ય-આવર્તમાં:
જહીં તુજ કુમારભાઈ તણું હર્મ્ય છે ત્યાં જશું."
કહી વિજયગુપ્તનાંય નયનો ભીંજાતાં જળે.
અને તરતું જાય નાવ જલધિ-તરંગો પરે
સમાન લય-તાલથી કરતું નૃત્ય ઉલ્લાસમાં.

"કુમાર! ગતિશીલનો સુહૃદ ઇન્દ્ર," ઊડયો ધ્વનિ,
"મહેન્દ્ર પણ," એ પ્રતિધ્વનિ વળી થયો. ને સર્યું
સલીલ સલિલે વહાણ્યુ. તહીં શ્વેત રેખા, અને,
ઉરઃસ્થ સ્મૃતિ શી, પછાડી જળમાં રહી ફીણની.

૧૭–૧૯ ફેબ્રુઆરી, ૧૯૪૭. રજનીકાન્ત મોદી

[નોંધ : ઑલિન્થસ–Olynthus. આયોન–Ione. સિલીન–Cyllene.]

## હું ગાન ગાઉં

હું તારાં ગાન ગાઉં પિયુ પિયુ ટહુકંતા પપૈયાની જેમ,
હું તારાં ગાન રેલું છલછલ છલકંતા સમુદ્રોર્મિ જેમ,
હું તારાં ગાન ફોરું શતશત દલના ફુલ્લ કો પદ્મ જેમ,
હું તારાં ગાન નર્તું વનવન મરુતો નર્તતા મસ્ત તેમ.

જેણે મારા અધૂરા મનુજકરણમાં પૂરી કો નવ્ય શક્તિ,
જેણે જ્યાળાં વિહારી રસઅપરસનાં દીધી કો ઉચ્ચ ભુક્તિ,
જેણે ઊંચી અહીંથી ગગનતલતણી દિવ્યની ભૂમિ ચીંધી,
જેણે મિટ્ટીતણી આ મુજ સહુ ઘટના તેજને બાણ વીંધી.
તે આ પૃથ્વી પરેનાં અબલ મનુજમાં ભવ્ય જે શક્તિપુંજ,
મૂર્છાનીરે ડૂબેલાં અબૂઝ મગજમાં દિવ્ય જે જ્ઞાનગંજ,
દુઃખો દૈન્યોતણા આ વિકલ વમળમાં સિદ્ધ આનંદ અદ્રિ,
સૃષ્ટિ-દૌર્ભાગ્યમાં આ ધ્રુવતમ દ્યુતિનો ફુલ્લ સૌભાગ્ય ચંદ્ર.

તેનાં હું ગાન ગાઉં પલપલ રટતો ભૂમિનો જન્મ નવ્ય,
ઊંચા ચૈતન્યવેશે સુમુદિત ભમતો આ જતો ભાવિ ભવ્ય.

એપ્રિલ ૧૯૪૩ સુન્દરમ્

## લણણી

રંગે રમો, સંગે રમો રે!
ભરી ભોમકા મલકી તેડે જી રે!
રંગે રમો, સંગે રમો રે!
લીધી વિદાય જુવો ધરતીની મેહૂલે,
સોનાથી ક્યારી છલકાય!
મોતીની મૂઠી ભરી ડોલે કણૂસમાં,
પાળો સૌ મોલે ઢંકાય! રંગે૦ ૨

ઓતરા ને ચીતરાએ મ્હેર ભાલી કીધી,
વાયુએ ઢાળી છે પાંખ,
અગનફૂલોના અમૃત વરસાવથી
મલકે શી સૂરજની આંખ! રંગે૦ ૧
છોડી મઢૂલી આવો, આવો ઘર ગોખ ત્યજી,
લણણીના લેવાને લ્હાવ!
પ્રાણભરી હલકે સૌ રીમઝરી દેતાં
ગીતો કે લણણીનાં ગાવ! રંગે૦ ૩
ડોલે વનો ને ડોલે છે ખેતરો,
ગહેકે છે મનડાનાં મોર,
ધરતીમૈયા ધરી સોનાના થાળ ઊભાં,
કે'તાં, "સૌ આવજો પોર!" રંગે૦*૪

સ્નેહરશ્મિ

* "પનઘટ"માંથી

## સનમની કબ્ર પે

: પૃથ્વી :

વિશાળ વડલા તળે વિજન થાનકે પોઢતી
હતી સનમ કબ્રમાં પ્રણય-ખુશ્બુથી મ્હેકતી.
શિરે કબરનાં હતી મઘમઘી સુમેંદી રહી.
સુધા મધુર પંખીની ગીત સુરાવલિ યે હતી
અને વડ રડી રડી પર્ણ અશ્રુઓ વેરતો
બચાવ કરતો હતો વિવિધ મોસમે પિતૃ શો.
તહીં સનમ મૃત્યુને દિન પરોઢિયે પ્રીતમ
ગયો ફૂલ ચઢાવવા સનમ કબ્ર પે ભાવિક
ગુલાબ, નરગીસનાં કુસુમ વેરતાં અશ્રુનાં
ફૂલો ય પડ્યાં ત્યાં ગયાં કબર ઓર શોભાવવા!
રડ્યો ખૂબ રડ્યો અને ધૂપસળી તહીં ચેતવી
નમી કબરને ચૂમી સનમને કહ્યું દૈન્યથી:
'તને નહીં ભૂલીશ હું, ધૂપસળી સમો જીવને
સદા જલીશ પ્રેમથી, પ્રણય-ખુશ્બુને વેરતો.'

ભૂપેન્દ્ર વકીલ

રમણલાલ વસન્તલાલ દેસાઈ

# ઝેરનો કટોરો

પૂનમચંદ હતો ગામડાનો નિવાસી. પરંતુ તેના પિતાએ શહેરમાં મોકલી તેને ભણાવ્યો. તેના પિતા પાસે ઠીક ઠીક પ્રમાણમાં જમીન હતી, અને થોડી જમીન ધારણ કરનાર ખેડૂત ગામડાંમાં જમીનદાર ગણાઈ સહુનું માન પામે છે. પૂનમચંદના કુટુંબ પ્રત્યે ગામમાં અને આસપાસના પ્રદેશમાં માન અને સદ્ભાવની લાગણી વ્યાપક હતી. ખેડૂતો પ્રત્યેની મમતા પણ એમાં કારણરૂપ હતી. પૂનમચંદના પિતા ખેડૂતો પાસે ઠીક ઠીક કામ લેતા; પરંતુ તેઓ જાતે કોઈ પણ મજૂર જેટલું જ કામ કરતા હતા, અને ખેડૂતોના કુટુંબની બહુ કાળજી રાખતા હતા. ખેડૂતોનો કેટલોક ભાગ મુસ્લીમોનો હતો. પરંતુ સેંકડો વર્ષોથી, વંશપરંપરાથી સાથે સાથે મજૂરી–મહેનત કરતા હિંદુ મુસલમાનો વચ્ચેનો ધર્મભેદ ગ્રામજીવનને જરાયે હલાવી શકતો નહીં. હિંદુ હોય તે પૂજાપાઠ કરે, અને મુસ્લીમ હોય તે નિમાઝ-પઢે એ સ્વાભાવિક ગણાતું. પોતપોતાનો ધર્મ પાળવામાં કોઈને કશી હરકત આવતી નહીં. એકબીજાના તહેવારો પણ સર્વસામાન્ય બની ગયા હતા. દિવાળીના ધનપૂજન કે શારદાપૂજનમાં મુસ્લીમ ખેડૂતો ખુશીથી પ્રસાદ લેઈ શકતા હતા. અને ઇદને દિવસે પૂનમચંદના પિતા મુસ્લીમોને ઝૂંપડે જઈ 'ઇદમુબારક' કરી આવતા.

પૂનમચંદ ભણ્યો હતો અને તેનું લગ્ન બહુ ધામધૂમથી કરવામાં આવ્યું. અસલ ગામડાના પરંતુ શહેરમાં જઈ ધંધામાં કમાણી કરી સ્થાયી થયેલા એક ધનિક કુટુંબની કન્યા પૂનમચંદને મળી. સંસ્કારી લગ્ન પ્રેમલગ્ન હોતાં નથી. પ્રેમ વિશેની ઘણી કવિતાઓ પૂનમચંદે મુખપાઠ કરી હતી, છતાં એણે લગ્નમાં કાંઈ વાંધો લીધો નહીં. લાજવંતીને તેણે કદીક જોઈ હતી. શહેરનો ઓપ તેનામાં હતો, તે થોડું અંગ્રેજી શીખી હતી. અને તેનો દેખાવ ગમે એવો હતો. લગ્ન કરી લેનાર કૈંક વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ પૂરો કરી શક્યા છે એવા દાખલાદલીલને વશ થઈ અભ્યાસમાં

લગ્ન વિઘ્નરૂપ છે એવી માન્યતાને બાજુએ મૂકી પૂનમચંદે લજ્જાવતી સાથે પોતાનાં લગ્ન થવા દીધાં અને પોતાનો બાકી રહેલો અભ્યાસ ચાલુ રાખ્યો. મુખપાઠ કરેલી પ્રેમની કવિતાઓ તેને હવે કામ પણ લાગી. પરણેલી પત્નીને તે ચહાવા પણ લાગ્યો અને પ્રેમપત્રો પણ લખવા લાગ્યો—જેના પ્રેમભર્યા જવાબ પણ તેને મળવા લાગ્યા.

વિદ્યાર્થી-અવસ્થા અનેક રીતે નાજુક કહી શકાય. અભ્યાસ એક પાસ ખેંચે; બીજી પાસ યૌવન; ત્રીજી પાસ ભાવિ ઉત્કર્ષની યોજનાઓ અને ચોથી પાસ સ્વદેશભક્તિ. બીજા દેશોમાં સ્વદેશભક્તિ શ્વાસ જેટલી સ્વાભાવિક હોય છે. કારકિર્દીની વચ્ચે સ્વદેશભક્તિ આવતી નથી. પરંતુ પરતંત્ર હિંદના વિદ્યાર્થીઓની સ્વદેશભક્તિમાં સ્વાતંત્ર્યની લડત એક મહત્ત્વનું સ્થાન લે છે. અને કારકિર્દી સામે ઘર્ષણ પણ ઊભાં કરે છે. પરદેશી સરકારની નોકરી કરવી ? કે દેશસ્વાતંત્ર્યની લડતમાં ઝંપલાવવું ? એ મહાપ્રશ્નો પ્રેમ સરખું જ મંથન વિદ્યાર્થીને કરાવે એમ છે. એ મંથન પૂનમચંદના મનને પણ ચગડોળે ચઢાવતું હતું. દેશનો ઉદ્ધાર જરૂર કરવો જોઈએ. પરંતુ ગાંધીવાદી અસહકારની ઢબે કરવો ? કે ક્રાંતિવાદી-છૂપાં ષડયન્ત્રો રચીને કરવો ? હિંદુસ્તાનનો ઉદ્ધાર હિંદુ તરીકે કરવો ? અને હિંદુઓનું એક મહારાજ્ય સ્થાપવું ? કે ઇસ્લામીઓ સહ અન્યધર્મીઓને પણ લડતમાં સાથે રાખી સર્વમાન્ય મોરચો સ્થાપવો ?

પરંતુ દેશની લડતમાં ઇસ્લામીઓ તરફથી થતી અડચણો દેશનેતાઓની માફક વિદ્યાર્થીઓને પણ મૂંઝવી રહી હતી. મુસલમાનોના આગેવાનોનું વલણ ન સમજાય એવું ગૂંચવણભરેલું અને લડતને વિઘ્નરૂપ નીવડતું હતું અને પ્રતિદિન એ વલણ પ્રબળ બન્યે જતું હતું. હિંદને સ્વાતંત્ર્ય મળવું જોઈએ ? એ પ્રશ્નનો ઇસ્લામીઓનો જવાબ 'હા' હતો; પરંતુ હિંદમાં હિંદુઓની વસ્તી વધારે હોવાથી હિંદુઓની બહુમતીવાળું સ્વાતંત્ર્ય તેમને ન ખપે. અલગ મતાધિકાર, હિંદુઓ જેટલાં જ પ્રધાનપદ, હિંદુઓ કરતાં પણ વધારે પ્રમાણમાં નોકરીની સગવડ—પછી લાયકાત હોય કે નહીં તો પણ. એ બધી સગવડ મળે તો ય પારસી, શીખ અને બાકી રહેલી કોમો હિંદુઓ સાથે ભળી જાય તો અમારો ઇસ્લામ ખતરામાં

આવી પડે એવી બૂમ મારી. બેફામ અને હિંદી ઇસ્લામ આક્રમણ—aggressive બનતો જતો હતો.

ઇસ્લામને માહેશ્વરી આપવામાં આવી! પણ તે ખપી નહીં. હિંદી રાષ્ટ્રિયતાને વગોવી, તેનાથી અલગ ચોકો પાડી, હિંદના ઇસ્લામીઓની જાત, ધર્મ અને સંસ્કાર ભિન્ન છે એમ ઢોલત્રાસા પીટાવી આખા હિંદુસ્તાનમાં કોમવાદનું ઝેર રેડનારી ધમને નહાતી જરાય મહેનત કર્યા વિના પાકિસ્તાન મેળવી ઇસ્લામી નેતાઓએ હિંદ-સ્વાતંત્ર્યના પ્રભાતે હિંદને ચીરી તેના બે ભાગ કરાવ્યા ઝેર-સીંચ્યા અગ્નિની હોળી સળગી અને ક્રમમાં કૂર મુસ્લીમ આ ગાંડું કર્યું પણ નહીં હોય એવું માનસિક દોઝખ હિંદને ગામડે ગામડે, શહેરે શહેરમાં અને વર્તમાનપત્રોમાં પ્રગટી ઊઠ્યું. હિંદુ-મુસલમાન દોસ્ત મટી કટ્ટર વેરને તીરે ઊભા.

પૂનમચંદ લજ્જાવતી સાથે એક સુભગ રાત્રિ ગાળી સ્વાતંત્ર્યદિનનો ઉત્સવ માણવા શહેરમાં આવ્યો એ જ વર્ષે એણે અભ્યાસ પણ પૂરો કર્યો હતો. પરીક્ષા આપી દેવાની તૈયારી હતી અને સંગ્રામમાં પોતે કયું સ્થાન મેળવી લેવું તેનો પણ ઝાંખો અસ્પષ્ટ નિશ્ચય તે કરતો હતો. હિંદુ મુસ્લીમ ઐક્ય માટે જીવન સમર્પણ કરનારી ભાવના તેને ગમી હતી કારણ બાળપણથી તેણે પોતાના ગ્રામવિભાગમાં હિંદુ મુસલમાનને ઝઘડતા જોયા જ ન હતા. સ્વાતંત્ર્યદિનનાં અપૂર્વ દર્શનો એણે જોયાં, લોકનેતાઓને મંચ ઉપરથી અને નભોવાણીમાં સાંભળ્યા, ગીતોમાં અને સર્વધર્મોમાં તેણે સાથ આપ્યો છતાં એના હૃદયનો ઉત્સાહ ખંડિત જનોખંડિત હિંદ સરખો. આખા હિંદનું એ પ્રતિબિંબ!

વિશ્વયુદ્ધના ઘાવ હજી જેવા અને તેવા જ હતા. અનાજ, કાપડ, કોલસા, મોંઘવારી વધ્યે જતી હતી. નેતાઓએ રાજ્યલગામ હાથમાં લીધી પરંતુ એક કષ્ટનું નિવારણ તેઓ કરી શક્યા નહીં. ભાષણોનો અને અરસપરસ વખાણનો પાતાળી ઝરો ફૂટી નીકળ્યો. પ્રજાજીવનમાં વ્યાપેલા વિષાદનું નિવારણ હજી શક્ય બન્યું ન હતું. પ્રજાએ પૂછવા માંડ્યું હતું સહુ ભાષણખોર નેતાઓને કે,

"ભાઈ, તમે આવીને અમારું શું વધારે ઘોળ્યું?"

અને એક વર્તમાનપત્ર વેચતા ફેરિયાએ બૂમ મારી:

'હિંદુઓની કતલ. જમીનદારના આખા કુટુંબનો નાશ. સ્ત્રીઓનાં અપહરણ.'

પૂનમચંદે વર્તમાનપત્રની નકલ લીધી, તેમાં નજર ફેરવી અને તેનું દિલ ધડકી ઊઠ્યું. ફેરિયાની બૂમ તેના અને તેની પડોશના ગામ માટે જ હતી. તેને દોડવાનું મન થયું. તેને બેસી જવાની વૃત્તિ થઈ આવી. તેની આંખે દેખાતી સૃષ્ટિ ફરવા માંડી. જમીનદાર તરીકે એટલામાં તેના પિતા જ ઓળખાતા હતા. તેના પિતા, તેની માતા, તેનો ભાઈ, તેની પ્રિય પત્ની લજ્જા તેની આંખ આગળ તરવરી રહ્યાં. તેમનું શું થયું હશે એનો સ્પષ્ટ વિચાર કરવા જેટલી પણ સ્થિરતા તેના મનમાં રહી નહીં. અંતે તે દોડી સ્ટેશન ઉપર આવ્યો. સ્ટેશને ખબર પડી કે એ બાજુની ગાડી જ બંધ છે—અને જે ગાડી જાય છે તેમાં માત્ર સૈનિકો જ જાય છે તેણે સ્ટેશન-અધિકારીને વર્તમાનપત્ર બતાવી કહ્યું:

'મારા કુટુંબ ઉપર આફત છે. મને જવા દો.'

'આફત ભલે હોય. કોઈને જવા દેવાનો હુકમ નથી.' સ્વાતંત્ર્ય સાથે સભ્યતા બહુ આવી પૂનમચંદને દેખાઈ નહિ. નિદાન આગગાડીના વહીવટ તો નહિ જ.

તેણે મોટરકાર અને ઘોડાગાડી માટે પૃચ્છા કરી. એ બાજુએ કોઈથી જઈ શકાય એમ હતું નહિ. કારણકે ગાડી તેને મળી નહિ તેણે પગે ચાલવા માંડયું. પન્થો લાંબો હતો. દિવસ-રાતનું તેને ભાન રહ્યું નહિ. રસ્તામાં તેને રોકવામાં આવ્યો, ટોકવામાં આવ્યો. છતાં તેણે આગળ અને આગળ ચાલવા જ માંડયું. રસ્તામાં ત્રાહી પોકારી ગયેલાં સ્ત્રીપુરુષ બાળકનાં ટોળાં તેને મળ્યાં. તેમણે તેને આગળ વધવાની ના કહી. કોઈ ઓળખીતું પણ તેને મળ્યું હશે. પરંતુ તેને કશું જ ભાન રહ્યું ન હતું. કોણે શી વાત કરી, કોણ શા માટે રોકતું હતું એ કશાની તેને ગમ પડી નહિ. એના હૃદયનું ખેંચાણ એનું કુટુંબ અને એનું ઘર હતું. અત્યારે એ બીજી કોઈ સૃષ્ટિમાં જીવતો જ ન હતો.

ટોળાં અને ટોળાં તેને મળ્યે જતાં હતાં. એ બધાં ભાગી આવતાં હતાં એનું જરાય ભાન એને ન રહેવા છતાં એને આછી આછી સમજ

તો પછી જ કે આસપાસ કાંઈ ભયંકર ઉત્પાત ચાલી રહ્યો છે. એ સમજે તેના પગને વધારે વેગ આપ્યો અને તેના થાકનું વિસ્મરણ કરાવી દીધું. તે ચાલતે ચાલતે પોતાને ગામ આવ્યો.

ગામ જાણે અજાણ્યું હોય એવો તેને ભાસ થયો. થોડાં ઢોર ફરતાં હતાં. કૂતરા ભસતાં હતાં, લઢતાં હતાં અને કાગડાં ચાલતા હતાં. સમડી એકાંત આકાશમાં ઊડી નીચે ઝડપ મારી પાછી આકાશમાં ઊડી જતી હતી. ઝૂંપડાં કેટલાક બળી ગયાં. થોડાં જ મકાનો મોટાં કહી શકાય. તેમાંથી પણ ધૂમાડા નીકળતા હતા. કોઈ માનવી ત્યાં દેખાતું ન હતું.

'હિંદુ પણ નથી અને મુસલમાન પણ નથી!' પૂનમના મનમા વિચાર આવ્યો. તેણે પોતાના મકાનનો માર્ગ લીધો અને મકાન પાસે આવતાં જ તેના હૃદયે એક ધબકારો ગુમાવ્યો.

૨

એ શું તેનું જ ઘર હતું?

એનાં મોટાં દ્વાર ક્યાં ગયાં? હા, એક દ્વાર દૂર કુહાડાના ઘાની સાક્ષી આપતું પડ્યું હતું અને બીજું દ્વાર અડધું બળી આપોઆપ હોલાઈ ગયું હતું! ઘર બળ્યાની અને લૂંટાયાની એંધાણીઓ હવે એણે ચારેપાસ દીઠી. ઉપર, નીચે ચારે પાસ તેણે નજર નાખી. એ ખાતરી થઈ કે હિંદના મુસ્લીમોએ મેળવેલા સ્વરાજ્યનો તે જરૂર ભોગ બન્યો છે! તેનાં ઘરબાર અને તેની મિલકત લૂંટાઈ ગયાં હતા.

પરંતુ ઘરબાર અને મિલ્કત કરતાં પણ મોંઘાં તેનાં માતા, પિતા, તેનો નાનો ભાઈ અને તેની પત્ની ક્યાં હતાં? પૂનમે ઘરમાં પ્રવેશ કર્યો. અસ્તવ્યસ્ત બનેલા ઘરની ભીંત ઉપર, પથ્થર ઉપર તેણે રુધિરના છાંટા નહિ—એક બે સ્થળે તો રુધિરના રેલા સુકાતા આવેલા તેણે નિહાળ્યા શું સહુને કાપી નાખ્યાં? તેમના દેહ ક્યાં? એક ઓરડામાં પ્રવેશ કરતા તેણે એક સ્ત્રીનું શબ જોયું. એ શબ જમીન ઉપર પડ્યું હતું. એ શબનો એક હાથ હજી એક કટારના હાથા ઉપર પડ્યો હતો અને એ કટાર શબની છાતીમાં ઊંડી ઊતરી ગઈ હતી. રુધિર જાણે હજી પણ

વહેતું ન હોય એમ જમીન ઉપર પડેલી રુધિરધાર જોતાં તેને લાગ્યું: એ શબ તેની માતાનું હતું !

તેની પાછળ કોઈનો પડછાયો ફરતાં તેને ભાસ્યો. તેના હૃદયમાંથી ભય જેવો ભાવ અદૃશ્ય થઇ ગયો હતો. આખી દુનિયા શૂન્ય બની ગઈ હતી. તેના હૃદય–તારો લગભગ તૂટી ગયા હતા. પાછળ જોતાં તેણે પોતાને ઘેર નિત્ય આવતા, ઘરનું કામકાજ કરતા, સંબંધી સરખા એક મુસ્લીમ ખેડૂતને ઓળખ્યો.

'ઇબ્રાહીમ ?' પૂનમચંદે સંબોધન કર્યું.

'હા. ઇબ્રાહીમ !' પેલાએ જવાબ આપ્યો. ઇબ્રાહીમની આંખો પણ અસ્થિર હતી.

'આ શું થયું બધું ?'

'જેહાદ જાગી છે. કાફરોને મુસ્લીમ બનાવવા અગર તેમની કતલ કરવી.'

'મારાં કુટુંબીઓની કતલ થઈ?'

'ઇસ્લામ ન સ્વીકાર્યો એટલે બીજું શું થાય?'

'માતું શબ અહીં છે. બીજાં શબ ક્યાં ?'

'તમારા પિતા અને ભાઈનાં શબ ઉપર કબર રચાઈ ગઈ.'

'મુસલમાન બન્યા હતા ?'

'ના, માટે તો તેમની કતલ થઈ !'

'અને લજ્જાનું શબ ?'

'ખબર નથી. એના ઉપર પણ કબર રચાઈ હશે.'

'કબર બતાવીશ ?'

'અરે, એમ પણ સાંભળ્યું કે લજ્જાને કદાચ ઉઠાવી પણ ગયા હોય.'

'તું અહીં કેમ છે ?'

'તમારી માતાનું શબ દાટવાનું રહી ગયું છે. એમણે તો આપઘાત

કર્યો અને અને. પૂનમચંદ, તમે પણ પયગમ્બરસાહેબનું નામ લેઇ ફરિયાની બની જાઓ. નહિ તો.!' નમ્ર, વિવેકી, આંખ પણ ઊંચી ન કરનાર ઇબ્રાહીમે એક ચકચકતી કટાર મ્યાનમાંથી બહાર કહાડી, અને ઘેનછાયેરી આંખે તેણે પૂનમચંદને ત્યાગરી લીધો. માનવ આંખમાં આવી અને આટલી ક્રૂરતા આવી શકતી હશે કે કેમ તેની શંકામાં પડેના પૂનમચંદે કહ્યું

'વાહ હું ઇનામ સ્વીકારી લઉં. તું જાણે છે કે હું નાનપણમાં તારી જ પાસેથી ગઝલ-કવાલી શીખ્યો છું. પણ માના શબને જોવાતું નથી એને જરા ટેન્ડ કરીએ' પૂનમચંદે કહ્યું

'હા, હા અહીં વડામાં જ દાટી એના ઉપર કબર કરી દઈએ' ઇબ્રાહીમની ધર્મ-ચેનછા સંતોષનો પ્રસંગ આવનો હોવાથી ઇબ્રાહીમના હૃદયમાં જરા સુવાળાશ આવી તેણે કટાર મ્યાન કરી, અને પૂનમચંદની માતાના શબને ઉપાડવાની તૈયારી કરી પૂનમચંદે માતાની છાતીમાંથી રુધિરભીની કટાર કહાડી લીધી અસાવધ બનેના ઇબ્રાહીમ ઉપર ધસારો કરી તેને જમીન ઉપર પટક્યો, અને તેની છાતી સામે કટાર ધરી.

'સરકાર, છોડો! હું હિંદુ બનું છું!' મોત નજદીક આવતું નિહાળી ઇબ્રાહીમ બોલ્યો

'અહીંના હિંદુઓ ક્યાં?' પૂનમચંદે પૂછ્યું

'બધાની કતલ થઇ મુસ્લીમ બન્યા એ બચ્યા'

'ક્યાં છે એ બધા?'

'લૂટ કરી પાકિસ્તાનમાં ચાલ્યા ગયા'

'તું કેમ અહીં રહ્યો?'

'હજી ચકલાંઓમાંથી કોઈ કોઈ ચળી આવે છે તે લેવા રહ્યો છું! તમને જોયા એટલે...'

'મને મુસલમાન બનાવવા તું મારી પાછળ આવ્યો, નહિ?'

'માફ કરો. મને જનોઈ આપો'

'લે, આ જનોઈ!'

પૂનમચંદે ઇબ્રાહીમની છાતીમાં અત્યંત બળપૂર્વક કટાર ખોસી દીધી અને તરફડતા તેના દેહને નિહાળી તેણે એક ભયંકર અટ્ટહાસ્ય કર્યું. તેના હૃદયબંધ તૂટી ગયા, શૂન્ય પડી ગએલા મસ્તિષ્કમાં એકાએક જીવન જાગ્યું. એ જીવનમાંથી દયા, ક્ષમા, નમ્રતા ઊડી ગયાં. એને એક જ ધ્યેય દેખાયું: દુનિયાભરને અમુસ્લીમ બનાવવી!

ઝગમગી રહી રહેલા એ આદર્શે તેને યુક્તિ સુઝાડી, લુચ્ચાઈનો પરિચય કરાવ્યો, પ્રતિજ્ઞાભંગને સાહજિક બનાવ્યું અને પોતાની આસપાસ એક હિંદુઓનું ગુપ્ત સંગઠન પણ શક્ય બનાવ્યું, જે સંગઠન દ્વારા તે ઇસ્લામી વિભાગોમાં જઈ ઇસ્લામીઓની કતલ કરવા લાગ્યો, અને ઇસ્લામી સ્ત્રીઓનાં અપહરણ કરી શૂન્ય બની ગયેલા ગામમાં લાવી તેમને હિંદુ બનાવી સંગઠન-સાથીઓમાં વહેંચવા લાગ્યો.

પૂનમચંદનું ભણતર, પૂનમચંદની દેશસેવા, પૂનમચંદની માણસાઈ અદૃશ્ય બની ગયાં. તેના નામનો ત્રાસ આસપાસની ઇસ્લામી વસ્તીમાં ફેલાઈ ગયો. પોલિસ અને મિલિટરીને મેળવી લેવાની અગર તેમને પણ ધાકમાં રાખવાની કળા તેને સહજ આવડી ગઈ. તેની ક્રૂરતાએ એવો કાંઇ પલટો લીધો કે મુસ્લીમ સ્ત્રીઓનાં અપહરણમાં તેને પોતાના આદર્શની વિશેષ સિદ્ધિ થતી લાગી. તેણે પોતાના ગામને ફરી હિંદુઓથી વસાવ્યું, આસપાસનાં ગામો પણ વસાવ્યાં, સારું સંગઠન ઊભું કર્યું અને પાસેના પ્રદેશમાંથી ઇસ્લામી સ્ત્રીઓનાં હરણ કરવા માંડ્યાં. પછી તો તેના ધસારા આઘેના પ્રદેશ સુધી પહોંચ્યા. ભોળવીને, ફોસલાવીને, આશ્રય આપીને, ધમકાવીને, બળજબરી કરીને પૂનમચંદની ટોળી ઇસ્લામી સ્ત્રીઓને ગુપ્ત રીતે લાવી તેમને વશ કરી દઈ બહુ આનંદિત બનતી. કેટલીક અપહરણ થયેલી હિંદુ સ્ત્રીઓ એમાં પાછી આવતી ત્યારે ટોળીને સ્ત્રી-ઉદ્ધારનો સંતોષ થતો. પરંતુ ખાસ કરીને અનિચ્છાએ ખેંચાઈ લવાયલી ઇસ્લામી સ્ત્રીઓનાં આક્રંદ, રળવળાટ અને નિઃસહાયતા જોઈને તેમને જે આનંદ થતો તે બ્રહ્માનન્દ સરખો લાગતો. તેમાંયે નાસી જવાની યોજના કરી અમલમાં મૂકવા મથતી સ્ત્રીઓની યોજના નિષ્ફળ

બનાવી તેમને અડધેથી પકડી ફરી પાછી સાંકસામાં જકડતી વખતે જે આનંદ થતો તેની આગળ બ્રહ્માનન્દ પણ મોળો લાગતો. ક્રૂરતાની પડી જતી ટેવમાં ક્રૂરતા પણ કલા બની જાય છે; અને સ્ત્રીઓ પ્રત્યે અત્યાચાર કરવાની પશુતાએ પહોંચતો માનવી અત્યાચારને પણ શણગારે છે. વધ્ય પશુને ચંદલા કરી, માળા પહેરાવી, ઉપર કીમતી વસ્ત્ર નાંખી તેની પૂજા કરી ધીમે ધીમે ઇશ્વરને નામે તેનું ગળું કાપવામાં આવતી મોજ સાધારણ ઝટકાથી વધેરતાં આવતી મોજ કરતાં વધારે તીવ્ર હોય છે. પૂનમચંદ એવી કક્ષાએ પહોંચી ગયો કે જેમાં તે પકડી લાવેલી સ્ત્રીઓને ભાગવાની જાણીબુઝીને સરળતા કરી આપતો, અને પછી અધવચ તેમને પકડી પાછી લાવી તેમના આક્રંદમાં મનનું પરમ સુખ માણતો.

ધર્મ જ્યારે નારકી બને છે ત્યારે તે સચ્ચાઈનો સ્વાંગ ધારણ કરે છે. મુસ્લીમો હિંદુ સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરી તેમને મુસ્લીમ બનાવે તો હિંદુઓએ પણ મુસ્લીમ સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરી તેમને હિંદુ કેમ ન બનાવવી એવા ધર્મ-ફીલોસોફી માનવી હાંચે છે. આવાં કાર્ય ધર્મકાર્ય બની જાય છે, અને વાસનાને બહેકાવી ક્રૂરતાને રંગત અપાય ત્યારે એ ધર્મ બહુમાન્ય બની જાય છે. પૂનમચંદ આમ સ્ત્રીઓ હરી લાવી તેમને હિંદુ બનાવી જરૂરવાળા પુરુષોને વળગાડી દેતો અને આમ તે હિંદુ ધર્મના સ્તંભ તરીકે મનાવા લાગ્યો-અલબત્ત છૂપી રીતે. પોતે પકડાય નહીં; પકડાય તો પૂરાવો પોતાના વિરુદ્ધ થાય નહીં; પકડાયલી સ્ત્રીઓ સત્ય કહી શકે નહીં; એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની તેનામાં ભયંકર આવડત આવી ગઈ, અને ધર્મરક્ષા સાથે એણે ધન પણ આ કાર્યમાં દેખવા માંડ્યું. ધન લાવે એવું કાર્ય ઝડપથી ધર્મકાર્ય બની જાય છે.

૩

એક રાત તેને બાતમી મળી કે પરદેશના એક ગામની મોટી મુસ્લીમ ટોળી એક હિંદુ ગામ ઉપર ધસી જઈ ત્યાંની સ્ત્રીઓને ઉપાડી જવા નીકળી ચૂકી છે. એણે પોતાની વીર ટોળી તૈયારી કરી, હિંદુ ગામના રહીશોને સલામત જગાએ સ્ત્રીઓ મૂકી આવવા ખબર મોકલી

અને પોતાની ટોળી લઈ અપહરણ માટે હિંદુ ગામ ઉપર ધસારો લેઈ ગયા હોવાથી ગામમાં હિંદુ વર્ગનો સામનો કરે એવો પુરુષવર્ગ હતો જ નહીં સામે થનાર વૃદ્ધો કે કિશોરોને ઝબેહ કરી શકાય એમ હતું. એટલે તલવારની ધારે અને બંદૂકની ગોળીએ ગામની બધી જ સ્ત્રીઓને મોટરોમાં ભરી અત્યંત ઝડપથી બિનજરૂરી ગામોએ જઈ રાત્રિ રહ્યાની ખોટી સાહેદી ઊભી કરી પૂનમચંદ પ્રભાત થતાં પહેલાં તો પોતાને ગામ આવી ગયો. આજના જેટલી સહેલાઈથી આટલી બધી સ્ત્રીઓ અત્યાર સુધી તેને હાથ લાગી ન હતી. આજે તેના હૈયામાં આનંદ હતો. પોતાના કુટુંબના ખૂનનો તે આજ બરાબર બદલો લઈ શક્યો હતો એવો સંતોષ તેના મનને હળવું બનાવતો હતો. બુરખાવાળી સ્ત્રીઓના બુરખા ખોલાવી બધાયને પવિત્ર ગંગાજળ પાઈ તેમને ચાંલ્લો કરી હિંદુ ઢબનાં કપડાં અપાય અને પુરુષોની પસંદગી પ્રમાણે સ્ત્રીઓને પરણાવી દેવાય એવી ઝડપી સગવડ તેણે રાખી હતી. આ કાર્ય કરવા અર્થે તેને બ્રાહ્મણો પૂરતા પ્રમાણમાં મળી ગયા હતા, અને ઇસ્લામ ધર્મ જેવી ચાર સ્ત્રીઓની મર્યાદા હિંદુ ધર્મે સ્વીકારેલી ન હોવાથી સ્ત્રીઓને ફાવે ત્યાં ફાવે તેટલી સંખ્યામાં પરણાવી દેવામાં કશી હરકત આવે એમ હતું જ નહીં. ભૂરું કૃત્ય કરવામાં આપણે જરુર મહાપુરુષોનો આધાર લેઈ શકીએ છીએ. કૃષ્ણની સોળ હજાર એકસો ને આઠ રાણીઓની વાત બહુલગ્નપ્રિય પુરુષોને અનુકૂળ પડે છે.

સંખ્યાબંધ સ્ત્રીઓમાંથી એક બુરખાવાળી સ્ત્રીની હિલચાલ તરફ પૂનમચંદની નજર ગઈ. એ ત્યાંથી ખસી ગયો, પરંતુ ખસતાં ખસતાં કહેતો ગયો કેઃ

'આ બાઇઓ હિંદુ ધર્મ સ્વીકારે એટલું જ આપણે જોઈએ. એક વખત હિંદુ બન્યા પછી તેમની મરજી હશે તો તેમને ગામ તેમને ઘેર પાછા મૂકી આવીશું. કશો જ જુલ્મ ન થાય એની કાળજી રાખવી અને બધી બાઇઓને સવાર સુધી આરામ લેવા દેવો.'

પૂનમચંદે ઉદાર ભાવના વ્યક્ત કરી, પરંતુ તેના હૃદયમાં ભયંકરતા ભરી હતી. પેલી બુરખાવાળી ચબરાક સ્ત્રી જરુર નાસી જવાનો પ્રયત્ન

કરશે અને તેનો પીછો પકડી તેને પાંછી ધસડી લાવી સહુના ખડખડાટ હાસ્ય વચ્ચે તેને કોઈ કદરૂપા જડ હિંદુને ગળે વળગાડી દેવામાં બહુ મઝા આવશે એવો ખ્યાલ તેની બાહ્ય ઉદારતાને વધારે દેખાવડી બનાવતો હતો. બધી સ્ત્રીઓ ક્રૂર ખૂની પૂનમચંદના ખસવાથી રાહત અનુભવી રહી, અને ટોળીના સર્વ પુરુષો દૂર જતાં આછો આરામ લેવા પ્રવૃત્ત થઈ.

અને ખરે, એ શાન્તિમાંથી એક સ્ત્રીએ ખસવા માંડ્યું મકાન જાણે તેની આગળ ખૂલી જતું હોય એમ તે છુપાની ઘરબહાર નીકળી ગઈ.

અંધારું ઘોર હતું. પ્રભાતનું સામીપ્ય અંધકારને ગાઢ બનાવે છે. તેમાં યે ગામડાનો અંધકાર! એમાં કેટલી યે હાલચાલ થાય તો ય ખબર પડે જ નહીં. આમ તો એક સ્ત્રી કોઈનું યે ધ્યાન ખેંચ્યા વગર ગામબહાર ચાલી જતી હતી. પૂનમચંદે હજી પોતાના મકાનનાં બળેલાં અને ઘવાયેલાં દ્વાર સુરક્ષિત બનાવ્યાં ન હતાં. વૈરવૃત્તિને જીવંત રાખવા માટે કેટલાંક અત્યાચારનાં દશ્યો કાયમ રાખવાની જરૂર હોય છે. એટલે ઘરબહાર નીકળતાં તેમ જ ગામને રસ્તે ચાલ્યાં જતાં પેલી સ્ત્રીને કશી જ હરકત આવી નહીં. સ્ત્રીને પણ નવાઈ લાગી કે પૂનમચંદ સરખા અતિક્રૂર હિંદુએ પકડાયલી સ્ત્રીઓ ઉપર સહજ પણ ચોકી રાખી ન હતી! તે આસપાસ જોતી આગળ વધી અને ગામના તલાવ ઉપર આવી ઊભી. રસ્તાનાં સજાગ શ્વાન પણ અત્યારે શાન્ત બની ગયાં હતાં.

તલાવ ઉપર અંધારું પાતળુ બન્યું હતું. આકાશના તારા ઝબક ઝબક ઝબકી રહ્યા હતા. વૃક્ષો પણ જાણે અંધારના પુંજ સમાં અસ્પષ્ટ ઊભાં હતાં. કોઈ પક્ષી ફફડી જતું હતું—કદાચ બોલી પણ જતું હતું. સ્ત્રીએ તલાવની પાળ પરથી નીચે ઊતરવા માંડ્યું ઊતરતે ઊતરતે તેણે મુખ ખોલી ચારેપાસ એક વાર દૃષ્ટિ કરી ફરી પાછો બુરખો ઓઢી લીધો, અને પાણીમાં પ્રવેશ કર્યો. ધીમે ધીમે, જાણે પાણીને પણ ખબર ન પડે એમ પ્રવેશતી સ્ત્રીનો આખો યે દેહ પાણીમાં અદૃશ્ય થઈ ગયો ત્યાં સુધી અત્યંત ધૈર્યપૂર્વક એ સ્ત્રી ઊંડે અને ઊંડે ડૂબતી જતી હતી. અંતે ડૂબી અને તેનો આખો દેહ અદૃશ્ય બન્યો. એની સાક્ષી આપવા માત્ર એક નિઃસ્પન્દ વમળ એ સ્થળ ઉપર ફરી વળ્યું.

'એ સ્વપ્નને સ્વપ્ન રાખવું હોય તો પેલી સ્ત્રીઓને, તેમને ઘેર મોકલી દે. એ પણ કંઇક પૂનમોની લજ્જાવતીઓ છે.'

'વારુ.' કહી તેણે એક સીસોટી વગાડી એક મજબૂત પુરુષે આવી પૂનમને નમસ્કાર કર્યો. પૂનમે આજ્ઞા કરીઃ

'બધી જ ઇસ્લામી બહેનોને જ્યાંથી લાવ્યા ત્યાં પહોંચાડી આવો. હમણાં જ. પછી હું ઘરમાં આવું છું.'

લજ્જાનું મુખ જોયા કરતા પૂનમે થોડી વારમાં જોયું કે મુસ્લીમ સ્ત્રીઓથી ભરેલી ગાડીઓ ગામમાંથી બહાર ચાલી જતી હતી.

સૂર્યનું એક કિરણ ઝમારો મારી રહ્યું.

'લજ્જા, આ આખો યે કિસ્સો હવે સ્વપ્ન બને છે. ચાલ.'

'ના. હજી તારા હૃદયમાં એક પ્રશ્ન ઊભો છે.' લજ્જાએ કહ્યું.

'મારું હૃદય વાંચવું હવે તું બંધ કરી દે. મેં એટલાં પાપ કર્યાં છે કે મારે તારાં નિઃસહાય દશાનાં પાપ સાંભળવાં નથી. એ પાપ જ ન કહેવાય.'

પૂનમે અને લજ્જાએ ચાલવા માંડયું. લજ્જાનો પહેરવેશ હજી હામી હબનો હતો—જો કે બૂરખો ખસી ગયો હતો. લોકોની અવરજવર ચાલુ થઇ હતી.

પૂનમનું ઘર આવ્યું. લજ્જા અટકીને ઊભી.

'પૂનમ, હજી મને જતી કર.'

'પછી હું જીવીશ કેમ?'

'અત્યાર સુધી તું જીવ્યો તેમ.'

પૂનમે લજ્જાને ખેંચીને ઘરમાં લીધી. તેણે લજ્જાવતીને જવાબ આપ્યો નહિ.

ઘરમાં આવી પૂનમે લજ્જાને સુવાડી દીધી. તેને સહજ નિદ્રા પણ આવી. નિદ્રામાંથી જાગતાં બરાબર તેણે પૂનમને એક કટાર સાથે રમતાં નિહાળ્યો.

'શું કરે છે, પૂનમ? કટારી તું ખુશીથી મને સોંપી દે-અગર મને હાથમાં આપ. હું તારી ઇચ્છા પૂર્ણ કરું.' લજ્જાએ કહ્યું.

'તારી ઇચ્છા? ઘેલી! તને મેળવ્યા પછી મને કશી જ ઇચ્છા રહી નથી.' પૂનમે કહ્યું.

'તું જૂઠું બોલે છે, પૂનમ.'

'ઇચ્છા તો નહિ, પણ આ કટાર જોતાં મને એક પ્રશ્ન જરૂર થાય છે.'

'પૂછી નાખ.'

'ખોટું તો નહિ લાગે?'

'ખોટું લાગે તો શું? પ્રેમનો પડદો રાખી મારે આ ઘરમાં વસવું નથી.'

'મને એમ થાય છે કે તેં આપઘાત કરવા આજે હિંમત કરી. તને ઇસ્લામીઓ ઉપાડી ગયા તે વખતે તેં કેમ હિંમત ના કરી?' કરતે કરતે પૂનમે પૂછ્યું.

લજ્જાની આંખમાંથી અગ્નિ વરસ્યો. તે એકદમ ઊભી થઈ ગઈ. તેણે અત્યંત શાન્તિથી છતાં બળતા અને બાળતા ઉચ્ચારણથી જવાબ આપ્યો:

'કટાર તો મેં મારી પાસે જ રાખી હતી. પરંતુ તારી મેં તાને એની પહેલી જરૂર પડી. એમણે માંગી એટલે મારે આપી દેવી પડી. એક જ કટાર હતી-જેને તું હમણાં રમાડે છે તે.'

પૂનમના હાથમાંથી કટાર પડી ગઈ. પરંતુ એ ક્ષણ પછી અત્યાર સુધી લજ્જા પૂનમની સાથે બોલી જ નથી. પૂનમના ગૃહમાં ન રહેવું એવો તે જ ક્ષણે નિશ્ચય કરી ઘર બહાર ચાલી જતી લજ્જાવતીને પૂનમે બળજબરીથી રોકી રાખી.

પૂનમની બળજબરી એટલે આંસુનો પ્રવાહ!

અબોલ લજ્જાએ ઘરમાં સ્વપ્ન-શૂન્યતા ફેલાવી દીધી. સ્ત્રીના શીલની

શંકા કરતા પુરુષને પિછાનવાનું એણે ભ

અને એક રાત્રિએ તે અદ
ગમતું મુખ જોવા પોતાના મૃત્યુ પડેલ.

રોજ લજ્જાવતીની ચિઠ્ઠી વાંચી નિઃશ્વાસ
મુસ્લીમો ઉપર વેર લેવાની યોજના કરી નહીં હ
કિસ્સાઓ વાંચતો, તેના મિત્રો તેને ઉશ્કેરતા અને
આવતા. પણ તેનો એક જ જવાબ હતોઃ

'વેરના ઝેરી વર્તુલમાંથી હું બહાર આવ્યો છું.'

# શ્રીઅરવિન્દનો યોગ

## બે પ્રશ્નો તથા ઉત્તર

[**તંત્રીની નોંધ:** પ્રશ્નો નીચે છાપેલા બે માંના પહેલા પત્રમાં છે તથા ટૂંકો પ્રસ્તુત ખુલાસો બીજામાં છે, (૨) 'દક્ષિણા'ના એક સમભાવી વાચક પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ કરેલા પ્રશ્નોના ઉત્તર આશ્રમના એક સાધક 'સુંદરમે' આપ્યા છે.]

તા. ૧૮–૯–૪૭

૧ ભાઈશ્રી સુન્દરમ્

"દક્ષિણા"ના મંગલ દર્શનથી આનન્દ થયો. સાધક અને જિજ્ઞાસુને એમાં સરસ સામગ્રી મળશે. હું તો હજી આ વિષયમાં દેઢીભાવમાં છું. મારો આનન્દ તટસ્થ કલારસિકનો છે, પ્રતીતિવાળા વિશ્વાસુનો નથી. કલ્પનાનો, સુસંગત તત્ત્વદર્શનનો જે વિશાળ અને સુરંગી પટ ચિત્તને ધરવામાં આવે છે તેથી હૃદય પુલકિત અને પ્રસન્ન થાય છે અને અજબ વિશાળતા અનુભવે છે. પરન્તુ મને હમેશ થયા કરે છે કે બીજા મહાપ્રયત્નો પેઠે આ પણ પ્રતીકપૂજા, વિધિપાલન, અધ્યાપક ઉપાધ્યાયક, આચાર્ય આદિની અથવા એના જેવી અધિકારીશ્રેણીમાં લુપ્ત તો નહિ થાય? આ પ્રકૃષ્ટ આર્ય માર્ગ બધી રીતે અંશેઅંશમાં

વહેતો રહે, સજીવ રહે, પ્રણાલિકાજડ ન થાય એ એક મને મોટા પ્રશ્ન લાગે છે. અને બીજો એ લાગે છે કે સમગ્રતા એને છોડે છતાં સાધક પોતામય વધારે વધારે અને તો અંધારામાં કુટાતો માનવોનો સમૂહ એક બાજુ રહે અને સાધકનો આન્તરવિકાસ જાણે મહમાંનો હોય તેવો થાય. All chords of ethical relationship with man are practically broken or made impossible. મારી ભૂલ થતી હશે. મને શ્રદ્ધાનું અમૃત હજી મળ્યું નથી.

૨

શ્રીઅરવિન્દાશ્રમ
પોંડિચેરી: ૨૧-૯-૪૭

મુ. શ્રી વિષ્ણુપ્રસાદભાઈ,

પત્ર મળ્યો. 'દક્ષિણા'ને તમે તટસ્થ કલારસિકની રીતે જુઓ એ પણ અમારે મન પૂરતું પ્રષ્ટ અને આનંદદાયક છે. એ રીતે પણ એ કેવું લાગે છે તે જાણવા અમે આતુર છીએ.

'દક્ષિણા' દ્વારા તેમજ શ્રીઅરવિન્દના શબ્દ દ્વારા, બૌદ્ધિક, માનસચિત્ત આગળ બૌદ્ધિક ભૂમિકા ઉપર ઊભા રહીનેજ વાત કરવાની રહે છે. એ રીતે રજૂ થતી વસ્તુ પાછળ પ્રત્યક્ષ અનુભૂતિનું અને એક વાસ્તવિક તત્ત્વનું પીઠબળ છે. પરન્તુ એ તત્ત્વની પ્રતીતિ માટે તો બૌદ્ધિક જિજ્ઞાસા કે પછી કેવળ કલારસિકતામાંથી આગળ વધી તેના પ્રત્યક્ષ અધિગમ પ્રતિ ગતિ કરવાની રહે છે. એકલી બુદ્ધિના પ્રદેશમાં રહી—અને અનુભૂતિમાં દાખલ થવા છતાં પણ—તમને થાય છે તેવી શંકા અને ભયસ્થાનની લાગણી થતી રહેવાની. પણ એ માટે તો એટલું જ કહેવાય કે શ્રી-અરવિન્દની બાબતમાં તો તમે જોયેલાં છે તે અને તે ઉપરાંત બીજાં પણ અનેક ભયસ્થાનો તેમની નજરમાં ક્યારનાં ય છે અને માનવજાતિની આવી ઉન્નત અભીપ્સાવાળી પ્રવૃત્તિઓને ચ્યુત કરનારાં નિમ્ન બળોની સામે પાળ બાંધવી, તેમની સામે દુર્ગ રચવો અને એક આલોકિત સામર્થ્ય ઉપર પોતાનું કામ ચણવું એ માટે તેઓ મથતા રહ્યા છે. શ્રીઅરવિન્દની અહીંની સાધનાની બાબતમાં આટલું તો તમને કહી જ શકું છું કે એમાં

પ્રતીકપૂજા કે અધિકારીશ્રેણી જેવું હજી લગી થયું નથી તેમ થવાનો સંભવ પણ હું જોતો નથી. અહીં અમારે ત્યાં પ્રણાલિકાનું સર્જન થવા કરતાં આશ્રમજીવનમાં પણ ઊભી થઈ જતી પ્રણાલિકાનું વિસર્જન જ વધુ દેખાય છે. તેમ સાધક સ્વ–નિમજ્જિત જ બની રહે તેવો સંભવ પણ નથી. ખરું જોતાં, અહીંની સાધના તો એને જાત અને સમાજ સાથે–સાધકને અપાતા કર્મ દ્વારા અનેક રીતે તેને સાંકળે છે. અને જીવનની તમામ મુશ્કેલીઓનો સામનો અને નિકાલ કરવાનો તેને રહે છે. બેશક, આ આધ્યાત્મિકતા એ નીતિમત્તા નથી અને Ethical relationshipને અહીં એની રીતે સ્થાન નથી. કેવળ નીતિની દષ્ટિ આ આધ્યાત્મિકતા આગળ મૂંઝાઈ જવાની, અસન્તુષ્ટ રહેવાની. પણ એ મારે તો એટલું જ કહેવાનું કે આ નૈતિકતાએ પોતાના અજ્ઞાનમાંથી નીકળવું અને પોતાનાં મૂલ્યોની માની લીધેલી અન્તિમતાને ફરીથી વિચારવી એ જ એક તેના ઉદ્ધારનો રસ્તો છે કારણ આ આધ્યાત્મિકતાનો પ્રદેશ જીવનની વાસ્તવિકતાના ઠેઠ ઊંડાણમાં પહોંચે છે. નીતિની રીતે કેવળ મનોમય ઊંચાણ પર જ અટકી જતો નથી, પણ એ ગહન વાસ્તવિકતાના પ્રત્યક્ષ સમાગમમાં રહી, તેના સત્યથી આલોકિત બની નક્કર પ્રતીતિ દ્વારા અને કાર્યક્ષમ સામર્થ્ય દ્વારા ગતિ કરે છે. એમાં કેવળ શ્રદ્ધાથી ચાલવાનું નથી. પણ જોતજોતામાં નક્કર સત્યના પ્રત્યક્ષ જ્ઞાનથી ગતિ કરવાની છે.

ઉમાશંકર જેઠાલાલ જોષી

મહાકવિ ભવભૂતિ-રચિત

# ઉત્તરરામચરિત

## અંક બીજો

[ નેપથ્યમાં ]

સ્વાગત તપોધનાને !

[ પછી વટેમાર્ગુના વેષમાં તાપસી પ્રવેશે છે ]

**તાપસી:** અહો ! આ તો ફળફૂલ અને પલ્લવના અર્ધ્ય સાથે વનદેવતા મારી સામાં આવે છે.

[ પ્રવેશીને ]

**વનદેવતાઃ** (અર્ઘ્ય આપીને)

યથેચ્છા માણો આ વન, દિવસ આ ધન્ય મુજનો ;
થતું કોઇ પુણ્યે મિલન સુજનોથી સુજનનું ;
તરુચ્છાયા, પાણી, તપઉચિત જે ભોજન વળી
ફળો કે મૂલો, ના અહીં કંઈ પરાધીન તમને. ૧

**તાપસીઃ** એમાં કાંઈ કહેવું પડે કે ?

પ્રવૃત્તિ સૌ ભોળી, વિનય મધુરો વાણીનિયમ,
સ્વભાવે કલ્યાણી મતિ, અણગવાયો પરિચય,
ભવિષ્યે કે ભૂતે વધઘટ રસે થાય નહિ, તે
રહસ્યે સંતોના સહજ વળી શુદ્ધે વિજય હો ! ૨

[ બંને બેસે છે ]

**વનદેવતાઃ** ભગવતી કોણ તે મને જાણવા મળે ?

**તાપસીઃ** હું આત્રેયી છું.

**વનદેવતાઃ** આર્યા આત્રેયી, અહીં ક્યાંથી આવવું થાય છે ? શા પ્રયોજને દંડકારણ્યમાં પગલાં કર્યાં છે ?

**આત્રેયીઃ** વસે અગસ્ત્યાદિક આ પ્રદેશે
ઓમકારને જાણનહાર કેંક;
વેદાન્તવિદ્યા ભણવા હું તે કને
વાલ્મીકિ પાસેથી છું આવી આંહી ૩.

**વનદેવતાઃ** જ્યારે બીજા મુનિઓ પણ વેદાન્તવિદ્યાના આદ્યંત અભ્યાસ માટે એ જ વૃદ્ધ પ્રાચેતસ ઋષિનાં ચરણ સેવે છે ત્યાર પછી આર્યાનો આ પ્રવાસ શા માટે ?

**આત્રેયીઃ** ત્યાં અધ્યયન અંગે મોટું વિઘ્ન હોઇને આ લાંબો પ્રવાસ સ્વીકાર્યો છે.

**વનદેવતાઃ** કેવું વિઘ્ન !

**આત્રેયીઃ** તે ભગવાન વાલ્મીકિ પાસે કોઈ એક દેવતાએ સર્વપ્રકારે અદ્ભુત એવા, હમણાં ધાવણ છોડ્યું હોય એટલી ઉમરનાં

જોડિયાં બાળક આપ્યાં છે. તે કેવળ તેમના જ નહિ પણ સચરાચર ભૂતમાત્રનાં અંતરમાં ઉમળકો ઉપજાવે છે.

**વનદેવતા:** તેમનાં નામ જાણુમાં છે ?

**આત્રેયી:** કહે છે કે તે દેવતાએ જ એમનાં કુશ-લવ એવાં નામ અને એમનો પ્રભાવ જણાવેલ છે.

**વનદેવતા:** કેવોક પ્રભાવ ?

**આત્રેયી:** કહે છે કે તેમને સરહસ્ય જૃંભકાસ્ત્ર તો જન્મથી સિદ્ધ છે.

**વનદેવતા:** અહો એ તો આશ્ચર્યકારક !

**આત્રેયી:** તે બંનેને ભગવાન વાલ્મીકિએ ધાત્રની જેમ રાખીને પાળ્યા ને પોષ્યા છે. ચૌલકર્મ આટોપ્યા પછી તે બંનેમાં વેદવિદ્યા સિવાયની બીજી ત્રણ વિદ્યાઓ તેમણે કાળજીપૂર્વક ફેનારી છે. તે પછી, ગર્ભાધાન પછી અગિયારમે વરસે ક્ષાત્રવિધિથી યજ્ઞોપવીત-સંસ્કાર આપી ભગવાને તેમને વેદવિદ્યા પણ શીખવી છે. એવા અત્યંત તેજસ્વી બુદ્ધિવાળા એ બે જણાની સાથે અમારા સરખાનો ભણવાનો જોગ ખાવ એમ નથી. કેમ કે,

ચતુર જડ બનેને વિદ્યા ગુરુ સરખી જ દે,
વળી સમજવાની શક્તિ ના કરે વધુ ઓછી વા
ફરક ફળમાં આવે મોટો છતાં; જયમ સ્વચ્છકો
મણિ ઝીલી શકે ને ના માટી-પિંડ પ્રતિબિંબને. ૪.

**વનદેવતા:** આ ભણતરનું વિઘ્ન કે ?

**આત્રેયી:** બીજું પણ છે.

**વનદેવતા:** બીજું વળી શું ?

**આત્રેયી:** પછી એક દિવસે તે બ્રહ્મર્ષિ મધ્યાહ્નનાં કર્મ અંગે તમસા નદીએ ગયા હતા. ત્યાં એમણે સજોડે ફરતા ક્રૌંચ પંખીમાંનું એક પારધીથી હણાતું જોયું, અને અકસ્માત પ્રગટ થએલી અનુષ્ટુભ છંદમાં ઊતરેલી વાણીદેવી એમના મુખમાંથી નીકળી પડી:

મા નિષાદ! તું પામીશ શાશ્વતી સ્થિતિ તેં અરે
ક્રૌંચ જોડાથકી એક કામમોહિતને હણ્યું. ૫.

**વનદેવતા:** આશ્ચર્ય! વેદ સૂઝીને બીજે ઠેકાણે, આ તો નવો જ છંદ ઊતર્યો!

**આત્રેયી:** પછી તે જ સમયે, જેનામાં શબ્દબ્રહ્મનો પ્રકાશ પ્રગટ્યો છે એવા ભગવાન વાલ્મીકિની પાસે આવીને ભૂતમાત્રના જન્મદાતા ભગવાન બ્રહ્મયોનિ (બ્રહ્મા) બોલ્યા: 'ઋષિ, શબ્દસ્વરૂપ બ્રહ્મમાં તમે પ્રબુદ્ધ થયા છો. તો રામચરિત ગાઓ. તમારાં પ્રતિભાચક્ષુના પ્રકાશને કશું રોકશે નહિ; તમે આદ્યકવિ છો.' આમ બોલીને તે અંતર્ધાન થઈ ગયા પછી તે ભગવાન પ્રાચેતસે મનુષ્યલોકમાં શબ્દબ્રહ્મના આ જાતના પ્રથમ વિવર્તરૂપ ઇતિહાસ–રામાયણની રચના કરી.

**વનદેવતા:** અહો! સંસાર સુભાગ્ય થયો.

**આત્રેયી:** તેથી જ તો કહું છું કે ભણવામાં ત્યાં મોટું વિઘ્ન છે.

**વનદેવતા:** બરાબર છે.

**આત્રેયી:** વિસામો ખાઈ લીધો જાણે, હવે અગસ્ત્યના આશ્રમનો મારગ બતાવો.

**વનદેવતા:** અહીંથી પંચવટીમાં થઈને આ ગોદાવરીને તીરે તીરે ચાલ્યાં જાઓ.

**આત્રેયી:** (આંસુ સાથે) શું આ તપોવન છે? આ પંચવટી કે? આ નદી શું ગોદાવરી? શું આ ગિરિ તે પ્રસ્રવણ? તમે...જનસ્થાન-દેવતા વાસન્તી?

**વનદેવતા:** એમ જ, એ બધું.

**આત્રેયી:** હા વત્સ જાનકી,

આ બધું સ્નેહીજનનું, જેની તારે
થએલી પ્રાસંગિક કૈં કથાઓ,
તું નામશેષા થઈ તોય, દેખ્યે,
પ્રત્યક્ષ જાણે અમને બતાવે. ૬.

**વાસન્તી:** (ભય સાથે સ્વગત) 'નામશેષા' કેમ કહી? (મોટેથી) આર્યે, સીતાદેવી ઉપર શું કાંઈ અનિષ્ટ ગુજર્યું છે?'

**આત્રેયી:** કેવળ અનિષ્ટ ગુજર્યું છે એટલું જ નહિ, અપવાદ પણ લાગ્યો છે. (કાનમાં) આમ આમ.

**વાસન્તી.** શો દૈવનો દારુણ પ્રહાર!

**આત્રેયી:** ભદ્રે શાન્ત થાઓ

**વાસન્તી:** હા પ્રિય સખી! જન્મીને તારા ભાગ્યમાં આ! હા રામભદ્ર! અથવા રહો તમે! આર્યા આત્રેયી, પછી સીતાજીને તજી દઈને તે અરણ્યથી લક્ષ્મણ પાછા ફર્યા ત્યાર પછી સીતાનું શું થયું તેના કાંઈ સમાચાર છે?

**આત્રેયી:** ના, કાંઈ નહિ.

**વાસન્તી:** અરે આર્યા અરુન્ધતી અને વસિષ્ઠની આણ નીચે રઘુકુળ છે તો યે—અને વૃદ્ધ રાજરાણીઓ બેઠી છે છતાં આમ કેમ થવા પામ્યું?

**આત્રેયી:** ગુરુજનો ત્યારે ઋષ્યશૃંગના આશ્રમે હતાં. હમણાં એ બાર વરસનો યજ્ઞ પૂરો થયો ને ઋષ્યશૃંગે વડીલોને સારી રીતે સન્માન કરીને વિદાય દીધી. એ વખતે ભગવતી અરુન્ધતીએ કહ્યું કે, 'હું વહુવિહોણી અયોધ્યામાં આવવાની નથી.' રામમાતાઓએ એને અનુમોદન આપ્યું. આને લીધે ભગવાન વસિષ્ઠે પણ ઇચ્છા દર્શાવી કે વાલ્મીકિના આશ્રમમાં જઈને વસીએ.

**વાસન્તી:** અને તે રાજા હમણાં શું કરે છે?

**આત્રેયી:** તે રાજાએ રાજયજ્ઞ અશ્વમેધ આદર્યો છે.—

**વાસન્તી:** અહહ! ધિક્! પરણ્યા પણ?

**આત્રેયી:** એ શું બોલ્યાં? ના રે!

**વાસન્તી:** ત્યારે યજ્ઞમાં સહધર્મચારિણી કોણ છે?

**આત્રેયી:** સીતાની સુવર્ણપ્રતિમા.

**વાસન્તીઃ** અરેરે !

કઠોર જે વજ્રથી યે, વળી કુસુમથી મૃદુ,
લોકોત્તર જનો કેરાં ચિત્તને પામી કો શકે? ૭

**આત્રેયીઃ** વામદેવે સંસ્કાર કરેલો અશ્વમેધનો ઘોડો પણ છૂટો મૂકી દીધો છે. શાસ્ત્ર પ્રમાણે તેના રક્ષકો પણ નક્કી કરવામાં આવ્યા છે. તેઓના અધિષ્ઠાતા તરીકે દિવ્યાસ્ત્રની પરંપરા પામેલા લક્ષ્મણપુત્ર ચંદ્રકેતુને ચતુરંગ સેના સાથે પાછળ મોકલવામાં આવ્યો છે.

**વાસન્તીઃ** કુમાર લક્ષ્મણને વળી દીકરો! ઓ માડી! જીવતી છું.

**આત્રેયીઃ** એવામાં એક બ્રાહ્મણે રાજદ્વારમાં મરેલા પુત્રને નાખીને 'ગજબ થયો! બ્રાહ્મણ ઉપર ગજબ થયો!' એમ છાતીફૂટ આરડવા માંડ્યું. એટલે રાજાના દોષ વગર પ્રજામાં અકાળ મૃત્યુ થાય નહિ એમ કરુણામય રામભદ્ર પોતાનો વાંક વિચારતા હતા ત્યાં એકાએક ગેબી વાણી સંભળાઈઃ

તપે છે તપ પૃથ્વીમાં શુદ્ર શમ્બૂક નામનો
ધરે તેનો શીર્ષ છેદ કરી જીવાડજો દ્વિજ. ૮

એવું સાંભળી, હાથમાં ખડ્ગ લઈ પુષ્પકમાં આરોહણ કરી બધી દિશાઓમાં અને ખૂણાઓમાં શૂદ્ર તાપસને શોધવા માટે જગત્પતિએ ઘૂમવાનું શરૂ કર્યું છે.

**વાસન્તીઃ** નીચે મોઢે ધૂમાડો પીતો શમ્બૂક નામનો શૂદ્ર આ જનસ્થાનમાં જ તપ કરે છે. તો શું રામભદ્ર ફરીથી પણ આ વનને શોભાવશે!

**આત્રેયીઃ** ભદ્રે, જાઉં હવે.

**વાસન્તીઃ** આર્યા આત્રેયી, ભલે! દિવસ પણ આકરો થયો છે!

હસ્તીઓ ચળથી કપોલ ઘસતાં કંપી ખરેલાં, વળી
તાપે દાંડલીથી ખડેલ, કુસુમે ગોદાવરી અર્ચતાં,–
છાંયે ટોચત કાક, ખેંચી મુખથી કીટત્વચા–એહવા
કાંઠે કૂજત કલાન્ત કુક્કુટે કપોતે વૃક્ષ માળાશ્રયી. ૯.

[ પરિક્રમણ કરી બંને જાય છે. ]

જીવન ધારણ કર્યું. ૧૯૦૫માં થએલા બંગભંગને પરિણામે લોકઉત્સાહ ને અશાંતિનો જે જુઆળ ચઢ્યો તેને દબાવવા સરકારી તંત્રનાં સૌ ચક્રો નિષ્ઠુરતાથી ગતિમાન થયાં. છાપાંનું સ્વાતંત્ર્ય કમી થયું અને વર્તમાનપત્રોને માથે તલવાર લટકવા લાગી. એક બાજુ, સ્વાતંત્ર્યયુદ્ધની મશાલ ઝગતી રાખવી ને તેની નોબત વગાડ્યા કરવી, એ 'કેસરી' જેવા પ્રથમ કક્ષાના રાજકીય પત્રનું કર્તવ્ય થઈ પડ્યું; ને બીજી બાજું લોકમતના એ મહાન વાહનને કાયદાની ચુંગાલમાં લાવી ગૂંગળાવી નાખે એવો શબ્દ અણજાણમાં પણ ન ઉચ્ચરવો કે એવું કાંઈ ન કરવું તે પણ જોવું રહ્યું: આદર્શનો કે પોતાના પત્રનો ભોગ આપ્યા વિના આ નાજુક કસોટીમાંથી કેળકર પાર ઊતર્યા.

માંડલેમાં છ વર્ષની જેલ ભોગવી ૧૯૧૪માં ટિળક પાછા આવ્યા ત્યારે વળી નવું ઉત્સાહનું મોજું આખા દેશભરમાં ફરી વળ્યું. પછી તો લોકસત્તા ને સ્વાતંત્ર્યને નામે યુરોપમાં પ્રથમ વિશ્વવિગ્રહ ફાટી નીકળ્યો. એ વિગ્રહમાં બ્રિટનને વફાદાર રહી એ ઉત્તમ સિદ્ધાંતો હિંદને પણ લાગુ પડે તે અર્થે દેશમાં જાગૃતિ આણવા ટિળક સાથે કેળકરે ઇન્ડિયન હોમરુલ લીગના મંત્રી તરીકે વ્યાખ્યાનો દ્વારા લોકમતને વ્યવસ્થિત ને સજાગ કરવા દેશપર્યટન કર્યું. ૧૯૦૭માં સૂરતમાં છૂટા પડેલા કોંગ્રેસના બે પક્ષો વચ્ચે ૧૯૧૬માં સંધિ થઈ, અને ત્યારથી કેળકરે કોંગ્રેસની ચર્ચાઓ તથા પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેવા માંડ્યો.

૧૯૨૦ના ઑગસ્ટમાં ટિળક ગુજરી ગયા, ને નેતૃત્વ મહાત્મા ગાંધીજીને હાથ ગયું. મહાત્માજીની વ્યક્તિમત્તાનું પ્રભુત્વ જાદુઈ હતું. લજપતરાય, મોતીલાલ નહેરુ ને દાસની સાથે કેળકર પણ ૧૯૨૧ની અસહકારની ચળવળમાં જોડાયા. નવીન નેતા આગળ એમનું હૃદય નમ્યું હતું, પણ બુદ્ધિ અણનમ રહી હતી. ૧૯૨૬થી એ ગાંધીવાદી નીતિરીતિના પ્રશંસક નહિ પણ ચિકિત્સક બન્યા. કોંગ્રેસની અંદર સ્થપાએલી 'સ્વરાજ પાર્ટી'ના સભ્ય તરીકે પ્રાન્તના મધ્ય વિભાગમાંથી ચૂંટાઇને ૧૯૨૪થી ૧૯૩૦ સુધી કેળકર મધ્યસ્થ ધારાસભામાં ગિરાજ્યા. સ્વભાવ, શક્તિ તથા અભ્યાસવૃત્તિને લઇને એમનામાં એ કાર્ય માટે પૂર્ણ યોગ્યતા હતી ને

તેથી તેને કરેલું તેમનું અર્પણ ખરે મૂલ્યવાન હતું. જેમ ૧૯૧૯માં હોમરુલ લીગના પ્રતિનિધિમંડળના પ્રવાસસમયે તેમ ૧૯૩૨માં ગોળમેજી પરિષદના સભ્ય તરીકે બ્રિટિશ જનતા આગળ હિંદનો દાવો તથા હિંદની પરિસ્થિતિ તેમણે સચોટ રીતે રજૂ કર્યાં હતાં. ૧૯૩૭માં પ્રાન્તોમાં લોકશાસિત પ્રધાનમંડળો રચાયાં ત્યારે કેળકરને પોતાનું જીવનસ્વપ્ન અંશતઃ પણ ફળેલું જોવાનો આનંદ થયો હતો. પ્રીમિયર ખેરે હમણાં જ કહ્યું હતું કે પોતે '૩૭માં વડું પ્રધાનપદ સ્વીકારીને તુરત જ શ્રી કેળકર પાસે જઈ તેમના આશીર્વાદ યાચ્યા હતા ને ઉદાર દિલથી તે તેમણે આપ્યા હતા.

કેળકરનું બૌદ્ધિક જીવન મુખ્યત્વે વૃત્તકાર તરીકે વ્યતીત થયું. સહતંત્રી ને વડા તંત્રી તરીકે 'કેસરી' સાથે ચાળીસ વરસ તે જોડાયેલા રહ્યા. રાજકારણ અર્થકારણ ઇતિહાસ ધર્મ સંસારસુધારો સાહિત્ય નાટક કલા અને ઇતર સૌ વિવિધ વિષય પર પોતે લેખો લખતા, ને ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યા પછી જ લખતા. તેમાંના ઘણાક તો ચિંતન વા સાહિત્યને મૂલ્યવાન અર્પણરૂપ બન્યા છે. મરાઠી ભાષા પર અજબ પ્રભુત્વ હોવાથી હરકોઈ ગહન વિષયને સ્વચ્છ સ્પષ્ટ ને સરળ બનાવવો એ તેમની લેખિનીને સહેલ વાત હતી. તેમની હાસ્યવૃત્તિ ખરે તીક્ષ્ણ ને હંમેશ સજગ રહેતી. ઉપમા તો એમની જ એમ સૌ કોઈ જાણતું. પોતાના હીરક મહોત્સવપ્રસંગે એમણે કહેલું કે આવા પ્રસંગો તો ટાઈપરાઈટરની પંક્તિનો અંત સૂચવતી ઘંટડી જેવા છે.

કેળકરે કેટલાંક ઉચ્ચ કોટિનાં પુસ્તકો પણ લખ્યાં છે. 'મરાઠે આણિ અંગ્રેજ' મરાઠાઓની, બલકે હિંદીઓની, અવનતિના કારણોનું પૃથક્કરણ તથા સ્પષ્ટીકરણ એવું ઉત્તમ રીતે કરે છે કે મરાઠાઓના ઇતિહાસ પર એ એક પ્રમાણભૂત પુસ્તક ગણાય છે. હાસ્ય તથા નર્મોક્તિની ઉત્પત્તિ વિષેનો દળદાર ગ્રંથ એ જાતની અજોડ કૃતિ છે તેમનાં રચેલાં કેટલાંક નાટકો હજી પણ રંગભૂમિ પર ભજવાય છે ને લોકપ્રિય છે. પોતાના અવસાન પૂર્વે થોડાં વરસ અગાઉ પ્રસિદ્ધ કરેલી આત્મકથા પંચાસ વર્ષે

દરમિયાનના મહારાષ્ટ્રના ને અંશતઃ હિંદના જાહેર જીવનની ઐતિહાસિક નોંધ જ કુદરતી રીતે બની રહે છે. એમનું સૌથી પ્રખ્યાત પુસ્તક લોકમાન્ય ટિળકની જીવનકથા (ત્રણ ગ્રંથ) છે. કેટલાં ય વર્ષો સુધી એ મહારાષ્ટ્ર સાહિત્યપરિષદના પ્રમુખ ચૂંટાયા હતા ને યોગ્ય રીતે સાહિત્ય-સમ્રાટ્ તરીકે સંબોધાતા.

એમનું માનસ વિકાસક્ષમ અને સહાનુભૂતિપૂર્ણ હતું. નવીન વિચારોને અપનાવતાં એ કદી અટક્યું નથી, અને તેથી ત્વરાથી બદલાતી જતી ગતિશીલ દુનિયામાં પોતે કદી સ્થાનભ્રષ્ટ થયા નથી. સમાજવાદ કે સામ્યવાદથી એ ભડકી ઊઠ્યા નથી, પણ તેમના ઉદ્ગમ અને પ્રચારનાં મૂળ કારણોની એમણે કદર કરી જાણી છે. એમનું બુદ્ધિપ્રધાન નિષ્પક્ષ માનસ પ્રશ્નની સૌ બાજુ નીરખ્યા વિના રહેતું જ નહિ. એમનો સાજ, વકીલ કરતાં ન્યાયાધીશનો જ વિશેષતઃ હતો, ને એ સાથે મળતાવડાપણું જોડાવાથી પ્રતિપક્ષીઓને પણ એ પ્રિય થઈ પડતા.

આવી અસાધારણ ગુણવત્તા હતી ને અસામાન્ય તક પણ હતી, તો પછી કેળકર વડાપ્રધાન કે રાષ્ટ્રપતિ જેવા ઉચ્ચતમ સ્થાને કેમ ન ચઢી શક્યા? બાંધછોડ કરનાર સમાધાનવૃત્તિ માટે તો એ સર્વત્ર જાણીતા હતા; પરન્તુ ગમે તેવા સ્વાર્થ કે કારણ સારુ પોતાનાં સૈદ્ધાન્તિક મન્તવ્યોનો ભોગ આપવા એ તૈયાર ન હતા. ઉચ્ચતમ સ્થાને પહોંચવાને કંઈક આક્રમક, દુનિયાદારીમાં કુશળ તથા સિદ્ધાન્તોની બાબતમાં પણ નમનક્ષમ હોવું જોઈએ, એ ગુણો એમનામાં ન હતા. કદાચ એ ગુણો વડે પોતાના પ્રિય આદર્શોની સિદ્ધિ બહેતર બનતી હશે, પણ ન તો પરદેશી નોકરશાહી કે ન તો સ્વદેશી ધનિકશાહી વા લોકશાહી એમને લલચાવી શકી. કેળકરના ઉદારચરિત ગૃહસ્થજીવનને ત્યાગીનો શાન્ત સમૃદ્ધ રંગ લાગ્યો હતો. જે જીવન હતું ત્યારે જીવવાની ધગશ હતી, તો મૃત્યુ આવ્યું ત્યારે તેને ભેટવાની પણ તૈયારી જ હતી, એ દર્શાવતું નાનું કાવ્ય[1] અવસાનના થોડાક કલાક પહેલાં જ એમણે લખેલું. યમદેવ સમક્ષ બેસી આવી અસાધારણ નિર્મળ શાંતિ જાળવી શકનાર માટે પૂજ્યભાવ જ પ્રગટે!

---

૧. જુઓ આ અંકનો મંજૂષા-વિભાગ—તંત્રી

રમણલાલ માણેકલાલ ભટ્ટ

# કલિકા

અને ખબરદારની કવિતા

## કૃતિનો ઉદ્‌ભવ ને ખબરદાર

A poet is not the final authority as to his own poems એ મોલ્ટનનો અભિપ્રાય ખબરદારની કૃતિઓને બરાબર લાગુ પડે છે. 'કલિકા'ની પ્રસ્તાવનામાં કવિએ પોતાની આ કૃતિ સંબન્ધી જે ઉદ્‌ગારો કાઢ્યા છે તેની સાથે સંમત થઈ શકાતું નથી.

'આ ખંડકાવ્યની રચના માટે કંઈક ખુલાસો કરવાને હું અહીં ઉચિત ધારું છું. ઇ. સ. ૧૯૫૨ના અંતિમ ત્રણ માસમાં હું સખત માંદગી ભોગવતો હતો તે વેળાએ આ કાવ્યની બે હજાર લીટી લખાઈ હતી × × જે ઊંડી વેદના ભુલાવવા માટે આ કાવ્યની પ્રેરણાના આનંદઘોધ એ દિવસોમાં ધસી રહ્યા હતા, તેમાં પ્રભુના અસીમ સ્નેહનાં જ પુણ્યદર્શન મને થયાં હતાં. આ કાવ્યની રચના સતત પ્રસારબંધ વહી છે, અને તેથી જ જે છંદમાં એ કાવ્ય રચાયું છે તેનું નામ મુક્તધારા રાખ્યું છે. × ×'

વિવેચનનો એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે કે સર્જક પોતે અનુભવેલું સંવેદન અધિકારી ભાવકમાં સંક્રાન્ત ન કરી શકતો હોય, ભાવકને એ સંવેદન ન અનુભવરાવતો હોય તો એના સંવેદનનું કશું મૂલ્ય નથી. કલાકાર નિજાનંદ ખાતર સર્જન કરતો હોય તો પણ કૃતિની સિદ્ધિ તો ભાવકના એને માટેના અનુભાવ પર જ અવલંબે છે.

ખબરદારની આ કૃતિનો ઉદ્‌ભવ કવિ કહે છે તેમ સાચી કવિતોચિત પ્રેરણામાંથી થએલો નથી લાગતો. સર્જક પ્રતિભાના આનંદની કોઈ ઉત્કટ, અભિવ્યક્તિ અર્થેની વૃત્તિમાંથી કે સર્જનાત્મક આવેગને પરિણામે આ કૃતિનો ઉદ્‌ભવ થયો હોત તો, કાવ્યની શરૂઆત જ મેરિડિથના કાવ્યના અપહરણથી કેમ થાત? આપણે આગળ જોઈશું કે આ કૃતિમાં બીજી કૃતિઓની ચોખ્ખી અસર કે અનુવાદ બારોબાર છે. એ હકીકત બાજુએ

રાખીએ તોપણ જે મૌલિક તત્ત્વ કૃતિમાં હશે તેમાં પણ આપણે કવિએ અનુભવેલું સંવેદન ભાગ્યે જ અનુભવીએ છીએ.

'કલિકા'ના ઉદ્ભવ સંબન્ધી અટકળ કરી શકાય. એક જમાનામાં પારસી કવિ ખબરદાર એક સૌથી વધારે લોકપ્રિય કવિ હતા. 'કાવ્યરસિકા', 'વિલાસિકા', 'પ્રકાશિકા', 'ભારતનો ટંકાર', પ્રભાતનો તપસ્વી', 'કુકકુટ દીક્ષા' અને 'સંદેશિકા'ના વાચકોને આ લોકપ્રિયતાનું કારણ શોધવું મુશ્કેલ નથી. ગુજરાતનો વિદ્વદ્વર્ગ કવિની કવિતા હર્ષથી વાંચતો અને એમની કવિતાને આપણા સંમાન્ય વિવેચકો નરસિંહરાવ અને આનન્દશંકરના ગુણદોષદર્શી વિવેચનનો પણ લાભ સારો મળેલો. ગુણદર્શી ગુજરાતી પ્રજાને ચરણે આપણા આ ઉત્સાહી કવિ લગભગ દર વર્ષે કાવ્યકૃતિની ભેટ ધરતા. 'સંદેશિકા' ૧૯૨૫માં પ્રસિદ્ધ થયું. તેમાં પ્રણયકાવ્યો ઊર્મિકાવ્યોના આકારનાં હતાં પણ લાંબા પ્રણયકાવ્યની ખોટ પણ કવિને સમજાઈ હશે એટલે મૅરિડિથના "Love in the Valley" જેવું કાવ્ય લખવાનો એમને વિચાર થયો હશે. માત્ર આટલું જ કારણ જો 'કલિકા'ના ઉદ્ભવનું હોત તો એ કૃતિ છે એટલી નબળી ન નીવડત; પણ એના ઉદ્ભવમાં એક સ્થૂલ હેતુ પણ જણાય છે અને તે ખબરદારની પ્રસ્તાવનામાંથી સમજાય છે. "આ કાવ્યનાયકનું પ્રેમરટણ સતત રહેતું હોવાથી વર્ષના તમામ દિવસોમાં ગાવા માટે તેની ૩૬૫ કડીઓ રચાયેલી છે." આ સ્થૂલ ઉદ્દેશ પાર પાડવાને પરિણામે તો અમુક અંશે આ કૃતિમાં કેટલીક ગંભીર ખામીઓ–કલ્પનની (Conception), આયોજનની, પદાવલિ, ભાષા, પ્રતિરૂપોના પરકીય તત્ત્વની–પ્રવેશી છે એ આપણે વીગતે જોઈશું.

## 'કલિકા' ખંડકાવ્ય?

ખબરદાર 'કલિકા'ને લાંબા ખંડકાવ્ય તરીકે ઓળખાવે છે પણ ખંડકાવ્યને પ્રથમ આવશ્યક પ્રસંગ, વસ્તુ, ઘટના અને પછી પ્રસંગ-ગૂંથણી, આયોજનની એકતા, આકારસૌષ્ઠવ, સમપ્રમાણતા અને એ બધામાં દૃષ્ટિગોચર થતું કવિનું કલાકૌશલ–આ તત્ત્વો 'કલિકા'માં નથી. 'કલિકા'માં કોઈ પ્રસંગ નથી; માત્ર કથાનક છે. "એક પ્રણયી નાયક પોતાની પ્રેમકથા શરૂઆતથી છેવટ સુધી કહી જાય છે. પ્રિયાદર્શનનો જીવન પલટાવતા અદ્ભુત ચમત્કારથી માંડી, પ્રિયાનાં સૌન્દર્ય અને

વિલાસનાં અનેકાનેક ચિત્રો ચીતરતો ચીતરતો નાયક પોતાનું સમસ્ત જીવન પ્રિયાહૃદયના બંધનમાં પડીને અર્પણ કરે છે, અને આખી દુનિયા જ તેને પ્રિયામય લાગે છે. + + + ખબરદાર આમ પોતાના કાવ્યના કથાનકને વર્ણવે છે. આ પ્રણયી નાયકના સંવનનની સત ભૂમિકાઓના આલેખનમાં કળાવિધાનની અપૂર્વતા જણાતી નથી. સૌન્દર્યવિભાગમાં નાયક પ્રિયતમાનું નખશિખાન્ત વર્ણન કરે છે, પણ સુન્દરીની સમગ્ર આકૃતિ ઊપસી આવતી નથી. વિલાસ, બંધન આદિ વિભાગોમાં આ નાયક સંવનનની એને જ્ઞાત કોઈ પણ પદ્ધતિ બાકી મૂકતો નથી! અને ખૂબીની વાત તો એ છે કે ૩૦૦૦ પંક્તિઓ આપણે આ નાયક બાજુમાં આસનસ્થ થએલી પોતાની પ્રિયતમાને મુક્તધારામાં ગાઈ સંભળાવે છતાં તે પોતે એક અક્ષાક્ષર ઉચ્ચારતી નથી ને બસ મૂંગી મૂંગી સાંભળ્યા જ કરે છે! એમાં પ્રતીતિજનક વાસ્તવિકતાનો અંશ નથી; કોઈ વખત નાયિકા હાજર હોય એમ એને ઉદ્દેશીને પ્રેમગાન ગાય છે તો કોઈ વખતે એની હાજરીનું ભાન ભૂલી ગયો હોય એમ એની સ્વગતોક્તિ (Soliloquy) આપણે સાંભળીએ છીએ. નાયિકાના સૌન્દર્યનું વર્ણન કોઈ વખત તો આ પ્રિયતમ એવું કરે છે કે એનું દિલ દુભાય અને છતાં એ કશો વિરોધ કરતી નથી એટલું જ નહિ, ઊલટે પોતાનો પ્રેમ એને સમર્પતી સાંભળીએ છીએ! કેવો ભાગ્યશાળી પ્રિયતમ! ખબરદાર પ્રસ્તાવનામાં કહે છેઃ "કવિશિરોમણિ શેક્સપીઅરે કહ્યું છે તેમ પ્રણયી, કવિ ને દિવાનો–એ ત્રણે કલ્પનાભૂમિમાં ભમનારા છે અને તેથી જ આ સાદી કથાના નાયકમાં પણ આ ત્રણે ગુણો ઓતપ્રોત છે." આ બચાવ ખોટો છે. 'કલિકા'માં નાયક સૌન્દર્યવર્ણનમાં પ્રમાણવિવેક ન બતાવે, ભાવોના ગાનમાં સચ્ચાઈ, સંગતિ ન બતાવે અને પરિણામે ભાવની એકતા ન આવે તો ભલેને એની પ્રિયતમાનો પ્રેમ સંપાદન કરી જાય પણ એનું પ્રણયકથાનક તો હૃદયસ્પર્શી ન થાય; કલાકૃતિ ન બને. સાચે જ, ખબરદારનાં આ નાયકનાયિકા વાસ્તવિક ભૂમિનાં નથી, અદ્ભુત ભૂમિનાંય નથી લાગતાં, પણ કોઈ ત્રીજી જ ભૂમિ–જે ખબરદારને પરિચિત હશે–તેનાં લાગે છે.

હવે એ સ્પષ્ટ થયું હશે કે આકૃતિનું આયોજન જ એક લાંબા ઊર્મિકાવ્યનું–Love in the Valley જેવાનું–હોઈ શકે. પણ આ ત્રણ

હજાર પંક્તિઓ ને ૩૬૫ મુક્તકોની રચના પેલા સ્થૂલ ઉદ્દેશને પરિણામે થઈ છે. પ્રમાણભાનનો અભાવ, નીરસ પુનરુક્તિ, અતિશય લંબાણ પાંખાપણું, એકવિધતા, રસપુષ્ટિનો અભાવ—કૃતિની રચનાના સ્થૂલ ઉદ્દેશમાંથી ને આયોજનના ખોટા ખ્યાલમાંથી ઉદ્‌ભવતી આ ખામીઓ આ પ્રકારની કૃતિમાં અપેક્ષા રાખીએ એવાં બીજાં કવિતોચિત સુલક્ષણોથી–ભાષા, પદાવલિ, લય, પ્રણયભાવો વગેરેથી–ઢંકાઈ ગઈ હોત તો આ કૃતિને સંપૂર્ણ નિષ્ફળતા ન સાંપડત. સાચા સર્જનાત્મક આવેગ વિના ઉત્સાહથી તણાઈ સ્થૂલ ઉદ્દેશ પાર પાડવાને મધ્યમ કોટિનો કવિ વિશાળ પટ પર પ્રણય જેવા વિષયનું નિરૂપણ કરવા જાય ત્યારે કેવું નિષ્ફળ પરિણામ આવે તેનો 'કલિકા' એક નમૂનો છે.

## 'કલિકા'નાં મુક્તકો

'કલિકા'ની કડી માટે ખબરદાર પ્રસ્તાવનામાં કહે છેઃ "દરેક કડી પૂર્ણ રીતે સ્વતંત્ર અને સ્વગ્રથિત છે. દરેક કડી વાંચતાં તે દરેક કડીમાંના ભાવ અને વિચાર તેમાં સંપૂર્ણપણે સમાયલા જણાશે. + + પ્રારંભથી અંત સુધીની કડીઓમાં ભાવ અને વિચારની સળંગતા અખંડ સચવાયેલી છે. સંસ્કૃત કાવ્યસાહિત્યમાં જેવાં મુક્તક લખાય છે, તેવી જ આ કાવ્યમાંની પ્રત્યેક કડી પણ છે." પણ આ તો મુક્તકનાં બાહ્ય આકારનાં લક્ષણો છે. ઊંચી કોટિનાં મુક્તકોમાં ઉક્તિલાઘવ, ભાવ વા વિચારની ચોટ ને સુરેખતા આવે છે, પંક્તિ પંક્તિ વચ્ચે અવિભાજ્ય સંબન્ધ હોય છે, ભાવની, વિચારની, કલ્પનાની તેજસ્વિતા કે ચમત્કૃતિ હોય છે, તે બધું ખબરદારનાં અનેક મુક્તકોમાં નથી. વળી, ઘણી વખત એક મુક્તકને બીજા સાથે કૃત્રિમ સંબંધ હોય છે, અંગઅંગીભાવ નથી. 'મેઘદૂત'નાં બે મુક્તકો વાંચો અને 'કલિકા'નાં બે મુક્તકો વાંચોઃ બન્નેની તુલના કરવાથી આ વસ્તુ સ્પષ્ટ થશે. કાલિદાસમાં વર્ણનનો વિકાસ છે, ખબરદાર વર્ણનવિષયની આસપાસ ગોળગોળ ફર્યા કરે છે.—

પ્રિયા કેરા હાથ શોભે કમળની દાંડી જેવા,
તાલ દેતા હાલે ધીમે વાયુ- ને તરંગ;
જાણે બંને ખભે એક એક ધૂમકેતુ ટાંગી
રજનીની દેવી ચાલે લટકતે અંગ;

પ્રિયાની કરાંગુલિની કોમળતા દેખી ખરે
ચંબેલી પોતાની પાંચ પાંખડીમાં પ્રાણ;
શું કામદેવ કેરો મૃદુ સુખમલી સાથો
બધાંને બનાવે એનાં સિદ્ધ પંચબાણ? (ખંડ ૪૬)

પ્રિયા કેરા હાથમાં છે કામણ ભરેલાં ઊંડાં,
મારે છે અદૃશ્ય કો કટારી એ જ હાથ;
કેળના નવાંકુરના ગાભા જેવા સૌમ્ય પણ
દેખતાં કે અડતાં એ કરી દે અનાથ;
મારે છે કટારી તેના ઘા છે અતિ કારી, પણ
રૂઝાવી યે શકે પસવારી ફરી સદ્ય;
રે, એ રતિ કેરા કટિબંધ જેવા વીંટાઈને
પડે મારે, મળે તો શી થશે મારી ગત્ય? (ખંડ. ૪૭)

અશોકની વેલી કેરાં કુળાંકુળાં પલ્લવો શી
પ્રિયાની હથેલી અતિ કોમળ જણાય;
ગુલાબી આકાશે પડે સૂર્યાસ્તની રેખા જેવી
તેવી એની હથેલીમાં રેખાઓ તણાયે;
દૂધ જેવી ગોરી ગોરી ત્વચા છે એ હાથ કેરી,
તેની નીચે આસમાની કિરણોની ભાત;
જાણે દ્રાક્ષ જેવી પારદર્શક આ ત્વચા નીચે
દ્રાક્ષારસ સરિ હિમ વહે દિનરાત.

તાજી તાજી ઝૂંડ ભરી ગુલાબની પાંદડીઓ
ખાઝી રહે પ્રિયા કેરી અંગુલિઓમાં ય
ઘડીકમાં ઝૂમીને સુકાઈ જાત ઝાડે તે તો
પ્રિયા કેરી અંગુલિમાં તાજી રહે સદાય;
સૌન્દર્યનાં સ્થાન દીસે વિશ્વમાં અનેક, પણ
મનુષ્યની આંખે જેને જોય તે ઝુમાય;
પ્રિયા કેરી અંગુલિમાં ગુલાબની પાંદડીએ
જોયું જે સૌન્દર્ય તે તો કદી ન વિસાય.

ભાવ લાક્ષણિક હોય છે ત્યારે પણ અભિવ્યક્તિની સંપૂર્ણ રુચિરતા નથી લાગતી. ખબરદારનાં મુક્તકોમાં નીચેનાં રમણીય છે:—

પ્રિયા, આજે આપણી આ પ્રેમની અનંત ઘડી
પ્રભુ પળ જેવી રહો અનંત લંબાઈ;
કોટિકોટિ જ્યોતિ તારે અંતરે છવાઈ ઊંડી,
તેને જોતાં ભૂલું બાહ્ય વિશ્વની વડાઈ;
અંધારાની દોરી ખેંચી અણુમાં સમાઈ જશું,
કે એ દોરી છોડી તેને કરશું વિરાટ;
પ્રેમમાં સમાય તેજ પ્રભુમાં સમાય, પ્રિયા
પ્રભુમાં સમાયે તેજ ખરી વિશ્વવાટ.

આવ, મદમાતી મારી રંગમાં રેલાતી ઉષા!
શુક્રતારો અંધારે આ ભટકે છે વ્યોમ;
આજે મારી આંખમાં આ તેજ તારાં આંજું નવાં,
સૂર્ય શી જગાડું મહાજ્યોતિ રોમ રોમ;
આવ, લહેરાતી નભસાગરે હેલાતી ઉષા!
તારલાઓ જોતા તને ખોય નિજ આંખ;
જોતો જોતો તને તારે હૈયે સરી જાઉં અંતે
ઊડી જાઉં છુપો હું સમાઈ તારી પાંખ.

## ખબરદારનું પ્રણયભાવોનું આલેખન

'કલિકા'નો નિરૂપણવિષય પ્રણય છે. પ્રેમના અનેક ભાવો નાયકે ગાયા છે. અને એમાં એ આપણી સમક્ષ પ્રણયી, કવિ, ફિલસૂફ ને દિવાનો એમ ચતુર્વિધ સ્વરૂપે ઉપસ્થિત થાય છે પોતાની સ્મરણશક્તિનો પૂરતો ઉપયોગ એણે કર્યો છે. "Love in the Valley"ના નાયકના ભાવો ઉછીના લઈ આવ્યો છે એ બાદ કરીએ તોપણ એના ભાવોમાં સચ્ચાઈ નથી અનુભવાતી. વિલાસ, મસ્તી, તૃપ્તિ, ઝંખના, ઉપભોગ, બંધન, પ્રબોધ, વિજય આદિના અનેક ભાવો ગાયા છે ને છતાં આ લાંબા કાવ્યમાં અવ્યવસ્થિત પાથરી મૂકેલા ભાવોમાં આપણે હૈયે વસી જાય એવા તો થોડા જ છે. એમાં કશી સુકુમારતા, આર્દ્રતા, ભવ્યતા નથી. એમાં કશો ચમત્કાર, આકર્ષકતા, નવીનતા નથી. એમાં બાલિશતા અને તેથી હાસ્યાસ્પદતા પણ જણાય છે. પ્રેમની સ્થૂલતા એમાં દેખાય છે. આધ્યાત્મિક પ્રેમની વાતમાં પણ કશી સંગતિ નથી દેખાતી. હમણાં સ્થૂલ પ્રેમનું તો બીજી ઘડીએ આધ્યાત્મિક પ્રેમનું ગાન એ ગાય છે. સ્થૂલમાંથી

સૂક્ષ્મ પ્રેમમાં સ્વાભાવિક પરિણતિ, જે પ્રતીતિ ઉપજાવે તે, આ કથાનકમાં નથી. એમાં સર્વગ્રાહી તત્ત્વ નથી. 'મેઘદૂત' વાંચતાં એના નાયક સાથે કલ્પનામાં આપણે એક થઈ જઈએ છીએ. એની લાગણીઓ આપણી લાગણીઓ બને છે; 'કલિકા'ના નાયક માટે આવો ભાવ નથી થતો એટલું નહિ, ઊલટું, એની ઠેકડી કરવાનું આપણને મન થાય છે. પોતાની કથા પ્રણયીઓમાં પ્રિય બને, અમર બને, પ્રેમનો કોશ બને એ આ નાયકને લલાટે નથી લખાયું; એ તો કોઈ રોમિયો-જૂલિયેટ, કોઈ લોરેન્ઝો-ઇસાબેલા, કોઈ દુષ્યન્ત-શકુન્તલાના ભાગ્યમાં છે.

'કલિકા'ની ભાષા, પદાવલિ

પ્રણયભાવોનો આપણે વિચાર કર્યો. હવે એ ભાવો જે ભાષામાં, પદાવલિમાં વ્યક્ત થયા છે તે આપણે જોઈએ.

એકંદરે 'કલિકા'ની ભાષા કવિતોચિત નથી. એ શિષ્ટ અને ભાવાનુકૂળ નથી. એમાં ડોળઘાલુ કૃત્રિમ તત્ત્વ વારંવાર પ્રવેશે છે. અડવા, ક્લિષ્ટ, રુક્ષ, તરજુમિયા, શિથિલ, ગ્રામ્ય ભાષાપ્રયોગો સ્થળે સ્થળે જણાય છે. નીચેનાં ઉદાહરણોમાંની સસ્તી પદાવલિ કવિતાને પોષક નથી. પ્રણય વિષયને ઉચિત સુસ્વરતાની, લાલિત્યની, કે માધુર્યની અપેક્ષા 'કલિકા'માં સંતોષાતી નથી.

દિવસનાં બારણાંને ઢાંકી અંતે સંધ્યાએ ત્યાં
સૂર્યતણું **તાળું** તેને લગાડયું **વચેટ**;
પૂર્વ થકી રજની ત્યાં આવતી અપાર દેખી
ખોલી તાળું તેણે તેને નાખી દીધું **હેઠ**;
રજની ને દિવસ ત્યાં મળ્યાં-બંને અતિ મોડાં,
દિવસે ત્યાં હૈયું ચીરી દાખ્યો નિજ હાલ;
રજની એ દેખી રડે રૂપેરી આંસુની ધારે:
પ્રિયા, ગયો કાળ પછી રડયામાં શો **માલ**?

સૂવ્યું છે કે સિંધુ ઉરે ચાંદરણી રાતે જ્યારે
ફીણફીણ થતાં મોજાં દૂધ શાં લ્હેરાય,
આવે પરપોટા તેની ઉપર ત્યાં નાચવાને
પરીઓ પધારે અતિ **હળુહળુ** પાય;

હળું હળુ પાયે એવી મૃદુમૃદુ ચાલે નાચી,
ફૂટે નહિ એક પરપોટાની યે પ્યાસ:
પ્રિયા મારી ચાલે ત્યારે ફૂલે વાયુ હાલે જાણે,
એવી કુંળી એવી મંજુ, એવી મૃદુ ચાલ!

આશા કહે જેની હું આંગણે વ્યોમવૃક્ષે ચંડું,
ભાગ્ય કહે જેની હું તો પડ્યું છું આ ભોંય;
ધર્મ કહે જેની હું આ ધરાને દોડાવું સીધી,
કર્મ કહે જેની મને ફૂટે સર્વ હોય;
પ્રેમ કહે જેની હું આ સ્વપ્નોના રચાવું મ્હેલો,
વિધિ કહે જેની હુ આ ભાંગ્યે હાંસ્લે ખાઉં:
પ્રિયા, એવા વિશ્વ વિષે મળે નહિ મેળ સૌના,
એક તારે હૈયે, રહું આન હું જ ગાઉં.

પ્રિયાનું વદન જાણે રત્નનું સદન, મોંઘું:
હીરા બાંધ્યાં પાનાં આંખે રમી હસે ધન્ય;
માણેકની દાબડીમાં મોતીડાં મઢેલાં ઊંચાં
મુખથી ઉકાવી શોભા બતાવે અનન્ય;
અર્ધપારદર્શી શનિતાર ગાલે વાડ કરે,
લલાટે અકીક કાળાં તાકી રહે તીર;
જોડે પરવાળાં મુખદ્વારે ચોકીબાન ઊભે,
એનાં પદ ચુંબીચુંબી મનાવું અધીર.

એકંદરે, ખબરદારની પદાવલિ વિપુલ ગણી ન શકાય. એમની શબ્દપસંદગીમાં સૂક્ષ્મ સુરુચિ પણ જણાતી નથી. શબ્દના વાતાવરણનો, સામર્થ્યનો, એની સંવાદિતાનો, માધુર્યનો, સુકુમારતાનો પૂરો ખ્યાલ રાખીને કવિ લખતા હોય એમ લાગતું નથી; આ શબ્દો ઉર્મિસ્પૃષ્ટ ઘણે સ્થળે થતા નથી. તેથી છંદના ચોકઠામાં બહુ પ્રયત્ને, જેમ તેમ કરીને ગોઠવાઈ જાય છે; એક વખત આપણે ગાડીઓમાં ગોઠવાતા હતા તેમ! સ્થળે સ્થળે પ્રાસ મેળવવા માટે શબ્દોની પસંદગી અર્થને ભોગે પણ થઈ છે તેથી કૃત્રિમતા આવી છે.

## 'કલિકા'માં પ્રતિરૂપો

'કલિકા'માં પ્રતિરૂપો એના કાવ્યગુણથી નહિ એટલાં એની

સંખ્યાથી ધ્યાન ખેંચે છે. આ પ્રતિરૂપો મોટે ભાગે કવિ પ્રકૃતિમાંથી લે છે. એકના એક પ્રકૃતિવિષયોમાંથી વારંવાર પ્રતિરૂપો 'કલિકા'માં દેખાય છે તેથી એકવિધતા આવે છે, કૃત્રિમતા પણ આવે છે. વળી પ્રકૃતિ ઉપરાંત ગણિત, ભૂમિતિ, ભૂગોળ પણ એનાં ઉદ્‌ભવસ્થાન હોય છે. આ પ્રતિરૂપોનો મોટો દોષ એ છે કે એ ઊર્મિપ્રાણિત થતાં નથી. બીજી રીતે કહીએ તો આ પ્રતિરૂપો કવિની ઉત્કટ ઊર્મિનો અંશ નથી અમુક ભાવોનો અવિભાજ્ય અંશ બન્યા વિના માત્ર એ ભાવોને સદૃષ્ટાન્ત કરવાને, અમુક પરિસ્થિતિને સ્પષ્ટતર કરવાને તે આવે છે. એની અપીલ પ્રત્યક્ષ કરતાં બૌદ્ધિક કે પરોક્ષ વધારે છે.

ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી
ક્ષિતિજના આંગણામાં ચંદ્ર પડ્યો હોય,
પ્રિયાકેરી વેણીમાંથી ખરીને પડેલું એવું
મોગરાનું ફૂલ દેખી મન મારું મોહ્યું;
મોગરાનું ફૂલ એવું સુંઘતાં હું સ્વપ્ને સરું—
ફૂલમાંથી કેશ, અને કેશમાંથી શીશ,
શીશમાંથી મન, અને મનમાંથી આત્મા—એમ
જડે પાછાં જગત ને જગતનો ઈશ.

ફૂલમાંથી કેશ અને કેશમાંથી શીશ તરફ મનની તે ગતિ બુદ્ધિની છે; ઇન્દ્રિયની નથી.

કવિની થોડી ઉત્પ્રેક્ષાઓ કેટલી અનાકર્ષક, સામાન્ય, હાસ્યાસ્પદ ને દૂરાકૃષ્ટ છે તે જુઓ:

પ્રિયાતણી સાડીનો હું સુણું સસણાટ તે તો
જાણે તલવારબાજી ચલાવે છે પ્રેમ;
અબુધ એ જોતાં હું ચગાઈ હઠી જાઉં હારી,
કે આ સામો પ્રરી ત્યાં કપાઈ જાઉં એમ?
ધસી ત્યાં કપાઈ એના ચરણની પાસે પડું,
જાય આરપાર મારું હૈયું ત્યાં ઘવાઈ:
પ્રિયાતણી સાડીનો હું સુણું સસણાટ ત્યારે
વાગે મારે હૈયે જાણે યુદ્ધસારણાઈ.

પ્રિયાકેરું હાસ્ય એક વેળા પણ જોયું કદી ?
કમળ ને ગુલનાં ત્યાં વન લેહેરાય;
પ્રિયાકેરું હાસ્ય એક વેળા પણ સુણ્યું કદી ?
પંચધાતુ ઘંટડીના સૂર ત્યાં વેરાય :
પ્રિયાકેરું હાસ્ય એક વેળા જોયું, સુણ્યું સાથે ?
એ તો જાણે દારૂખાનું ઊડે કો અમૂલ,
અગ્નિબાણ ચઢી ઊંચે ફૂટી કડકડી નીચે
વર્ષાવે અનેકરંગી તેજકેશ ફૂલ !

પ્રિયા જ્યારે હસે ત્યારે જાણે ગુલકળી ફાટી
રહે પથરાઈ તેની પાંદડી ચોપાસ;
બુલબુલ જેવી એની આંખો ચમકીને સાથે;
પાંખો ફફડાવતી લે ગુલની સુવાસ;
પણ પ્રિયા રોય ત્યારે સૌન્દર્ય અમોલ વાધે,
તેથી એને ખીજવવું વ્હાલું લાગે પૂર :
આંખો કેરી છીપલીઓમાંથી ત્યાં વેરાઈ મોતી
અરબ્બી મોતીડાં યે ઊતારી દે નૂર !

પ્રિયા મને પ્રથમ જ મળી જ્યારે ગઈ ત્યારે
ફૂલ જેવો નાખ્યો મારા અંતરે નિઃશ્વાસ :
"અરે એવા આનંદે તો આત્મારૂપ દેહ બને,
દેહ નહી રહે, માત્ર રહે દેહાભાસ;"
પ્રિયા મને પ્રથમ જ મળી જ્યારે ગઈ ત્યારે
તારા જેવો ખુલ્યો મારે અંતરે આનંદ :
અરે એવા શોકમાં તો સુખના સમુદ્ર ઝૂલે,
આનંદનાં આંસુમાં છે શોકનાં આક્રંદ !"

## 'કલિકા'નો છંદ

છંદઃશાસ્ત્રી થવાનો ખબરદારનો મોહ, એમની ઘણી કૃતિઓને હાનિકારક નીવડ્યો છે; 'કલિકા'ને સાવિશેષ. 'કલિકા' માટે ખબરદારે મુકતધારા, એમનો પોતાનો બનાવેલો છંદ, પસંદ કર્યો છે. પ્રતિભાશાળી કવિ પોતાની કલ્પ્નાની સચોટ અભિવ્યક્તિ માટે પોતાની પ્રતિભાને અનુકૂળ એવાં નવાં રૂપો ઘડે, નવાં આયોજનો રચે. નવા છંદ બનાવે,

જૂના છંદોમાં ફેરફાર કરે, નવાં મિશ્રણો કરે, તેની સામે ભાગ્યે કોઈને વાંધો હોઈ શકે, ઊલટું એ તો આવકારપાત્ર છે. અલબત, કવિએ જે વાહન પસંદ કર્યું–પ્રચલિત કે ઉપજાવેલું–તે એનાં સંવેદનની અભિવ્યક્તિ માટે સમુચિત છે કે નહિ તે તપાસવાનો વાંચકનો અધિકાર છે ખરો દરેક મહાન કવિ પોતાની પ્રેરણાને અનુકૂળ વાહન પસંદ કરી લે છે વા નવાં ઉપજાવે છે. નાનાલાલનું અપદ્યાગદ્ય એનું સારું દૃષ્ટાન્ત છે. નાનાલાલને પોતાની પ્રતિભાની અભિવ્યક્તિ માટે પ્રચલિત વાહનો અનુકૂળ નહિ લાગ્યાં એટલે એમણે અપદ્યાગદ્યમાં અભિવ્યક્તિ શોધી. આ અપદ્યાગદ્ય એ છંદ ભલે ન હોય પણ આપણે એમ નહિ કહીએ કે નાનાલાલે અપદ્યાગદ્ય કરતાં બીજું કોઈ વાહન પસંદ કર્યું હોત તો વધારે સારું. આ વાહન એમની પ્રતિભાને અનુકૂળ હતું એવી આપણી લાગણી થાય છે. ખબરદારના મુક્તધારા સંબંધી આપણો અનુભવ ભિન્ન છે. મુક્તધારાના ઉદ્ભવમાં ને પસંદગીમાં કંઈક સ્થૂલ હકીકત છે. છંદઃશાસ્ત્રી થવાના મોહ ઉપરાંત એક બીજું કારણ મને સમજાય છે તે એ કે કવિને એવો છંદ જોઈતો હતો જેમાં મેરિડિથની કવિતાનું ભાષાન્તર સરળ રીતે થાય, એની અસર સહેલાઈથી પદ્યમાં ઝિલાય.

પણ એમાં એ કેટલે અંશે સફળ થયા છે? આ છંદ આપણી અક્ષરમેળ કે માત્રામેળ પદ્ધતિનો નથી; એ તો અંગ્રેજી પ્રયત્નના (Stress) સિદ્ધાન્ત ઉપર રચાયેલો છે. ગુજરાતીમાં અંગ્રેજીના પ્રકારનો પ્રયત્ન છે જ નહિ અને ખબરદારે એને પાયામાં સ્વીકારીને આ છંદની રચના કરી છે એ એની પ્રથમ ગંભીર ખામી છે. ભાષાના ઉચ્ચારણનું તાત્ત્વિક સ્વરૂપ તો દરેક છંદરચનામાં જળવાવું જ જોઈએ. આપણા વિવેચકો આ બાબત પરત્વે આગ્રહ સેવે છે છતાં એ તરફ ઉપેક્ષા અંગ્રેજી લયો ગુજરાતીમાં ઉતારતા આપણા કવિઓ, રેડીઓ પર અને બીજે સીનેમા-ઢબે ગીતો, રાસ, લોકગીતો ગાતા ગાયકો, મુશાયરાના ગઝલકારો સેવે છે એ હકીકત કેટલી ખેદજનક છે! અસ્તુ. મુક્તધારામાં મધુર ગેયતા નથી. લાલિત્ય (Grace) વિનાનો આ છંદ પ્રેમવિષયને અનુકૂળ નથી. 'કલિકા'ની સંપૂર્ણ નિષ્ફળતા માટે અમુક અંશે આ છંદ પણ જવાબદાર

છે: ઊર્મિ, ભાવ, તરંગનું રસાયણ તેમાં ઘણી વખત થતું નથી પણ-થાય છે ત્યારે ય આ કવિએ પસંદ કરેલા વાહનમાં બરાબર ઢળાતું નથી. ખબરદારમાં મુક્તધારા, ધ્વનિત, 'મહાછંદ' આદિ છંદો સ્વરભાર પદ્ધતિ અનુસાર રચાયેલા હોવાથી ને તેથી ગુજરાતી ભાષાની ઉચ્ચારણની ખાસિયતને પ્રતિકૂળ હોવાથી ભવિષ્યનો છંદઃશાસ્ત્રનો ઇતિહાસકાર એને અવશ્ય વખોડી કાઢશે.

## 'કલિકા'માં અપહરણ

'કલિકા'ના વાચન દરમિયાન જ એની સંપૂર્ણ મૌલિકતા સંબન્ધી શંકા ઊપજે છે. સ્થળે સ્થળે એની તરજુમિયા ભાષા, એના અડવા ભવો ને પ્રતિરૂપોને આ બધાથી ઊપજતું અડવું, ક્વચિત્ અવાસ્તવિક વાતાવરણ આ કૃતિ ઉપર બીજા કોઈ કવિના ભારોભાર ઋણની પ્રતીતિ કરાવી દે છે. આ ઋણસ્વીકાર કંઇક છુપાવીને ને જાણે નછૂટકે 'કલિકા'ની પ્રસ્તાવનામાં કવિએ કર્યો છે:

> આ કાવ્યમાં ઈંગ્લાંડ, અમેરિકા, યુરોપ, હિંદ આદિ દેશોની અનેક ભાષામાંનાં કાવ્યોનાં અનુસરણ, અનુકૃતિ કે અનુવાદ રસિક વાંચકને બહુ ઠેકાણે નજરે આવશે. એ સર્વ યોગ્ય સ્થળે અને યોગ્ય કાળે આ કાવ્યની રચનામાં જેમ જેમ સ્ફુરતા ગયાં તેમ તેમ કશા પણ સંકોચ વગર તેઓને રચનામાં સ્થાન આપ્યું છે. એ લખાતી વેળા મૂળ કાવ્યો મારી પાસે હતાં નહીં. એટલે માત્ર સ્મરણમાં તેઓની જેટલી છાયા હતી અને તેઓના જેટલા સંસ્કાર પડેલા હતા, તેનું પ્રતિબિંબન અહીં ઉદ્ભવવા પામ્યું છે. × ×

પ્રથમથી જ એ સ્પષ્ટ કરી દેવાની જરૂર છે કે 'કલિકા'માં મેરિડેથની માત્ર સમાન કે અજાન અસર નહિ પણ સ્થળે સ્થળે એનાં જુદાં જુદાં કાવ્યોના ખંડોનું અક્ષરશઃ ભાષાન્તર પુસ્તક સામે રાખીને થયું છે. Love in the Valleyના નીચેના ખંડો સાથે 'કલિકા'ના આ ખંડો સરખાવતાં આ વિધાનની પ્રતીતિ થશે:

> Shy as the squirrel and wayward as the swallow
> Swift as the swallow along the river's light
> Circleting the surface to meet his mirrored winglets
> Fleeter she seems in her stay than in her flight.

Shy as the squirrel that leaps among the pine-tops,
Wayward as the swallow over head at set of sun,
She whom I love is hard to catch and conquer,
Hard, but O the glory of the winning were she won!

હરિણી શી ભીરુ, કાડી ખાડી જેવી વેગવતી
વાયુ જેવી ચપળ ને સદાની અબંધ;
સ્હેજે શિર ઢાળે બની સલજ્જ લજામણી શી,
સ્હેજે તાળી પાડી કરે પ્રેમચક્ષુ અંધ;
હરિણી શી ભીરુ, હા, જે જંગલો કૂદાવી જાય,
વાયુ શી અબંધ, જે ઘૂમાવે જગઅંતે
દુર્ઘટ છે પ્રિયા એવી બાંધવા કે જીતવાને
દુર્ઘટ છતાં જીતી તો રંગ શો રે રંગ

(૧૦૯)

All the girls are out with their baskets for the primrose;
*Up lanes, woods through, they troop in joyful bands.*
My sweet leads: she knows not why, but now she loiters,
Eyes the bent anemones, and hangs her hands.
Such a look will tell that the violets are peeping,
Coming the rose: and unaware a cry
Springs in her bosom for odours and for colour,
*Covert and the nightingale: she knows not why.*

શેરીફેરી કન્યાઓ સૌ વાડીમાં જવાને ચાલી,
ટહુકતી મેનાઓની ટોળી જાણે હોય;
ભોળી મારી હારે સૌને: જાણે નહીં શાને કાજે;
હરિણી શી ચપળ ને ભીરૂ ભીરૂ જોય;
ભીરૂ ભીરૂ જોય, જાણે આવે કો દિગંતમાંથી,
ફૂટે એને અંતરે કો અણસુણ્યો સાદ;
આંબલા ને વાયરા ને મંજરી ને કોકિલ ને—
જાણે નહીં શાને કાજ આવે એવા નાદ.

(૧૪૩)

Heartless she is as the shadow in the meadows
Flying to the hills on a blue and breezy noon.

No, she is athirst and drinking up her wonder;
Earth to her is young as the slip of the new moon
Deals she an unkindness, 'tis but her rapid measure
Even as in a dance; and her smile can heal no less
Like the swinging May-Cloud that pelts the flowers
with hail-stones
Off a sunny border, she was made to bruise and bless.

બળતે બપોરે એકુ વાદળની છાયા જેવી
ઊડી જાય દૂર, તેવી છે એ દયાહીન;
દોડી જાય બધી દુનિયાનું તેજ પીવા,
બીજચંદ્ર જેવી એની ધરા છે નવીન;
શ્રાવણના વ્યોમ જેવી ઘડી રીઝે ઘડી ખીજે,
જાણે મારું ઉર એણે ઠીગલી છે લીધ;
જેવી હોય, તેવી, તો ય ઉર મારું બાંધી નાસે
મારવા ને તારવા છે દેવે એને કીધ.

(૧૧૦)

આમ, આપણા આ કવિએ 'કલિકા'માં આ અનુવાદો ગોઠવી દીધા છે અને બીજાના માલને પોતાનો કરીને ખપાવવાનો પ્રયત્ન કર્યો છે. એક કાવ્યના વા જુદાં જુદાં કાવ્યોના ખંડનું ભાષાન્તર જુદે જુદે સ્થળે ગોઠવવાથી ભાવનું સાતત્ય, ભાવની એકતા ક્યાંથી આવે? કવિએ આ અપહરણોનો સ્વીકાર નથી કર્યો.

બીજા કવિઓના પોતાના ઉપરના ઋણનો સ્વીકાર આપણા બીજા કેટલાક કવિઓએ કર્યો છે એ એમની પ્રમાણિકતા નિખાલસતા સ્પષ્ટપણે પુરવાર કરે છે. કૃતિના રચના વેળાએ 'કોઈ કવિની અસંપ્રજ્ઞાત અને રચના પછી અનુભવેલી અસર નરસિંહરાવ જેવાં એમનાં કાવ્યોમાં ખુશીથી સ્વીકારે છે. ખબરદાર એવાં ઋણસ્વીકાર કરવાનું બાજુએ મૂકી બીજા કવિઓની "અસંપ્રજ્ઞાત અસર હેઠળ લખાયેલી અને તેથી મૌલિક" *કૃતિઓને કેવી રીતે મૂલવવી એને માટે સહૃદયોને ઉત્સાહી માર્ગદર્શન કર્યું છે!

* ખબરદારનો મૌલિકતાનો ખ્યાલ બહુ ભ્રામક અને ખોટો છે એ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમના "આત્માના ઉદ્‌ગારોથી વિભિન્ન નહી" એ મથાળા હેઠળના તલસ્પર્શી લેખમાં બહુ સચોટપણે બતાવ્યું છે.

... ખબરદારના આ અનુવાદો અનુવાદો તરીકે પણ સારા નથી. એમાં મૂળની કશી ખૂબી–લયની, ભાષાની, પદાવલિની, ભાવની, અભિવ્યક્તિની –ઊતરી નથી; ઊલટું, મૂળ કૃતિના સૌંદર્યને વિરૂપ તો બનાવી દીધું છે. ગદ્યના–કેટલેક સ્થળે તો ખરાબ ગદ્યના–ટૂકડા ખબરદારે જાણે પ્રયત્નપૂર્વક પોતાના બનાવેલા મુક્તધારા છંદમાં ગોઠવ્યા છે.

આ ઉપરથી એક બીજી વાત પણ સમજાય છે કે મેરિડિથની પ્રતિભાને ગુજરાતીમાં ઉતારવાને ખબરદારની કવિત્વશક્તિ પૂરતી નથી. અનુકરણ, અનુવાદ અને અપહરણ માટે બીજો કોઇ કવિ એમણે શોધવો જોઈતો હતો. ઠીક, મેરિડિથની વિશિષ્ટતા તો બાજુએ રહી, કેટલેક સ્થળે તો એની પોતાની કેટલીક ખામીઓ અનેકગણી વધીને ખબરદારને હાથે 'કલિકા'માં ઊતરી છે.

### ખબરદારની કવિતાશૈલીનાં કેટલાંક વ્યાવર્તક લક્ષણો

ખબરદારની કવિતાશૈલીનું તરત ધ્યાન ખેંચે એવું લક્ષણ છે સરળતા. પણ આ સરળતા ઉપર આપણે અણઘટતો ભાર ન મૂકીએ. ખબરદારમાં આ સરળતા ક્વચિત્ જ સંસ્કૃત આલંકારિકોના પ્રસાદગુણની કોટિએ પહોંચે છે. 'કલિકા'માં સરળતા ગુણ કરતાં દોષ વધારે બને છે; સરળતા એ સામાન્યતા અને તુચ્છતામાં સરી પડે છે.

• આ સરળતા લાવવાના સભાન પ્રયત્નમાંથી ખબરદારની શૈલીનો બીજો દોષ ઉદ્‌ભવે છે–પથરાટ અથવા વિકીર્ણતા. એક બાજુ કોકાર હાંસીહાંસીને ક્વચિત્ તો કવિતા ન ઝીલી શકે એટલો બધો અર્થ પોતાનાં કાવ્યોમાં ભરે છે; ખબરદાર બીજી બાજુ સંક્ષિપ્તતાની ઉપેક્ષા સેવે છે. આ પથરાટ એમની બધી જ કૃતિઓનું–'દર્શનિકા' જેવી સારી કૃતિનું પણ–લક્ષણ થઈ ગયું છે. આ પથરાટને લીધે તેમ કવિત્વમય અભિવ્યક્તિના અભાવને લીધે 'કલિકા'માંનાં કેટલાંક સારાં પ્રણયમુક્તકોમાં પણ ચોટ નથી આવતી.

ત્રીજું લક્ષણ તે ચિત્રાત્મકતાનો અભાવ. ચિત્રસર્જન એ સાચી પ્રતિભાનું જ લક્ષણ છે. પણ એ તો મેરિડિથમાં નથી ને મેરિડિથના અનુકરણકારમાં પણ નથી. જુદાં જુદાં પ્રતિરૂપોની તરંગમાલા–મોટે

ભાગે બુદ્ધિને ને ક્વચિત્ જ હૃદયને સ્પર્શતી—આમાં છે પણ ચિત્રાત્મકતા કહેવાય, સમગ્ર ચિત્રનો આહ્લાદ જેમાંથી પ્રાપ્ત થાય એવા ચિત્રસર્જન કરતાં આ હારમાળા ભિન્ન પ્રકારની છે. કીટ્સ, ઠાકોર, સુન્દરમ્ એક પ્રતિરૂપના ઉપયોગથી, વા ભાષા વિચાર ને લયની શક્તિથી કેવું ઇન્દ્રિયગ્રાહ્ય સમગ્ર ચિત્ર ખડું કરે છે!

ખબરદારની શૈલીમાં બળ નથી તેનું સૂચન ઉપર થઈ ગયું છે. લયની, છંદની, ભાષાની, વિચાર વા ભાવની શક્તિ—અને આ શક્તિ પ્રતિભાશાળી કવિઓમાં હોય છે—તે ખબરદારમાં નથી. 'કલિકા'માં દેખાતી પ્રવાહિતા પદની પ્રવાહિતા છે, અર્થની કે ભાવની પ્રવાહિતા કે ગતિ નથી.

નીરસ પુનરુક્તિ એ ખબરદારની શૈલીનો મોટો દોષ છે. કલામય પુનરુક્તિનો ઉપયોગ આપણે ટેનિસનની, કાન્તની કવિતામાં જોઈએ છીએ. ખબરદારની કવિતામાં પુનરુક્તિ પદરાટ કરવાની આદતમાંથી ઉદ્ભવે છે ને શબ્દાળુતા લાવવા સિવાય બીજી કશી ગરજ સારતી નથી. નાનાલાલના શબ્દવૈભવમાંથી ઉદ્ભવતી શબ્દાળુતાથી ખબરદારની શબ્દાળુતા ભિન્ન પ્રકારની છે.

## ખબરદાર અને અન્ય કવિઓ

ખબરદારની કવિતાશૈલીનો વિચાર કરતાં એમના સમકાલીન કવિ ઠાકોર સાથે એમની તુલના ઉપર થઈ ગઈ છે. બીજા થોડા સમકાલીનો સાથે પણ એમની તુલના અહીં સંક્ષેપમાં કરી લઈએ. બળવંતરાયમાં અર્થઘનના ક્વચિત્ દુર્બોધતાની કક્ષાએ પહોંચે છે; વિચારનું તત્ત્વ ઊર્મિતત્ત્વ કરતાં એમની કવિતામાં વિશેષ પ્રત્યક્ષ થાય છે, પણ ઊંચી કવિતાનાં સુલક્ષણો—સુસ્પષ્ટતા, તેજોમયતા, ઇન્દ્રિયગ્રાહ્યતા—એમનામાં સુપ્રમાણમાં છે. નરસિંહરાવમાં ભાવનો આવેગ જોઈએ તે કરતાં મહ્યો ઓછો છે, પણ તેમના ભાવની સચ્ચાઈ વિશે કદી શંકા ઊપજતી નથી, ભાવનિરૂપણમાં એમની કલાસમજ ખબરદાર કરતાં વિશેષ ઊંચી કોટિની છે; ગુજરાતી ભાષાનું તાત્ત્વિક સ્વરૂપ અને માધુર્ય એમની કવિતામાં બરોબર ઊતરે છે. બોટાદકરમાં ભાવવૈવિધ્ય ઓછું છે છતાં જે ભાવો એમણે ગાયા છે તેમાં મૌલિકતા અને આવેગ ખબરદાર કરતાં વધારે છે. કલાપીમાં કસબ

ઓછો છે, પણ ઊર્મિની ઉત્કટતા ને સચ્ચાઈથી, તેમ જ સાચા પ્રસાદથી એ ખામી ઓછી અનુભવાય છે. પરંતુ ખબરદારની કવિતામાં ઊર્મિની ઉત્કટતા ને સંવેદનની સચ્ચાઈ ઘણી વખત અનુભવાતી નથી; આત્મસાત્ નહિ કરેલા પરકીય ભાવો પદ્યની હથોટીને લીધે ખબરદાર પોતાનાં કાવ્યોમાં જોડી દે છે. કવિ તો પ્રેરણાના ધોધોની વાતો કરે છે પણ સર્જક ને ભાવકનો અનિવાર્ય સંબંધ આપણે સ્વીકારીએ. કવિના સંવેદનની ઉત્કટતા ને સચ્ચાઈની શંકા ન ઉઠાવીએ તો પણ કૃતિના વાચને એ સંવેદન નથી અનુભવાતું એ વાચકોની ફરિયાદ કોરે મૂકવા જેવી તો નથી. એમની કવિતાને પરિમાર્જનનો નહિવત લાભ મળ્યો છે. પોતાની સામાન્ય કવિત્વશક્તિને વફાદાર રહીને કવિ કાવ્યો સર્જે છે ત્યારે પણ એમાં ભાષાની, પદાવલિની, અભિવ્યક્તિની, ઘાટની ખામીઓ તરત આંગળી ચીંધાય એવી આવે છે. સંપૂર્ણ કહેવાય એવાં એમનાં કાવ્યો ગુણવત્તામાં અને વિપુલતામાં, એમના સમકાલીન કવિઓ–નરસિંહરાવ, ઠાકોર, કલાપી–કરતાં ઓછાં છે. નાનાલાલ સાથે એમની તુલના સમજીને નથી કરી; જો કે ખબરદારના યુવાન કવિભક્તો એમને નાનાલાલથી ઉચ્ચતર સ્થાન અર્પવાનો, અરે, કેટલાક તો છેલ્લાં સો વર્ષના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે સ્થાપવાનો પ્રયાસ કરે છે. ખબરદાર સાથે તો શું, નરસિંહરાવ, ઠાકોર, કલાપી, બોટાદકર અને કાન્ત સાથે નાનાલાલની તુલના કરવાથી કશું નવું તારતમ્ય નીકળે એમ નથી. નાનાલાલની પ્રતિભા જ વિલક્ષણ છે. એની કલ્પનાસમૃદ્ધિ, એની રંગપ્રિયતા, એનું સમમાધુર્ય, એના ભાવોનું વૈવિધ્ય, ભવ્યતા, સુકુમારતા; એની અપ્રતિમ ઊર્મિકતા (lyricism), એનું ભવ્ય સર્વગ્રાહી જીવનદર્શન, ઊર્મિ કલ્પના ને ચિંતનનો સંવાદી મનોહર સુયોગ; ભાષાની સુસ્વનતા ને લાવણ્ય; લયનું, પદાવલિનું કોઈ વખત તો જાદુઈ કહેવાય એવું આકર્ષણ; પદનું ને વિચારનું બળ–આ બધું એમની ખરેખર વિપુલ કહેવાય એવી સર્જનકૃતિઓમાં છે, તે એમને ઉપરના કોઈપણ કવિ કરતાં ઉચ્ચતર પદે સ્થાપે છે. કોલરિજ જેને 'ઇમેજિનેશન' કહે છે, આપણા સંસ્કૃત આલંકારિકો જેને "નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા પ્રતિભા" કહે છે તેવી રૂપનિર્માણશક્તિ નાનાલાલ જેટલી ઉપરના અન્ય કોઈ કવિમાં નથી.

પ્રા. મોહનભાઈ શંકરભાઈ પટેલ

# ઇન્દ્રના આશ્રયે[1]

: ૧ :

સાંજ પડવા આવી હતી.

સરસ્વતીને તીરે આર્યોના એક જનપદમાં ઘેર ઘેર અગ્નિદેવને સાંધ્ય અર્ધ્ય આપવાની તૈયારી ચાલતી હતી. દિવસભરના તાપથી કંટાળેલા લોકો રાત પડતાં કંઈક આનંદિત જણાતા હતા.

આ વર્ષે ઉનાળો બહુ લાંબો ચાલ્યો કેમ કે વરસાદ અકારણ મોડું કરતો હતો. લોકોએ મંત્રોચ્ચાર કર્યા; કાળાં વસ્ત્ર પહેરી કાળા રંગના પ્રાણીઓનાં બલિદાન આપ્યાં; નાના બાંટવાને પાણીમાં બોળીને જમીન પર છંટકાવ કર્યો. તો યે પર્જન્યની પધરામણી ન થઈ. આખરે, જનપદના મુખીએ એક થાંભલે પેટું અને કૂતરું લાંબા વાળ વડે બાંધ્યાં, —આસુરીતત્ત્વને દૂર કરવાને. તો પણ વરસાદ આવવાની કશી આશા ન બંધાઈ. પ્રયત્નો કર્યા છતાં વરસાદ નહિ આવવાથી લોકોએ પોતાનું જનપદ છોડી, જ્યાં પાણીનાં પૂર પહોંચી ન શકે એવી ઊંચી જગાએ બાંધેલી પોતાની કુટીરોમાં જવાનું હજી વિચાર્યું જ ન હતું. કેટલાકે તો ત્યાં જવાનું યોગ્ય ધાર્યું જ ન હતું.

એ જનપદના પાદરે એક ઘરની ઓસરીમાં પોતાની પત્ની અને પુત્ર સાથે વાત કરતો ગૃહપતિ બેઠો હતો, "વર્ષોથી અહીં રહીએ છીએ, વાસ્તોષ્પતિને ઘરનું રક્ષણ કરવા પ્રાર્થના કરીએ છીએ. અને પૂરનાં પાણી તો અહીં સુધી કદી આવ્યાં નથી. શા માટે આપણે આ જનપદ છોડી પેલા ટેકરા પરના પુરમાં જવું!"

---

૧. આ સંક્ષિપ્ત ભાષાન્તર માટે જુઓ આ અંકનાં આરંભપૃષ્ઠોમાંની નોંધ—તંત્રી

"પિતાજી, પણ ઇન્દ્રની અવગણના કરવાથી એ ક્રુદ્ધ નહિ થાય? હમેશની માફક આ વખતે પણ આપણે પુરમાં જવું જોઈએ."

"ઓજસ ખરું કહે છે." પતિ માટે ઝબ્બો વણતાં વણતાં જ માતા બોલી.

"આપણે રિવાજ તોડવો નથી."

ઘડીભર સૌ શાંત રહ્યાં. અર્ધું પર્ધું કમાવેલા ચામડામાંથી પિતાપુત્ર બેઉ લાંબી વાધરીઓ કાઢતા હતા. પિતાપુત્રને જોઈ પેલી સ્ત્રી આંખો નચાવતી હતી. દાઢીના વાળ ધોળા થવા છતાં પોતાનો પતિ હજુ જુવાન લાગતો હતો. ગ્રામસભામાં, સુરા પીધા વિના પણ, ગીત ગાવામાં અને વ્યાખ્યાન કરવામાં સૌને ટપી જતો. કદીએ જુગાર ખેલતો નહોતો. હજુ પૂરી અઢાર શરદ પણ જેણે જોઈ નથી એવો પોતાનો પુત્ર ઓજસ એના સામર્થ્ય માટે જાણીતો થયો હતો, એના રૂપાળા તંદુરસ્ત મુખને નીલામ્બર સરખી સ્વચ્છ આંખો શોભાવતી હતી. ગૌર શરીરમાં સ્નાયુઓ સ્પષ્ટ દેખાતા હતા. તેલનીતરતા એના વાળને ઊભા હોળતો હતો.

લાકડાના નાના ઘરનાં રસોડામાંથી એક કિશોરી બહાર આવી. ઓજસ એને જોઈ હસ્યો. એ એને વનવૃક્ષ કહેતો. "નાની બહેન, તારી સપ્ફડી ગૂંથવાને સરખટો મેં પાણીમાં મૂકી રાખી છે. લઈ આવ ને અહીં બેસ." સુંવાળા રેશમ જેવા એના વાળની લટોને પોતાના ખભા પર ઝૂલાવતી એ ગઈ અને સરખટો લઈ આવી. માતાની પાસે બેસી ઝડપથી કામ કરવા લાગી. કુટુમ્બ સુખી હતું. કરકસરિયું હતું, એટલે પોતાના ગત ઐશ્વર્યને ધીરે ધીરે પાછું મેળવતું હતું. પૂષન્ એ સૌનું રક્ષણ કરતો હતો. માતાપિતા પોતાની લાવણ્યમયી દીકરી માટે યોગ્ય વરની શોધમાં હતાં પરંતુ ભરતોના તૃત્સુકુળ સાથે દૂરનો પણ સંબન્ધ હોવાનો ગર્વ કરતા આ કુટુમ્બમાં પરણવાને કોઈ યુવાન યોગ્ય જણાતો ન હતો.

ઘરના વાડાની બહાર ગોરજ ઊંચે ચઢતી દેખાતી હતી. "હવે તો આયુ આવવો જોઈએ." પેલા વૃદ્ધ પુરુષે કહ્યું, "હવે તો ભૂખ પણ

લાગી છે. વરસાદ આવે તો સારું. બિચારો આયુ ગાયો ચરાવવા જવાના શ્રમમાંથી તો બચે! નદી પણ ક્ષીણપ્રવાહ થવા લાગી છે, એટલે સામે કિનારે રહેતા દસ્યુઓ હવે આપણી ગાયો ચોરી જવાના."

"ના, પિતાજી! હવે તો વરસાદ આવવો જ જોઈએ અને ગયે વર્ષે દસ્યુઓએ આપણો સખત માર ખાધો છેને એટલે તો અહીં આવવાને હામ જ નહિ ભીડે."

એટલામાં તો ઓજસના જેવો જ સમય એનો નાનો ભાઈ આયુ આવી પહોંચ્યો: "પિતાજી, ચરાની આજુબાજુ સિંહની ગર્જના અમે સાંભળી. સરસ એવો ચરો અમે શોધી કાઢયો'તો. ગાયો પણ નિરાંતે ચરતી હતી. પણ અમારે ત્યાંથી ભાગવું પડ્યું."

"સિંહ! ગઈ સાલ દસ્યુઓ, આ વર્ષે સિંહ. મુસીબતોનો અંત જ નહિ!"

"પિતાજી, એ તો આપણે જઈ એમને હાંકી કાઢીશું. એક-બે સિંહનો શો હિસાબ!" ઓજસ આનંદથી બોલી ઊઠ્યો.

"હાં, પણ ચાલો ખાઈ લો." માતાએ કહ્યું, ને બધાં ઊઠયાં.

ઓજસના પિતાએ અગ્નિને આહુતિ આપી. દૂધની શેકેલી ભાખરી અને માખણ અને જવની સાદી ભાખરી લાકડાની થાળીઓમાં પીરસી હતી. એટલામાં ભેખા ગાયનું તાજું દૂધ માટીના વાસણમાં લઈ આવી ને લાકડાના વાડકામાં પીરસ્યું.

પિતા અને પુત્રો જમી રહ્યા પછી મા દીકરી ખાવા બેઠાં. ઓજસ અને આયુ શિકારીઓને ભેગા કરવા નીકળ્યા.

: ૨ :

બેઉ ભાઈ એ છ શિકારીઓને લઈ ને આવ્યા. જવાને સૌ ઉત્સુક હતા; પરંતુ એમાંના કોઈએ હજુ સિંહનો શિકાર કર્યો નહોતો.. એટલે ઘરની બહાર ચાંદનીમાં સૌ વિચાર કરતા બેઠા. બે જણ જંગલી - પશુને

પકડવામાં હોશિયાર હતા. એમણે ફાંસાની રીત અજમાવવા સૂચવ્યું. ઓજિસના પિતાએ માથું ધુણાવ્યું, "સિંહ તો એના તીણા દાંત વડે ગાળો ચાવી નાખે. ને પાડાની જેમ એને શિંગડાં પણ હોતાં નથી કે જેથી ફાંસો સપડાઈ જાય. છતાં ફાંસો લેતા તો જવું જ; સિંહ ઘાયલ થયા પછી પણ કામ લાગે."

"તો પછી" આયુએ સૂચવ્યું, "આપણે પારધીની માફક જાળ વાપરીએ. જાળમાં સહેજ સપડાય કે તરત આપણે બાણનો વરસાદ વરસાવવો."

પરંતુ જાળ તૈયાર કરવા જેટલો વખત હતો નહિ અને એક કરતાં વધારે સિંહ હોય તો આ જાળ કામ ન લાગે. એટલે એ વિચાર પડતો મૂક્યો. ઓજિસના પિતાની સૂચનાથી એમ નક્કી કર્યું કે માર્ગમાં દરેક ગામમાંથી શિકારીઓને મદદમાં સાથે લેવા. અને મશાલો સળગાવી તેમ જ ખૂમરાણ મચાવી સિંહને તૈયાર કરેલા પાડાઓ તરફ નસાડવા.

"હવે જલદી કરો" એક શિકારી બોલી ઊઠ્યો. "આપણે સાથે કૂતરાં પણ લઈશું."

"પણ" ઓજસ બોલ્યો, "કૂતરા તો રીંછનો શિકાર કરવામાં જ કેળવાયેલાં છે. એટલે સિંહના શિકારમાં કૂતરાં કામનાં નહિ. કૂતરાં ભલે ઘેર રહ્યાં. ભાલા અને તીરકામઠાં લઈ આપણે ઊપડીએ. રસ્તે બીજા શિકારીઓને ભેગા કરીએ. કદાચ કોઈ સિંહના શિકારમાં પ્રવીણ નીકળી આવે.

સૌ કબૂલ થયા. ચાલવા લાગ્યા એટલે ઓજસની માતા આવી, "તમે માદળિયાં તો ભૂલી જાઓ છો. એ તમારું રક્ષણ કરશે." એણે દરેક યુવાનની જમણી ભુજા પર, કંઈક મંત્ર જેવું ભણી, સાપની કાંચળી બાંધી. એટલામાં ઘોષા એક ટોપલીમાં ભાખરી અને થોડાં ફળ લઈ આવી પહોંચી. ઘેટાંના ઊનની દોરીએ ગૂંથેલા પટ્ટાએ ટીંગાડેલી ચામડાની કોથળીમાં આ ભાતું ભરાવ્યું. દરેકે ડાબે કાંડે ચામડાનો પટો બાંધ્યો હતો. તાંબાના મજબૂત ફણાંવાળા ભાલો દરેકના હાથમાં હતો. માથાં ઉપર કેની

ઓજસનાં માતાપિતાએ સૌને આશીર્વાદ આપ્યા. આપત્તિમાં એમનું રક્ષણ કરવા ઇન્દ્રને પ્રાર્થના કરી. માર્ગમાંથી મુસીબતોને દૂર કરવા પૂષનની અભ્યર્થના કરી. પછી સૌ નીકળ્યાં. નદીને કિનારે કિનારે આગળ વધ્યા. એક જનપદ વટાવી બીજા જનપદને ગોંદરે આવી પહોંચ્યા, એટલે ચોકિયાત કૂતરાઓ ખૂબ ભસવા લાગ્યા. લોકો હથિયાર લઈ દોડી આવ્યા. ઓજસે "આર્ય!" એમ બૂમ પાડી એટલે એ જનપદના લોકોએ એમને આવકાર આપ્યો. જ્યારે એ લોકોએ ઓજસની ટોળીના આગમનનું કારણ જાણ્યું ત્યારે તો એ-એમને મદદ કરવાને પણ તૈયાર થયા. એમનાં થોડાં ઢોરને પણ સિંહે મારી નાખ્યાં હતાં.

દિવસના તાપમાં ત્યાં થોડી વાર આરામ કરવા રોકાઈ, નવા ત્રીસ જુવાનોને સાથે લઇ પાછા ઊપડ્યા. એમાં લોપાશ નામનો એક જુવાન આ બાજુનો ભોમિયો હતો એણે કહ્યું કે પાસે જ ઘણી જગાએ પશુઓ પાણી પીવા આવે છે. એક બે જણ એ દરેક જગાએ તપાસ કરવા જાય. આ વખતમાં બાકીનાએ મસાલો તૈયાર કરી નાખવો.

ઓજસ અને આયુએ સૌથી દૂરની જગાએ જવાનું પસંદ કર્યું. પાછળથી એક સાથીદાર આવ્યો અને એમને ફાંસો આપી ગયો. બેઉ ભાઈઓ જલદી જલદી ચાલવા લાગ્યા. પણ જંગલ સહેજ ઘીચ થયું એટલે ગતિ ધીમી કરવી પડી. છેવટે ધારેલી જગાએ પહોંચ્યા એટલે હળવેથી એક ખડકનો ઢોળાવ ચઢી ગયા. "ભાઈ, અહીંથી પ્રાણીઓ ગયાં હોય એમ લાગે છે." ઓજસે કહ્યું. 'આપણે ચૂપ થઇ તપાસ રાખીએ.'

થોડી વારમાં સળવળાટ થયો. એક કાળિયાર બહાર આવ્યો. આજુબાજુની હવાને સૂંઘી જોઇ. ખાતરી થઈ કે કોઈ દુશ્મન નથી એટલે પોતાના ટોળાને આગળ દોર્યું.

આયુએ સામેના ખડક તરફ આંગળી કરી. બે ચળકતા અંગારા સરખી આંખો ઓજસને બતાવી. એ મોટું પ્રાણી તદ્દન સ્થિર બેઠું હતું. માત્ર એની પૂંછડી એ બહુ ધીમેથી હલાવતું હતું. કોઇ હરણ આવવાની રાહ જોઇને જ એ સિંહ બેઠો હતો. પણ તેને નિરાશ થવું પડતું હતું. હરણનું ટોળું તો ચાલ્યું ગયું. એક ભયંકર રીંછ આવીને ખુલ્લામાં કૂદાકૂદ કરવા

મળ્યું. એના આવવાથી હરણ નાસી ગયાં. એમ માનીને પેલો સિંહ પ્રચંડ ગર્જના કરીને એના પર તૂટી પડ્યો, રીંછ પણ ચિત્કાર કરીને સામનો કરવા તૈયાર થયું. સિંહ તરાપ મારવાની તક જોતો હતો ત્યાં તો રીંછે વીજળીવેગે હુમલો સિંહની પીઠ પર કર્યો. અને સિંહણ આવી પહોંચે તે પહેલાં એને પૂરો કરવાનો નિશ્ચય કર્યો. સિંહ પણ રીંછ પર ગીધની માફક તૂટી પડ્યો. અને એની ગરદન પર મરણતોલ ઘા કર્યો. બંને લોહીથી તરબોળ બન્યા હતા. છેલ્લો હુમલો કરવાને બંનેએ મિથ્યા પ્રયત્ન કરી જોયો. પરંતુ મૃત્યુ તેમની નજીક આવી પહોંચ્યું હતું. એમનાં ગર્જના અને ઘુર્ઘુરાટ ધીમે ધીમે શમી ગયાં.

ઓજસ અને આયુ સ્તબ્ધ બની દ્વન્દ્વ જોઈ રહ્યાં હતાં ત્યાં તો પાછો કશોક ઘુર્ઘુરાટ સંભળાયો. દૂરથી એ આવતો હતો. અંધકાર છવાતો હતો. બેઉ ત્યાંથી દૂર ચાલ્યા જવા ઉતાવળ કરવા લાગ્યા. ઘડીક થંભીને બેઉ અડોઅડ ઊભા. પેલો ઘુર્ઘુરાટ, જાણે કે, ચોમેરથી સંભળાવા લાગ્યો. આયુના ધનુષ્યનો ટંકાર થયો ને તેમના તરફ ધસી આવતી અંગારભરી આંખમાં બાણ જઈ ચોંટયું. ભયંકર ગર્જના થઈ અને સહેજ ઝાંખરાંમાં જોરથી પડેલા શરીરનો અવાજ પણ સંભળાયો. ઓજસને આશ્ચર્ય થયું. એનાં બચ્ચાં સાથે આગળ ધસતી સિંહણનો આયુએ જાન લીધો! આયુ બીજું બાણ ચઢાવતો હતો કેમ કે સિંહણ પાછી ઊઠતી હોય એમ લાગ્યું. એટલામાં ઓજસે પોતાનો ભાલો એના શરીરમાં ઘુસાડી દીધો. સિંહણનો પણ જાન ગયો. પારધીશ્રેષ્ઠ ઇન્દ્રનો જય થાઓ!

થોડી જ વારમાં સિંહણનું મોટું બચ્ચું મા પાસે આવ્યું. મામે અણસારાથી કંઇક કહ્યું હશે એટલે પેલું બચ્ચું આ બે ભાઈઓ તરફ ફરી તેમના પર તરાપ મારવા તૈયાર થઈ ગયું. આયુએ બાણ ફેંક્યું પણ એ તો એને સ્પર્શીને ચાલ્યું ગયું. ઓજસ પણ બાણ ફેંકવાની તૈયારી કરવા લાગ્યો. પરંતુ બેઉ જણ બીજી જ પળે હતા ન હતા થઇ ગયા હોત. આવતા દુર્ભાગ્યને આવકારવા પણ એ તૈયાર હતા. પણ એટલામાં, કશુંક સફેદ પ્રાણી તરાપ ભરતા સિંહણના બચ્ચા પર તૂટી પડ્યું. બચ્ચાંએ એને પંજાનો સજ્જડ ઘા કરી નીચે ફેંકી દીધું. ત્યાં તો એ બાજુથી

ખચ્ચું મરણતોલ થઈ ગયું.

"ઇન્દ્ર, હો ઇન્દ્ર" એમ બૂમ સંભળાઈ. લોપાશ, એના બે મિત્રો સાથે ત્યાં આવી પહોંચ્યો, એના બાણથી જ સિંહનું ખચ્ચું ઘાયલ થઈ પડ્યું. પછી તો બધા એના મૃત શરીર પાસે ગયા. એોજસે જોયું કે પેલું સફેદ પ્રાણી તો એનો કૂતરો અર્જુન હતો. એના પર પથ્થરની ઢગલી કરી સૌ ચાલ્યા. લોપાશ રડતાંતો ભોંઠો પડ્યો હતો. અંધારામાં એ ઘીચ ઝાડીમાં ભૂલા ન પડાય માટે ચામડાની લાંબી દોરી પકડી સૌ ચાલ્યા.

: ૩ :

બીજે દિવસે સવારમાં આયુએ નદીકિનારે જઈ સિંહનું ચામડું લઈ આવવાને સૂચના કરી.

લોપાશે હસીને કહ્યું, "શિયાળવાં, તરસ, ગીધડાંએ એની તો ઉજાણી કરી દીધી હશે" પણ આયુએ કહ્યું, "ઝેર પાયેલાં તીરને કારણે માંસ બેસ્વાદ બની ગયું હશે એટલે શિયાળવાં ને ગીધડાં તો સૂંઘીને જ ચાલ્યાં ગયાં હશે."

પણ આકાશ વાદળાંએ ઘેરાઈ ગયું હતું. "પિતા રુદ્રના આદેશથી મેઘ તો હમણાં આકાશમાં ધસી વળશે ને વરસાદની ઝડીઓ પડશે. તે પહેલાં આપણાં કુટુંબોને પૂરતા ઊંચાણવાળા ભાગમાં લઈ જવાં જોઈશે." કેટલાકે ચિંતા સાથે ફરજનું ભાન કરાવ્યું.

"વૃત્રાસુરને મહાત કરવા માટે ઇન્દ્રને સારી પેઠે લડવું પડ્યું છે, ને મેઘધનુનાં આંચળ પણ વૃષ્ટિદુગ્ધથી ફાટું ફાટું થાય છે." એમ બીજા બોલી ઊઠ્યા.

વિજયનું પારિતોષિક જતું કરી બધા પાછા વળ્યા અને લોપાશનાં ગામે પહોંચ્યાં. ત્યાં તો વહ્નિમાં ઓપિયા જેવી વીજળી વાદળોને ચીરતી હતી. મેઘગર્જના પણ પ્રચંડ થતી હતી. થોડા જ સમયમાં મુશળધાર વર્ષાને કારણે માર્ગ કાદવવાળો બની જશે, સરસ્વતીમાં પૂર આવશે ને ઘેરે પહોંચવું વિકટ બની જશે એમ સૌને લાગ્યું. આથી તેઓએ બની શકે

તેટલી ત્વરાથી ઘરે પહોંચવાનો નિર્ણય કર્યો.

સુસવાટા કરતો પવન ફૂંકાવા લાગ્યો ને સૂર્યના પ્રચંડ દાહથી ધગધગી ઊઠેલી ધરિત્રી વર્ષાના વારિમાં નાહવા લાગી. પાંચ દિવસ સુધી વૃષ્ટિ અવિરત વરસ્યા કરી. અતુલવીર્ય ઇન્દ્ર અને ગર્જના કરતા મરુત ઝંઝાવાતના રથમાં બેસીને આકાશમાં ચારે તરફ ઘૂમવા લાગ્યા. ગ્રામવાસીઓ ભયાતુર બનીને, બન્ને કાંઠાને પરિપ્લાવિત કરીને વહી જતા પ્રમત્ત સરસ્વતીના ફેનિલ સ્રોતને જોઈ રહ્યા. મૂળમાંથી ઉખડી ગએલાં કેટલાં ય વૃક્ષો ને તૂટી પડેલી કુટિરનાં જર્જરિત હાડ એના પ્રચંડ સ્રોતમાં વહે જતાં હતાં. દૂધ અને ઘીનો હવિ અર્પીને હવ્યવાહન અગ્નિને તથા ઇન્દ્રને ગ્રામવાસીઓએ અનન્યચિત્તે આર્જવભરી પ્રાર્થના કરી. પણ સોમરસથી એમને તુષ્ટ કરવાનું તો ત્યારે શક્ય નહોતું. સોમનું પાન કરીને નવું બળ પામીને હૃષ્ટચિત્ત થએલા દેવોએ એમની પ્રાર્થના તુરત સાંભળી હોત. પણ એમની પ્રાર્થનાઓ ફળવતી બની હોય એવું લાગ્યું. સરસ્વતીએ નવો માર્ગ કરી લીધો. આમ આખું બચી ગયું.

સરસ્વતીના આવા કરાલ સ્વરૂપને જોઈને ઓજસ ભયથી દિઙ્મૂઢ થઈ ગયો. એને પોતાનું ગ્રામ યાદ આવ્યું. એ ગ્રામવાસીઓ સરસ્વતીની કરાલ દંષ્ટ્રામાં ભક્ષ્ય બનીને પ્રવેશી તો નહીં ચૂક્યા હોય ને? ચિન્તાથી એનું મન વ્યાકુળ થઈ ઊઠયું. એના વૃદ્ધ પિતા એમની ચિન્તાથી અસ્વસ્થ બનીને એમની રાહ જોઈ રહ્યા હશે એવું પણ એને ભાન થયું. છઠ્ઠે દિવસે ઊઘાડ નીકળ્યો ને ગ્રામવાસીઓનાં હૃદયને આશ્વાસ્ત કરતી સૂર્યની ઉષ્મા ધરિત્રી પર વ્યાપી ગઈ. લોપાશના વૃદ્ધ પિતાએ ઓજસને કહ્યું, "પ્રયાણને માટેનો આ અનુકૂળ સમય છે. તમે સૌને ક્ષેમખેમ જુઓ એવી મારી પ્રાર્થના છે. હૈયે હામ રાખીને હવે તમે સિધાવો". વૃદ્ધનો હાર્દિક આભાર માનીને બન્ને ભાઈઓ ચાલી નીકળ્યા.

કાંઠાથી થોડે અંતરે રહીને એમણે ચાલવા માંડયું. દેડકાઓના હર્ષનાદ એમના કાનમાં ગૂંજી રહ્યા. નદીથી બહુ દૂર ન નીકળી જવાય એટલા માટે એમણે માર્ગ બદલ્યો. જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ તેમણે નદીના પ્રવાહને વધારે ને વધારે વિસ્તરતો જોયો. અનિષ્ટની

આશંકાથી એમની છાતી બેસી ગઈ. જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ અંધારાથી એમનાં શરીર લોથપોથ થતાં ગયાં. એઓ પર્ણપુંજ પર કદીક બેઘડી ઘણી ઊંઘ કાઢી લેતા ને ફરી આગળ ચાલવા માંડતા. દેડકાઓનો અવિરત હર્ષનાદ ને જીવડાઓના ડંખ એમને સૂવા દેતા નહોતા.

પ્રયાણ પછીના ચોથે દિવસે એમનું ભાથું ખૂટી ગયું. રસ્તો પણ ભૂલાઈ ગયો ને એઓ વિપન્નાવસ્થામાં આવી પડ્યા. આશ્રય લેવાને માટે તેઓ આજુબાજુમાં ક્યાંય માનવ વસવાટ છે કે નહિ તેની તપાસ કરવા લાગ્યા. કાળિયારો ચોરી જનારા દસ્યુઓ એટલામાં જ ક્યાંક વસતા હતા, પણ જળસ્રોતમાં એમનો વસવાટ પણ ડૂબી ગયો હોય એવું લાગ્યું. હૈયે હામ બીડીને એમણે પ્રવાસ ચાલુ રાખ્યો.

ફરી આકાશ ઘેરાઈ આવ્યું. વર્ષાની ઝડીમાંથી બચવાને ઓજસ અને એના સાથીઓએ ઝડપથી આગળ વધવા માંડ્યું. માર્ગમાં પરિચિત ચિહ્નો એમણે શોધ્યાં, પણ કશું નજરે પડ્યું નહિ.

એટલામાં ઓજસને દૂર કશુંક દેખાયું. એ બોલી ઊઠ્યો, "જુઓ તો, પેલું આપણું પુર હોય એવું નથી લાગતું ?"

"ભૂતમાત્રના પતિનો જય થાઓ. એ આપણું જ પુર છે. આપણાં ગ્રામવાસીઓ બચી ગયાં લાગે છે." બીજા બધા હર્ષથી બોલી ઊઠ્યા.

પછી સૌ એ લક્ષ્ય તરફ આગળ વધતા ગયા. ધોધમાર વરસાદ પડવો શરૂ થયો. દૃષ્ટિ ધૂંધળી થઈ ગઈ. આયુએ એ સ્થળે પહોંચવાની આશા છોડી દીધી. ઓજસે એને આશ્વાસન આપ્યું પછી તેઓએ નદીના પ્રવાહમાં ઝંપલાવ્યું. પાણી ખાસ ઊંડું નહોતું. અન્ધકાર છવાઈ ગયો ત્યારે વિખૂટા ન પડી જવાય એટલા માટે તેઓ એકમીજનાં બાણ ઝાલીને આગળ વધવા લાગ્યા. કોઈનાં શરીર કશું નહોતાં કરતાં. આખરે તેઓ પુરના મુખ્ય દ્વાર આગળ આવી પહોંચ્યા ને રહીસહી શક્તિ એકઠી કરી પુરનાં દ્વાર ખોલવાને માટે હાંક મારી. કાષ્ઠનું એ મહાદ્વાર આખરે ખૂલ્યું. ડૂબતાં ડૂબતાં બહાર કાઢેલાં ઘેટાંની જેમ એઓ દાખલ થવા જતાં જ

અધમૂઆ જેવા થઈને વરસાદથી પિચ્છિલ બનેલી ભૂમિ ઉપર ફસડાઈ પડ્યા. એમાંના થોડાકને જ્યારે ભાન આવ્યું ત્યારે પોતાનાં આપ્તજનોમાંના બહુ થોડાને પાસે ઊભેલા જોઈને અમંગળની આશંકાથી એમનાં ચિત્ત ફફડી ઊઠ્યાં. ઓજસ પોતાના ઉપર નમેલા એક કિશોરીના નમણા મુખને પણ ઓળખી શક્યો નહિ. એ મુખની આર્જવભરી વાણી એને કાને પડી ને તુરત એ બોલી ઊઠ્યો, "ઘોષા, લાડલી બહેન !" ને તુરત પાછો ઢળી પડ્યો.

"મારા વીરાને આ શું થયું ?" ઘોષાએ આર્તસ્વરે ચીસ પાડી ઊઠી. એટલામાં એક સ્ત્રીએ એક મૃત્તિકાપાત્રમાં એને દૂધ લાવીને આપ્યું, ઘોષાએ પોતાના ભાઈનું માથું ખોળામાં લઈને એને દૂધ પાયું. દૂધ પીધા પછી ધીમે ધીમે એને ભાન આવ્યું. એ બેઠો થયો. એણે પોતાની ચારે બાજુ સહાનુભૂતિ દર્શાવનારી આંખોને જોઈ. "મારા પિતા ક્યાં છે, મારી મા ક્યાં છે ?" એણે વ્યાકુળ સ્વરે પૂછ્યું. "ભાઈ, એઓ તો હવે અહીં નથી. સરસ્વતીનું ગાંડું પૂર એમને લઈ ગયું. ત્રણ કુટુમ્બ જ બચ્યાં છે. ઇન્દ્રે આ વખતે વજ્રનો પ્રહાર વિશેષ ક્રુદ્ધ થઈને કર્યો લાગે છે. પ્રસન્નસલિલા સૌમ્યા સરસ્વતી પણ આ વખતે તો પ્રચણ્ડ બની ગઈ ને આપણાં આપ્તજનોને ઘસડી લઈ ગઈ. અમે માત્ર જોઈ રહ્યાં. કશું કરી ન શક્યાં." ઘોષાએ અશ્રુભીના ગદ્‌ગદ કણ્ઠે કહ્યું.

એ સાંભળીને બન્ને ભાઈઓ ચોધાર આંસુએ રડી પડ્યા.

: ૪ :

આવી પડેલા દુઃખે રચેલા દુર્દિન બહુ મુશ્કેલીથી વીત્યા. અવસાદની અલસ છાયા ચિત્તના પર છવાઈ ગઈ. બહાર અવિરત વરસતી વૃષ્ટિની ધારાનો અવાજ પણ જાણે ચિત્તમાં રણઝણી ઊઠેલા વેદનાના સૂરને ઘેરો ને ઘેરો ઘૂંટતો ગયો.

પોતાના પિતાની જેમ વાણીનો પ્રસાદ પામેલા ઓજસે સૌનાં હૃદયમાં છલકાઈ ઊઠેલી વેદનાને શબ્દો દ્વારા વહાવી દીધી. "પૂજ્ય પિતૃઓ, તમે ક્યાં

વૃદ્ધ બ્રાહ્મણીએ જવાબમાં કહ્યું, "રાજાઓની કૃપા તો આજે છે ને કાલે નથી. પણ પૃથ્વી કદી કૃપણ બનતી નથી."

"ભલે. અમે તો વેદનાથી જડ બનેલા ચિત્તને એવી રીતે જ દઢ઼ોળવા માગીએ છીએ."

"તો અમારા આશીર્વાદ છે." એમ કહી ગ્રામવાસીઓએ એમને ભાલા, બાણુ, ચામડાનું ધાતુથી મઢેલું બખ્તર અને કમાવ્યા વિનાના ચામડાના જોડા આપી વદાય કર્યાં. ને થોડો વખત રોકાય તો લોખંડનું શિરસ્રાણ પણ કરી આપવા ઈચ્છા દર્શાવી. સ્ત્રીઓએ જંગીદ અને કુશનાં બનાવેલાં માદળિયાં એમને હાથે બાંધ્યાં. ચોરડાકુઓ એમને જોઈ ન શકે, કેયું એમનું અમંગળ ન થાય માટે હાથે સાપની કાંચળી બાંધી. પછી લોકપાલનું અભિવાદન કરીને, પૂષનને પથ દર્શાવવાનું પ્રાર્થીને નિર્ભીક હૈયે બંને ભાઈઓ સરસ્વતીનાં મુખની દિશામાં ચાલી નીકળ્યા. માર્ગમાં લોપારાનું ઘર આવ્યું. એણે પણ રોકાઈ જવાનું કહ્યું. પણ એમણે પોતાનું વ્રત જણાવ્યું. એ જાણીને લોપારાએ સાથે આવવાની ઈચ્છા દર્શાવી. પણ પૂરથી ધોવાઈ ગએલાં ખેતરોમાં નવી વાવણી કરવાને અને નવું જનપદ રચવાને શક્તિમન્ત યુવાનોની જરૂર હતી. વળી દિવોદાસની વિજયગાથા ક્યારે એમને યુદ્ધ ખેલવા નોતરે એ યે શું કહેવાય? એટલે લોપારા એમની સાથે જઈ શક્યો નહિ. ઘોષાને પુત્રીવત્ પાળવાનું લોપારાના પિતાએ જણાવ્યાથી એને મોકલી આપવાની વ્યવસ્થા કરવાનું વચન આપીને બંને ભાઈઓ આગળ ચાલ્યા.

બે દિવસ પછી ઘટાદાર વૃક્ષોની વચ્ચે વસેલા એક ગ્રામ આગળ તેઓ આવી પહોંચ્યા. સ્થળ અત્યંત રમ્ય હતું. ત્રણ ઘટાદાર વૃક્ષો ધ્યાન ખેંચતાં હતાં. ઓજસે આર્થ્ય એ ગ્રામને ત્રિતરુગ્રામ નામ આપ્યું. રહેઠાણને યોગ્ય સ્થળની શોધમાં તેઓ નદીને કાંઠે આમથી તેમ ટહેલતા હતા ત્યાં મુક્ત હાસ્ય, સંગીતના સરોદો ને હર્ષનાદ એમને કાને પડ્યાં. આયુએ એ સાંભળીને કહ્યું, "અહીંના લોકો આનંદી લાગે છે. થોડા દિવસ અહીં જ રહીએ તો!

નદીના ઘાટે પહોંચ્યા તો વયપ્રાપ્ત સુંદરીઓ ઘૂંટણસમાં પાણીમાં

ઊભી રહી હતી. કેટલીક કૃષ્ણવર્ણી દસ્યુકન્યાઓ પણ હતી. તો વળી કેટલીક અભિજાત તન્વી ગૌરાંગી અને નમણી હતી. આ બે અજાણ્યા યુવાનોને જોઈ એ સહેજ પણ સંકોચ પામી નહિ. એમાંની એક સૌથી આનંદી દેખાતી અને બટકબોલી યુવતી બોલી ઊઠી, "અહો, પરદેશીઓ, તમે ક્યાંથી આવો છો? ચૌટામાં અમારી પ્રશંસા કરતા મા. નહિ તો આ ગામના યુવાનો તમારા પર તૂટી પડશે."

"અમારાથી જે કર્યા વિના ન રહેવાય તેને માટે પણ અમારે શિક્ષા સહેવાની?"

"ભદ્ર પુરુષ, પણ તમારી ચાટુ ઉક્તિ અમને રીઝવે છે; પણ અહીંના યુવાનો પણ સામું એવું જ કહેશે—ને એ સાંભળીને તમારું ચિત્ત કપોથી દાઝયા વિના નહિ રહે."

"અમે અભિજાત કુળના આર્યો છીએ. એવા ચિત્તવિકારને અમે વશ થતા નથી."

"તમારા ચહેરા પરથી તો તમે બે ભાઈઓ હો એમ લાગો છો. અગ્નિ તમારું રક્ષણ કરો."

પછી એમણે પોતાનો પૂર્વ ઇતિહાસ કહ્યો. ને દિવોદાસના સૈન્યમાં સામેલ થવાને પોતે જાય છે એમ પણ જણાવ્યું. પેલી યુવતીઓ એમને પથિકના વિરામસ્થાન તરફ દોરી જવા લાગી. એવામાં એકાએક કેટલીક કન્યકાઓ ચીસ પાડીને આમતેમ દોડવા લાગી. ઘણાંના હાથમાંથી ઘડા પડી ગયા. ઓજસે જોયું તો સામેથી એક રથ ધસ્યો આવતો હતો. એના સારથિએ અશ્વો પરનો કાબૂ ગુમાવી દીધો હતો. આ જોઈને એક હોંકારો કરીને ઓજસ કૂદ્યો ને એક અશ્વની લગામ પકડી લીધી. તો યે અશ્વે તેને ગાંઠ્યો નહિ અને એની સાથે ઓજસને ઘસડાવું પડ્યું. આ જોઈ ને આયુએ પણ ઝંપલાવ્યું અને બીજા અશ્વની લગામ પકડી લીધી. રથ ઊભો રાખ્યો. તો યે સારથિ તો મોઢામાંથી સ્વરિતવચનો કાઢે જતો હતો. કૃતજ્ઞતાની લાગણી બતાવવાને બદલે સ્થૂલકાય યુવાને રોષથી ધુંઆંપૂંઆં થઈને કંઈક બબડે રાખ્યું. ઓજસથી ન રહેવાયું ત્યારે બોલ્યો, "આ તે તું ઘેટાં હાંકે છે કે ઘોડાં? સામેથી સ્ત્રીઓ આવે છે તે યે જોતો નથી?

આભાર માન અમારો કે કશું અમંગલ થયું નથી. નહિ તો તારે નારી-હત્યાનું મૂલ્ય ચૂકવવું પડત."

આ સાંભળીને સારથિએ ઓજસને મારવાને માટે ચાબુક ઉગામી. ઓજસે ઘોડાના પેટમાં પાટુ માર્યું. એટલે ઘોડો કૂદ્યો ને અંદર બેઠેલો સારથિ ધડિમ દઈને નીચે પડ્યો. ઓજસ અને આયુ એની છાતી પર ચઢી બેઠા. પછી પાસેના ઝાડના થડ સાથે તેને બાંધી દીધો. એની આ અવદશા થએલી જોઈને બધી કન્યાઓ હસી પડી. એ હાસ્યે એના ઘા પર મીઠું ભભરાવ્યું.

"અપાલા, અપાલા, ઓળખ્યો પેલો ધૂળમાં આળટ્યો એને ? એ તો દૈત છે. તું એને આમ હસે છે તે તારા પિતા ગુસ્સે થશે. અલિ, એ તો તારો વર છે."

"મારી દૈ રાતને. મૂઓ એ જ લાગનો'તો." અપાલાએ જવાબ આપ્યો. અને બંને ભાઈઓને ગામ છોડી જલદી ચાલતા જવાને કહ્યું, કારણ કે તેમણે એક ભયંકર વ્યક્તિનો ખોફ વહોરી લીધો હતો. આ દરમિયાન રથ એક ઝાડ સાથે અથડાઈને ચૂરેચૂરા થઈ ગયો હતો. અશ્વો દૂર ભાગી ગયા હતા.

[ હપતો બીજો આવતા અંકમાં ]

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

## અણુઓગદ્દાર—માં નવ-રસ-નિરૂપણ*

જૈનો અણુઓગદ્દારને 'આગમ' ગણે છે. આગમોના જે અંગ, ઉવંગ, છેય, મૂલ, પઇણ્ણગ અને ચૂલિયા એમ જે વર્ગો પડાય છે તે પૈકી છેલ્લા વર્ગમાં—+ચૂલિયાસુત્તમાં આ અણુઓગદ્દારનો નિર્દેશ કરાય છે. એકંદર ચૂલિયાસુત્ત બે છે. તેમાંનું એક તે આ છે અને

* આખું મથાળું: 'અણુઓગદ્દારમાં અને એનાં વિવરણોમાં નવ રસોનું નિરૂપણ'.

+ ધવલા (ખંડ ૫)માં આ શબ્દનો પ્રયોગ છે.

બીજું 'નંદી' છે. કેટલાકનું માનવું એ છે કે આર્યરક્ષિતસૂરિએ કાં તો અણુઓગદ્દારની રચના કરી છે અથવા એની સંકલના કરી છે. આ આર્યરક્ષિતસૂરિએ નવ પુવ્વ (પૂર્વ) ઉપરાંત દસમા પુવ્વના ૨૪ જવિયા સુધી, તો જરૂર અભ્યાસ કર્યો હતો. એમનું સ્વર્ગગમન વીરસંવત્ ૫૮૪ (ઇ. સ. ૫૭)માં અને 'વાલભી' થેરાવલી પ્રમાણે વીરસંવત્ ૫૯૭માં થયું હતું. આ આગમ(સુત્ત ૪૧)માં જે અજૈન ગ્રન્થોનાં નામ જોવાય છે એનો વિચાર કરતાં આ આગમની રચના વહેલામાં વહેલી ઇ. સ.ના ત્રીજા સૈકામાં અને મોડામાં મોડી પાંચમા સૈકાની ગણાય.[1]

અણુઓગદ્દારના ઉપર પાઇય અને સંસ્કૃત એ બે મિશ્રિત ભાષામાં રચાયેલી એક ચુણ્ણિ અને બે સંસ્કૃત ટીકાઓ મળે છે. એ ત્રણે છપાયેલી છે. ચુણ્ણિની છાપેલી પ્રતિના અંતમાંના ઉલ્લેખ ઉપરથી એ ચુણ્ણિના કર્તા પ્રસિદ્ધિ પ્રમાણે [2]જિનદાસગણિ મહત્તર છે. એમણે શક સંવત્ ૫૯૮માં નંદીચુણ્ણિ રચી છે એમ મનાય છે. એક નંદીચુણ્ણિનો નિર્દેશ અણુઓગદ્દારચુણ્ણિ (પ૧ ૧)માં છે તે આ જ હશે. જો એમ જ હોય તો એક રીતે વિચારતાં આ અણુઓગદ્દારચુણ્ણિનો રચનાસમય વહેલામાં વહેલો શક સંવત્ ૫૯૮ (ઇ. સ. ૬૭૬)નો ગણાય.

યાકિની મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત અને અનેક વિદ્વાનોના અભિપ્રાય અનુસાર ઇ. સ. ૭૦૦-૭૭૦ સુધી વિદ્યમાન હરિભદ્રસૂરિએ અણુઓગદ્દાર ઉપર સંસ્કૃતમાં વિવરણ રચ્યું છે.

મલધારી"હેમચન્દ્રસૂરિએ અણુઓગદ્દાર ઉપર લગભગ ૬,૦૦૦ શ્લોક જેવડી સંસ્કૃતમાં વૃત્તિ રચી છે. આ વૃત્તિ(પત્ર ૧ આ)માં એમણે કહ્યું છે કે અનુયોગનું વૃદ્ધોએ ચૂર્ણિ અને ટીકા દ્વારા વિધાન કર્યું છે. આ ઉપરથી તેમ જ ૨૭૦ આ પત્ર ઉપરથી એ જાણી શકાય છે કે આ હેમચન્દ્રસૂરિની સામે વિવરણો હતાં. આ સૂરિ સિદ્ધરાજ જયસિંહના સમકાલીન થાય છે. એમણે વિ. સં. ૧૧૬૪માં જીવસમાસ ઉપર વૃત્તિ રચી છે.

---

1 જુઓ A History of the Canonical Literature of t Jaina (પૃ. ૧૬૫).

2 એમના સંબંધી માહિતી માટે જુઓ મારો લેખ "છ મહત્તરો". એ "જૈન ધર્મ પ્રકાશ" (પુ. ૬૩, અં. ૧૨)માં છપાયો છે.

અને એમના હસ્તાક્ષરની એ વર્ષની તાડપત્રીય પ્રત ખંભાતના શાંતિનાથના ભંડારમાં છે.

**અર્થ**—'રસ' શબ્દના જે નીચે મુજબના દસ અર્થો સાર્થ ગૂજરાતી જોડણીકોશ (પૃ. ૪૮૩)માં અપાયેલા છે તે પૈકી ત્રીજો અર્થ અત્ર પ્રસ્તુત છે:—

"(૧) જીભથી માલૂમ પડતો સ્વાદ; (૨) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ, અન્નનું પ્રથમ રૂપાંતર; (૩) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયી ભાવોનો ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ; (૪) પ્રીતિ, આનંદ; (૫) મમત, સરસાઇ; (૬) દ્રવ, પ્રવાહી; (૭) વનસ્પતિ કે ફળનો પ્રવાહી; (૮) સાર, સત્ત્વ; (૯) પારો; (૧૦) પારા, ધાતુઓ વગેરેની ભસ્મ."

જૈન શાસ્ત્રમાં જીભથી જણાતા રસના જેમ પાંચ પ્રકારો સૂચવાયા છે તેમ [3]કાવ્ય-રસના નવ પ્રકારો અણુઓગદ્દાર(સુત્ત ૧૨૯)માં નિર્દેશાયા છે. જેમકે વીર, સિંગાર (શૃંગાર), અબ્ભુઅ (અદ્ભુત), રોદ્દ (રૌદ્ર), વેલણુઅ (વ્રીડનક), બીભચ્છ (બીભત્સ), હાસ (હાસ્ય); કલુણ (કરુણ) અને પસંત (પ્રશાંત). આ સુત્તમાં નવ રસોનાં નામ ઉપરાંત એ દરેકનું લક્ષણ અને એનું ઉદાહરણ પાઇયમાં—અદ્ધમાગહીમાં અપાયેલ છે. એ આપણે વિચારીએ તે પૂર્વે 'રસ' વિષે થોડીક વિગતો વિચારીશું.

**વ્યુત્પત્તિ અને લક્ષણ**—મલધારીય હેમચંદ્રસૂરિ ૧૩૫મા પૃત્રમાં કહે છે કે કવિનો અભિપ્રાય તે 'કાવ્ય'. રસની વ્યુત્પત્તિ અને એનો અર્થ સમજાવતાં તેઓ નીચે મુજબ ઉલ્લેખ કરે છે:—

"रस्यन्ते-अन्तरात्मनाऽनुभूयन्त इति रसाः तत्तत्सहकारिकरणसन्निधानोद्भूताश्चेतोविकारविशेषा इत्यर्थः। उक्तं च-

याह्यार्थालम्बनो यस्तु विकारो मानसो भवेत्।
स भाव कथ्यते सद्भिस्तस्योत्कर्षो रसः स्मृतः॥"

3 કાવ્યનાં લક્ષણ, ગુણ, રસ વગેરે સંબંધી પોતાનાં વિચારો માઘે શિશુપાલવધ (સ. ૨, શ્લો. ૮૩, ૮૬, ૮૭)માં દર્શાવ્યા છે.

આનો અર્થ એ છે કે रस् ધાતુમાંથી 'રસ' શબ્દ બન્યો છે. વળી અંતરાત્મા વડે જેનો અનુભવ કરાય તે 'રસ' છે. તે તે સહકારિ કારણની સમીપતાને લઈને ઉત્પન્ન થયેલા મનના વિશિષ્ટ વિકારો તે 'રસ' છે. કહ્યું પણ છે કે બાહ્ય વસ્તુને અવલંબીને ચિત્તમાં જે વિકાર થાય તેને સજ્જનો 'ભાવ' કહે છે, અને એ ભાવના ઉત્કર્ષને 'રસ' કહે છે.

અણુઓગદારચુણ્ણિ(પત્ર ૪૭)માં કાવ્યરસના સંબંધમાં નીચે મુજબનું અવતરણ જોવાય છેઃ—

"मिउमहुररिभियसुभयरणितिणिद्दो(?दे)सभु(भी)सणाणुगतो(ता)।
सुदहुहकम्मरसा इच कम्म(व्व)स्स रसा भवंति तेणं ॥"

આ અવતરણ થોડાક ફેરફારપૂર્વક ઉપર્યુક્ત હારિભદ્રીય વિવરણ (પત્ર ૬૯)માં છે. પ્રસ્તુત પદ્ય નીચે પ્રમાણે છેઃ—

"मिदुमधुररिभितसुभतरणीतिणिद्दो(?दे)सभीसणाणुगता।
सुहदुहकम्मरसा इव फव्वस्स रसा हवंतेते ॥"

પૂર્વાર્ધનો અર્થ બરાબર સમજાતો નથી એટલે કૌંસિયલાઉ અર્થ આપું છું. મૃદુ, મધુર, રિભિત[૪], (અ)શુભ[૫], (અ)તર[૬], નીતિ, નિર્દેશ, ભીષણ અને અનુગત કે મૃદુ ઇત્યાદિથી વ્યાપ્ત એવા આ કાવ્યની રસો સુખ અને દુઃખનાં કારણરૂપ કર્મના રસ જેવા છે.

ભાવ અને વિભાવ—જે ભાવો ચિત્તમાં સંસ્કાર રૂપે સદા વર્તમાન હોય છે અને વિભાવ વગેરેથી અભિવ્યક્ત થઇ રસપણાને પામે છે તે 'સ્થાયી ભાવ' કહેવાય છે. રતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, નિંદા, વિસ્મય અને નિર્વેદ એ સ્થાયી ભાવો છે. અંદરની લાગણી કે ભાવથી થતા બાહ્ય વિકારો એ 'સાત્ત્વિક ભાવ' ગણાય છે. જેમકે સ્તંભ, સ્વેદ,

---

૪ સ્વરનું ઘોલન.

૫ અશુભ કે શુભ.

૬ તરવાને અસમર્થ અથવા મ્લાન. આવા અર્થ વીરાદિ નવ રસના મૃદુ વગેરે સાથે સંબંધ કદાચ જોડી શકાય એ માટે આપ્યા છે; નહિ તો શુભતર કે

રોમાંચ, સ્વરભંગ, વેપથુ (કંપ) વિવર્ણતા, અશ્રુ અને પ્રલય (મૂર્છા). રસની ઉત્પત્તિમાં જે સ્થાયી ભાવને પુષ્ટ કરી ચાલ્યો જાય છે તે 'વ્યભિચારી ભાવ' યાને 'સંચારી ભાવ' કહેવાય છે. એ ક્ષણિક ભાવ છે. મનોગત ભાવનો બાહ્ય વિકાર તે 'અનુભાવ' છે. અને સ્થાયી ભાવોને ઉત્પન્ન કરનાર કે ઉદ્દીપ્ત કરનાર વસ્તુ તે 'વિભાવ'[૭] છે.

**સંખ્યા**—રસની સંખ્યા વિષે મતભેદ છે એ જાણીતી વાત છે. ભરતે રચેલી અને ઇ. સ.ના પહેલા–બીજા સૈકાની ગણાતી કૃતિ નામે **નાટ્યશાસ્ત્ર**(અ ૬, શ્લો ૧૫)માં રસો[૮] આઠ ગણાવેલા છે. એને લગતો ઉલ્લેખ નીચે મુજબ છે:—

"शृङ्गारहास्यकरुणारौद्रवीरभयानकाः।
बीभत्साद्भुतसंज्ञाश्चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः॥१५॥"

---

૭ **શારદાતનયના ભાવપ્રકાશ**માં આઠ રસના આઠ ઉદ્દીપન-વિભાવો નોંધાયેલા છે. એ અન્યત્ર મળતા નથી. જુઓ **સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા** (પૃ. ૫૪).

૮ છઠ્ઠા અધ્યાયના શ્લો. ૧૫ અને ૧૭–૨૧ એ **કાવ્યપ્રકાશ**ના ચોથા ઉલ્લાસમાં ૨૯મીથી ૩૪મી કારિકા સાથે મળતા આવે છે (એટલે, **મમ્મટે** આ **નાટ્યશાસ્ત્ર**માંથી ઉદ્ધૃત કર્યાં હશે.) એવી રીતે **નાટ્યશાસ્ત્ર**ના અ. ૬, શ્લો ૩૯, અ. ૬, શ્લો. ૩૯, અ. ૧૬, શ્લો. ૯૦–૯૨ અને અ. ૨૫, શ્લો. ૨૮–૨૯ એ અનુક્રમે **અગ્નિપુરાણ**ના અ. ૩૩૮, શ્લો. ૧૨, અ. ૩૩૮, શ્લો. ૩–૮, અ. ૩૪૨, શ્લો. ૧૫–૧૬ અને અ. ૩૩૭, શ્લો. ૧૧–૧૨ સાથે મળતા આવે છે.

જેમ અહીં આઠ રસોનો નિર્દેશ છે તેમ અ. ૬, શ્લો. ૧૮માં આઠ સ્થાયી ભાવનો, અ. ૬, શ્લો. ૧૯–૨૨માં ૩૩ વ્યભિચારી યાને સંચારી ભાવનો અને અ. ૬, શ્લો. ૨૩માં આઠ સાત્ત્વિક ભાવનો ઉલ્લેખ છે.

[10]કાવ્યપ્રકાશ (ઉ. ૪, શ્લો. ૨૯)માં[11] પણ આ જ આઠ[12] રસો ગણાવાયા છે અને તે પણ પ્રાયઃ આ જ શબ્દોમાં. અણુઓગદ્દારની મલધારીય હેમચન્દ્રકૃત વૃત્તિ (પત્ર ૧૩૫ આ)માં નાટ્યમાં શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત એમ નવ રસ હોય છે એ મતલબનું અવતરણ છે:–

'शृङ्गारहास्यकरुणारौद्रवीरभयानकाः ।
बीभत्साद्भुतशान्ताश्च नव नाट्ये रसाः स्मृताः ॥'[13]

કેટલાક 'વત્સલ'ને પણ રસ ગણે છે. ભાલણ એ રસ જમાવવામાં સિદ્ધહસ્ત જણાય છે.

**મૌલિક અને સાધિત**—નાટ્યશાસ્ત્ર (અ. ૬, શ્લો. ૩૯)માં શૃંગાર, રૌદ્ર, વીર અને બીભત્સ એ ચાર રસોમાંથી અનુક્રમે હાસ્ય, કરુણ, અદ્ભુત અને ભયાનક રસની ઉત્પત્તિ સ્વીકારાઈ છે. આ રહ્યું એ પદ્ય:–

"शृङ्गाराद्धि भवेद्धास्यो रौद्राच्च करुणो रसः ।
वीराच्चैवाद्भुतोत्पत्तिर्बीभत्साच्च भयानकः ॥३९॥"

આ પ્રમાણે ચાર રસોને 'મૌલિક' તરીકે અને બાકીના ચારને નિષ્પન્ન થયેલા–'સાધિત' રસો તરીકે અહીં ઓળખાવાયા છે.

**ભયાનકનો અંતર્ભાવ**—'મલધારીય' હેમચન્દ્રસૂરિએ કહ્યું છે કે ભીષણકને બદલે અન્યત્ર તો ભય ઉત્પન્ન કરનાર યુદ્ધ વગેરેના દર્શન ઇત્યાદિ દ્વારા ઉદ્ભવતા ભયાનક રસનો નિર્દેશ જોવાય છે પણ એનો અહીં 'રૌદ્ર' રસમાં અંતર્ભાવ કરાયેલો હોવાથી એ પૃથક્ ગણાવાયો નથી.

**સ્થાન**—સામાન્ય રીતે 'શૃંગાર' રસને રસોમાં પ્રથમ સ્થાન અપાય છે, છતાં અહીં અણુઓગદ્દારમાં 'વીર' રસને અપાયું છે તો તેનું શું

---

10 જેનું સ્થાન ધનંજયકૃત દશરૂપકનું નાટ્યશાસ્ત્રમાં છે તેનું સ્થાન કાવ્યપ્રકાશનું કાવ્યશાસ્ત્રમાં છે.

11 "शृङ्गारहास्यकरुणरौद्रवीरभयानकाः ।
बीभत्साद्भुतसञ्ज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥२९॥"

12 વિક્રમોર્વશીય (અં. ૨, શ્લો. ૧૮)માં રસોની સંખ્યા આઠની દર્શાવાઈ છે.

કારણ ? આનો ઉત્તર 'મલધારીય' હેમચન્દ્રે ૧૭૫માં પત્રમાં એમ આપ્યો છે કે ત્યાગ અને તપનો ગુણ 'વીર' રસમાં છે. અને વળી ત્યાગ તેમજ તપ એ સર્વ ગુણોમાં મુખ્ય છે[૧૪] એટલે એ વિવક્ષા અનુસાર 'વીર' રસનો ઉલ્લેખ પ્રથમ કરાયો છે. આ સંબંધમાં એમ કહી શકાય કે કયા રસને સૌથી વધારે મહત્ત્વ આપવું એ તેમ કરનારની મનોદશા ઉપર આધાર રાખે છે. કોઇક વ્યક્તિ રસનાં ક્ષેત્રને તો કોઇક ગેનાં ફળને કે એવા અન્ય કંઇકને મહત્ત્વનું ગણે છે અને આમ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ રસનું મહત્ત્વ આંકે છે. એક આધુનિક વિદ્વાને હાસ્યને જ પ્રથમ સ્થાન આપ્યું છે. આનું કારણ દર્શાવતાં તેઓ કહે છે કે એ રસનો અનુભવ બાળકથી માંડીને વૃદ્ધને પણ સુલભ છે, જ્યારે શૃંગાર રસનો આસ્વાદ તો જુવાનિયાનો વિષય છે.

જૈન સાહિત્યમાં એક કૃતિમાં 'પ્રશાંત' યાને 'શાંત' રસને પ્રાધાન્ય અપાયેલું છે. એ કૃતિ તે મુનિસુન્દરસૂરિકૃત અધ્યાત્મકલ્પદ્રુમની ધનવિજયગણિકૃત વૃત્તિ છે. એના પ્રારંભમાં શાંત રસને 'રસાધિરાજ' તરીકે ઓળખાવ્યો છે, કેમકે આ રસ વૃત્તિકારના કથન મુજબ સર્વ આગમ વગેરે સુશાસ્ત્રરૂપ સમુદ્રના સારરૂપ છે, એ અમૃત સમાન છે આ લોક તેમજ પરલોકના અનંત આનંદના સમૂહના સાધનરૂપ છે, પારમર્ષિક ઉપદેશ આપવા માટે યોગ્ય છે અને સર્વ રસોમાં સારભૂત છે.

ડો. કે. ના. વાટવેકૃત મરાઠી પુસ્તક નામે **રસવિમર્શ** (પૃ. ૨૨૦), માં એમ કહ્યું છે કે 'શાંત' રસનો પહેલો ઉલ્લેખ 'ઉદ્ભટના **કાવ્યાલંકારસંગ્રહ** (૪-૪)માં જોવાય છે આ ઉદ્ભટનો સમય ઈ. સ ૮૦૦ની આસપાસનો છે એટલે આ કથન અનુચિત છે, કેમકે અણુઓગદ્દારના કર્તા ઉદ્ભટ કરતાં તો કેટલાયે સૈકા જેટલા પ્રાચીન છે અને આ આગમમાં 'પ્રશાંત' રસનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

---

૧૪ આના સમર્થનાર્થે હેમચન્દ્રે જે બે અવતરણો ૧૭૫મા પત્રમાં આપ્યા છે તે નીચે મુજબ છે:—

(અ) "त्यागो गुणो गुणशतादधिको मतो मे"

(આ) "परं लोकातिगं धाम तपः श्रुतमिति द्वयम्"

ઉત્તરરામચરિત (૩-૪૭[15])માં કરુણ રસ એ જ રસ છે અને બીજા રસો તો નિમિત્તભેદથી એના રૂપાંતર થયેલા છે એમ સ્પષ્ટપણે ભવભૂતિએ કહ્યું છે.[16]

**'વીર' વગેરેની** વ્યુત્પત્તિ—મલધારીય હેમચન્દ્રે વીર, શૃંગાર ઇત્યાદિ ૭ શબ્દોની વ્યુત્પત્તિ આપી છે.

(૧) वीरयति...विक्रामयति...प्रेरयति...इति वीरः।

(૨) शृङ्गम्...इयर्ति.. गच्छतीति शृङ्गारः।

(૩) रोदयति...इति रौद्रः।

(૪) व्रीडयति...इति व्रीडनकः।

(૫) कुत्सितं रौति अनेनेति करुणः।

(૬) प्रशाम्यति...अनेनेति प्रशान्तः।

આનો વિચાર કરીએ તે પૂર્વે એ નોંધ લઈએ કે આ હેમચન્દ્રે નવે રસની નિષ્પત્તિના કારણો તેમજ એ દરેક રસના આત્મા વિષે નિર્દેશ કર્યો છે.

'પરાક્રમ' અર્થવાળા वीर् ધાતુ ઉપરથી 'વીર' શબ્દ બન્યો છે. બીજી રીતે वि ઉપસર્ગપૂર્વક ईर्‌માંથી પણ એ શબ્દ નિષ્પન્ન થઈ શકે એમ આડકતરી રીતે સૂચવાયું છે ત્યાગ, તપ અને આભ્યન્તર શત્રુઓનો નિગ્રહ કરવામાં જે પ્રાણીને પ્રેરે તે 'વીર'. ઉત્તમ સ્વભાવના પુરુષોના ચરિત્રના શ્રવણ વગેરે હેતુઓથી આ રસ ઉત્પન્ન થાય છે એટલે કે એ શ્રવણાદિ વિભાવ છે દાન વગેરેમાં ઉત્સાહનો પ્રકર્ષ એ આ વીર રસનો આત્મા છે એટલે એ 'અનુભાવ' છે.

સમસ્ત રસોમાં પરાકાષ્ઠાની કોટિરૂપ શૃંગ તરફ જે જાય તે 'શૃંગાર' સુંદર કામિનીના દર્શન ઇત્યાદિ દ્વારા ઉત્પન્ન થતો અને રતિના પ્રકર્ષરૂપ 'શૃંગાર' રસ છે અર્થાત્ આ રીતે આ રસ સર્વ રસોમાં મુખ્ય છે.

શ્રુત, શિલ્પ, ત્યાગ, તપ, શૌર્ય કે સમસ્ત વિશ્વમાં આગળ તરી આવે એવી જે કોઈ ચીજ, અપૂર્વ હોય તે 'અદ્ભુત' કહેવાય છે એના

---

૧૫ "एको रसः करुण एव निमित्तभेदात्।
भिन्नः पृथक् पृथगिव श्रयते विवर्तान् ॥३-४७॥"

૧૬ શેલિ કહે છે

"Our sweetest songs are those
That tell of saddest thoughts"

દર્શન, શ્રવણ ઇત્યાદિ વડે ઉત્પન્ન થયેલો રસ ઉપચારથી[17] વિસ્મયરૂપ 'અદ્ભુત' છે.

रुद् ધાતુ ઉપરથી 'રૌદ્ર' શબ્દ બન્યો છે. 'અતિશય ભીષણતાને લીધે જે આંસુ સરાવે તે 'રૌદ્ર'. શત્રુ, મોટું વન, અંધકાર' ઇત્યાદિ રૌદ્ર છે. એના દર્શનથી ઉત્પન્ન થતો અને વિકૃત અધ્યવસાયરૂપ રસ 'રૌદ્ર' છે.

व्रीड् ધાતુ ઉપરથી 'વ્રીડનક' શબ્દ બન્યો છે. શરમ ઉપજાવે તે 'વ્રીડનક'. શરમાવનારી ચીજના દર્શન વગેરે દ્વારા ઉત્પન્ન થનો અને મનની વ્યલીકતા (અપ્રિયતા) ઇત્યાદિ કરવાના સ્વરૂપવાળો 'વ્રીડનક' રસ છે.

શુક્ર, શોણિત, નરક, મૂત્ર વગેરે અનિષ્ટ અને ઉદ્વેગ ઉત્પન્ન કરનારી ચીજ 'બીભત્સ' કહેવાય છે. એનાં દર્શન અને શ્રવણમાંથી જેની ઉત્પત્તિ છે અને જેનું સ્વરૂપ જુગુપ્સાની પરાકાષ્ઠા છે તે રસ 'બીભત્સ' છે.

વિકૃત અને અસંબદ્ધ એવાં અન્યનાં વચન, વેષ, ભૂષણ ઇત્યાદિ હાસ્યજનક પદાર્થ દ્વારા ઉત્પન્ન થયેલો અને મનની પરાકાષ્ઠાદિ ચેષ્ટાવાળો રસ 'હાસ્ય' છે.[18]

क्रु ધાતુને उणु પ્રત્યય લગાડી 'કરુણ' શબ્દ સિદ્ધ કરાયો છે. પ્રિયજનનો વિયોગ ઇત્યાદિ દુઃખના હેતુદ્વારા ઉદ્ભવેલો અને શોકની પરાકાષ્ઠારૂપ રસ તે 'કરુણ' છે.

प्र ઉપસર્ગપૂર્વક शम् ધાતુમાંથી 'પ્રશાન્ત' શબ્દ બને છે. પ્રશાન્ત એટલે ક્રોધ વગેરે દ્વારા ઉત્પન્ન કરાતી ઉત્સુકતાથી રહિત જે હોય; તે 'પ્રશાન્ત'. ઉત્કૃષ્ટ ગુરુનાં વચનનાં શ્રવણ વગેરે હેતુથી ઉદ્ભવેલો અને ઉપશમના પ્રકર્ષરૂપ રસ 'પ્રશાન્ત' છે. (ચાલુ)

---

૧૭ 'વિસ્મય' એ સ્થાયી ભાવ છે.

૧૮ ઈ. સ. ના આઠમા અને અગિયારમા સૈકાના ગાળામાં લાટમાં અર્થાત્ દક્ષિણ ગુજરાતમાં અનેક કવિઓ થઈ ગયા હશે. નહિ તો 'લાટી' એવું રીતિનું વિશિષ્ટ નામ કેમ પડ્યું ? એ અમે પ્રેમ હો, પણ લાટ કવિઓને હાસ્યરસ પ્રિય હશે એમ વાગ્ભટના ટીકાકાર સિંહદેવગણિના નિમ્નલિખિત ઉલ્લેખ પરથી જણાય છે:–

"लाटी हास्यरसे प्रयोगनिपुणं रीतिः प्रबन्धे कृता"

આજે પણ સુરતીઓ અને ભરૂચીઓ પોતાના વિનોદી સ્વભાવ માટે જાણીતા છે.

આ. કુંજવિહારી ચુનીલાલ મહેતા

# આન્દ્રે જીદ[1]

મારી તો એવી દૃઢ માન્યતા છે કે સુખ સ્વાર્થત્યાગમાં રહેલું છે અને એટલા માટે જ સુખ શોધવાનો કશો અર્થ નથી. સુખ તો બીજાને સુખી કરવામાં જ રહેલું છે. આમ થાય નહિ તો ઇશ્વરનું કાર્ય નિષ્ફળ જાય. આપણી ફરજ તો એને સાર્થ કરવામાં રહેલી છે.

વર્તમાન ફ્રેંચ સાહિત્યના જીદ, વેલેરી અને પ્રાઉસ્ટ જેવા ત્રણ મહારથીઓમાંથી કદાચ જીદનું વ્યક્તિત્વ સૌથી ગૂંચવી નાખનારું છે. એના ચારિત્ર્યમાં દેખાતા વિરોધાભાસો ન સમજી શકાય એવા છે. સત્ય તો એ છે કે જીદનો આત્મા જ એવો સૂક્ષ્મ, શક્તિશાળી અને પ્રવાહી છે કે એ ગમે તે બીબામાં ઢાળી શકાય છે અને છતાં કશામાં એ સમાઈ શકાતો નથી.

જીદ એક ઠેકાણે કહે છે:

મને વારંવાર લાગ્યું છે કે કલાની કૃતિઓનું સર્જન કરવાની મને ફરજ પડી છે કારણ કે જો તેમ ન થાત તો મારામાં રહેતા જુદા જુદા વિરોધી તત્ત્વોની સંવાદિતા સાધી શકાત નહીં.

આમ એને માટે કલાકૃતિ એ જુદાં જુદાં વિરોધી તત્ત્વોના સંઘર્ષનું નિરાકરણ છે. આ વિરોધી તત્ત્વોને પોતાની નવલકથામાં વિવિધ પાત્રોમાં નિરૂપીને નવલકથાકાર સંવાદિતા સાધે છે. આ રીતે ફાઉસ્ટ જેવું જીવન ગાળવા ઇચ્છતી એલિસા અને ઇન્દ્રિયોના ભોગમાં જ મસ્ત રહેનાર માઇકલ જીદના સ્વભાવની બે પ્રકારની પ્રકૃતિનાં જ સૂચકો છે. વર્તમાન માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્રોમાંની એની અશ્રદ્ધા એના મનના વૈજ્ઞાનિક વલણ સાથે મળેલી છે.

---

1 સૂરતની એમ. ટી. બી. કોલેજના ફ્રેંચના અધ્યાપક પ્રો. નીલકંઠ પુરુષોત્તમ સાળકર 'માનસી' માસિકમાં લખેલા અંગ્રેજી લેખ ઉપરથી—તંત્રી

પ્રયોગો કરતા વૈજ્ઞાનિકની માફક જીદને વિશિષ્ટ, વ્યક્તિગત અને અનિયમિત વસ્તુઓમાં રસ છે. સમસ્તની તપાસ પહેલાં એના વિભાગોની તપાસની જરૂર રહે છે. વ્હાઇટહેડ જેને "વધારે બુદ્ધિશક્તિયુક્ત અને ઓછો વિસ્તાર" કહે છે તે પ્રયોગક્ષમ વિજ્ઞાનના પ્રસિદ્ધ સિદ્ધાંતથી જીદ દોરવાતો હોય એમ લાગે છે. ક્રાઇસ્ટનો ઉપદેશ છે કે "નિર્ણયો બાંધો નહીં" અને પ્રયોગશાળાનો પણ એ જ નિયમ છે. આથી જ જીદ જાને જે વસ્તુને તપાસી નથી તે વસ્તુને દઢતાથી કહેવાની દરકાર તે કરતો નથી. વળી વિશિષ્ટ અને અપવાદાત્મક બનાવો માટેનો એનો રસ અને નૈતિક પરિણામો પ્રત્યેની ઉદાસીનતા પણ આનું જ પરિણામ છે.

લગભગ બધી જ કૃતિઓમાં જીદ એક વૈજ્ઞાનિકની સંપૂર્ણ નિખાલસતાથી કોઈ ને કોઈ કોયડાને ઉકેલવા પ્રયત્ન કરે છે. આ દૃષ્ટિબિન્દુથી 'લે નિર્તુરે ટેરેસ્ટ્સ' તીવ્ર સંવેદનોનું સાચું વર્ગીકરણ છે, જેમાં એ સંવેદનોનો આનંદ માણવા જીદ એ સંવેદનોને બહારના બધા સંબંધોથી છૂટાં પાડે છે. 'લ ઇમમોરેલિસ્ટ'માં શરીર અને મનની તંદુરસ્તી વિશે લખ્યું છે. એમાં વિચિત્ર વાત તો એ છે કે નિરીક્ષણ અને પ્રયોગોનું મિશ્રણ થયું છે. 'લા પોર્ટ એટ્રોઇટ'માં આધ્યાત્મિક પ્રેમને (platonic love) એલિસા એકાંતતા અને પ્રયોગશાળાનો ખ્યાલ આપતી વિશુદ્ધિની સ્થિતિ કૃત્રિમ હદ સુધી ખેંચી જાય છે. જીદની કહેવાતી વિકૃતિઓ અને અનિર્ણયતા એ નીતિયુક્ત દુનિયાને પોતાની પદ્ધતિઓ લાગુ પાડીને રૂઢ માન્યતાઓ સાથે અથડામણમાં આવતા વૈજ્ઞાનિકના પ્રત્યાઘાતો જ છે.

બીજી એના સ્વભાવની લાક્ષણિકતા તે એની ટીકાત્મક વૃત્તિ છે. આને એના વૈજ્ઞાનિક માનસ સાથે ગૂંચવવાની જરૂર નથી. વિવેચનાત્મક શક્તિ કોઈ પણ વસ્તુને એના બે ભાગમાં વહેંચી નાંખે છે. આથી જ્યારે આપણે કોઈ પણ વસ્તુનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણે આપણને વિચારતા જોઈએ છીએ અને જ્યારે આપણે કામ કરતા હોઈએ છીએ ત્યારે કામ કરતા લાગીએ છીએ. આ વિવેચનશક્તિ કલાકૃતિમાં કોઇ પ્રેક્ષકના રૂપમાં નિરૂપાય છે અને એ પ્રેક્ષકના માનસમાં કથાના બનાવોનું પ્રતિબિંબ ઝિલાય છે. 'લા જર્નલ ધી એડવર્ડ' આનો દાખલો છે. આ કૃતિને એની મૌલિક નવીનતા તરીકે ગણવામાં આવે છે. મૌલિક તો

છે જ પણ જીદની કૃતિઓમાં એ નવીનતા નથી. જીદની કૃતિઓનો વિકાસ સમજવા નીટ્શેની અસર તેમ જ જે ધાર્મિક વાતાવરણમાં એ ઊછર્યો હતો તે વાતાવરણની અસર પણ ધ્યાનમાં રાખવી જોઈએ. એનાં જીવન ઉપર કેથોલિક ધર્મની ખૂબ ઊંડી અસર હતી.

પરંતુ ઘણીખરી કૃતિઓમાં આ ધર્મની અસર દૂર કરવા જીદ પ્રયત્ન કરતો દેખાય છે. રેમન ફર્નાન્ડીઝ એની કૃતિને "પ્રગતિશીલ વિખ્રિસ્તીકરણ અને એનું માનવીકરણ" કહે છે. એ પ્રગતિશીલ છે કારણ કે જીદ પહેલાં તો પોતાની પ્રતિભા પોતાને ક્યાં ખેંચી જાય છે એ જોઈ શક્યો નહીં અને પોતે કેવળ કલાકાર જ છે એમ માનતો થયો. વળી વિરોધી વૃત્તિઓનું કવિત્વમય સંવાદીકરણ એ જ પોતાનું ધ્યેય હોઈ શકે એમ માનતો જીદ શુદ્ધ કલાકાર નથી. એ તો પ્રધાનતઃ માનવતાનો હિમાયતી છે. જીદનાં બે સુન્દર પ્રવાસ-પુસ્તકો "વોયેજ ટુ કોંગો" અને "રીટર્ન ફ્રોમ ચાદ" એના હૃદયની સહાનુભૂતિનાં સુન્દર ઉદાહરણો છે. જે માણસ કોઈ પણ કારણ વિના 'સેલર્સ ઑફ વૅટિકન'માં ભાઈ-ભાઈની કતલની હિમાયત કરે છે તે જ માણસ આ પુસ્તકોમાં જીવંત પ્રાણી પ્રત્યે દર્શાવાતી જરા જેટલી યે ક્રૂરતા સહી શકતો નથી. આ જ પ્રકારની માનવતા એના સામ્યવાદના અંગીકાર પાછળ રહેલી છે. જીદ જ્યારે ઓગણીસ વર્ષનો હતો ત્યારે એણે "મેમોરેન્ડમ ઑફ આન્દ્રે વૉલ્ટર" લખ્યું છે. વૉલ્ટરની કરુણ કથની એ આત્માની શોધમાં રખડનાર અને ભ્રમણાઓની ભૂલભુલામણીમાં આત્માને ખોઈ બેસનાર માનવીની કરુણ કથા છે. ઇન્દ્રિય-ભોગ્ય વસ્તુને આથે સુધી ભોગી જનાર વોલ્ટર આખરે તો પોતાના સ્વભાવ સામે જ લડે છે. જીદના શબ્દોમાં કહીએ તો એને ખરી જરૂર તો એક કુદરત-શાસ્ત્રીની મિત્રતાની હતી કે જે એને શરીરના સિદ્ધાંતો શિખવત; અને બીજી જરૂર એક નવલકથાકારની મૈત્રીની હતી કે જે એને ભયંકર એકાંતમાંથી એના આત્માને મુક્ત બનાવવા અનેક આત્માનું આશ્રયસ્થાન બનવા શિખવત. છતાં જીદની વિવેચનાત્મક બુદ્ધિ એલેઇન વિષે એક મૃત્યુલેખ લખે છે. "અહીં પોતાને આત્મા છે એમ માનવાને કારણે ગાંડો બનેલો એલેઇન સૂતો છે." જીદની વૃત્તિઓનું આ લોલક જ્યારે એક નકી

કરેલી દિશામાં હાલવા માંડે છે ત્યારે જ્યાં સુધી એ દિશાની શક્યતા એના આવેશો અને સંપૂર્ણતા માટેની તરસ પૂરી ન થાય ત્યાં સુધી હાલ્યા જ કરે છે.

'ઇમ્મૉરૅલિસ્ટ'માં એક નવું તત્ત્વ પ્રવેશે છે. પોતાના સિવાય કોઇક બીજી વ્યક્તિ દેખાય છે. આ પુસ્તક આત્મકથાનું નવલકથામાં થતું રૂપાન્તર દર્શાવે છે. દામ્પત્યજીવનની એ કરુણ કથની છે. અહમ્‌વાળો અને સ્વાર્થી માઇકલ પોતાના ગમે તેટલા પ્રયત્નો છતાં પોતાની પત્ની મારસીલીન સાથે સામાન્ય પ્રકારનું જીવન ગાળી શકતો નથી. 'નૅરોડ્રૉર'માં 'પ્લેટૉનિક' પ્રેમની ફિલસૂફી છે અને એથી એના નાયકના જીવનમાં ઘણી મુશ્કેલીઓ આવે છે.

જીદ આ બન્ને પુસ્તકોમાંથી એકેને નવલકથા કહેતો નથી. માત્ર વાર્તાઓ જ કહે છે. પ્રથમ પુરુષમાં આ પુસ્તકો લખાયાં છે અને કથા કહેનાર જાતે જ એક પાત્ર બને છે. વળી બનાવો પણ કથાકારના જ ચિત્તમાં પ્રતિબિંબિત થતા હોય એમ જણાય છે. માત્ર બે જ મુખ્ય પાત્રોની એ કથા છે. સાહિત્યની દૃષ્ટિએ આ વાર્તાઓ વાસરિકા અને કેટલાંક પાત્રોવાળી વાર્તાઓની વચ્ચેની સ્થિતિની છે. જ્યારે સર્જકને પોતાના સાહસ વર્ણવવાને બીજા પાત્રની જરૂર લાગે ત્યારે તે બીજું પાત્ર દાખલ કરે છે.

'ઇફ ધ સીડ ડઝનૉટ પેરિશ'માં જીદે એક અગત્યની માહિતી આપી છે અને એથી કયા સંજોગોમાં એણે 'ફ્રૅગ્નન્ટ વૅાદર્સ' લખી તે જણાય છે. આ તે આફ્રિકાથી આવ્યો ત્યાર પછીની વાત છે.

જે વસ્તુઓમાં મને પહેલાં ખૂબ રસ હતો તે વસ્તુઓની કોઈ પણ અગત્ય હવે મને લાગતી નથી. સાહિત્યની મંડળીઓના ગૂંગળાવતા વાતાવરણમાં હું કેવી રીતે શ્વાસ લઇ શક્યો હોત. મારી ગેરહાજરીને લીધે કોઇના જીવનમા કોઈ પણ જાતનો ફેર પડ્યો નહોતો. અને જાણે હું પાછો આવ્યો જ ન હોઉં એમ સૌ પોતપોતાના કામમાં મશગૂલ હતા. આ બધું જોઈને મેં મારા મહત્ત્વ વિષે જે કલ્પ્યું હતું તે ખોટું પડતું લાગ્યું. આથી મને ખૂબ આઘાત થયો. આ વૃત્તિએ મારા હૃદયમાં એવું સ્થાન જમાવ્યું હતું કે મને થવા માંડ્યું કે આ દુનિયામાં હું કશું મહત્ત્વનું સ્થાન ધરાવતો જ નથી. આ લાગણીને જો મેં ક્રમશઃ 'પેલ્યુડ્સ'માં વર્ણવી ન હોત તો કદાચ મેં આપઘાત કર્યો હોત. મેં મારા જીવનના સુખીમાં સુખી સમય ન્યુશાટેલ વીતાવ્યો છે. જીવનમાં ગુમાવેલી શ્રદ્ધા મેં

અહીં પાછી મેળવી છે. બાલ્યાવસ્થામાં જીવનની જે નબળાઇ મેં અનુભવી હતી તે હવે નહોતી અને મને જીવન વધારે સુન્દર અને સમૃદ્ધ લાગવા માંડ્યું.

'પેલ્યુડસ'માં મનની આ દ્વૈધી ભાવયુક્ત સ્થિતિ એકબીજી સાથે મળી જતી દેખાય છે. એક બાજુ સામાજિક વ્યવહારમાં ભળવાની અનિચ્છા અને બીજી બાજુ આશાનો ઉલ્લાસ—અને બંધિયાર પાણી જેવા જીવનને બદલે મુક્ત અને સમૃદ્ધ જીવનનો અનુભવ—અને બીનાઓને સમજી શકવાની નિષ્ફળતાની લાગણીમાંથી ઉદ્ભવતો છૂપો આત્મસંતોષ. આ પુસ્તક આ દૃષ્ટિએ સામાજિક મૂલ્યો અને સામાજિક જડતા ઉપર કટાક્ષ છે. પરંતુ એ સિવાય પણ એમાં કંઇક વિશિષ્ટતા છે. જીદના સર્જક તરીકેના વિકાસમાં એ એક અગત્યની સ્થિતિ સૂચવે છે. 'પેલ્યુડસ'ના સર્જન પહેલાં જીદ પોતામાં જ રસ ધરાવતો હતો. એ પુસ્તકમાં જ આપણે એને પહેલી વાર પોતાની આજુબાજુના જીવનમાં પણ રસ ધરાવતો જોઇએ છીએ. આથી જ કલાસર્જક તરીકે જીદનું પ્રધાનકાર્ય જિંદગીના આનંદો અને દુઃખોને સૌન્દર્યમાં ફેરવી નાંખવાનું છે. આ વિચાર જીદના 'પ્રોમિથિઅસ એડલી એનચેઇન્ડ'માં સૂચવાયો છે:

પ્રોમી: શું?

કોકલ્સ: તેં એને (ગરુડને) મારી નાંખ્યું.

પ્રોમી: હા. અને અમે એને ખાઇ જવાના છીએ. તને શંકા જાય છે? તેં મારી સામે નહોતું જોયું? તે દિવસોમાં હસવાની પણ મારામાં હિંમત હતી કે?

કોકલ્સ: જરૂર.

પ્રોમી: એ મને ઘણાં વખત થયાં ખાતો હતો હવે મને લાગે છે કે મારો વારો છે.

કોક: એનો બીજો ઉપાય નહોતો?

પ્રોમી: કોકલ્સ! એમ ના કહે. એના મારે અમને પોષ્યા છે. હું જ્યારે એને પૂછતો ત્યારે એ જવાબ નહોતો આપતો. એના તરફ કોઇ પણ પ્રકારની દુર્ભાવના વગર હું એને ખાઉં છું. જો એણે મને ઓછો દુઃખી કર્યો હોત તો એ પણ ઓછો જાડો હોત અને ભાગ્યે જ પકડી શકાયો હોત.

'કાઉન્ટર-ફીટર્સ'માં એડવર્ડ નવલકથાનો નાયક છે. એડવર્ડ એ

યુવાન નવલકથાકાર છે અને નવલકથા લખવાની યોજનાં કરે છે. એમાં એડવર્ડની વાસરિકાનું આલેખન થયું છે. એડવર્ડનાં નિરીક્ષણને જીદનાં નિરીક્ષણો ગણવાં જોઇએ નહીં, કારણ જીદ ઘણી રીતે જુદાં મંતવ્યવાળો હતો. પરંતુ જ્યારે આપણે નવલકથા લખતી વખતે જીદે સામે રાખેલી વાસરિકા વાંચીએ છીએ ત્યારે એમાંના ઘણાખરા વિચારો એડવર્ડની વાસરિકામાં જણાય છે અને એડવર્ડ પોતાની નવલકથાનું જે શીર્ષક રાખવા ઇચ્છતો હતો તે જ જીદની પોતાની નવલકથાનું પણ છે. જીદની અને એડવર્ડની માન્યતાઓ વચ્ચે ભેદ પાડવો ખૂબ મુશ્કેલ છે: જેમ કે, બાલ્ઝાક જેમ શુદ્ધ નવલકથાની પદ્ધતિમાં માનતો તેમ જ એડવર્ડ માને છે, આપણે કહી શકીએ ખરા કે જીદની પણ આ જ માન્યતા છે? હજી તો શિખાઉ નવલકથાકારના મુખમાં 'શુદ્ધ' જેવો શબ્દ જ ધંધાદારી જીદને છેતરતો નથી લાગતો? સફળતા વિષેની ચોક્કસ અનિશ્ચિતતા એ આવી માન્યતા મૂકીને છુપાવતો લાગે છે. નવલકથા તરીકે આ પુસ્તક નિષ્ફળ છે. ફોર્સ્ટરે કહ્યું છે કે, "જે નવલકથાકાર પોતાની જ પદ્ધતિમાં વધારે પડતો રસ દર્શાવે તે ભાગ્યે જ રસપ્રદ કરતાં કંઇક વધારે હોઈ શકે ખરો?"

એ કથા જુદી જુદી વસ્તુઓનો સંગ્રહ છે. એમાં માનસિક કે નૈતિક સંઘર્ષણ નથી. એમાં સંઘર્ષણ છે પણ એ શાસ્ત્રીય નથી. જીદે પોતે જ કહ્યું છે તેમ એ સંઘર્ષણ એક બાજુ પ્રસંગ અને બીજી બાજુ નવલકથાકારના કથા લખવાના પ્રયત્ન વચ્ચે છે. એ પ્રયત્ન કેન્દ્ર કે કથાનો વિષય બનતા નથી. સિવાય કે આવતા જીવનની મુશ્કેલી એના સાતત્યમાં કે વિવિધતામાં વિવેચનાત્મક બુદ્ધિ જગાડે. કારણ કે લખાયેલી નવલકથા, લખાવાની નવલકથામાં પલટાઈ જાય અને આ નવલકથાનો રસ આ પલટામાં જ રહેલો છે.

સજાતીય પ્રેમના પ્રશ્નો ખુલ્લી રીતે ચર્ચનારાઓમાં જીદ સૌથી પ્રથમ હતો. અને 'ઇફ ધ ગ્રીડ ડાઇ નોટ પેરિશ'માં આ મન્તવ્યોને દૃઢતાથી રજૂ કરવાની હિંમત તેણે બતાવી છે. ઇતિહાસમાં માનવતા અને નાગરિક અને નૈતિક કાયદાઓના વિરોધમાં આવતી ટેવ તો કોરીડોન'ના પ્રકાશનની સાથે જ જીદે માનવતાના હિમાયતીઓમાં સ્થાન મેળવી લીધું છે.

એનાં લખાણોમાં દેખાતું એના વિચારોનું પ્રત્યાઘાતી વલણ સરળતા, શાંતિ અને સુન્દર શૈલીમાં થતા વિચારોના આવિષ્કારથી ઢંકાઈ જાય છે. ભવિષ્યની પ્રજા આન્દ્રે જીદની કૃતિઓ માટે ગમે તે નિર્ણય બાંધે પણ એટલું તો સાચું જ છે કે કોઈ પણ એની નિખાલસતા અને માનવતા વિષે શંકા લાવી શકશે નહીં. વાસ્તવિકતા ઉપર પથરાયેલા પડદાને ઊંચકવાનો એણે જે પ્રયત્ન કર્યો છે તે એના વિચારો સાથે સંમત ન થતા હોય એવાઓ પાસે પણ માન અપાવશે.

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# કેટલાક સમર્થ પારસી જજ ને વકીલો

[ 'સંસ્મરણો': લેખાંક આઠમો: માર્ચ–જુન ૧૯૪૭થી આગળ ]

મિ. કાવસજી બેજનજી સેડનાને પણ મરાઠી બહુ સારું આવડતું, કારણ એમને અહમદનગર જોડે ઘણો સંબન્ધ હોવાથી મરાઠીમાં માહેર[1] હતા. તેજ ઝહેનના અને અંગ્રેજી પર કાબૂ સારો હોવાથી પોતાના અસીલનો કેસ બહુ આગ્રહથી રજૂ કરતા. સામાવાળો જૂનીઅર છે કે સીનીઅર તે જોતા નહિ. કેસની હકીકતથી પૂરેપૂરા વાકેફ થઈને આવતા. હિસાબી ચોપડાનાં ખાતાં, ગેળ, ખાતાવહી,

૧. આ બંને અરબી શબ્દો 'માહિર' તથા 'જહન' પરથી આવ્યા છે; અર્થ, અનુક્રમે, 'જાણકાર' તથા 'બુદ્ધિ.' આમાંનો પહેલો 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગમાં તથા બીજો 'નન્દશંકર-જીવનચિત્ર'માં વપરાયાનું ગુજ. ફારસી-અરબી શબ્દકોશમાં નોંધાયું છે; પણ બંને અપ્રચલિત, તેથી અર્થો અહીં આપ્યા છે—તંત્રી.

આવકો વગેરેમાંની રકમોની ઊલટ તપાસ બહુ બારીકીથી કરતા. ગુજરાતી, મરાઠી અને થોડુંઘણું મારવાડી આવડતું એટલે પોતાના ધંધામાં એમને સગવડ રહેલી. કામ વધતું ગયું એટલે મદદનીશની જરૂર જણાઈ. મદદનીશ તરીકે મિ. અરદેશર દાવરે એમના હાથ નીચે કામ શરૂ કર્યું ને મિ. કાવસજીએ એમને તાલીમ પણ એવી રૂડી રીતે આપી અને પોતાની સ્વાભાવિક બુદ્ધિમત્તાને લીધે તેમણે તે પકડી લીધી. તેથી આજે મિ. દાવર સ્મોલ કૉઝ કોર્ટના વકીલમંડળના પ્રમુખપદે છે. મિ. દાવરનો મોટામાં મોટો ગુણ—પ્રમાણિકતા. એ જે હકીકત રજૂ કરે તે ખરી જ હોય. તેમાં ન વધારોસુધારો કે ન આડંબર હોય. આથી તેમના વચન પર વિશ્વાસ રાખતાં જડજ જરા પણ આનાકાની કરે નહિ. જડજનો આ અભિપ્રાય વકીલને ઘણો લાભકર્તા નીવડે છે. મિ. દાવર હંમેશ હસમુખા, વાતચીતમાં ચોખ્ખા અને બીજાને મદદ કરવા તૈયાર.

મિ. કાવસજીની સંદમાં ઊભા રહેનાર મરહૂમ ખાન બહાદુર સોરાબ ક. બીલીમોરીઆ એઓ પણ મારા સમયમાં સ્મોલ કૉઝ કોર્ટના જડજ થયા. એટલું જ નહિ પણ એમના ગુજરવા બાદ એક બે વખત જડજની જગા ખાલી પડતાં એમના ચિરંજીવી રૂસ્તમને પણ તે જગાએ કામચલાઉ નીમવામાં આવેલા. સોરાબ બીલીમોરીઆ મળતાવડા સ્વભાવના ને મોજીલા હતા. સ્વતંત્ર મિજાજના ને સ્પષ્ટવક્તા હતા કોઈ જ જની શેહમાં દબાય એવા ન હતા. એટલે વખતોવખત બેંચ જોડે અથડામણમાં આવતા. સ્મોલ કૉઝ કોર્ટને લગતા રિવાજ ('પ્રેક્ટિસ એંડ પ્રોસીજર')ને કાયદાનું એકે અંગ એવું ન હતું કે જેનાથી સોરાબ બીલીમોરીઆ અજાણ હોય. એટલે જ્યારે જ્યારે મારી સાથે એઓ અપીલ સાંભળવા બેસતા ત્યારે બહુ મદદરૂપ થઈ પડતા.

સ્મોલ કૉઝ કોર્ટમાં અપીલ સાંભળવા સંબંધી એવો રિવાજ હતો કે જે જડજના ચુકાદા સામે અપીલ હોય તે જડજ અને ચીફ જડજ, બે જણા, સાથે બેસી અપીલ સાંભળે. એ પ્રથા પાડવાનો સબબ એ કે સ્મોલ કૉઝ કોર્ટના જડજને શાહેદીએ આપેલી જુબાનીઓ લખી લેવાની હોતી નથી. આથી વખતનો બચાવ થાય છે, સાંભળેલી જુબાનીઓ

ધ્યાનમાં રાખી જડજ તાત્કાલિક ચુકાદો આપી શકે છે. નાના મુકદમા લંબાતા નથી અને એના ચુકાદાનો તરત નિકાલ થવો જોઈએ એ મતલબ જળવાય છે. દાવો સાંભળનાર જડજ જોડે બેઠો હોય તેને બધી હકીકત માલૂમ હોય એટલે તે પોતાના જોડીઆ ચીફ જડજને સમજાવી શકે. આ પ્રથા અમુક કારણોને લીધે મને ઠીક ન લાગી; કારણ મનુષ્યનો સ્વભાવ એવો છે કે પોતે જે કર્યું હોય તેને વળગી રહેવા પ્રયત્ન કરે. અને આમ કરવા જતાં અપીલ કરનાર પક્ષને અન્યાય થવાનો સંભવ રહે. આ કારણને લીધે મારા ચીફ જડજ થયા બાદ મેં એ પ્રથા ફેરવી, અને ચુકાદો આપનાર જડજને બદલે બીજા જડજને મારી સાથે બેસાડવામાં આવ્યો. આ પ્રમાણે રિવાજ બદલવાથી સૌને સંતોષ થયો.

વડોદરાના જાણીતા દીવાન—મૂળ નવસારીના—કેરશાસ્પજી દાદાચાનજીના પુત્રોમાંથી એક દાક્તર થયા, બીજા સોલિસિટર થયા, અને ત્રીજા રતનશાહ સ્મોલ કૉઝના પ્લીડર થયા. એમની પાસે કામ ઘણું રહેતું, અને કેસ લડવામાં બહુ આગ્રહી રહેતા. એમના અસીલનો પક્ષ પકડી જડજો જોડે પણ આખડતા. કામ ઘણું હોવાને લીધે વકીલોની આગલી હારમાં ગણાતા. સાથે સાથે કલમબાજ હતા, એટલે "મુંબઈ સમાચાર"માં વારંવાર લેખો લખતા. 'ધ બોમ્બે એન્થ્રોપોલૉજિકલ સોસાયટી'ના સભ્ય હતા. અને વખતોવખત મને ઘેર મળવા આવતા એટલે મને પણ એ સંસ્થાનો સભ્ય ગનાવ્યો, પોતે ત્યાં ઘણા પેપર્સ વાંચતા. મારી પાસે પણ બે ત્રણ પેપર વંચાવેલા. એમાંનો એક પેપર 'ધ કલ્ટ ઑફ ધ બાથ' એ નામે મેં વાંચેલો. એમાં આપણે હિંદુઓ કેવે કેવે પ્રસંગે સ્નાન કરીએ છીએ, તેની કારણ સાથે ચર્ચા કરેલી. મૃત્યુ સમયે સ્નાન, સાધુ તરીકે ઘેર આવતી વખતનું સ્નાન, એવાં એવાં પ્રસંગો વર્ણવેલા. રતનશાહને કોર્ટમાં આવતાં કામો બાબત જડજોને ખાનગી પત્રો લખવાની ટેવ હતી. એવા એક મારા ઉપરના કાગળમાં તેમણે કેટલીએક ધમકીઓ લખેલી. તે ન ગણકારતાં એમને હાઈકોર્ટની 'ઓરિજિનલ સાઈડ' પર એડવોકેટ તરીકે દાખલ થવાની ઇચ્છા થવાથી; તેમની તે અંગેની લાયકાતનું મારું સર્ટિફિકેટ જોઈતું હતું. તે બાહોશ અને અચ્છા ધારાશાસ્ત્રી હોવાથી મેં આપ્યું પણ પાછળથી તેમની કેટલીક ધંધાની ગેરવર્તણૂક અને 'કન્ટેમ્પ્ટ ઑફ ધ કોર્ટ' બાબત હાઈ

કોર્ટને તેને શિસ્ત પળાવવાના અધિકારને અંગે કામ લેવા રીપોર્ટ કરવો પડ્યો તેની સુનાવણી થતાં એમને 'સસ્પેંડ' કરવામાં આવ્યા. એમણે પ્રિવી કાઉન્સિલમાં અપીલ કરી, અને એમનું 'સસ્પેન્શન' રદ કર્યું–એઓ અરજી કરે તો–એવો ઠરાવ ત્યાંથી થતાં, એઓ પાછા ધંધે વળગ્યાં. પણ હતાશ થઈ ગયા હતા. એમના ગુજરવા બાદ એમનો દીકરો એમનો ધંધો ચલાવે છે. રતનજી સોરાબજી દાદાચાનજી એમના સગા થાય. તેઓ એમના ઍપ્રિન્ટિસ હતા. વિલાયત જઈ બારિસ્ટર થઈ આવ્યા હતા. તેઓ પાછળથી મારા સાથી એટલે સ્મોલ કૉઝ કોર્ટના જડજ થયા હતા. બાદ હાઈ કોર્ટમાં 'કમિશનર ફોર ટેકિંગ ઍકાઉન્ટસ'ને ઓધ્ધે ટ્રાન્સફર થયા. બહુ કામનો નિકાલ કરવાની તેમણે નામના મેળવી હતી. હાઈ કોર્ટમાંથી પેન્શન પર જઈ હાલ આઠદસ વરસ થયાં તેઓ લન્ડનમાં રહે છે.

દોરાબજી ને કાંગા જૂના વકીલ ઘણુંખરું હિસાબ લેવાના કમિશનરનું જ કામ કરતા. એઓ પણ બહુ જાણીતા હતા. રૂસ્તમજી બરજોરજી પેમાસ્તર, જાણીતા પારસી લેખક પણ વકીલ તરીકે સારું કામ કરતા. ફારસીનું જ્ઞાન સારું હતું. એમ. એ.ની પરીક્ષામાં અમે બે સાથે બેઠેલા ને નાપાસ થએલા.

બાઈશંકર કાંગાની પ્રખ્યાત સોલિસિટરની પેઢીના ભાગીઆ સોરાબ કાંગાના જમાઇ ભાઈ ભીખાજી દાદાભાઈ મુલ્લા પણ ધંધામાં ઠીક જામી ગયા હતા.

બમનજી મહેતા જૂના વકીલોમાંના એક હજુ કામ કરે છે.

કાવસજી કે. સંતોક સ્મોલ કૉઝ કોર્ટના એક્કા વકીલ તરીકે નામ મૂકી ગયા છે અતિશય મહેનતુ, ઉદ્યમી, ધાર્મિક–કોર્ટમાં આવતાં પહેલાં આતશ-બહેરામમાં સેજ્દો કરીને પછી જ આવે, કસ્તી કરવાની ચૂકે નહિ. કેસની હકીકતનો અભ્યાસ સંપૂર્ણ રીતે કરે. ને લાગુ પડતો કાયદો બરાબર જોઈ જાય. એવા એવા બાહોશ વકીલના એમનામાં ગુણો હતા. ચીફ જડજની કોર્ટનો કોઇ એવો કેસ ભાગ્યે જ હોય કે જેમાં કોઈ એક પક્ષકાર વકીલ તરફથી કાવસજી સંતોક ન હોય, "ફુલ કોર્ટ" પાસેની અપીલોના કામથી એમના હાથ ભરેલા હોય ને બધા સાથે અસીલનો કેસ પ્રમાણિકપણે

ચલાવે. પોતાની ખામી કે ઊણપ હોય તે ખુલ્લે દિલે કબૂલ કરી દે. આથી જડજોને તેમના પર ઘણો જ વિશ્વાસ બેસી ગએલો. મહેનતુ પણ બહુ. રાતના દસ અગિયાર વાગ્યા સુધી કામ કરે. એમની મદદમાં એમના ભાઈ હોરમસજી સંતોક તથા બીજા ત્રણચાર નવા પારસી વકીલો રહેતા પણ ભારે અને ચીફ જડજની કોર્ટના કેસોમાં તો ગમે તેમ કરી પોતે જ હાજર રહેતા ને ચલાવતા. તેમણે કાયદાનાં બે-ત્રણ પુસ્તકો પણ લખ્યાં છે. સોરાબ દાદી બરજોર, પિટિટ લાઇબ્રેરીના સેક્રેટરી પણ અગ્રેસર વકીલ ગણાતા. પારસી ઉપરાંત બેની ઈસરાઈલ-યહુદી-એમના બે જાણીતા વકીલ, આપ્ટેકર ને સેમસન હતા. સેમસન થોડો વખત જડજ થએલા. ખોજા કોમમાંથી આગળ પડતા વકીલ ગુલામઅલી ગુલામહુસેન હતા. આજે આગાખાન-મંડળમાંના તેઓ એક અગ્રેસર છે.

પ્રો. ગિરિન જે. ઝવેરી

# આન્તરરાષ્ટ્રિય ભાષા

## ૧. એ પ્રવૃત્તિનું પ્રયોજન

ગ્યુટેએ કહ્યું છે કે જે પોતાની ભાષા જ જાણે છે તે એકે ભાષા જાણતો નથી. બીજી ભાષા શીખવા માટેનો આવો આગ્રહ વધારેપડતો લાગે છતાં એમાં ડહાપણભર્યું સૂચન છે તેની ના નહિ કહેવાય. વિજ્ઞાનની સિદ્ધિઓને લઇને દેશના સીમાડા નાના ને નાના થતા જાય ત્યારે પોતાની ભાષા જાણીને જ બેસી રહેનાર વ્યક્તિના વિકાસનો સંભવ પણ અમુક અંશે મર્યાદિત જ રહેવાનો. વ્યવહારના વિસ્તૃત થતા જતા વર્તુલની સાથોસાથ એ વ્યવહારને યોગ્ય રીતે સમજવા-સમજાવવાની આવશ્યકતા ઉપસ્થિત થાય જ. એ માટે સ્વભાષા ઉપરાંત અન્ય ભાષાઓનું જ્ઞાન લગભગ અનિવાર્ય બને. ગુજરાતીઓ પરત્વે જ વિચારીએ તો અન્ય પ્રાન્તોમાં યા દેશોમાં વેપાર ખેડતી ગુજરાતી પ્રજાને તે તે પ્રદેશની ભાષા જાણે-શીખ્યે જ છૂટકો થાય છે. દક્ષિણ આફ્રિકાની

અનેક બોલીઓ કે અભીંઝ ભાષા જાણનાર ગુજરાતીઓની સંખ્યા નજીવી નથી.

જેમ વેપારમાં તેમ અન્ય પ્રવૃત્તિઓમાં પણ સંપર્કના વધવા સાથે એકમેકની ભાષાનું જ્ઞાન જરૂરી બને છે. શિક્ષણશાસ્ત્રીઓ કહે છે કે માતૃભાષાનું સાચું જ્ઞાન ત્યારે જ લાધે જ્યારે અન્ય ભાષા તથા સાહિત્ય સાથે તેની તુલના થાય. ભાષાની બહાર રહીને જ એની સાચી સમજણ પ્રાપ્ત થય. વિવેકાનંદ જેવાએ જેની સાયણાચાર્યનો અવતાર કહી પ્રશંસા કરી છે તે મેક્સમૂલરથી માંડી આજ સુધીના સંસ્કૃત ભાષાસાહિત્યના મોટા વિદ્વાનોમાં કેટલા બધા હિન્દ બહાર પાક્યા છે? એટલે સુધી કે સામાન્ય જનતાના મનમાં તો એવી વાત ઠસી ગઈ છે કે જર્મનીની-બધી આશ્ચર્યજનક શોધખોળો એ લોકો આપણે ત્યાંથી જૂનાં સંસ્કૃત પુસ્તકો ઉપાડી ગયા તેમાં આપેલ જાતજાતની માહિતીને આભારી છે! આમ શું સંસ્કૃત કે શું લૅટિન-દરકોઈ પુરાતન ભાષાના શિક્ષણની અગત્યમાં આ તટસ્થ દૃષ્ટિની સિદ્ધિનું મહત્ત્વ એક મુખ્ય કારણ છે. આટલા કારણસર જ યુરોપીય વિદ્વાનો લૅટિન કે ગ્રીક, હિન્દના વિદ્વાનો સંસ્કૃત ને જપાનના શિષ્ટ ચાઈનીઝ શીખ્યા વિના પોતાની કેળવણી અધૂરી માને છે.

વિજ્ઞાને તો નાનકડા ભેદ મિટાવી પોતાની પરિભાષાને આંતરરાષ્ટ્રિય બનાવવા જ માંડી છે. ગણિતમાં 0 કે = નો બધી ભાષાઓમાં એક જ અર્થ સ્વીકાર્ય છે. 'રેડિયમ'નું ભાષાન્તર જુદી જુદી ભાષાઓમાં જુદું જુદું નથી થતું. આવી જ એકતા નિયત કરેલા 'કોડ' (Code)નો ઉપયોગ કરતા વેપારીઓ, ખલાસીઓ વગેરેમાં દેખાય છે. આ અને આવી બીજી સફળતા જોઈ અનેક વિચારશીલ વ્યક્તિઓએ બધા સમજી શકે, વ્યવહારમાં વાપરી શકે એવી એક ભાષા નિયત કરી શકાય કે કેમ, ને કરી શકાય તો એ ભાષાનું સ્વરૂપ કેવું હોવું ઘટે વગેરે બાબતો પર વિચારણા ચલાવી છે.

આવા દેખીતા લાભ ઉપરાંત ભાષાની એકવાક્યતાનો બીજો મહત્તર ફાયદો એ મનાય છે કે એથી વિશ્વબંધુત્વની ભાવનાના ઉદ્ગમ-વિકાસને અમૂલ્ય ઉત્તેજન સાંપડે. વિશ્વબંધુત્વ કેટલે અંશે વાસ્તવિક છે ને

કેટલે અંશે માત્ર આદર્શરંગી–અપ્રાપ્ય, એ પ્રશ્ન અહીં અનભિપ્રેત છે. એ સ્વપ્ન હોય તો પણ એને હાંસલ કરવાની જરૂરત કોઈ નકારી શકે તેમ નથી. વિશ્વશાન્તિ ને સહકારમાં ભાષાભેદ મોટી આડખીલી છે. એ બાબતની ઉપેક્ષા ન કરી શકાય. એકબીજા પરના અવિશ્વાસ, એક પ્રજાનાં જીવન ને સંસ્કૃતિ વિષેની બીજી પ્રજાની ગેરસમજણ ઇત્યાદિ અનિષ્ટોને દૃઢપાદ કરવામાં આ ભાષાભેદ સવિશેષ ભાગ ભજવે છે. આપણા નાનકડા ક્ષેત્રમાં જ જોઈએ તો ગુજરાતી–મહારાષ્ટ્રીનો વિસંવાદ જાણીતો છે. એ બધું કાલ્પનિક છે યા હિન્દ આઝાદ થતાંની સાથે જ એ ઓગળવા માંડ્યું છે એમ મન મનાવી લીધે નહિ ચાલે. આ વિસંવાદની માત્રા એકમેકની સાચી સમજણ વિના ઘટવાની નથી. ગુજરાત એના પાડોશી પ્રત્યે, જેમ દૂરના બંગાળની બાબતમાં બન્યું છે તેમ, પ્રેમ તથા માનની લાગણી ધરાવતું જરૂર થઈ શકે. આવી અભિજાત વૃત્તિના ઘડતરમાં હિન્દી દ્વારા સધાતું ઐક્ય આદરણીય છે.

આ રીતે હિન્દની પ્રાન્તીય ભાષાઓ માટે તો હિંદી કેટલેક અંશે અન્યોન્યની સહકારિતા ને સંવાદમાં સહાયતા કરી શકે એમ છે. પરંતુ એમાં ય કુદરતી રીતે વિકસિત થતી હિન્દી યા ઉર્દૂને બદલે પ્રયત્નપૂર્વક તૈયાર કરેલી મિશ્ર ભાષાની વધારે જરૂર પડે. આવી ભાષાને કૃત્રિમ કહી ઉતારી પાડવાના પ્રયત્નો પણ થાય છે, પણ એથી જ એ અસ્વીકાર્ય છે એમ સિદ્ધ નથી થતું. જપાનનું ઉદાહરણ જાણીતું જ છે. ૧૯મી સદીના મધ્ય કાળથી એ દેશની પ્રજાને પશ્ચિમની સંસ્કૃતિનાં આકર્ષણે એનું અનુકરણ કરવા પ્રેરી. અંધ અનુકરણને સ્થાને હરીફના બરાબર થવાની ઇચ્છાથી એ પ્રજાએ પશ્ચિમ તરફ મીટ માંડી. પશ્ચિમી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓનાં નામોને યથાતથ સ્વરૂપે જપાની ભાષામાં અવતારવાનું દુષ્કર લાગવા માંડ્યું: બેન્ક, સબમરિન કે ટેલીગ્રાફનું ભાષાન્તર શી રીતે કરવું? જપાની વિદ્વાનોએ એને માટે જૂની ચાઇનીઝના ધાતુઓ ઓતર્યા. એક સમાસ બનાવ્યો: જી–દો–ડેન–વા–કી, 'આપ–ખસતી–વીજળી–બોલતું –સાધન', ટેલીફોન[1].

[1]: આનો એ અર્થ નથી કે આવી ભદ્રંભદ્રીને હું વખાણું છું: Railway: લોહપથ, અગ્નિરથગમનાગમનસૂચકલોહપટ્ટિકા; Guitar: ગુજરાતં મલિનજટવાદિની.

આપણુને આ પ્રયોગો ચાહે તેટલા કૃત્રિમ લાગે પણ જપાની પ્રજાએ એને અપનાવ્યા છે એ જ એની સિદ્ધિની પૂરતી સાબિતી છે. એ જ રીતે યુરોપી પ્રજાએ પણ એકમેકને સમજવા માટે, નિત્યવ્યવહારમાં ને સર્વાંગ અભ્યુદયમાં સહાયક થઈ પડે તે ઉદ્દેશપુરઃસર એક સર્વમાન્ય આંતરરાષ્ટ્રિય ભાષા પ્રયોજવાની હિલચાલ દશકાઓ થયા આરંભી છે. ભાષા હવે કુદરતી રીતે વિકાસ પામતી જ વસ્તુ રહી નથી. સંસ્કૃતિની આગેકદમ સાથે વધતી જતી જરૂરતોને અનુરૂપ રહેવા મથના મનુષ્યમનના સંપ્રજ્ઞ (સભાન) પ્રયાસો એમાં ઉમેરણ કરવાનું કે એનાં અંગોને મઠારવાનું કામ કર્યે જ જાય છે. એમ હોય તો સર્વને અનુકૂળ આવે એવું, શક્ય એટલા થોડામાં થોડા પ્રયાસે શીખી શકાય એવું, નિત્યોપયોગી સઘળા વિચારોને યોગ્ય વાચા આપી શકે તેવું, એક ભાષાતંત્ર કેમ ન ઘડી શકાય? આ પ્રશ્ન પર પશ્ચિમના અનેક વિદ્વાનોએ ભિન્નભિન્ન મત પ્રદર્શિત કર્યા છે. એ અભિપ્રાયો તેમ જ આંતરરાષ્ટ્રિય ભાષા થવાની ઉમેદવારી ધરાવતી પ્રયોજિત યા તો સહાયકારી (ઑક્ઝિલિયરી) ભાષાઓનું વર્ણન-વિવેચન કરવાનો આ લેખમાળાનો ઉદ્દેશ છે.

## ૨. સહાયકારી ભાષાનો કાર્યપ્રદેશ

આંતરરાષ્ટ્રિય બનવાને લાયક ભાષાએ અનિવાર્યપણે જુદા જુદા દેશોનાં શબ્દાભિવ થવા કથતાં રાજકીય, સામાજિક યા નૈતિક જીવન, રીતરિવાજ ને મહત્ત્વાકાંક્ષાઓનું સમ્યક્ વહન થવું જોઇએ. આ ઉપરાંતની બીજી જરૂરતો પણ અનેક છે; પરંતુ આની સરખામણીમાં ઉચ્ચારની સરળતા, સુગ્રાહ્યતા, વ્યાકરણની સુલભતા, સંક્ષિપ્તતા વગેરે બાબતો ગૌણ ગણાય. અનેક ભાષાઓને સ્થાને બિરાજવા પ્રયાસ કરતી આવી ભાષાનું શબ્દભંડોળ પણ એક સાથે ટૂંકું, તેમ જ વિસ્તૃત હોવું જોઇએ: સર્વસુલભ બને માટે ટૂંકું, સઘળા ભાવોને અભિવ્યક્ત કરવા સમર્થ હોય માટે વિસ્તૃત.

સમસ્ત યુરોપ પર આ રીતે દુર્બોધ્ય અને બિનકુદરતી ભાષા ઠોકી બેસાડવા કરતાં હયાત ભાષામાંથી જ એકાદને સર્વજનસ્વીકાર્ય શા માટે ન બનાવવી, એવો મત પણ કેટલાક વિદ્વાનો ધરાવે છે. ઇંગ્લેન્ડના વધતા ગયેલા રાજ્યપ્રકરણી મહત્ત્વને લઈને એનાં ભાષા તથા સાહિત્યનો થઈ રહેલો ફેલાવો જોઈ કેટલાક વિદ્વાનોએ અંગ્રેજીને જ યુરોપની 'અન્યભાષા'

ાવવી જોઇએ એમ મનાવવા મતો કર્યા છે. આનો વિરોધ કરનારાની
બ્યા પણ, દેખીતાં કારણોસર જ, નાનીસૂની નથી. યુરોપ બહારની
ગ્રેજી બોલતી વસ્તીનો વિચાર યુરોપની આંતરરાષ્ટ્રિય ભાષાનો નિવેડો
ાતી વખતે ન કરવો જોઇએ એમ ઘણા માને છે. એ ગણતરીએ
ંચ, જર્મન અને સ્પૅનિશનો દાવો પણ અંગ્રેજી જેટલો જ
કબૂલ્યો ગણાય. આવાં વાવાઝોડાં વચ્ચે "આવ ભાઈ હરખા, આપણ
હરખા"ની વૃત્તિ દાખવી કંઈ રમૂજભર્યું જ કહી નાંખતા પંડિતો ય
છે. પ્રો. પીઅર્સે થોડાંક વર્ષો પર જ આવું એક સૂચન કર્યું છે.
ાને છે, અંગ્રેજી અને સ્પૅનિશ બંને સામટી દુનિયાભરની ભાષાઓ
શકે તેમ છે. એમ કરવાનું પ્રથમ પગથિયું એ છે કે અંગ્રેજી બોલ-
ગોને સ્પૅનિશ શિખવવું ને સ્પૅનિશ-ભાષીઓને અંગ્રેજી; અને જેમની
ાષા આ બંનેથી ભિન્ન હોય તે બધાને આ બંને ભાષાઓ શિખ-
એમ કરતાં પહેલાં એ ભાષાઓનું સહેલું, સુધારેલું સ્વરૂપ નિર્ણીત
જોઇએ એમ એ સાહેબ કહે છે ખરા, પણ નજાને શાને, એ ફેરફર
ાને અનુષંગીને કરવો જોઇએ કે શબ્દભંડોળને, વ્યાકરણને અનુષંગીને
રચનાને, અને આ બધાં અંગોને અનુષંગીને હોય તો કેવી રીતે,
ારણે, વગેરે બાબતો એમણે સ્પષ્ટ કરી જ નથી.

આવી દ્વિ-ભાષિતાના દોષવર્ણનમાં ન ઊતરીએ, એ જ ઠીક છે.
હોય તેને વર્ણવવું શું? શાળા-કોલેજોમાં વર્ષો સુધી 'અન્ય-ભાષા'
વિદ્યાર્થીઓ તે તે ભાષાઓમાં કેટલાં પ્રવીણ થઈ જાય છે એનો
પણ ખ્યાલ રાખ્યો હોત તો પ્રોફેસરસાહેબને દુનિયાને ત્રિભાષી
ને ઇંગ્લૅન્ડને બાદ કરતાં) બનાવવા નીકળવાનું મુનાસિબ ન લાગત.

ાષાવિષયક આ મુશ્કેલીનો નિવેડો Gesellschafts und wirst
s-Museum (વિયેના)માં કામ કરતા કેટલાક ગિરાદરોએ એક નવી
આણવાનો યત્ન કર્યો છે. વિચારનું વાહન સામાન્યતઃ વપરાય છે
પિ નહિ પણ ચિત્ર-લિપિ હોય તો, એમના મતે, ઘણી મુશ્કેલીઓનો
ી જાય. એક એવી ચિત્ર-ભાષા તૈયાર કરવી જેમાં વિના લાંબી
દરેક માણસને સમજાય એવાં ચિત્રો ને આંકડાઓ વડે જ બધું

કહી શકાય. વ્યાકરણની તો કડાકૂટ જ નહિ! આ ચિત્રભાષાનાં ૨,૦૦૦ જેટલાં અંગ તો શોધાઈ પણ ગયાં છે. એ ચિન્હો (કે ચિત્રો)ની સાદાઈ તેમજ રંગ વગેરેના કૌશલ્યભર્યા ઉપયોગથી સામાન્ય વિધાનોને એ અવશ્ય વધુ સ્પષ્ટતાપૂર્વક રજૂ કરી શકે. મોટરબસને થોભવા સૂચવતા થાંભલા પરના કોઈ ગમે તે ભાષાના લખાણ કરતાં પાંચે આંગળાં વિસ્તારી અટકી જવાનું કહેતી હથેળીનું ચિત્ર એ ભાવ વધારે વિશદ રીતે પ્રકટ કરે પરંતુ આટલા પરથી જ ચિત્રભાષા આંતરરાષ્ટ્રિય ભાષા બની શકે નહિ. દરેકે દરેક વિચાર યા ભાવ સર્વગમ્ય રીતે ભાગ્યે જ ચિત્રબદ્ધ થઈ શકે. આ ભાષાના પુરસ્કર્તા ડૉ. ઑટો ન્યુરેથ પણ કબૂલે છે[1] કે અન્ય ભાષાઓના હરીફ તરીકે નહિ પરંતુ એક સહાયક તરીકે આવી ચિત્રભાષા અનન્ય છે.

પચીસેક વર્ષ પહેલાં લંડન યુનિવર્સિટીના ઉચ્ચારશાસ્ત્રના પ્રોફેસર ડેનિયલ જોન્સે એક ચિહ્નભાષા વિશે સૂચના રજૂ કરેલી. એ વખતે તો એ તરફ ખાસ ધ્યાન દેવાયું નહોતું પણ હમણાં પાંચ-સાત વર્ષથી "માનવ વાણી" (Human Speech) લખી ભાષાની ઉત્પત્તિ બાબત નવું જ દૃષ્ટિબિંદુ આપનાર સર રિચર્ડ પેજેટે એ ચિહ્નભાષાનો પુરસ્કાર કર્યો ત્યારથી વિદ્વાનો એમાં ઠીક ઠીક રસ લેતા લાગ્યા છે. કહે છે કે રેડ ઈન્ડીઅનોની ભાષા એ એક ચિહ્નભાષા જ છે.[2] આ રીતે ઉચ્ચારાતા દરેક શબ્દ અને તેના અર્થને અભિવ્યક્ત કરતી એક-એક નિશાની નિર્ણીત કરવામાં આવે તો આંતરરાષ્ટ્રિય વ્યવહારને સર્વથા અનુકૂળ એવી એક ભાષા તૈયાર થાય વળી દરેક નિશાની મૌનાત્મક કે મૂકભાષાત્મક ('પેન્ટોમિમિક') હોવાને સહુને બોલાતી કે પ્રયોજાતી બીજી હરકોઈ ભાષા કરતાં આવી ભાષામાં ભાવસંક્રાન્તિ વધુ સરળતાથી થાય. સરળતા, સચોટતા, બોલાતી ભાષાઓમાંના દ્વિ-અર્થીપણાનો સદંતર અભાવ, પ્રયોગોએ

૧. International-picture language: Dr. Oto Neurath.

૨. સાંકેતિક ભાષાનો ઉપયોગ અસંસ્કૃત યા અર્ધસંસ્કૃત જાતિઓમાં વિશેષતઃ જોવામાં આવે છે. રેડ ઈન્ડીઅનોની સાંકેતિક ભાષાઓ ઉપરાંત, કહેવાય છે કે, આફ્રિકાની મેમો નામની જાતિમાં પણ ક્રિયાઓના કાજ અને પુરુષને માત્ર હાથના સંકેતો દ્વારા જ અભિવ્યક્ત કરવામાં આવે છે. જુઓ: A. H. Sayce: Introduction to the Science of Language, ત્રીજી આવૃત્તિ (૧૮૯૦); પાનું ૨.

દર્શાવેલી સરળતા-ઇત્યાદિ અનેક ફાયદા સર રિ. પેજેટ ગણાવે છે. કેટલાક ભાવ વ્યક્ત કરવા આપણે હજી પણ શબ્દ સાથે શરીરના અવયવોથી નિશાનીઓ કરીએ છીએ. પરંતુ કેવળ નિશાનીથી ભાવ વ્યક્ત કરવાનું થોડુંક વિચિત્ર તો લાગે જ છે. બહેરાં-મૂંગાં એ ભાષા વાપરે છે ખરાં, પણ જીભને સ્થાને હાથ, પગ, માથું વાપરવાં એમાં ગણ્યાગાંઠ્યા વિદ્વાનોને કંઈક બેહૂદું ભલે ન લાગતું હોય, પરંતુ એટલા લાગવા ન લાગવાથી જ એ ભાષાની ભાવાક્ષમતા ભણી ઉપેક્ષા રાખ્યે ન ચાલે. આજથી અનેક દશકાઓ પહેલાં આવી ભાષા બોલાતી ને લખાતી ભાષા કરતાં કયાં કયાં ઊતરતી છે તે ડાર્વિને બતાવ્યું હતું. આજ સુધી એનાં તદ્વિષયક મંતવ્યો માંપાયાદાર ઠરાવી શકાયાં નથી. એણે મુખ્યત્વે ત્રણ બાબતોનો ઉલ્લેખ કરેલો:

૪ નિશાનીઓ કરતી વખતે જ્યારે હાથનો ઉપયોગ થતો હોય, ત્યારે એ હાથ વડે બીજું કંઈ કાર્ય થઈ શકે નહિ. અવાજ કે બોલીનો આશ્રય હાથને છૂટા રાખે છે.

૫ દિવાલ કે અંધકાર વાણીથી અભિવ્યક્ત થતા ભાવોને અંતરાયરૂપ નથી. થતાં, જ્યારે ચિન્હભાષાને માટે પ્રકાશ અનિવાર્ય છે. વળી સામસામા દેખાયા વિના નિશાનીથી કંઈ જ ન કહી શકાય.

૬ અવાજની ગતિ ગોળાકારી (Spherical) હોય છે; પીઠ પાછળ ઊભી રહેલ વ્યક્તિને પણ કંઈ કહેવું હોય તો કહી શકાય. ચિન્હભાષા અતિમર્યાદિત અંશે જ આ સુલભતા દાખવી શકે.

આ ઉપરાંત બીજો મોટો ગેરફાયદો એ છે કે દરેકદરેક વિચાર કે ભાવ માટે અલગ અલગ નિશાની રાખવાની શક્યતા જ નથી. શરીરનાં ગણ્યાગાંઠ્યા અવયવોના જુદાં જુદાં હલનચલન વડે ચિત્તના અગણિત ભાવોને ભાષાબદ્ધ કરવા એ અસંભવિત છે. સ્વીકારીએ કે એક વિચાર યા ભાવ માટે અમુક નિશાની હોય તેમાં જરીક ફેર કરી બીજો વિચાર કે ભાવ પ્રદર્શિત કરવાનું ઠરાવી શકાય; તો પણ એથી સર્વજનગમ્ય થવા માટેનું જે સુગમતાનું તત્ત્વ, એક ચિહ્નથી એકેય અર્થની આવશ્યકતાનું તત્ત્વ, એ તો દૂર જ રહેવાનું ને ?

વળી આંતરરાષ્ટ્રિય ભાષાનો વિચાર કરતી વખતે કેવળ બોલવાના વ્યવહારની શક્યતા પર જ સઘળું લક્ષ ન આપવું જોઇએ. એ ભાષામાં માત્ર બોલી જ નહિ પણ લખી પણ શકાવું જોઇએ. એ દૃષ્ટિથી આ ચિન્હ-(વા નિશાની)-ભાષા સાવ નકામી થઇ પડે. લિપિબદ્ધતાનો સમૂળગો અભાવ હોવાને લઇને આ ભાષાને સ્થાયી બનાવવાનું કાર્ય દુષ્કર થઇ પડે. ફેરીઆળીની મદદ વિના આ ભાષાને નોંધી-ઉતારી જ ન શકાય. અને એકમેકના વિચારો બનાવો કે આકાંક્ષાઓ સમજવા-સમજાવવા માટે પુસ્તકોને બદલે ફિલ્મોનાં 'રીલ' જ વાપરવાનાં રહે![1]

આવા મતમતાન્તરો છતાં યુરોપને એકત્ર માની રચેલી આંતરરાષ્ટ્રિય વ્યવહાર માટેની એક ભાષાની જરૂરિયાત વિશે બે મત છે જ નહિ. બ્રિટિશ એસોસિએશનની 'યુદ્ધોત્તર શિક્ષણસમિતિ'એ આવી કોઇ ભાષાના શિક્ષણની આવશ્યકતા સ્વીકારી છે. એ અંગેની ભલામણોનો ઉલ્લેખ કરી એ અહેવાલના પ્રયોજકો ઉમેરે છે કે-

'The desirability of promoting the introduction of an auxiliary language as an international means of communication' was given particular attention after the World War of 1914-18, and the position and prospects of this subject were surveyed in a report of a British Association Committee, published in 1921. In order to present the problem in a comprehensive manner, the committee communicated with leading authorities and associations having special knowledge of classical and modern languages as well as interest in the use of an international auxiliary language. The particular claims of three types of such a language were stated, namely:

(i) A dead language, e. g., Latin.

(ii) A national language, e. g., English.

---

૧. સર રિચર્ડ પેજેટથી આ ચિન્હભાષાનો આ દોષ અજાણ્યો નથી. તેમ છતાં એ માટેનો એમનો આગ્રહ તલભાર પણ ન્યૂન થતો નથી એ નવાઇની વાત છે. ભાષોત્પત્તિનું એમણે કલ્પેલું કારણ કદાચ એમને આવા મતાગ્રહમાંથી ન છોડતી શકતું હોય.

(iii) An invented or artificial language, e g, Esperanto, Ido

The advantages and disadvantages of each of these types were considered by the Committee, and as the result of this analysis, the following conclusions were reached

(i) Latin is too difficult to serve as an international auxiliary language

(ii) The adoption of any modern national language would confer undue advantages and excite jealousy

(iii) Therefore an invented language is best Esperanto and Ido are suitable but the Committee is not prepared to decide between them

એ સમિતિએ આ ઉપરાંત, આવી પ્રયોજિત કે સહાયકારી આંતરરાષ્ટ્રિય ભાષા યુનિવર્સિટીની લાળી રજાઓમાં શિખવવી, સામાન્ય જનતાને માટે પણ એવા વર્ગો ખુલ્લા રાખવા વગેરે ભલામણો કરી છે પણ એ બધું એક બાજુએ રાખી આપણે એવી આંતરરાષ્ટ્રિયતા પામવા ઉમેદવારી ધરાવતી જુદી જુદી ભાષાઓ પર નજર નાખીએ.

આ ટાંગેરનું ચર્ચાપત્ર

## વિવિધ વ્યાખ્યાનો:

### એનો નિવેચન-વિસ્તાર

'માનસી'ના તંત્રીશ્રીની સેવામાં સલામ સાથે—

વિ વિ જે 'માનસી'ના તા ૨૦-૧૧-૧૯૪૭ને રોજ બહાર પડેલા અંકમાં (માર્ચ-જુન ૧૯૪૭) શ્રી અંબાનાથ બા. પુરાણીએ મ્હારા વિવિધ વ્યાખ્યાનો, ગુચ્છ ૧લા" નામે ગ્રંથનું અવલોકન લખ્યા હોય એવા

દેખાવ રાખીને એમાંથી અમુક વિષયોને જ ઉપાડી લઇને ચર્ચા છે, તેમાંથી એક–બે વિશે આપને આ મોકલું છું તે કાગળને આતિથ્ય મળશે એવી આશા છે.

(૧) શ્રી પુરાણી પૂછે છે, "પેરિક્લીસ, સૉક્રેટીસ કે પ્લેટો નમૂનેદાર આથીનિયન ન હતા, તો ગ્રીસ (શ્રી પુ.એ અહીં લખવું જોઈતું'તું–આથેન્સ)ની બહાર એમના ઉદ્‌ભવનો સંભવ લાગે છે ખરો?" આવો સવાલ તો મેં એ દલીલમાં ટાંકેલા લગભગ દરેક દાખલા વિશે પૂછી શકાય. વળી એ દલીલની પદ્ધતિએ એકમે નવા દાખલા પણ અહીં ઉમેરીશ. મ્હારા અધીન મને શ્રી અરવિંદ, સદ્‌ગત રવીંદ્ર ઠાકુર, સદ્‌ગત સ્વામિ વિવેકાનંદ પણ એ જાતના જ દાખલા ગણાવાને પાત્ર છે. એમની મહાનતા (તંત્રીશ્રીનું મત કે 'મહત્તા' સાચું, 'મહાનતા' ખોટું, એ સંસ્કૃત માટે જ ગણુ ય; ગુજરાતીમાં પણ સ્વીકાર્ય હું તે ના ગણું–) પણ એઓ કેટલેક દરેકને જંગાગી બાજુઓના માનસની કેટલીક જાણીતી ખાસિયતોને ઓળંગી જઈને ઊછર્યા ખીલ્યા તેને આભારી છે. અને હું આમ જે વિધાન આગળ કરવા ઇચ્છું છું તે એક બ્યાપ્તિ છે જ નહીં, માત્ર દિશાદર્શક સૂચન ગણાવા જેટલી જ એની ગુંજાશ છે, એટલે એની સામે દાખલા ટાંકવા, એને 'અતિવ્યાપ્તિ' દોષવાળું ગણવું, કે શુદ્ધ તાર્કિક કસોટીએ ચડાવવું વૃથા છે અને દરેક વિશિષ્ટ અને અસાધારણ વિકાસ સાધતી વ્યક્તિ આપણી માનવતાની સમગ્ર સરવાળારૂપ ભાવનાને વધારે "સમૃદ્ધ" અને આકર્ષક બનાવે છે એ તો છે જ. જુદી જુદી પ્રજાઓની ઐતિહાસિક બનાવોને લઇને મર્યાદિત કુણ્ઠિત રહેલી માનવતાને આપણે આ મહાપુરુષોની અનન્ય સિદ્ધિઓ ઉપર દૃષ્ટિ ઠેરવીને જ ઓળંગી શકિયે.

(૨) જનતાને શક્ય તેટલી તમામ સાત્ત્વિકતા અને બીજી ઉત્કૃષ્ટતાઓ આરોપતાં જે એક ભાવનામૂર્તિ "લોકોત્તર માનવી"(Super-man)નું અભિવ્યક્તિચિત્ર બને, તેને "દેવ" "દેવાંશી" "અવતાર" "પૂર્ણ પુરુષોત્તમ" "ભગવાન" "પરમેશ્વર" કે "દિવ્ય" જેવા શબ્દો વડે નવાજવાનું શ્રી પુરાણી માટે કુદરતી છે, તે મ્હારાથી ન સમઝાય એવું નથી. એમના જેવા 'આસ્તિક' અને 'શ્રદ્ધાળુ' બંધુથી ન સમઝાય કદાચ એવું આ છે, કે મ્હારા જેવા અજ્ઞેયવાદીઓ માટે એ ઈશ્વર, દેવ, દિવ્ય, પરમાત્મા આદિ

તમામ શબ્દો-ગમે તે ભાષાના હોય તથાપિ-કેવળ શબ્દો (sounds) છે, ખાલી ખોખાં છે. કેવળ અર્થહીન પ્રલાપ કે અગડંબગડં કે અબાકડાબ્રા છે, કેમ કે એ કોઈની પાછળ કશું વાસ્તવ કોઈથી ક્યારે પણ અનુભવાય એમ છે જ નહીં, એટલે આ મુદ્દા ઉપર ભાઈશ્રી પુરાણી જે વિસ્તાર કરે છે તે વિશે મ્હારે કશું પણ કહેવાનું હોય જ નહીં.

(૩) સંમતિવયના કાયદાનાં પ્રશ્ન ઉપર ગો. મા. ત્રિ.એ પોતાની નોંધપોથીઓ(જેમને તેઓ Scrap-book કહેતા તે-)નાં પાનાં ભર્યાં છે. તેનો સાર જેમ બને તેમ ટુંકાણમાં આપવાનો વ્યાખ્યાનના એ ખંડકમાં મ્હારો ઉદ્દેશ હતો. ગો. મા. ત્રિ.એ પોતે જે મૌન પાળ્યું-એઓ જે 'જાહેર જીવન' અને 'જાહેર પ્રશ્નો' ગણાય છે તેનાથી મોટે ભાગે અસંગ જ રહેલા,-તે એમના વ્યવહારની પોતે દઢતાથી આંકેલી મર્યાદાઓની પાછળ એમના મગજમાં લાંબા કાળ લગી કેટલી ઘડમાંગ ચાલ્યા કરેલી, તે બતાવવાનો જ મ્હારો આશય હતો. અને પ્રસંગોપાત્ત અહીં ઉમેરું છું કે ગો. મા. ત્રિ.ના જે વારસ-વારસોને કબ્જે એ નોંધપોથીઓ અથવા દિનકીઓ (Diaries) છે, તેઓ તે પોતાને કબ્જે રાખે ત્યાં લગી સારી રીતે જાળવી રાખે, અને પછી કોઈ "ગુજરાત વિદ્યાસભા (G. V. S.)" જેવી શ્રદ્ધેય સંસ્થાના પુસ્તકાલયને સોંપી દે, એવી ભલામણ કરવા લલચાઉં છું. આપણામાં સ્થાનિક પક્ષપાતો હજી ઘણા છે, એટલે એના પ્રતિનિધિઓને તો એ સૂક્ષ્મ મિસકન કોઇ નડિયાદી સંસ્થાને સોંપવાની ઇચ્છા પ્રબળ હોય. પરંતુ સદ્દગત મનઃસુખરામ અને તનસુખરામે નડિયાદની એવી એક સંસ્થાને સોંપેલા અમૂલ્ય જૂના હસ્તલિખિત ગ્રંથોમાંથી એક કરતાં વધારે અત્યારે ત્યાં જ નહિ, ક્યાંય નથી; ગમે તેની બેદરકારીએ ખોવાઈ ગયાં છે; માટે જ હું આ અમદાવાદમાં આવેલી પણ આખી પ્રજા વતી ચલાવાતી સંસ્થાનું નામ આગળ કરૂં છું.

(૪) અદ્વૈતદર્શન કે વેદાંતદર્શન નામે આપણા પુરાના ઋષિ-મુનિઓએ આપણા પ્રખર ઉન્હાળાના લાંબા દિવસોના ઠંડા પ્હોરોની અખૂટ ફુરસદમાં ઉપજાવેલી ભૂલભૂલામણી (maze) કેટલું તો સંકુલ કોકડું છે, તે સૌરી રીતે જાણું છું. હિંદી જનતા અને સંસ્કૃતિએ અર્વાચીન માનવતાની

હારમાં પ્રગતિપંથે ચડવું હશે, તો એ કોકડામાંથી પોતાના પગને છૂટા કરવા જ પડશે, પરંતુ એ કાર્ય આપણને અને આપણા વારસોને માટે કેટલું તો વિકટ અને આકરૂં નીવડશે, તે પણ સારી રીતે સમજું છું. એના ઉપર મારા જેવા એકલદુકલ વિચારક એકબે શસ્ત્રાસ્ત્ર અજમાવી પોતે તેને વીંધવામાં ફાવી ગયો છે એમ માને, તો તે મૂર્ખ જ ગણાય, એવો મ્હારો સુદૃઢ અભિપ્રાય પણ છે. એટલે "મુલભવિનયપ્રાપ્તિ" (પૃ. ૧૦૩) વગેરે આરોપ ભાઈશ્રી પુરાણી મારી સામે ફગવે છે, તેવા છીછરા ઉપહાસ એમની મ્હારા પ્રતિ તેમ મ્હારી કૃતિઓ પ્રતિ કયા પ્રકારની દૃષ્ટિ છે, તેના ઇશારારૂપે જ કંઇ યે સાર્થ બને છે. અસ્તુ. પોતાને 'આસ્તિક' ગણે અને પોતાની આસ્તિકતા શ્રદ્ધાળુતા આદિનું અભિમાન સેવે, તેઓને માટે પોતાના બીજા બંધુઓ જેમને તેઓ 'નાસ્તિક' આદિ ગાળો ભાંડવી ઉચિત ગણે છે, તેમના પ્રતિ માનવતા (?) અને બંધુતા (?)–નો કેવો વર્તાવ કુદરતી જ છે, એ બાબતનું પ્રદર્શન આ એક પ્રતિકાસ્પદ છે. ભાઈશ્રી પુરાણી તો ઉપલક ઉપહાસથી જ મને જતો કરે છે, તે સારૂં મ્હારે તો કદાચ એમનો ઉપકાર પણ માનવો જોઇએ,–શું સમજ્યા?

(૫) આખું લખાણ પૃ. ૧૦૯થી ૧૧૮ રોકે છે, તેમાંથી ઉપલી, મ્હારા ગ્રંથના વિષય સાથે ખાસ લાગેવળગે નહીં એવી ચર્ચાઓ–કેટલાં પાનાં ખાય છે અને અવલોકનનાં તો જે છે તે કેટલાં થોડાં વાક્યો છે, તે વાચક જોઈ લેશે ને તુર્ત આરંભમાં મ્હારું કથન જે આ તો અવલોકનનો "દેખાવ" માત્ર છે, તેનો ન્યાયાન્યાય આપોઆપ એના ધ્યાનમાં આવી જશે.

(૬) હું તો ધારતો'તો કે (અ) ગો. મા. ત્રિ.ને ગુજરાત પ્રથમ પંક્તિના સાક્ષર બલ્કે આપણા સાક્ષરશિરોમણિ ગણે છે, અને અગર જો કે એમના વિશે એમની કૃતિઓ વિશે છુટકત્રુટક અનેકાનેક ગુજરાતી લેખકોએ પોતાની કલમ અનેક વેળા ચલાવી છે, તથાપિ (બ) એમની ઘણીખરી કૃતિઓ વિશે તેમ એમની પ્રકૃતિ ફિલસૂફી આદિ વિશે એક જ સ્થળે અને કંઇક ઉંડા અભ્યાસ સાથે બંધબેસતી ચર્ચાઓ કરનારો આ એક જ સંગ્રહ છે, તેને પ્રકટ થતાં જ ગુજરાતના સાક્ષરો તરફથી સ્વતંત્ર આકર્ષક કે

લાંબા પરિશીલનના પરિણામો રજૂ કરતા પ્રયાસ લેખે નહીં. તોપણ એક અગત્યની સેવા લેખે સારો આવકાર મળશે. એને અવલોકન માટે આપણા સાક્ષરોમાં પહેલી પંક્તિમાં મુકાય એવા શ્રી પુરાણી જેવા પસંદ કરે તે એ સંગ્રહનું સદ્‌ભાગ્ય ગણાય. પરંતુ એમણે જે લખ્યું છે તે તો આ-કહો કે એમની "અણગોઠી" માળાનો જ એક મણકો !

(૭) સાહિત્યસર્જન. ઘણું ખરું બે વસ્તુ પર અવલંબે છે:-સર્જક અને પાઠક વાચક ભાવક શ્રોતા પ્રેક્ષકને નામે ઓળખાતો સર્જનનો સંવાદી અને ઝીલનાર વર્ગ. રાસ, ગરબા, ગરબી આદિ ગવડાવનારી જોઈએ, તેને ઝીલનારીઓ અને તાલમાં તાળીઓ પાડનારી તેમ સાથે મેળમાં રમનારીઓ (ગરબાગરબી કરનારીઓ) પણ જોઈએ. એ પ્રમાણે જે પોતાનું ઉપાડી લેવાનું સત્કારાતું હોય તેવું સાહિત્ય જ કોઈ પણ દાયકે વિશેષ ઉપજે. ધૂનિ કે ઉન્નતભ્રૂ (highbrow) સર્જક પોતાના અંતરના આદેશ અનુસાર ઉપજાવ્યા કરે, પ્રતિસ્વર (response) મળે છે કે કેમ તેની પરવા પણ ના રાખીને પણ તે ઉપજાવ્યા કરે, એવું સાહિત્ય ઓછું જ ઉપજે.

આ કાગળ માત્ર અંગત રાગદ્વેષોત્થ છે એવો કોઈને પણ ભ્રમ થવા ના પામે તેને સારુ આટલું ઉમેર્યું છે. વળી શ્રી પુરાણી અને મ્હારી વચ્ચે સામાન્ય અંગત સદ્‌ભાવ લાંબા સમયથી છે, તે છે જ, ચાલવા પણ કરશે જ, એ વિશે અંતિમાં પડશે તે દરેક અમને બેયને અન્યાય કરશે. શુભં ભૂયાત્. ૨૭-૧૧-૧૯૪૭ મુંબાઈ.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

## રા. પુરાણીનો પ્રત્યુત્તર

આશ્રમ, પૉંડીચેરી

પ્રિય ભાઈ વિજયરાય તા. ૩૧-૧૨-૧૯૪૭

રા. બ. ક. ઠાકોરનો પત્ર તમે મને મોકલ્યો, તે વિશે મારે જે કહેવાનું છે, તે આ રહ્યું: પત્ર વાંચતાં જે સ્પષ્ટ સંસ્કાર થયો તે એ, કે રા. બ. ક. ઠાકોર-વયોવૃદ્ધ ભલે હો પરંતુ માનસિક વાર્ધક્ય એમને પ્રાપ્ત

છે. એ પ્રમાણે કરવાની ધૃષ્ટાનિષ્ટતાનો કે એ તત્ત્વની વાસ્તવિકતા કે અવાસ્તવિકતાનો પ્રશ્ન અરયાને ગણાય.

૩. સંમતિવયના કાયદા વિષે–ગો. મા. ત્રિના મનમાં ઘડભાંગ થયેલી એટલું જ બતાવવા શ્રી. બ. ક. ઠાકોરનો પ્રયાસ હોય તો એ વિષે કાંઇ જ કહેવાનું નથી. પરંતુ એમના પુસ્તકનો એ ભાગ વાંચતાં તો એવી છાપ પડે છે કે ગો. મા. ત્રિએ ઘડભાંગને અંતે કાંઈ પણ ન ઉચ્ચારવાના નિર્ણયનો અમલ કર્યો તે શ્રી બ. ક. ઠાકોરની નજરે બરાબર હતું. આ મુદ્દાની દલીલો અવલોકનના પા. ૧૧૨માં થી ૧૧૩મા પાનાં સુધી મેં પૂરતા વિસ્તારથી રજૂ કરી છે. મારી એ છાપ અને મેં રજૂ કરેલી દલીલો બરાબર છે કે નહિ તેનો નિર્ણય કરવાનું હું વાંચનારના ઉપર જ છોડું છું.

૪. "અદ્વૈતદર્શન વિષે" શ્રી. બ. ક. ઠાકોરનો પાદટીપમાં મૂકેલો મૂળ ફકરો જ અહીં રજૂ કરું છું:–"અહીં ટીકા મારું કર્તવ્ય છે જ નહીં, સ્પષ્ટીકરણ જ લઈ બેઠો છું. તથાપિ આટલી ટીકા તો કરીશ, કે અહં તો વિરાટમાં લય=આનંદી નૃત્ય એ વિધાન ગળે નાં જ ઉતરે: કોનો આનંદ? સત્ જે કેવળ ભાવનામય ધ્યેય છે, જે છે એટલે કલ્પાય છે ખરૂં, જેનું વાસ્તવિક અસ્તિત્વ માનવાને કશો જ આધાર નથી, તેનું આનંદનૃત્ય ? પુરાણ-સર્જેલ શ્રીકૃષ્ણના દેહમાં પગને તળીએ પદ્મલાંછન હતું, અને આખા દેહમાં માત્ર એટલો જ ભાગ અમર નહોતો. યાદવો એકબીજાની કાપાકાપીએ કપાઈ સુવા, તે પછી શ્રીકૃષ્ણ પ્રભાસક્ષેત્ર ત્રિવેણીસંગમે સોડિયું તાણી આરામમાં હતા, માત્ર પગની પાટલીનું આ પદ્મ ઉઘાડું હતું, તે તીરે વીંધ્યું અને શ્રીકૃષ્ણ પણ યાદવોને મળે સીધાવ્યા. આઇડીઆલીસ્ટ વેદાંતદર્શનનું પદ્મલાંછન, એનું છિદ્ર, આ એનું અંતિમ વિધાન છે; જે વીંધાતાં આખું દર્શન મરણશરણ થાય છે."

વાંચનાર પોતે જ જોઈ લે કે આ ફકરો–જેને ગણવો હોય તો અણુ-ગેબિનો એક મણકો ગણી શકાય,–"વેદાંતદર્શનને મરણશરણ કરવાનો સુલભ વિજય પ્રાપ્ત કરવાનો" ભાવ દર્શાવે છે કે નહિ. અને સાથે સાથે એ પણ જોઇ લે કે મારા એ વાક્યમાં 'ઉપલક ઉપહાસ'ની છાપ રહેલી છે કે નહિ.

બાકી, લેખકની સંપ્રજ્ઞ યાને સભાન બુદ્ધિથી પણ અજાણપણે એના ગમાઅણગમાઓ એનાં લખાણમાં, એની શૈલીમાં આવી જ જવાના. એટલે રા. બ. ક. ઠાકોર જે ઘડીએ આ પત્રમાં "વેદાંતદર્શન ઉપર પોતાના જેવા એકલદુકલ વિચારક એકાએક શસ્ત્રાસ્ત્ર અજમાવી પોતે તેને વીંધવામાં ફાવી ગયો છે એમ માને તો તે મૂર્ખ જ ગણાય", એમ સ્વીકારે છે, તે જ ઘડીએ અને તે જ શ્વાસે એમણે "અદ્વૈતદર્શન"થી આરંભ થતું જે વિધાન કર્યું છે, —જેમાં દલીલો કે તર્કની આશા પણ આપણે ન રાખીએ—તેમાં એમના મન અને અભિપ્રાયના ઉચ્ચારણમાં પણ કેટલા મુદ્દાઓ સ્વીકૃત છે! (જેમ પેલા ઉપર ટાંકેલા ફકરામાં શ્રીકૃષ્ણ ઐતિહાસિક વ્યક્તિ નહિ પરંતુ "પુરાણ સર્જેલ" ભિત્તિચિત્ર છે એ વક્તવ્ય અધ્યાહાર છે): ૧. આર્યાવર્તના ઋષિમુનિઓ નવરા હતા, એટલે એમને ખાસ કામ નહિ. ૨. ઉન્હાળાના ઠંડા પહોરની ફુરસદમાં વખત ગાળવો જ એમને ભારે પડતો. ૩. એટલે જેમતેમ 'વખત' ગાળવા માટે માણસોએ ચોપટ, પાનાં, શેતરંજ જેવી ચટપટી રમતો ઉપજાવી કાઢી છે તેવી જ રીતે ઋષિઓએ અદ્વૈતદર્શન ઉપજાવી કાઢ્યું! જગવિખ્યાત વેદાંતદર્શન વિશેનું આપણો એક 'પીઢ' વિચારકનું દર્શન તે આ! શું સમજ્યા? એટલે ઋષિમુનિઓએ સત્યપ્રાપ્તિ માટે મથન કરેલું કે નહિ એ પ્રશ્ન તો જાણે ઉપસ્થિત થતો જ નથી! કારણ કે મુદ્દે તેઓ સત્યશોધકો જ ક્યાં હતા? અને શંકર વગેરે સંન્યાસીઓ પણ એ દળના જ, નવરાશના સમયમાં પાયા વગરની અનાસ્તિકતાની દલીલોનાં જાળાં ગૂંથનારા, અને એની પાછળ જીવનને વૃથા વેડફી નાંખનારા!

વળી "વર્તમાન માનવતા" માનસને એમાંથી શીખવા કે સ્વીકારવા જેવું તો કાંઈ છે જ નહિ, હિંદે જ આ નિરર્થક જાળાંને ફગાવી દેવાનું છે; ત્યારે જ આ અભાગી દેશ સુભાગી "અર્વાચીન માનવતા"ની—જેણે દુનિયાને ખાસ્સાં બે જગતયુદ્ધના આશીર્વાદો પ્રત્યક્ષ કરાવ્યા છે તેની હારે પ્રગતિપંથે "ચડશે"! તથાસ્તુ!!

પણ હું માનું છું કે રા. બ. ક. ઠાકોર આ અધ્યાહાર રહેલી વિચારપરંપરાને એ રીતે ગંભીરપણે ન જ મૂકે. તથાપિ એમનું લખાણ તો એ

જ ભાવ રજૂ કરે છે એ વિષે મારા મનમાં શંકા નથી. વાચકો પોતે પણ આનો નિર્ણય કરી લઈ શકશે.

વળી એમના અદ્વૈતદર્શન વિષેના વિધાનને એક અભિપ્રાય ઉપરાંત વધારે સંગીન તર્કનો કશો ટેકો નથી છતાં 'આસ્તિકોની સામે-સદ્‌ભાવને લઈને મારી સામે નહિ.-'માનવતા', 'બંધુતા'ના અભાવનો 'આરોપ નોંધાવ-નાર મનોદશા-અજ્ઞેયવાદી માનસ-પણ "અજ્ઞેયવાદી" એટલે પોતે તો "તટસ્થ", "નિષ્પક્ષપાત", 'ફ્રેંકર' દિલ", "સહિષ્ણુ," અને "બુદ્ધિની દલીલો થી જ દોરાનારા-"એવું પોતા વિશે જે માની લે છે તે કેટલું ભ્રમવશ હોય છે તે હિંદની સમગ્ર સંસ્કૃતિના આદિમૂળ સાથી કે ખોટી રીતે-ગણાતા ઋષિમુનિઓના કાર્ય અને દર્શન વિષેના એમના પોતાના જ વિધાનમાં આપણને જોવા મળે છે.

એમ જ હોય, બુદ્ધિ પાસેથી એની મગદૂર ઉપરાંતની આશા રાખ-નારા એ અજ્ઞેયવાદ આગળ જ આવીને અટકે, અને પછી પાછા એ બુદ્ધિના ચક્કરમાં જ ગોળ ગોળ ફર્યા કરે-એ ચક્રગતિ જ જીવનનું સર્વસ્વ છે, અનિશ્ચિતતા જ કોઈ પરમ લક્ષ્ય છે એવું માનવામાં આનંદવા સિવાય બીજો ઉપાય પણ શો? બાકી, આત્મપરીક્ષા કોઈ પણ વ્યક્તિ માટે ભારે મુશ્કેલ કાર્ય છે.

ફરીને શ્રી બ. ક. ઠાકોરને ખાતરી આપવાની જરૂર હોય તો હું એમને ખાતરી આપું છું કે 'અણુગોળિનો મણકો' કે 'દેખાવ' અવલોકનની પાછળ હેતુ તરીકે હતા નહિ,-જાગ્રતપણે તો નહિ જ. અને "એક અગત્યની સેવા લેખે"-શું મેં એમનાં "વિવિધ વ્યાખ્યાનો"નો ઉલ્લેખ કર્યો જ નથી? (જુઓ 'માનસી': માર્ચ-જુન '૪૬; પાન ૨૧૪)

લિ. આપનો

અંબાલાલ પુરાણી

[આ ચર્ચા 'વિ વ્યા.' પૂરતી અહીં બંધ થાય છે.—તંત્રી]

# નિકષ

## નવી વાતો અને જૂની

[અંતરાય: ઉમાશંકર જોષી (જીવન સાહિત્યમંદિર: પૃષ્ઠ: ૧૫૨ : કિં. ૨-૪-૦)]

પ્રિય ભાઈશ્રી

૧૯૪૩ના સપ્ટેમ્બરમાં મેં તમને ઉમાશંકર જોષીની વાતો વિશે એક લાંબો પત્ર લખ્યો હતો. તેમાં એમના બે નવલિકાસંગ્રહ "શ્રાવણી મેળા" અને "ત્રણ અર્ધું બે". વિશે થોડુંક લખેલું. પહેલા સંગ્રહમાં પંદર અને બીજામાં ચૌદ મળીને ઓગણત્રીસ વાતો એમાં આવી ગઈ. "ત્રણ અર્ધું બે"ની વાતો કરતાં એની પહેલાંના સંગ્રહ "શ્રાવણી મેળા"ની વાતો પ્રમાણમાં ચઢિયાતી છે. એમ પણ મેં તે વેળા લખેલું. હવે ૧૯૪૭માં એમનો ત્રીજો સંગ્રહ "અંતરાય" પ્રસિદ્ધ થાય છે જેમાં અગિયાર વાતો છે. આ વાતોમાં માત્ર બે–પહેલી તથા આઠમી–હમણાંની લખેલી છે, બાકીની ૧૯૪૦ પહેલાંની. તેમાં પણ લેખકના કહેવા પ્રમાણે તા. ૧૮–૧૨–૧૯૩૮ને દિને એમણે બીજી, પાંચમી, અગિયારમી અને છઠ્ઠી એમ ચારે વાતો લખી નાખી છે. એક જ દિવસે લખાયેલ ચાર વાતોમાં સૌથી નબળી છઠ્ઠી–"સ્મિતનું રહસ્ય" છે. તે પછી આવે અગિયારમી "રાહી" પછી પાંચમી–"લીલી વાડી" અને પછી બીજી–"કલંકિની." આ "કલંકિની" "અંતરાય," "મુકુલે પિતાને કેમ પરણાવ્યા?" અને "પ્રતિમા" એટલી ચાર આ સંગ્રહની ઉત્તમ વાતો તરીકે ગણાવી શકાય. તે પછી "આપણું ગજું નહિ" અને "લીલી વાડી" મુકાય. "સ્મિતનું રહસ્ય" અને "રત્ના કેમ પરણી?" એ બે વાતો અતિનિર્બળ કહી શકાય અને એને આવા સંગ્રહમાંથી બાતલ રાખી હોત તો ઠીક થાત. "મહેરામણ બંધાણી"માં પણ ખાસ કશું કૈવત નથી અને લક્ષ્ય વગરની જ લાગે છે. હમણાંની લખેલી ત્રણે ત્રણ વાતો–પહેલી, આઠમી અને નવમી –બહુ સારી છે અને તે કક્ષામાં આવે એવી જૂની વાતોમાં માત્ર દસમી–"પ્રતિમા"–આવે એમ છે એટલે આપણે આસાનીથી કહી શકીએ કે જૂના

દસ્તાવેજો શોધી કાઢી પ્રસિદ્ધ કરવાને બદલે ઉમાશંકર ૧૯૩૮ના ડીસેમ્બરની અઢારમીએ એમણે જે કસરત કરી હતી તેવી કસરત હમણાંનો એક દિવસ લઈને કરે, અને એક દિવસમાં, એકી બેઠકે ચાર વાતો લખી નાખે તો જરૂર એ પણ હમણાંની વાતો જેવી ઉચ્ચ કક્ષાની નીવડે એમ આપણે ન્યાયની દૃષ્ટિએ કહી શકીએ.

અહીં તમને એક વાત કહી દઉં: કાગળ, છપાઈ વગેરેની મોંઘવારીને લઇને કહો કે ગમે તે બીજું કારણ હો પણ હમણાં હમણાં કિંમત બે-સવા બે રૂપિયા રાખી, દોઢસોએક પાનામાં અગિયાર-બાર વાતો છાપીને પ્રસિદ્ધકર્તા એક પુસ્તક બહાર પાડી દે છે. લેખકને તો એની યોગ્ય 'રોયલ્ટી' મળે અને પુસ્તકોની યાદીમાં એકનો ઉમેરો થાય એનો સંતોષ છે. પ્રસિદ્ધકર્તાઓને તો સંતોષ દેખીતો છે. સંતોષ થતો નથી માત્ર રૂપિયા ખરચીને પુસ્તક વાંચનાર વાચકોને! શ્રી. ખાંડેકરના આગામી સંગ્રહ "વરવહુ અમે"માં સત્તાવીશ વાતો છે એમ જાહેરખબર ઉપરથી જાણ્યું છે. એવા અપવાદ સિવાય હવે એટલી સંખ્યામાં એક સંગ્રહમાં વાતો વાંચવાનું તો લગભગ અશક્ય જ થતું જાય છે!

આ સંગ્રહની નબળી વાતો, બધી જ, અગાઉ લખેલી છે એટલે લેખકે એમના પહેલા વાર્તાસંગ્રહમાં લખ્યું હતું તે પ્રમાણે "જુદી જુદી વાર્તાઓમાં પણ બનતાં સુધી આયોજન કે નિરૂપણની બાબતમાં પણ પ્રયોગો કરવાની ટેવ ચાલુ રાખેલી." એમણે એવા પ્રયોગો કર્યા એટલે વાતો નબળી થઈ એમ સ્વાભાવિક રીતે જ કહી શકાય. હમણાં લખેલી અને ઘણી સારી વાતોનું સર્જન એમણે એ ટેવ ભૂલી જઈને જ કર્યું હશે એમ પણ આપણે કહી શકીએ!

તમારા ધ્યાનમાં એક બીજી બાબત પણ આવી હશે અને તે એ કે હમણાં હમણાં નવલિકાકારો-અને જાતિના-કરુણાન્ત વાતોનું પ્રમાણ ઘણું રાખતા જણાય છે. ઉમાશંકરે એમ નથી કર્યું એથી મને પોતાને તો ઘણો આનંદ થયો છે. તમને પણ એથી સંતોષ થશે એવી મારી ખાતરી છે. સમરસેટ મૉમે ઘણી વાર લખ્યું છે કે વાતો અને નાટકોનો પ્રધાન આશય મનરંજનનો છે. એ રંજનક્રિયામાં કરુણાન્ત સર્જનો પણ ભાગ ભજવે

છે એ વાત નિર્વિવાદ છે છતાં પણ એમનું પ્રમાણ એટલું બધું ન હોવું જોઈએ કે સુખાન્ત સર્જનો શોધ્યાં, પણ જડે નહિ! આ સંગ્રહની સુંદર વાતોમાં માત્ર બેએક કરુણાન્ત છે. બાકીની વાંચીને વાચકો પ્રસન્નતા અનુભવી રહે છે અને એ પ્રમાણે દુનિયાની-જીવનની ઘેરી બાજુ અલ્પ સમય પણ ભૂલી જાય છે એ બદલ લેખકને અભિનંદન.

પેલી ત્રણ ઘણી નબળી કૃતિઓ-ત્રીજી, છઠ્ઠી અને સાતમી-સિવાયની બીજી આઠ વિશે હું હવે તમને થોડું થોડું જણાવી દઉં:

અગિયારમી વાત "રાહી" પણ મને બહુ ગમતી નથી અને 'રાહી' લાગી જાય છે એનું કારણ એ છે કે એ આખીય વાત કોઈ તુરતના જોયેલા ચિત્રપટ ઉપરથી થયેલ પ્રેરણામાંથી ઉદ્‌ભવી હોય એવું લાગે છે. રાહીના પાત્રને જે રીતે વિકસાવવામાં આવ્યું છે, તેની હેલતાનું જે રીતે સુંદર વર્ણન આપવામાં આવ્યું છે, તે રીતે અન્ય પાત્રો આલેખાયાં નથી અને પરિણામે રાહીના પાત્ર સાથે મેળ પણ ખાતાં નથી. વાતનું વસ્તુ ટૂંકું છેઃ ડુંગરામાં કોલસા બનાવવાનો ઇજારો લેનાર મ ણરો પડેલી વાત પોતાના કલજી નામના નોકર પાસેથી સાંભળેલી અને પછી પોતાના મિત્રને કહેલી: કલજી એક રાહી નામની ત્યાંની જંગલ-કન્યા હતી. રાહી અને કલજી એકેકને ચાહતાં પણ કલજી પરણવાનું લંબાવ્યા કરતો હતો. તે દરમ્યાન, બે કચ્છી જુવાન મજૂરો હતા તેમનું ધ્યાન આ છોકરી પ્રત્યે ખેંચાયું. એ છોકરીએ પેલા બે જુવાનોને રસીથી ઝાડ સાથે બાંધ્યા અને તેમની બદદાનત ઉપર પાણી ફેરવ્યું. આ પ્રસંગે રાહીએ બતાવેલ પાણીથી કલજીનો છેવટનો નિશ્ચય થઈ ગયો અને એ બે પરણ્યાં. રાહી એકાદ વખત નવસ્રી સ્નાન કરતી હતી તે વેળાનું દૃશ્ય સુંદર આલેખાયું છે. છતાં વાર્તા જામતી નથી એમ તમને પણ લાગશે. કદાચ આખી વાતમાં બોલી ('ડાયલેક્ટ') વપરાઈ હોત તો એ વધુ પ્રાણવાન થાત. અહીં એક વાત પણ તમને જણાવવા જેવી લાગે છે: પા. ૧૫૨ ઉપર જે પ્રસંગો-રાહી પેલા બે જુવાનોને બાંધે છે તેના-બને છે તે ફિલ્મી જગતમાં શક્ય લાગતા હશે પણ આવી વાસ્તવદર્શી વાતમાં અશક્ય જ બને છે. એથી પણ વાતની અસર મોળી પડે છે.

"લીલી વાડી" સરસ વાત છે. નાના છોકરા સુખલાને ખાતર ડોસાએ આંબા વાવ્યા, પણ એ જ આંબા સુખલાની મા ગુલાબ અને વાડીના બાગિયા કરણના આકર્ષણનું કારણ બન્યા અને એ વાત સુખલો સમજ્યો એટલે એણે એ આંબાનો નાશ કર્યો. આ વસ્તુને વધુ ઘંટાવી શકાત વાત કહેવાની ઢબ જૂની છે પણ કરણ-ગુલાબના સંવાદનો પ્રસંગ નવી ઢબનો લાગે છે. નાનો સુખલો એક રાતમાં આખી વાડીના આંબા કાઢી નાખી શકે ખરો? વળી કરણ-ગુલાબનો સંબંધ બંધાયાને (પા. ૬૯) થોડા દિવસ થઈ ગયા પછી સુખલાને માના પરસેવાની ગંધ આવી એવા કથનથી એમાંથી ચમત્કારનું તત્ત્વ નષ્ટ થઈ ગયું. જણાય છે. પરસેવાની ગંધનું તત્ત્વ અતિશય જોરદાર તો ચુનીલાલ મડિયાએ એમની "વાની મારી કોયલ"માં લીધેલું છે. વાત ઉપર ડી. એચ. લૉરેન્સની "લેડી શેટરલીઝ લવર"ની અસર તમને જણાય છે?

"અનામિકા"માં ગામડાની કન્યા લલિતા મુંબઈ વસતા પતિ પાસે આવે છે. પતિ માંદો પડે છે. પૈસા લેવા લલિતા સિનેમામાં ભાગ લે છે. એની ખબર પડતાં પતિ એને ગામ મોકલી આપે છે સ્વરૂપને પરિણામે ઊપજેલો મોહ ગમે તેવો હોય છતાં એ રૂપની બીજા કદર કરે એથી ઉત્પન્ન થતી ઇર્ષ્યામાં પતિ એક ક્ષણમાં પોતાનું વર્તન બદલી નાખે છે. વાત સુંદર છે, આરંભમાં એનું ખૂબ ખૂબ જતન લેખકે કર્યું હોય એમ પણ જણાય છે. અને અંત જલદી લાવવાને બદલે આરંભથી જ સ્વસ્થતાથી મંદ ગતિએ પતિના સ્નેહનું ઇર્ષ્યાથી પરિવર્તન થવાની ક્રિયા લેખકે બતાવી હોત તો પરિણામ, ખરેખર આવ્યું છે તેના કરતાં ઘણું સુંદર આવત. સિનેમાવાળો ભાગ વાસ્તવિક પણું જણાતો નથી કારણ કે લેખકને એ વિશેનું વ્યવહારુ જ્ઞાન નહિ હોય

"આપણું ગજું નહિ"માં 'વારતા 'દ્વારા-પ્રાચીન ઘટના વડે' આજના સુધારાનું સમર્થન કરવાનો સરસ પ્રયાસ એક વૃદ્ધ પાત્ર દ્વારા કરાવવામાં આવ્યો છે. એમાં આવતા એક પાત્ર-રાજકુમારીનું વર્ણન કરતાં ઉમાશંકરનું કવિત્વ પાનામાંથી નીતરે છેઃ

"સખીઓએ રાજકુંવરીને ઉપર જવા ધકેલી ત્યારે પવન પણ ઘણુ માટે તો મૂર્છા ખાઈ ગયો ને હૈયા પર જમણો હાથ રાખીને રૂમઝુમ પગલીઓં

ચડતી રાજકુમારીને જોવા "ચંદ્રમા બારીમાં જાણે કે પળવાર થંભી ગયો. રાજકુમારીના પગ આગળથી ઝાંઝરના ઝણકાર વીણી લઈને પવનની સહેલખીઓ તો આગળ આગળ-દોડી જતી હતી અને રંગમહેલમાં પહોંચી જઈ વધાઈઓ ખાઈ રહી હતી." (પા. ૧૨૨)

આવાં કવિત્વભર્યાં વર્ણનો આપવાની 'શક્તિ' ઉમાશંકરે માત્ર આ વાર્તામાં અને "પ્રતિમા"ની વાર્તામાં જ 'કેમ' વાપરી હશે? એ 'પ્રતિમા'ની વાર્તા પણ તમને બહુ ગમશે. ગામડાની કન્યા રેવા 'ગામડાનાં છોકરા મંગળથી રિસાય છે વર્ષો વહી જાય છે. મંગળ દાક્તર થાય છે. એના ધંધામાં ખૂબ આગળ વધે છે. રેવા ગામડેથી નાસી કલકત્તે જઈ બલાત્કારે અનીતિમાન જીવન ગાળી પાછી સીધે માર્ગે આવી સિનેમા-સૃષ્ટિમાં તારિકા બને છે. એ તારિકા રેવા–પ્રતિમાનું વર્ણન કરવામાં એની રેવા તરીકેની જિંદગીમાં છાતી પર છુંદાવેલ સારસ ઉપરથી દાક્તર તેને ઓળખે છે એ પ્રસંગ–નિરુપણમાં પણ કવિ–ગુજરાતનો અગ્રવર્તી કવિ ઉમાશંકર ગદ્યકાવ્ય રચી નાખે છે અને વાચકોને મંત્રમુગ્ધ બનાવી દે છે. તેથી જ હું કહું છું કે પોતાની વાર્તામાં આવા પ્રસંગોને અવકાશ હોય એવી વાર્તા ઉમાશંકર વધુ કેમ નહિ લખતા હોય? ઈંગ્લંડનો કવિ રિચર્ડ-લ ગેલિયન પોતાનું કાવ્યત્વ પોતાની નાની નાની, અતિસુંદર નવલિકાઓમાં રેડતો હતો, એની તો તમને ખબર જ હશે. એની પાંચ-સાત આ પ્રકારની નવલિકાનાં ભાષાંતર મેં અગાઉ કર્યાં હતાં એ તમને યાદ આવે છે ને? તેમાંની એક વાત હતી: "રાજકન્યા અને ભરથરી." પણ હશે, કદાચ હવે કવિ એવી વાતો લખશે. આ સુંદર અને કલાયુક્ત વાતમાં જે આંખોવાળી વાત જરા બંધબેસતી નથી. આંખોને બદલે એના અભિનયનું જ વર્ણન કર્યું હોત તો વધુ ઉચિત લાગત.

"અંતરાય" વાત પણ આ સંગ્રહમાં બહુ સારી વાર્તામાંની એક છે. માત્ર, લેખકે જરા ઝીણું કાંત્યું હોય એવું લાગી જાય છે, તે ઉપરાંત, વિનોદ અને ચંદ્રા બંને એકસરખી રીતે મનમાં મુંઝાયા કરે, અને એક સરખી રીતે સ્નેહીજનને–સગનને આગલે દિવસે કે આગલી રાતે જ–વાત કરે, અને અમુક સંજોગો, અમુક શબ્દ(ગાજ)ની આજુબાજુ એક જ

રીતે ભમ્યા કરે, ભરમાયા કરે એ બધું અતિકુશળ અને એને લઈને કૃત્રિમ સંવિધાન નથી ?

"કલંકિની" કરુણાન્ત છે. ગામડાંમાં પવિત્ર બાવાજીને અમુક સ્થિતિમાં જોતાં લખી ગભરાટથી મૂર્છિત થઈ જાય છે. એ ઉપરથી મંછી નામની રેઢિયાળ સ્ત્રીની જીભ ચાલે છે. લખીને નાહકનું કલંક લાગે છે. બાવાજી આ વાત જાણતાં તિરસ્કારથી ગામડું છોડીને ચાલ્યા જાય છે. લખીને કોઈ પરણતું નથી. બીજો ગાલો આવી લખીને ઉપાડી નાસી જાય છે. વાર્તાનું વસ્તુ સાદું, સરલ છતાં અતિશય કૌશલ્યથી વાર્તાના કલેવરમાં મઢવામાં આવ્યું છે. વાતાવરણ ઘણું યોગ્ય ઊભું થાય છે. વર્તા બહુ સરસ છે.

"મુકુલે પિતાને કેમ પરણાવ્યા–"ની વાત જેવી વાતો વધુ લખાતી હોત તો કદાચ વાસ્તવવાદીઓનો જીવ કચવાત પણ આ દુઃખથી ભરેલી દુનિયામાં એવી વાતોના વાચનથી અનેકાનેક વાચકોને એક પ્રકારની પલાયનવૃત્તિનું 'એસ્કેપ'નું સાધન મળત. આ સુખાન્ત નવલિકામાં ઉમાશંકરે પોતાનું વાત્સલ્યભર્યું હૈયું ઠાલવીને અમૃતનું પાન વાચકોને કરાવ્યું છે. "લીલી વાડી"માં સુખલાના મા પ્રત્યેના અતિપ્રેમને લીધે તેનાં બાપ પરણે પોતાની બૈરી ગુલાબ ખોઈ પણ આ વાર્તામાં નાના મુકુલના મા પ્રત્યેના એવા જ પ્રેમને લઈને મુકુલને નવી એવી જ હેતાળ મા મળી અને મુકુલના પિતાને એવી જ સ્નેહાળ પત્ની મળી. વાર્તા સરસ છે, સરસ રીતે લખાઈ છે. માત્ર છેવટે નોકર મંધુના પ્રશ્નને છેડીને નવલિકાનું ઘડતર નહાતું બગાડ્યું છે–અભ્યાસની દૃષ્ટિથી અને ઔચિત્યથી, વેદનશીલ ('સેન્સિટિવ') હૃદયે વાંચનાર વાચકની નજરે. એવા વિશ્વાસુ નોકરે શેઠની વર્ષો સુધી એકચિત્તથી અને સંપૂર્ણ નિમકહલાલીથી નોકરી કરી, ઘરમાં શેઠાણી આવતાં એ નોકર દુઃખી થઈ ગયો એ વાત તો રામનારાયણભાઈએ લખી હતી ને ?. એ વાત તે "કોદર." ઉમાશંકરે પોતાની સુંદર કલાકૃતિને અંતે એ વાત "કોદર"માં છેડાઈ ગયેલા પ્રશ્નને પાછો છેડવાની કશી પણ જરૂર ન હતી.

આ પ્રમાણે લગભગ ચાર વર્ષ પછી ઉમાશંકર માત્ર અગિયાર વાતોનો સંગ્રહ વાચકો સમક્ષ ધરે છે અને તેમાં પણ ત્રણ જ વાત

હમણાંની લખેલ છે એથી મને તો એક રીતે ખેદ થાય છે. કવિતાની સાથે સાથે લેખક વાર્તા પણ લખે, 'હમણાં' લખી તેવી લખે, જેમાં તેમની પ્રતિભાસંપન્ન લેખની કાવ્યમય ગદ્ય પણ સર્જી શકે તેવી પણ લખે તો ગુજરાતના નવલિકાપ્રેમીઓ જરૂર એમના ઋણી થશે.

ધનસુખલાલ કૃ. મહેતા

## પરમાણુશક્તિનો રસાસ્વાદ

૧. **હિરોશિમા** : મૂળ લેખક, જોન હર્સી; અનુવાદક : નિરુ દેસાઈ, પૃષ્ઠસંખ્યા : ૧૩૨; ગતિ-પ્રકાશન, અમદાવાદ, એપ્રિલ, ૧૯૪૭. કિં. રૂ. ૧॥.

૨. **મિસ્તર આદમ** : મૂળ લેખક, પૅટ ફ્રેન્ક, અનુવાદક : જયંતી દલાલ, પૃષ્ઠસંખ્યા : ૯૪; ગતિ-પ્રકાશન, અમદાવાદ, ઑક્ટોબર, ૧૯૪૭. કિ. રૂ. ૧.

૧૯૪૫ના ઑગસ્ટની છઠ્ઠી તારીખે પરમાણુશક્તિ ઉપર વિજ્ઞાને મેળવેલા વિજયની જગતને જાણ થઈ. હિરોશિમાની હતભાગ્ય ભૂમિ ઉપર તે દિવસે સવારે કાળે ભીષણ તાંડવ કર્યું : જમીન ઉપર હવામાં થોડી ઊંચાઈએ જ સાક્ષાત્ સૂર્ય આવી રહ્યો હોય તેવો તેજોરાશિ અચાનક ઉત્પન્ન થયો અને તે સાથે જ, ઊંચે આસમાનમાંના વિમાનમાંથી ફેંકાયલા એ પ્રસ્ફોટક ઍટોમિક બૉમ્બે વાતાવરણમાં વિઘાતક 'અલ્ટ્રાવાયોલેટ' અને 'ગામા' કિરણો વરસાવ્યાં. વજ્રપાત સરખા કડાકા સમેત હવામાં પ્રચંડ મોજાંઓ ઊછળ્યાં અને ચર તેમજ અચર એવી સર્વ વસ્તુઓ દશે દિશાઓને હવાલે થવા લાગી. અજોડ એવા એ હત્યાકાંડમાં અગ્નિ, મરુત અને વરુણ એ દેવોએ પણ સાથ પુરાવ્યો. જુદાં જુદાં અનુમાન પ્રમાણે સાઠ હજારથી એક લાખ મનુષ્યો એ દિવસે યમદ્વારે પહોંચ્યાં.

ભૂકંપ અને જળપ્રલય, દાવાનળ અને જ્વાળામુખી : કુદરતનાં આવાં સંહારક તત્ત્વોનાં જેવાં જ પરિણામ લાવનાર એ ઍટોમિક બૉમ્બ હતો. કુદરતી બળો સામે મનુષ્ય નિર્દોષ હોય તો પણ નિઃસહાય હોય છે. માનવી બળ સામે પણ એમ જ બને છે. ફરક આ નવા પરમાણુ-અસ્ત્રની શક્તિઃ જૂનાં અસ્ત્રો કરતાં અનેકગણી તીવ્ર અને ભેદક હતી. છતાં, આ

બે શકિતઓ વચ્ચે મહત્ત્વનો ફેર છે. કુદરત ગમે તેટલી બીષણશકિત બતાવે તો પણ પ્રમાણમાં સંયમી હોય છે. તેનાં સઘળાં સ્વરૂપો એક સાથે ભાગ્યે જ જણાય છે, પરન્તુ મનુષ્ય માનવતા ભૂલી કેવળ અહંભાવને સંતોષવા કે વૈરવૃત્તિથી આવેશને વશ થઈ પોતાની સર્વ વિઘાતક શકિતનો ઉપયોગ કરે છે; ત્યારે તે જાણ્યે અજાણ્યે એ પોતાના જ વિનાશપથે પગલાં માંડયે જતો હોય છે. જો અમેરિકાના એ સમયના પ્રમુખનો આશય હિરોશિમાનો ભોગ આપી દુનિયાને ભવિષ્યનાં યુદ્ધોમાંથી ઉગારી લેવાનો હોય તો નવસંશોધિત પરમાણુશક્તિનો યોગ્ય ઉપયોગ થયો એમ કદાચ કહી શકાય, પણ યુદ્ધોત્તર જગતનો પ્રેક્ષક સંદેહપૂર્વક આ વાતની હા ભણવા તૈયાર થશે નહિ.

માનવસંહારની આ કાળઘડીઓનો વૃત્તાન્ત, એ વિનાશમાંથી ઊગરેલાંઓ જ વર્ણવી શકે. અમેરિકાના એક જાણીતા પત્રે, આ ઉપરથી પોતાના એક ખાસ પ્રતિનિધિ જોન હર્સીને બૉમ્બ ફાટયા પછી લગભગ આઠ માસે હિરોશિમાની મુલાકાતે મોકલ્યો; અને તેણે ત્યાં જે જોયું અને સાંભળ્યું તેનો અહેવાલ હિરોશિમાની પહેલી સંવત્સરીએ અમેરિકામાં પ્રસિદ્ધ થયો. હર્સીના વૃત્તાંતમાં મુખ્ય પાત્રો છ છે: એક જર્મન કૅથોલિક ધર્મગુરુ અને બીજાં પાંચ જપાનીઓ–રેડક્રોસ, હોસ્પિટલમાંનો એક યુવાન મદદનીશ અને બીજો ખાનગી દાક્તર; એક ખ્રિસ્તી પ્રોટેસ્ટંટ પાદરી, એક દરજીની સ્ત્રી અને કારખાનામાં કામ કરતી એક યુવતી.

પૃથ્વી ઉપરના એ ઉલ્કાપાત સરખા અપાર્થિવ ઝબકારાની થોડી ક્ષણોમાં તેમ જ પછીની ઘડીઓ, કલાકો અને દિવસોમાં આ છએ પાત્રોનાં અનુભવો હર્સીએ વર્ણવ્યા છે. તેમાં પારાવાર વિનાશ અને અસહ્ય યાતના સહેતા સહેતા મૃત્યુને આધીન થતા માનવદેહોનાં ચિત્રો સિવાય, આવે સમયે તીવ્ર રૂપે વ્યક્ત થતાં મનુષ્યહૃદયનાં દ્વંદ્વો–નૈરાશ્ય અને આશા, ચિંતા અને ધૈર્ય, ઉદાસીનતા અને ઉત્સાહ, પ્રમાદ અને દક્ષતા–એ સર્વ સાગરનાં મોજાંની જેમ ઊછળે અને શમે છે. ઝબકારાની ચિરસ્મૃતિરૂપે હિરોશિમાના અવશેષરૂપ મકાનો અને પગથારો ઉપર કેટલાક વિસ્મયકારક

છાયાચિત્રો પણ દોરાઈ ગયાં છેઃ પાઠશાળાએ જતી કોઈ કુમારિકા, દિવાલ ઉપર ચિત્રાલેખન કરતો કોઈ ચિતારો, ચાબૂક ઉછાળી ઘોડાને હાંકતો કોઈ ગાડીવાન! અધૂરાં જીવનની કથાનું આવું કરુણ દૃશ્ય પરમાણુ-બૉમ્બ જ આલેખી શકે!

હર્સીનું વૃત્તાંત સાદું, સીધું અને એકધારું છે. વિષય અસાધારણ અને નવો હોવાથી વાચકનું દિલ તેમાં પરોવાઈ રહે છે ખરું, પણ પાત્રાલેખનમાં જોઈએ તેટલું વૈવિધ્ય અને આ મહાભયાનક પ્રસંગને અનુરૂપ એવા વાતાવરણની જમાવટ પ્રમાણમાં ઓછી જણાય છે. મૂળ કરતાં અનુવાદમાં આ ત્રુટી વધારે હોય એ પણ સંભવિત છે.[1]

× × × ×

માનવવંશ પૃથ્વી ઉપરથી સર્વથા નિર્મૂળ થઈ જવાનો સંભવ નજીકમાં જ જણાય તો દુનિયા ઉપર શી પરિસ્થિતિ ઉત્પન્ન થાય? જગતનો એકાએક ક્ષણમાત્રમાં પ્રલય થઈ જવાનો હોય તો બહુ દહેશત ન લાગે, પણ પૃથ્વી ઉપરથી માત્ર માનવજાત જ ધીમે ધીમે કાળના મુખમાં વિલોપ થવા લાગે તેમ હોય, મૃત્યુનું કુદરતી પ્રમાણ ચાલુ રહે, પણ કોઈ કારણથી જન્મનું પ્રમાણ એકદમ શૂન્ય થઈ જાય, એવી ઘટના કલ્પના સમક્ષ આવતાં, વિસ્મય અને ભય ચિત્તમાં પ્રકટે એ નિર્વિવાદ છે.

હિરોશિમાથકી ખ્યાતિ પામેલા ઍટમ-બૉમ્બે અનેક ખરી અને ખોટી વાતો પ્રચલિત કરી. તેમાંની એક એવી હતી કે એ બૉમ્બ ફૂટવાથી જે ભેદક કિરણોની પરંપરા ઉત્પન્ન થાય તેમાંનો એક પ્રકાર, પુરુષના પુરુષત્વને હણી નાંખે છે. આ વાતમાં કાંઈ તથ્ય હોય અને વિજ્ઞાન એ વિશે કાંઈ માહિતી પૂરી પાડે, તે પહેલાં આ નવી સંભવિતતાએ એક અમેરિકન

1. ભાષાન્તરરૂપ ગુજરાતીના એ સારા નમૂનામાં કેટલાક વાચકોને વાતાવરણની જમાવટ ઓછી લાગવાનું કારણ એ હશે કે કૃતિ કલાલક્ષી નથી, રસનિષ્પત્તિજનક તત્ત્વો (ઊર્મિ, કલ્પના, અલંકાર) કર્તાએ આ સાંગ - વૃત્તાન્તકથન('રીપોર્ટિંગ')-માંથી જાણીજોઈને ટાળ્યાં સમજાય છે; છતાં, લખાણ અવલોકનમાં કહ્યા પ્રમાણે, એમાં આપણું દિલ પરોવાઈ રહે તેવું પણ છે એ, એના ગુણપક્ષે નોંધવું ઘટે.—તંત્રી.

જો બીજા પક્ષનો મત સ્વીકારાય તો નવી મુશ્કેલી એ ઊભી થાય કે પૃથ્વીને ફરીથી માનવથી નવપલ્લવિત કરવાનાં માન અને યશ કયા અમેરિકન સ્ત્રીને ભાગે આવે? એમાં પણ પુષ્કળ રસાકસી થાય. બન્યું પણ એમ કે બીજા પક્ષની સરસાઈથી, દેશના દરેક ભાગની પ્રતિનિધિ-સ્ત્રીઓમાંથી, સામિવગ ધરાવતી એક સેનેટની સભ્ય મનગણતરીમાં કાંઈક ચાલાકી બનાવી ફાવી ગઈ અને ગર્વથી, પરમાણુયુગના વિનાશકારી વાતાવરણમાં નિર્વંશ થઈ જતા માનવીનું પુનઃસર્જન કરવા તત્પર થઈ.

બીજી તરફ વિજ્ઞાનમંડળ પણ પોતાની ચાંજી રચ્યે જતું હતું. તેજ-મંડળની એક તેજસ્વી યુવતીએ આદમને પોતાના મોહપાશમાં ખેંચ્યો અને સંકેત મુજબ, રાજરખટપટથી પરેશાન થઈ રહેલો આદમ, પેલી સેનેટર સ્ત્રીને મળવા જવા મહાન રાષ્ટ્રદિને જ, વહેલી સવારે, નાસી ગયો. વૈજ્ઞાનિક મંડળનાં કાવતરાંની આદમને ખબર નહોતી એટલે હૃદયસામ્રાજ્ઞી જ્યારે તેને પોતાના વૈજ્ઞાનિક પિતાની પ્રયોગશાળામાં પરમાણુશક્તિ ઉત્પન્ન કરતાં યંત્રો પાસે લઈ ગઈ, ત્યારે આદમ આભો બની ગયો. તેણે એકદમ નિર્ણય કરી નાંખ્યો અને કોઈને ખબર પડે તે પહેલાં, પ્રયોગની તૈયારી શરૂ થતી હતી ત્યાં, પરમાણુખંડનક્રિયામાંથી ઉત્પન્ન થતા કિરણોની આડે જઈને ઊભો રહ્યો! પ્રયોગખંડમાં હાહાકાર વ્યાપી ગયો. આદમે ન કરવાનું કર્યું; તે એ દિવસોના અન્ય સર્વ પુરુષો જેવો નપુંસક બની ગયો. માનવવંશવૃદ્ધિની એકમાત્ર આશા નષ્ટ થઈ!

ગ્લાનિમય વાતાવરણમાં, ભવિષ્યકાળે માનવીઓ માટે ભૂંસાતો જતો હોઈ, જીવન નીરસ બની ગયું હતું. નિઃસંતાન માતપિતાને જે મનોવ્યથા થાય તે સારી દુનિયાને થવા લાગી હતી. "શા અર્થે? હવે કોને ભોગવવાનું છે?" આમ દિવસો વીતતા હતા ત્યાં આદમના જ એક અંગત મિત્રની પત્નીને માતૃત્વપદ મળવાનું હોય તેવું ભાન થયું. રજા હજી આદમનું ભવિષ્ય ઘડાતું હતું તે વખતે આદમ, તેનો મિત્ર અને મિત્રપત્ની સાથે રહેતાં હતાં એટલે આ પરિણામ કદાચ આદમે મિત્રને આભારી કરવાની વૃત્તિથી કર્યું હોય એમ શંકા થાય. પણ ખરું કારણ જુદું હતું. એક ડાક્તરની માન્યતા હતી કે પરમાણુકિરણ પુરુષત્વને તદ્દન ટાળી નાંખતું નથી. માત્ર એક પ્રકારની સુષુપ્તિમાં જ લાવી મૂકે છે; યોગ્ય ઔષધો

પચારથી તે પાછું પ્રાપ્ત થઈ શકે. છાની રીતે ગોળીઓમાં એ ઔષધ પત્ની પતિને આપતી, અને દાકતરનો શ્રમ અને પત્નીની શ્રદ્ધા અંતે ફળ્યાં. એટમ–બૉમ્બ ધાર્યા જેટલો વિઘાતક નીવડ્યો નહિ!

ભ. ક. વૈ.

## પ્રેમ અને પૂજા

**પ્રેમ અને પૂજા**, ખ. ૧, ૨: 'દર્શક' (૧૯૪૪: આદર્શ પુસ્તકભંડાર, અમદાવાદ; રૂા. ૫).

આ નવલકથાનું વસ્તુ આધુનિક રાજકારણમાંથી લેવામાં આવ્યું છે. સત્યાગ્રહ, અહિંસા, ગાંધીવાદ, સમાજવાદ અને દેશી રજવાડાની ખટપટો એ સૌ એનાં મુખ્ય અંગો છે. આ રીતે વાર્તાનું વસ્તુ હમણાં સુધીના સમકાલીન જીવનમાંથી આવેલું હોઈ એમાં વાસ્તવિકતા સારા પ્રમાણમાં દેખાય છે અને લેખકે પાત્રાનિરૂપણ પણ સંભાળપૂર્વક કર્યું હોવાથી વાસ્તવિકતામાં વધારો થાય છે.

ગમે તેવા વિષમ સંજોગોમાં પણ જરા યે વ્યગ્રતા ન બતાવે, પોતાની વિરુદ્ધ જે કંઈ બનતું હોય એ બધાની તપાસ રાખી, કુશાગ્ર બુદ્ધિ, ચાતુર્ય અને બાલરાજાના સંરક્ષક બની રહેવું, એવાં લક્ષણો ધરાવતું ગુજરાતના મુત્સદ્દીનું પ્રતીક શ્રી મુનશીએ મુંજાલના રૂપમાં આપી દીધું છે. કંઈક એવાં જ લક્ષણો ધરાવતું અમાત્ય વીરેન્દ્રનું પાત્ર અહીં મળે છે. ફેર એટલો કે મુંજાલ સોલંકીયુગના મહાન રાજ્યનો અમાત્ય છે જ્યારે વીરેન્દ્ર ગાંધીયુગના એક નાનકડા દેશી રાજ્યનો દીવાન છે; ગરીબાઈમાંથી જાતમહેનત અને બુદ્ધિચાતુર્યથી દીવાનગીરી સુધી પહોંચેલો વીરેન્દ્ર રાજનગરના યુવાન મહારાજનો વડીલ અને હિતચિંતક છે. રાજામાં પ્રજાપરિષદે ઉપાડેલી લડત એને પોતાની કારકિર્દીની ઉત્તરાવસ્થામાં મૂંઝવી દે છે. બ્રિટિશ એજન્ટોની ખટપટ, રાજ્યની મર્યાદિત શક્તિ, વળી રાજાના અંગત જીવનમાં યે કલેશ એ બધું એને મહાત કરે છે છતાં એની જ કાર્યદક્ષતાથી રાજ્ય મોટા ભયમાંથી બચી જાય છે. દીવાન હોવા છતાં તેનામાં સ્વદેશાભિમાનની ભાવના પણ છે. ગાંધીજીના વિચારો

પણ સમજ્યા છે છતાં રાજા વગરના રાજ્યમાં શ્રદ્ધા નથી. અને એથી જ ગમે તે ભોગે પોતાના રાજાનું હિત સાચવવા મથે છે.

વાર્તાનો નાયક છે નીલકંઠ અને નાયિકા છે અમાત્યની પુત્રી ભક્તિ. બંને ગાંધીજીના રચનાત્મક અને સત્યાગ્રહના કાર્યમાં સાથે થઈ જાય છે. નીલકંઠ એક કુશળ શિબિરસંચાલક છે; પ્રભાવશીલ, આદર્શમાં માનનારો યુવક છે. ભક્તિને પહેલેથી જ એને માટે પ્રેમ જાગે છે. પરંતુ નીલકંઠને લગ્ન બંધન લાગે છે એટલે એની ઉપેક્ષા કરે છે. અહિંસા, સત્ય, નીડરતા, ટેક એ બધા ગાંધીવાદના સિદ્ધાંતો એણે પચાવ્યા છે અને એવું જ એનું આચરણ છે. પરંતુ આવો આ નાયક હોવા છતાં પોતાની મા પ્રત્યે ઉદાસીન છે (એવું બહાનું બતાવીને કે તે દેશસેવાના કાર્યમાં આડે આવે છે) અને એને માંદગીમાં મદદ કરનાર પર વિનાકારણ ગુસ્સે થાય છે; ત્યારે આપણો સમભાવ ગુમાવે છે. સત્યાગ્રહના અંત પછી પણ એ નિષ્ક્રિય જીવન ગાળતો દેખાય છે અને રખડવામાં જ સમય ગુમાવતો હોય એમ લાગે છે. રાજનગરમાં આવી રહે છે. ભક્તિ સાથે પાછળથી અકસ્માત પરણે છે અને ત્યાંની ખટપટનો ભોગ બની જાય છે.

બીજું મુખ્ય પાત્ર છે આચાર્ય વસુમન્ધુનું. સ્વભાવે શાંત અને ત્યાગી જેવા છે. એમનું જીવન પણ એક રીતે કુદરતના સાન્નિધ્યમાં, ગ્રંથોનો અભ્યાસ કરવામાં અને સાના લોકોને કેળવવામાં વીતે છે એ સિવાય ખાસ કંઈ અગત્યનો ભાગ ભજવતાં નથી છતાં પ્રભાવશીલ પાત્ર છે.

પરંતુ આ નવલકથા એક ચર્ચાસ્પદ પ્રશ્ન ઉત્પન્ન કરે છે અને તે એ કે જ્યારે આવા કોઈ સમકાલીન રાજકારણ પર નવલકથા લખાય ત્યારે એમાં ચર્ચાના અંશ કેટલા હોવા જોઈએ? અહીં તો સમાજવાદ કે ગાંધીવાદ પર લેખક પોતાના વિચારો કોઈ પાત્રના મુખમાં મૂકે છે અને તે સાંભળે ભાષણોની જેમ બોલી જાય છે. એટલે એ પાત્ર તે સમયે લેખકના વિચારો દર્શાવવાનું વાહન બની જાય છે; આથી એ પ્રસંગોના સંવાદોમાં પણ એક પ્રકારની ત્રુટિ આવી જાય છે. પાત્રની સચોટતા ઓછી થાય છે અને આપણે નિબંધ વાંચતા હોઈએ એવું લાગે છે.

ક્રિયાનો વેગ પણ જોખમાય છે. આ નવલકથામાં આવું ઘણી વાર બન્યું છે અને એથી જ એનું લંબાણ પણ વધ્યું છે. પ્રમાણવિવેક વગરની આવી ચર્ચા વર્ણનોતર્યા પરોણા જેવી લાગે છે.

શ્રી. દર્શકનું વસ્તુગુંફન, સંવાદ અને પાત્રનિરૂપણ સિદ્ધહસ્ત નવલકથાકારનાં છે, વાંચકની જિજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરે છે; અને એ જ એની સફળતા.

કુંજવિહારી મહેતા

## મૃત્યુ વિશે

**મોત ઉપર મનન :** પ્રો. ફિરોઝ કા. દાવર (૧૯૪૭: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; રૂ. ૪)

સામાન્ય રીતે દરેક ધર્મમાં ફિલસૂફીનો ઉદ્ભવ મોત ઉપરના ચિન્તનમાંથી થયો છે એમ કહીએ તો ચાલે. લેખક આ પુસ્તકની શરૂઆતમાં જણાવે છે કે એ લખવાનો મુખ્ય ઉદ્દેશ તો એ છે કે મૃત્યુ માનવજીવનની સૌથી સામાન્ય અને અનિવાર્ય ઘટના છે છતાં સ્વજનનાં મૃત્યુ પછી માણસો આંસુ સારી ફોગટ દુઃખી થાય છે અને ગતાત્માની શાંતિમાં ખલેલ પહોંચાડે છે. જો મૃત્યુ ઉપર અને એની સ્વાભાવિકતા ઉપર વ્યવસ્થિત રીતે વિચાર કરવામાં આવે તો એવા શોકને સ્થાન રહેતું અને મૃત્યુની બીષણતા અને કરુણતા ઓછી થાય છે.

પુસ્તકના લેખકે ચાર વિભાગ પાડ્યા છે. એમાં મૃત્યુની અનિવાર્યતા; મોતની બલિહારી; મોત વિનાશ કે વિકાસ; મોતનો લાભ; મોત પછી જીવનની શક્યતા; મોતની – ઘડીની મહત્તા; કામલોકની વિશિષ્ટતા; મૃત્યુ પછી આત્માની સ્થિતિ અને પુનર્જન્મ, જેવા વિષયોની વૈજ્ઞાનિક ઢબે તપાસ કરી છે એક રીતે એ પુસ્તક મૃત્યુ ઉપરના એક મહાનિબંધ જેવું છે. વળી એ વિષયમાં જુદા જુદા વિચારકોએ જે અભિપ્રાયો રજૂ કર્યા છે તે સૌનો આધાર પણ લેખક વારંવાર લેતા જણાય છે.

બીજાં સાહિત્યની વાત બાજુએ મૂકીએ તો પણ આપણા દેશનાં બીજા અને ગુજરાતી સાહિત્યમાં પણ મૃત્યુ ઉપર અનેક વિચારકોએ

પોતાના અભિપ્રાયો આપ્યા છે. ચોથા વિભાગ પરથી જોઈએ છીએ તેમ, ઠેઠ 'કઠોપનિષદ'થી માંડી આપણા નરસિંહરાવ, ન્હાનાલાલ, ખબરદાર વગેરે સુધી ઘણા સાહિત્યકારોએ પોતાની કૃતિઓમાં આ વિષય પર લખ્યું છે. પરંતુ કેટલાંક લખાણમાં મૃત્યુની મહત્તા, ભીષણતા કે અગમ્યતાનાં જ ગુણગાન હોય છે પણ શાસ્ત્રીય તપાસ ઓછી હોય છે, આ પુસ્તકમાં શાસ્ત્રીય તપાસની છાંટ તો છે જ છતાં ઘણે ઠેકાણે ઉપર્યુક્ત તત્ત્વો વધારે દેખાય છે. વળી પારસી, મુસ્લિમ તથા ખ્રિસ્તી ધર્મોએ મૃત્યુ વિશે શો શો અભિપ્રાય દર્શાવ્યો છે એ પણ લેખકે જણાવ્યું છે. જો આખા પુસ્તકનું આપણે પૃથક્કરણ કરીએ તો તેમનું પોતાનું કેટલું અને બીજાના અભિપ્રાયોમાંથી કેટલું એવો પ્રશ્ન થશે. પરન્તુ એક વાત તો આપણે અચૂક કબૂલવી જ પડશે કે આવા વિષયની ચર્ચામાં શુષ્કતા અને નૈરાશ્યની ભાવના કે ગ્લાનિ આવી જવાનો ભય રહે છે, એવું આમાં બનતું નથી. ઊલટું, કેટલીક વાર તો નવલકથા જેવી રસમયતા આપણને વાંચવાની મળે છે અને મૃત્યુની ઘટનાને લેખકે એવી તો સ્વાભાવિક રીતે રજૂ કરી છે કે નૈરાશ્ય કે ગ્લાનિ ઉત્પન્ન થવાનો ભય રહેતો નથી. પુસ્તકના ચોથા ભાગમાં જુદા જુદા સાહિત્યમાંથી જુદા જુદા વિચારકોનાં મૃત્યુ વિશેનાં અવતરણો આપ્યાં છે અને એ અમરત્વની તેમ જ રસમય માહિતી પૂરી પાડે છે. અંગ્રેજી અને હિન્દી અવતરણો પૂરતા વિવેકથી પસંદ કરાયાં છે; પણ ગુજરાતી અવતરણોની પસંદગીમાં એવો વિવેક જળવાયો લાગતો નથી.

'મોત પછીની સ્થિતિ' નામના બીજા વિભાગમાંનાં મોત પછી જીવનની શક્યતાવાળા પ્રકરણમાં લેખકે રજૂ કરેલી કેટલીક વીગતો વિશે સહેજ શંકા પણ ઊઠે પણ પુસ્તકનો વિષય જ એવો છે કે એમાં ચર્ચા કે મતભેદને સ્થાન રહે જ. ઇતિહાસમાં એ વિષયના વિખ્યાત ચિન્તકોમાં પણ મતભેદ રહ્યો છે જ. પુનર્જન્મનો ઇન્કાર કરનાર ચાર્વાકનો દાખલો સુપ્રસિદ્ધ છે.

શૈલી વિશે તો આપણે કહી શકીએ કે એ ઘણી સુવાચ્ય અને મીઠી છે. માત્ર, "છૂટવા ગમતું નથી" જેવા પારસી ગુજરાતીના પ્રયોગો

ક્વચિત નજરે પડે છે. વળી, 'પરંતુ' જેવા અવ્યયને બદલે 'મગર' જેવા અગુજરાતી શબ્દ લેખક વારંવાર શા માટે વાપરતા હશે એ સમજાતું નથી. ઉપરાન્ત ફારસી અને બીજા અપરિચિત શબ્દો પણ લખાણમાં આવી ગયા છે.

છેવટે તો એટલું જ કહેવું બસ થશે કે મૃત્યુ જેવી જીવનમાં વારંવાર અનુભવાતી ઘટનાને ઘણી સરળતા તથા ગંભીરતાથી અને માહિતીપૂર્ણ રીતે લેખકે નિરૂપી છે. આખું પુસ્તક વાંચ્યા પછી અગમ્ય ભાગના વિષય વિશે કંઇક આશ્વાસન કે સમાધાન મેળવ્યું છે એવું ભાન વાંચનારને અવશ્ય થાય છે; અને એ જ એની સાર્થકતા છે.

કુંજવિહારી મહેતા

## પાંચ ટૂંકાં અવલોકન[1]

**અંધૂરી વાત :** લેખક : બચુભાઈ શુક્લ.

પોતાના રાજ્યની પ્રજાને સુખી બનાવી સુરાજ્ય સ્થાપવાની મહેચ્છાવાળા પ્રગતિશીલ રાજવી જીવાજી; આ કાર્યમાં એમને દોરનાર કે પ્રેરણા પાનાર ગોપ, અને જીવાજીની પુત્રી રાજગા યા એની માતા તેજબા; અને સ્વ. ઠાકોર સુરસિંહ: એટલાં આ નવલકથાનાં મુખ્ય પાત્રો છે. વાર્તાનો ઉઠાવ કંઇક વિચિત્ર અને અસ્વાભાવિક લાગે છે. દેશી રજવાડાની ખટપટોથી વાતાવરણ આવરાયલું છે. છતાં એનો રાજવી **ન ભૂતો ન ભવિષ્યતિ** એવો પુત્રીવત્સલ, પ્રજાવત્સલ અને આદર્શ રૂપ ચીતરાયલો છે. નાયિકા રાજબાંગે ચૌદ વર્ષની ઉમરના પ્રમાણમાં મેળવેલી માહિતી અને બુદ્ધિનો વિકાસ કંઇક અસ્વાભાવિક લાગે છે. વળી બીજા પ્રધાનપાત્ર ગોપબંધુનો પ્રવેશ પણ સહેજ મોડો કરાવવામાં આવ્યો છે એમ કહી શકાય. પ્રસંગોનું બાહુલ્ય, કેટલીક વાર સંવાદોમાં આવી જતી અસ્વાભાવિકતા આદિ થોડાક દોષો બાદ કરતાં પાત્રોમાં જીવંતતા છે. સંવાદકલા પણ લેખક સારી રીતે સાધી શક્યા છે અને વાર્તામાં રસનું સાતત્ય અબાધ રહે છે. ગોપબંધુની પિછાન મેળવવા વાચકની જિજ્ઞાસાવૃત્તિ ઉત્તેજાય છે અને લેખક એ વૃત્તિ ઠેઠ વાર્તાના અંત ભાગમાં જ સંતોષે છે એ એમની કુશળતાનો એક

1. આ પાંચે પુસ્તકની બીજી વીગતે 'પ્રાપ્તિ-સ્વીકાર'માં આવી ગઈ છે.—તંત્રી.

સુંદર નમૂનો છે. છતાં લેખકને અધું અધૂરું જ સર્જવાનો મોહ લાગ્યો હોય એમ લાગે છે. પરંતુ આ વાર્તામાં અધૂરું કંઈ રહેતું જ નથી એટલે અધું પૂરું જ–નહીં પણ સંપૂર્ણ–થયેલું લાગે છે. વાર્તાનું શીર્ષક સાર્થ નથી. બાકી રસ ને ગુણવત્તાની દૃષ્ટિએ વાર્તા સારી કહી શકાય એવી છે.

**ઉર્વશી અને યાત્રી:** લેખક: દુર્ગેશ શુક્લ.

પ્રસ્તુત પુસ્તકમાં બે કથા–કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એમાંનું પહેલું ઉર્વશી ઊર્મિપ્રધાન કથાકાવ્ય હોઈ કલ્પનાનું પ્રાધાન્ય છે. અને ચિંતન જેવું ખાસ કંઈ નથી. લેખક એને પૃથ્વી વૃત્તીય નાટિકા તરીકે ઓળખાવવા પ્રયત્ન કરે છે, પરંતુ અમારું મન એને નાટિકા તરીકે ઓળખવા ના પાડે છે. લેખકે એના ત્રણ ભાગો (એમના શબ્દોમાં અંકો) પાડ્યા છે છતાં નાટિકાને યોગ્ય તત્ત્વોનો અભાવ છે. શ્રાવ્ય નાટ્ય તરીકે પણ એ સફળ ભાગ્યે જ ગણાય. કાવ્ય માત્ર સુવાચ્ય જ રહે છે. કેટલીક પંક્તિઓની ક્લિષ્ટતા બાદ કરતાં એમાં કલ્પનાની મધુર રમણીયતા છે, ભાવનો આવેગ અને વર્ણનોની રમ્યતા છે. ગુજરાતી કવિતા સાહિત્યમાં આ પ્રકારનો પ્રથમ પ્રયોગ હોઈ આવકારને પાત્ર છે.

બીજું કાવ્ય 'અનાદરનો યાત્રી' એ સોનેટોની માળા છે. પહેલા કાવ્ય કરતાં એમાં ચિંતનના અંશ વધારે છે. ઘણાંખરાં સોનેટ પૃથ્વી કે મન્દાક્રાન્તા છન્દમાં લખાયલાં છે. 'પ્રસન્ન' 'ઝંખના' 'વિદાય' આદિ સોનેટો ઘણાં સુન્દર છે, છતાં એમાં બળવંતરાય ઠાકોરના 'પ્રેમનો દિવસ'માંનાં સોનેટોના ભણકાર સંભળાયા વગર રહેતા નથી. દેશનું દર્શન અને પરિસ્થિતિ દર્શાવનારાં સોનેટોની માળા સારી એવી કહી શકાય એમ છે.

**સાધન સૂક્તાવલી:** શાંતિલાલ સો. ઠાકર, એમ. એ.

આ પુસ્તકમાં ઉપનિષદ, ભગવદ્ગીતા આદિ જુદા જુદા ગ્રંથોમાંથી મનનાત્મક શ્લોકોનો સંગ્રહ કરી લેખકે એ શ્લોકોના ભાવાર્થનું વિવરણ કર્યું છે. અનિત્યા–તરંગ, વૈરાગ્ય તરંગ, મોક્ષ તરંગ એવા ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. આખું યે પુસ્તક મનનાત્મક શ્લોકોથી ભરેલું છે, અને લેખકે શ્લોકોમાં રહેલો ભાવાર્થ ને ચિંતન સ્ફુટ કરવા પણ ઠીક

પ્રયત્ન કર્યો છે. પરંતુ કયો શ્લોક કયા ગ્રંથમાંથી લેવામાં આવ્યો છે તે જો નોંધ્યું હોત તો ઠીક થાત. જોડણીની રહી ગએલી ભૂલો તેમજ કેટલીક છાપભૂલોની ઉપેક્ષા અનીચ્છનીય છે.

**સ્ફુલિંગ**–શાંતિલાલ સો. ઠાકર

આ પુસ્તકમાં લેખકના કેટલાક ચિંતનાત્મક લેખો, વર્ષો પૂર્વે થઈ ગએલા તેમજ વિદ્યમાન મહાપુરુષોને આપેલી અંજલિ, સાહિત્ય તેમજ કેળવણી વિષયક લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. લેખકે પોતાની દષ્ટિએ જીવનનાં રહસ્યો સમજાવી વ્યવહારમાં ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે. શ્રી શંકરાચાર્ય શ્રી. અરવિન્દ વગેરે મહાત્માને આપેલી અંજલિ સુન્દર છે. 'સરસ્વતીચંદ્ર'ની સ્નેહમીમાંસા આદિ લેખોમાં દરેક વસ્તુને આધ્યાત્મિક રીતે એમણે ઘટાવવાનો પ્રયત્ન કર્યો છે. વળી લેખકે ચર્ચાઓ દરમ્યાન કરેલાં કેટલાંક વિધાનો ચર્ચાસ્પદ છે. જીવન વિષેનાં ચિંતનાત્મક પુસ્તકોમાં આ પુસ્તક સહેજે સ્થાન મેળવી લે એવું છે.

**શ્રી રાજચંદ્ર** (જીવનયાત્રા તથા વિચાર રત્નો) સંપાદક ગોપાલદાસ જીવાભાઈ પટેલ

આ પુસ્તકમાં ગુજરાતમાં થઈ ગએલા છતાં ગુજરાતના ઘણા લોકોને અજાણ્યા એવા મહાપુરુષ શ્રીમદ્ રાજચંદ્ર (રાયચંદભાઈ)ના જીવનના કેટલાક પ્રસંગો તથા તેમણે દર્શાવેલા વિચારોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ગાંધીજી જેવા મહાપુરુષના જીવનને ઘડવામાં શ્રી રાજચંદ્રનો ફાળો નાનોસૂનો નથી એ તો ગાંધીજીએ એમને જુદે જુદે સમયે આપેલી અંજલિઓ પરથી જ ફલિત થાય છે. ગાંધીજી પોતે જ કહે છે કે ટોલ્સટોય, રસ્કિનની અસર કરતાં પણ શ્રી. રાજચંદ્રના વિચારોની અસર પોતાના જીવનમાં પ્રબળ હતી. શ્રી રાજચંદ્રનાં જીવનની આભ્યાંતરસ્થામાં તીવ્ર સ્મરણશક્તિ, સંત્તિકતા, વૈરાગ્ય આદિ મહાપુરુષનાં લક્ષણો દેખાતાં હતાં. જીવન સમજવાને એમણે દર્શાવેલા વિચારોનો અહીં કરવામાં આવેલો સંગ્રહ મનનીય છે. ગુજરાત જાણ્યે અજાણ્યે સંસ્કાર સમૃદ્ધિનો વારસો બક્ષનાર મહાપુરુષોની–પોતાના મહાપુરુષોની–પણ કદર કરવામાં ઉપેક્ષાવૃત્તિ જ સેવતું આવ્યું છે, એ ગુજરાતની નામોશી છે. આવાં પુસ્તકોનું પ્રકાશન ખરેખર એ લાંછન દૂર કરવાના માર્ગનું એક સુન્દર પગથિયું છે. ગુજરાતીઓને આવા મહાપુરુષના જીવન અને મનનથી પરિચિત કરવાનું સ્તુત્ય કાર્ય એ કરે છે. — કુંજવિહારી મહેતા

# પરિચય અને પરામર્શ

[ધાર્યા કરતાં બહુ થોડાં પુસ્તકો વિશે અહીં લખી શકાયું છે; અને તે પણ સન્તોષકારક રીતે નહિ. બીજાં થોડાંક પર અને સામયિકો વિશે, મનન-મનોવિદ્યાનાં આરંભપૃષ્ઠો (આ અંકનાં જે) હવે છપાવાનાં, તેમાં લખવા ધાર્યું છે.

વિ. (૨૦-૪-૪૮)]

**ગૌતમ બુદ્ધ,** આ. રાધાકૃષ્ણનકૃત : ગોપાલદાસ જી. પટેલ (૧૯૪૬ : ગુજ. વિદ્યાપીઠ, અ'વાદ; રૂ. ॥).

બ્રિટિશ ઍકેડેમીમાં હ્રદયપૂર્વકની પ્રશંસા પામેલ, કર્તાનું આશરે એ દસકા પરનું અષ્ટપ્રકરણી સરસ (વાંચેલ નહિ પણ બોલાયેલ; તેથી ઓળખ આપતાં કહેવાયું છે તેમ 'વ્યાખ્યાન' નહિ પણ) ભાષણ. ભારતીય સંસ્કૃતિશક્તિને અર્વાચીનો સમજે તેવી ભાષારૂઢિ (યાને 'ઇડિયમ'—એના વ્યાપક અર્થમાં) વિરલ સામર્થ્યપૂર્વક પૂર્વ પશ્ચિમ ઉભયના સંસ્કારી વાચકો માટે વાપરી શકનાર એક સમકાલીન મહાપ્રાજ્ઞ ('માસ્તર-માઇન્ડ') એવા એક પૂજ્ય પ્રાચીન ધર્મસંસ્થાપક વિશે કેટલા સાત્ત્વિક ભાવમયતા ઉપરાંત પ્રાણવન્ત પાંડિત્યથી બોલી શકે છે તેનો આ અનિયક સારો નમૂનો છે. જરૂરી નોંધો તથા પુરવણીવાળા સુગમ ભાષાન્તરને શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ સરખા ધાર્મિક વિદ્યોપાસકનું વિવેકી નિવેદન સુગમતર બનાવે છે.

**ગીતાદર્શન :** આ. રાધાકૃષ્ણનકૃત : ચન્દ્રશંકર પ્રા. શુક્લ (૧૯૪૭ : વોરા ઍન્ડ કં. મુંબઈ; રૂ. ૩॥.

જગત સાહિત્યની જે ગણતર ચોપડીઓ "ચાવીને પચાવવાની હોય છે" (બેકન) તેમાંની એકનું મૂળ લેખક સરખા આરૂઢ રહસ્યપ્રકાશકના 'ઇન્ડિયન ફિલોસોફી'માંના એક પ્રકરણનું મનભર ભાષાન્તર; ભાષાન્તરકર્તાના દ્યોતક પ્રવેશક, પરિશિષ્ટો, ટિપ્પણો આદિ સહિત. પ્રવેશકને અંતે કહ્યું છે તેમ, "ગીતાજીની સન્તોષપ્રદ સ્ફુરતા [ગીતા-પરનાં] ભાષ્યો જ્યાં લગી રચાતાં ચાલુ રહેશે ત્યાં લગી ભારત અને તેનું તત્ત્વજ્ઞાન જીવતાં રહેવાનાં છે." એની વાત એટલી જ છે કે ભારતનાં-ખાસ કરીને જુવાન શિક્ષિતોમાંથી બહુ થોડાની વૃત્તિ આવી

ચોપડીઓ 'ચાખવાની' કે 'ગળી જવાની' પણ જોઈએ છીએ; પરન્તુ જેઓ તેવા ન હોય તેમને માટે આના કરતાં સરલતર શાસ્ત્રીય ગીતા-પથપ્રદર્શિની ગુજરાતીમાં લખાઈ નથી.

**શ્રેયસી :** જયાવતી પ્રાણલાલ (૧૯૪૭: એન. એમ. ઠક્કરની કં., મુંબઈ; રૂ. ૪).

જે સ્ત્રી સ્વ-પર ઉભયનું સાચું શ્રેય સાધી શકે તે શ્રેયસી. આ મધ્યવર્તી વિચારની આસપાસ પ્રસ્તુત વારતા સંખાઇ છે. આ વિષમ કાળમાં સ્ત્રી-ઉન્નતિ સાત્ત્વિક ભાવે તેમ જ વ્યવહાર દૃષ્ટિએ કેવી રીતે શક્ય છે તેનો સર્વાંશે નિરાડંબર પણ સ્પષ્ટ ચિતાર, અહીં ૨૫ ટૂંકાં પ્રકરણમાં, સરકારી ઇનામી બોંડના સામાન્ય પ્રસંગથી વસ્તુની માંડણી કરીને "સ્ત્રીઓના સુભગ્યની લૉટરી હવે ક્યારે લાગશે ?" એ સર્વ સમાજ હિતચિન્તકોને સચિન્ત કરતા પ્રશ્નના ઉત્તરરૂપે અને વસ્તુ તથા લખાવટની અસરકારક સાદાઈથી, અપાયો છે. સ્ત્રી વિષયક રાજસ તામસી પ્રેમ, પ્રેય ને પ્રેયની વાતોવાળા જે વાતાવરણમાં આપણે જીવીએ છીએ તેની માત્રા કમી કરવામાં પૂર્ણરંગી મનોરંજનયુક્ત ને પણ પુરતી સાધના વડે વાસ્તવિક જગતમાં આચરવી, શક્ય એવી જીવનદૃષ્ટિ તથા જીવનપ્રણાલી આલેખતું, દીપક તથા કમળાનાં ભાવનાભર્યાં ને બીજાં પણ ચિત્રોવાળું આ પુસ્તક સ્ત્રીપુરુષોનું સાદર થાય, એ સૌ એ (પુરુષોના દોષ જ્યાં પ્રસંગોપાત્ત-દર્શાવવા જોઈએ તેમ-દર્શાવ્યા છે ત્યાં કડવાશ વિના એ ફરજ બજાવાઈ છે) એને આદરપૂર્વક, વાંચે તથા અનુસરે એમ હૃદયથી ઇચ્છીએ છીએ.

**કલાકારની સંસ્કારયાત્રા :** રવિશંકર મ. રાવળ (૧૯૪૭: કુમાર કાર્યાલય લિ. અમદાવાદ; રૂ. ૪॥).

સ્વ. મેઘાણીએ જેમને એક વખત ચિત્રકાર ઉપરાંત સંસ્કૃતિકાર તરીકે યોગ્ય રીતે જ બિરદાવ્યા હતા તેવા કર્તાના 'જીવનના અનેરા અનુભવો' મૂર્ત કરતો, જપાન અને ઉત્તર હિંદ તથા કુલુના એમના સ્મરણીય પ્રવાસને સુન્દર, વૈવિધ્યયુક્ત વર્ણનોમાં મૂર્ત કરતો આશરે સાડાત્રણસો પાનાંનો સચિત્ર ગ્રન્થ. એ યાત્રા સંસ્કારિતાના- એ

ઉપાસકની, વળી આજન્મ કલાકારની એટલે તેનું પોતે પોતાનું રસસર્જન બને છે. પોતે પરવાનાની (પાસપોર્ટ) વીગત આપતા હોય, જૂના સ્નેહીને મળ્યાનો આનંદ વર્ણવી એમનો પરિચય આપતા હોય, કલા તથા કલાકાર કે તંત્રી કે 'ઇજનેર' વિશે લખતા હોય કે પછી થોડી જ લીટીમાં અશોભનીયતાવાળા બિરલા મંદિરની ખબર લઈ નાંખતા હોય, સર્વત્ર આપણાં વિરલ કલાભિજ્ઞની કલમ તેમની સાજુતા, જીવનરસિકતા તેથી માનવતાના પ્રકાશથી અનુભવાય છે.

**સંપૂર્ણ ક્રાન્તિ** : કિશોરલાલ ઘ. મશરૂવાળા (૧૯૪૮: નવજીવન મંદિર, અમદાવાદ; રૂ. ૧॥.)

સાંપ્રત મનુષ્યજીવનની સમૂળગી સ્થાયી ક્રાન્તિ તો મનુષ્યસ્વભાવના પૂર્ણયોગપ્રણીત રૂપાન્તરથી જ શક્ય; પરન્તુ જગત માટે એવો સોનાનો સૂર્ય ઊગે ત્યાં લગીને માટે મનવની મનોમય ચેતનાગત પરિમિત ઉન્નતિનો માર્ગ ગયા સાત આઠ માસમાં, હિંદની વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષી લખાયેલાં, આવાં પુસ્તકથી દર્શાવી શકાય. કર્તાની જીવનદૃષ્ટિ બુદ્ધિલક્ષી માનવધર્મનો પુરસ્કાર કરે છે. તેમને આધ્યાત્મિક અનુભૂતિનો સમાજ માટે અંગુલિનિર્દેશ—તેથી અનુપયોગ છે, પોતે એકેશ્વરવાદી છે; હિંદુ (વેદ) ધર્મમાં ઘણું તેમને માત્ર વહેમ જણાય છે, તથા જાતિ–વર્ણ–વિરોધી છે વગેરે કારણે–બિનહિંદુ 'મતો' (ધર્મો)ને પણ તેમણે વિશુદ્ધિકાએ પસાર થવા દીધા નથી અને ઓછામાં ઓછું એકેક સ્થળે તો પં. જવાહિરલાલની (વૈદિક કર્મકાંડરસિકતા) તથા ગાંધીજીની (વ્યક્તિપૂજા) નિર્બળતા સૂચવી છે. આ બધાં કારણે, તેમનાં મન્તવ્ય તુરતમાં વાચકોના મોટા ભાગને માન્ય નહિ થાય. પણ તેમાં જ આવાં પુસ્તકોની ખરી ખૂબી છે. બલ્કે એવા નિષ્કામભાવી તાટસ્થ્યના શાન્ત પ્રભાવે કરીને કર્તા વાચકોને વિચારતા કરી મૂકે છે એ એની સૌથી મોટી ઉપયોગિતા છે. તેમને 'ભદ્ર' એટલે ભદ્ર લોકની, વૈભવી સંસ્કારિતા ગમતી નથી; સન્તસંસ્કારિતાના પોતે અનુરાગી છે. આ કારણે એમની ઊંડી નિષ્ઠા અને એવા જ દેશપ્રેમની પ્રતીતિ થાય છે; તેથી જ, પૂર્વોત્તર એમ બન્ને પક્ષ વારંવાર રજૂ કરી પોતે ધર્મ, સમાજ, આર્થિક, રાજકીય પ્રશ્નો તથા ભાષાઓ–લિપિઓ સહિત કેળવણીના સમકાલીન કોયડાના વ્યવહારુ વિવેક સચવતા સબળ યત્ન તલસ્પર્શી

નિરૂપણપદ્ધતિથી કરે છે. પરન્તુ એ તત્ત્વ-કે. છત, જેને કહીએ તે-મનોમય ભૂમિકાથી ઉપર જવાની-જાણે ના તે ના પાડ્યા કરે છે. પરિણામે, એમના મર્યાદિત કહેવા જેવા (પણ માનનીય) આ વાઙ્મય-તપની સિદ્ધિ જાણે-બુદ્ધમાની. પણ શુષ્ક કર્મયોગ જેવી નીરડી છે; એવાં ઉચ્ચતર અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ નથી, ભાવાર્દ્ર થતી ને કરતી ભગવદ્ભક્તિ પણ નથી-જીવનની સર્વાંગ બલ્કે પૂર્ણાંગ દૃષ્ટિમાં હોવી ઘટે તેવી. આમ છતાં આવા પ્રયોગોને આદરપાત્ર એટલા માટે કહીએ કે તેમાનો સમાજ હિતકર નીતિબોધ આજના અદ્ધ અદ્ધ સંસારી જીવોનું હૃદયશોધન કરવા સમર્થ છે.

વિ. ક. વૈદ

**અલ્પાત્માનું આત્મપુરાણ** (ગાંડીવ પ્રકાશન)

મહાત્મા અલ્પાત્મા-પ્રત્યેક આત્માનાં પુરાણ હોય જ. મહાત્માના જીવનમાં જે નથી હોતું-અલ્પતા-તે અલ્પાત્માઓના જીવનમાં છલોછલ ભરેલું હોય છે એમ આ પુસ્તકના કર્તાનો સ્વાનુભવ છે. તેમાં તેમણે લગભગ પૃ. ૧૨૩મા સુધી, પોતાને આત્મપુરાણ લખવાની પ્રેરણા શી રીતે અને કેવા સંજોગોમાં થઈ, તે વિનોદી, મર્માળા ટુચકા સાથે જણાવ્યું છે. વીમા-કંપનીના એજન્ટે તેમને મળીને ભય દર્શાવ્યો કે દુનિયામાં ક્યારે પ્રલય યા ધરતીકંપ થશે એ નક્કી નહિ. તેથી તેઓ જલદી વીમો ઉતરાવે તો સારું ! આ પ્રસંગના જ કારણે લેખક એકદમ આત્મપુરાણ લખવા માંડે છે. એ પુરાણ પછી તેમણે રસભરી નિમન્ત્રિકાઓ આપી છેઃ હું કેમ લખું છું; કવિતા અને વનિતા; કામિની કહેવતપુરાણ; શરબત વિ. દિવેલ; નવરાનો ધંધો; આત્મશ્લાઘા ઇત્યાદિ. એમાંની ત્રીજી (કા. ક. પુ.)માં જૂની કહેવતો જે અર્થમાં વપરાતી હતી તેનું તાદૃશ વર્ણન કર્યું છે. છઠ્ઠી (આ. શ્લા.)માં સૂચવે છે કે આત્મશ્લાઘા એ કાંઈ દુર્ગુણ નથી. પોતાને મોટો માનવો ને બીજા પાસે મનાવવો એ તો મનુષ્યની સ્વાભાવિક આકાંક્ષા છે. પોતાની નિન્દા તથા બીજાનાં વખાણ એ તો તેમને મતે બિનકુદરતી છે. 'ક. અને વ.'માં બંનેની જાતિ એક હોવાથી, બરાબર બંધબેસતું ઘણી રીતનું સામ્ય વિનોદમય રીતે બતાવ્યું છે.

આ પ્રમાણે, આ કૃતિ આબાલવૃદ્ધ પ્રત્યેકને નિર્દોષ આનન્દ આપે તેવી છે એમ વગર સંકોચે કહી શકાય.

## વિવેચન-માસિક 'વાણી'

**વાણી** (પત્રિકા અને માસિક) : તંત્રી–પ્રકાશક : સુરેશ જોષી અને મોહનભાઈ પટેલ : પ્રસિદ્ધિસ્થાન : વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય, આણંદ.

'વાણી'એ ગયા ઓકટોબર માસમાં એક પત્રિકા પ્રગટ કરી. પછી ડિસેમ્બર માસમાં એનો પ્રથમાંક માસિક સ્વરૂપે પ્રગટ થયો. એમાં એનાં તંત્રી–પ્રકાશકો તરફથી એની પ્રસિદ્ધિના હેતુ વિશે કશો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી પરંતુ એ બન્નેમાં આપેલા સાહિત્ય ઉપરથી એટલી તો પ્રતીતિ થાય છે કે એ ફક્ત સાહિત્યવિષયક લખાણોની રૂપરંગે સાદી એવી પત્રિકાઓ છે અને ગૂર્જરગિરાની 'simple living and high thinking'ની ઉમદા ભાવનાથી સેવા કરવાના કોડ સેવે છે. ગૂજરાતી સાહિત્યની દરિદ્રતા ફેડવાને દીર્ઘાયુ બની એનાં કોડ પૂરવાને એ સમર્થ થાઓ એવી અંતઃકરણની સદ્‌ભાવના છે.

પત્રિકામાં પ્રગટ થયેલું બધું સાહિત્ય અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એવું છે. આખ્યાનકાવ્યની શૈલી કેવી હોવી જોઇએ એનું વિશદતાથી મુદ્દાવાર નિરૂપણ પ્રા. ડૉ. ર. માંકડે 'આખ્યાનકાવ્યની શૈલી' એ નામના લેખમાં કર્યું છે. પ્રત્યક્ષ કથન, અભિનેયતા, અધીરાઈ, કાર્યવેગ, વસ્તુગૂંથણીમાં મૂર્તતા, નાટકત્વ, આદિ તત્ત્વોની આખ્યાનકાવ્યમાં અગત્ય અને આવશ્યકતા સમજાવી છે. પત્રિકામાં બે નામ વગરના લેખો છે. તેમાંનો પ્રથમ લેખ 'આપણું વિવેચન' એ શીર્ષક હેઠળનો છે. એમાં 'વિવેચનના ક્ષેત્રમાં પ્રવર્તી રહેલી અરાજકતા' સામે લાલબત્તી ધરવાનો નીડર પ્રયાસ કરવામાં આવ્યો છે અને એ લેખ વિવેચનરસિકોને માટે ખરેખર મનનીય અને માર્ગદર્શક બન્યો છે. બીજો લેખ એ શ્રી. ઇન્દુલાલ ગાંધીકૃત 'ખંડિત મૂર્તિઓ' વિશેના પ્રહારક–વિવેચનો છે અને એ પ્રકારના વિવેચનનો સચોટ નમૂનો છે. ઇન્દુલાલની કવિતાની, ડૉ. જોનસન અને જેફ્રીની પ્રહારક–વિવેચનપદ્ધતિથી, સારી પેઠે ઝાટકણી કહાડી છે. એ લગભગ આખું યે વિવેચન કટુભાષી અને એકંદરે ટીકાત્મક જ છે. વિવેચનામાં વિવેચકની સૌન્દર્ય–સૌમ્ય દૃષ્ટિ જળવાઈ નથી અને કવિ પ્રત્યે હમદર્દીની નજરે જોવાયું નથી. 'ગુજરાતી સાડી' જેવાં હૃદયંગમ કાવ્યનાં સુલક્ષણો

અને મૂલ્યવાન એવો એ માર્ગ શુદ્ધ માનસ અને સદ્ભાવનો છે, જેનાથી પ્રત્યેક વિચારવંત અને સહૃદયી મનુષ્ય અન્તિમ સુખને પ્રાપ્ત કરી શકે છે "This possession is a pure mind and good will. These afford secure holding ground in the storms of life and they are the primary condition underlying any really satisfactory conduct as equally they are best safegaurd against the tortures of remorse They are the essential of every genuine science and they are equally a sure standard by which to measure the ethical value of every individual

> Those who are ever striving forward
> Them we can save

ભ. ક. વૈ

## એક ઉદ્ગાર

આત્મન્ —

બાલ્યવય પસાર થતી હતી અને હૃદયમા વિમલ સસ્કારી ભવોના બીજાંકુરો પાંગરતા હતા અને જીવનની આ અણમોલ પળે તું આવી મળ્યો અને હૈયાના એ કોમળ માર્દવભર્યા કુસુમાંકુરોને તે તારા-હૈયાના મૃદુલ-કાવ્યઝરણા વડે જલસિંચન કરી પ્રફુલ્લિત કર્યાં જ્યારે એ સુવાસિત પુષ્પો તારા જીવન રસને પોતાની મધુરી સુવાસથી ભરી દેવાને ઉત્તાદિત થયા છે ત્યારે તું આ અભાગીને ત્યજી દૂર દૂર ક્યાં જતો રહેવાને તૈયાર થયો છે ? અને હવે તો મારા જીવનમા દરેક પળે તું જ યાદ રહ્યો છે અને યાદ-પણું ક્યાં ન રહે ? જ્યારે હૃદયના મૂઝવણભર્યા દિવસો પસાર થતા હતા ત્યારે એ કુમાશભર્યા હૃદયભાવોને તેં પ્રેમભરી કાળજીથી સભા ળ્યા હતાં જગતમા જ્યારે બધા મારા પ્રત્યે અવિશ્વાસની કડવી નજરે જોતા હતા ત્યારે તે મને હૃદયની ભાવભરી શ્રદ્ધાથી નિહાળ્યો હતો, ને અમૂટ પ્રેમઝરણાંના પાન પાઈ સ્થિર ઊભો રાખ્યો હતો

તારાં કરુણાથી છલકાતાં હૃદયને મધુર ઉરભાવથી જોતાં હું મુગ્ધ થયો હતો. પરંતુ તારા મૂક આવરણોથી ઢંકાયેલા અંતરગત હૃદયભાવોને નથી નિહાળતો ત્યારે આ મઝાની જિંદગીતીમાં કટુતા આવતી લાગે છે. અને જીવનરસની સનાતન મિઠાશ ઊડી જતી લાગે છે, અને જ્યારે જીવનમાં આવો નિર્મળ સ્વાર્થ રહિત આનંદ નથી હોતો ત્યારે આ વિષાદભર્યો ટૂંકા માનવજીવનમાં શું રહે છે?

તારા હૃદયના મૃદુલ કમનીય ભાવોમાંથી તું મારી કાવ્યમય જિંદગીમાં અદ્વિતીય-સનાતન આનંદની છોળો ઉછાળી પ્રેરે છે. અને ત્યારે તારા હૃદયના સુંદર ભાવો મારામાં કવિતા જાગ્રત કરે છે. અને મારા આર્દ્ર દિલને સૌન્દર્ય અર્પે છે. તારાં હૃદયનું એક મુસ્કતાભર્યું હાસ્ય-મને મારા હૃદયસ્વપ્નને સિદ્ધ કરી બતાવવા સમર્થ છે અને ત્યારે સમજાય છે કે તારી સાથેનો સંબંધ એ કંઈ મધુર સ્વપ્ન નથી. અને જો કદાચ એ સ્વપ્ન હોય તો એવું જીવનરંગી સ્વપ્ન હું દરેક જન્મે માંગ્યા કરીશ. મારા શુષ્ક જીવનમાં તારા હૃદયના ઊર્મિભર્યા ઉદ્ગાર મને સદાયે આત્માનો દિવ્યાનંદ આપી રહ્યા છે. અને તારી સાથે ગાળેલા એકરાગી દિવસો આ મારા જીવનની એક અમૂલ્ય કમાઈ છે. અને તારા જીવનસાન્નિધ્યમાં પસાર કરેલી લાગણી અને ભાવની એકતા અર્પતી રમ્ય પળો એ મારા જીવનનું સાચું ધન છે. આ અસંસ્કારીને તારા સુંદર રંગભર્યા ભાવો એ આપેલું એ સાચું સંસ્કારધન છે.

જીવનની દરેક પળ મેં તને સમજવામાં અને સમજાવવામાં ગાળી છે. અને મારા એ પ્રવાસોમાં મેં જગતનો પ્રભુત્ ગુમાવ્યો છે. પરંતુ તારા જીવનસાન્નિધ્યથી પ્રાપ્ત થયેલી હૃદયસુંદરતાની અપ્રતિમ ભેટથી હું એ બધું હસતે વદને સહન કરું છું. તે મને સદાયે આપેલી લાગણીભરી ભાવકવિતામાં મને મઝા મળી છે. હૃદયનાં પ્રેમભર્યાં આંસુ મેં સદાયે એ કવિતાનાં ગાન ગાવામાં વહાવ્યાં કર્યાં છે. જીવનના અંત સુધી એ ઊર્મિભર્યાં કવનો હું તારા પ્રેરણાદાથી હૃદયસરમાંથી ઝીલ્યા કરીશ અને મારાં પ્રણયરંગી આંસુનો સુવાસિત પ્રવાહ સદાયે આનંદભેર તારા હૃદયને ભીંજવતો વહ્યા કરશે.

કપિલરામ ન. અધ્વર્યુ

તમારે ના વૈરી, પણ જગતનાં વેર સહ, હા,
તમે બાંધી શત્રુવટ, પ્રણયની વેદી રચવા
ચહ્યું, વિશ્વે અદ્રિ સમ વિરચવા શાન્તિસદન.
મચ્યા એ સંગ્રામે કવચ ધરીને માત્ર પ્રભુનું.

હણ્યા એ સંગ્રામે! પ્રભુથકી જ આ ત્રાણ ઊતર્યું?
તમોને વીંધી ગૈ સનન, કરુણા એ શું પ્રભુની?
મનુષ્યે ઝંખેલાં પ્રણય-સતનો સિદ્ધિપથ આ
અસત્-હસ્તે થાવું સતત હત, એ અન્તિમ પથ?

હજી રોતી પૃથ્વી, પ્રગટ ધરતીનાં રુદન શા
હતા ગાંધી, એને ગત કરી, પ્રભો! તેં રુદનને
વધાર્યાં. ક્યારે એ રુદન સ્મિતમાં ના પલટશે?
કહે, પૃથ્વી અર્થે પ્રગટ તવ આનન્દ ન થશે?

પૂર્ણથી પૂર્ણ એ તારા સત્ય આનન્દનો ઘટ
અક્ષુણ્ણ, ધરતી-તીરે પ્રગટાવ, મહાનટ!

### સ્વ. કેળકરકૃત 'મૃત્યુને'

( જુઓ આ અંકનું પૃ. ૬૦ મું )

દિસો લાગે મૃત્યૂ પરિ ન બિવવૂં તો મજ શકે
તપાચ્યા જોડીચે અસત મજલાઁ ગ્યાનચિ નિકે;
પ્રવેશે રાની જો ધરુનિ ચ શતઘ્ની નિજ કરીં,
ન બી તો વાઘાલા પરિહસુનિ સુસ્વાગત કરી.

મલા જન્મા યેતાં તનુભરણ કાર્યી કણકણ,
દિલે પાંચાં ભૂતીં પરત કરણે તે નિજ ઋણ,
તદાધારે સૌખ્યેં સતત જગલો તે મજ પુરે,
તનુત્યાગા ઐસા ઇતર અનૃણો માર્ગચિ નુરે.

# Creator[1]

A giant figure carved from the rock of Night
Chiselled with poignant fires of Sun and Moon,
A body outlined with a measureless might.
Where heaven and earth have joined their spiritrune.

A myriad streams, flow from his luminous feet
To elemental spheres of voiceless hush
Where *nascent worlds are rhythmed to one heart-beat*,
Lit with creation's primal roseate blush

He stands behind the leaving stress of the hours,
A tower of triumphant Force and Light,
A lonely peak crowned with the infinite
Hiding within a passion-heart of flowers.

Lightening our shadowy blossom of life his grace
Hews fro earth's clay beauty of a white-moon face.

## પ્રભુનું ધન કથાસાર

"પ્રભુનું પરમ ધન તે પ્રેમ, અને તે અમૂલ્ય હોય છે. તેનું દર્શન આ નવનકથા કરાવે છે. પ્રભુનું ધન ધરતીનું ધન આપવાથી નથી મળતુ અને તે ખૂટતુ પણ નથી. આ નવલકથામાં આપેલું એક કરોડપતિ ડોસાનુ જીવન કેવુ હતું અને પાછળ જતા કેવું બને છે તે દર્શાવેલુ છે. ડોસાનું નામ ડેવિડ છે. તેને એક મિત્ર છે. તેનુ નામ વેસિ છે. ડેવિડનો જન્મ વર્જિનીયામાં થયો હતો તેને માબાપ હતાં. એક નાની બ્હેન હતી તેનુ બાળપણ સુખથી પસાર થયુ હતું પણ વીસ વરસની ઉમર થતાં તેણે વેપાર માંડયો એ વેપારમાં તે લખપતિ થયો એ ધન

1 મુંબાઈના શ્રીઅરવિન્દ-સર્કલે પ્રકાશિત, નીરદવર્ણકૃત "સન-પ્રોમગ્રેનેટ"-માંથી (પૃ ૯)

તેણે મેળવ્યું હતું તે પ્રમાણિકપણે મેળવ્યું હતું, નહિં કે કોઈ માણસના પેટ પર પગ મૂકીને. જુવાન ઉમરે ડેવિડ્‌ પરણ્યો. તેને બે છોકરા હતા. પત્ની દુષ્ટ વર્તનની હતી તેથી તેઓએ અચકાયા વગર છુટાછેડા લીધા અને છોકરા વહેલા હતા, તેઓ પણ મરણ પામ્યા. હવે રહ્યો એકલો ડેવિડ. તે પણ ઘરડો થવા આવ્યો. લગભગ સીત્તેર વર્ષ થયાં હશે.

એક વખત તેનો મિત્ર વેસિ અને તે બન્ને વાતો કરતા હતા ત્યાં ડેવિડે એક પ્રશ્ન કર્યો કે આ ધન જે મેં મેળવ્યું છે તે મારા ગયા પછી કોને આપવું અને તેનો ખરો વારસ કોણ કહેવાય? મારા બન્ને પુત્રો તો મરણ પામ્યા છે. ત્યારે વેસિએ કહ્યું કે "વીલ કરી જાઓ તેમાં જેનું નામ હોય તેને મળે ને તે નહિ કરો તો તમારી મિલકત સરકારમાં જશે." ત્યારે ડેવિડે કહ્યું કે "વીલમાં કોનું નામ લખવું તે મને સમજાતું નથી કારણ કે અત્યાર સુધીમાં મેં જે માણસો જોયા તેમાં મને સાચા પ્રેમની લાગણી જેવું કશું જ દેખાયું નથી. માત્ર પૈસાના જ સહુ લોભી હોય તેમ મને લાગ્યું છે." ત્યારે વેસિએ કહ્યું "દત્તક પુત્ર લ્યો." તો તે કહે ઘણા માબાપ પોતાના પુત્રને વેચવા તૈયાર છે. પણ તે કેવળ પોતાના સ્વાર્થ ખાતર જ" આમ વાતચીત ચાલે છે પણ છેવટ તે નક્કી કરી શકતો નથી. લુસી મોરેલ નામની છોકરી સાથે તેને પ્રેમ થાય છે. તે છોકરી તેને સારી લાગે છે. તેના માબાપ તેને ડેવિડ ડોસા સાથે પરણાવા માંગે છે. તે પણ તેના ધન ખાતર પણ ડેવિડ ના પાડે છે.

આમ વિચારોની પરંપરા તેના મગજમાં ચાલ્યા કરે છે. છેવટે એક દિવસ તે કુદરત જોવા નીકળી પડે છે. પોતાની લાખોની દોલતનો પણ વિચાર કરતો નથી. અને ચાલી નીકળે છે.

પહેલાં તે એક ગામડા જાય છે. ત્યાં તેને એક માણસ મળે છે. તેનું નામ મેટ પીક હતું. ડેવિડને થાકેલો જોઈ પેલા માણસે તેને દવા આપી તેથી તેને શક્તિ આવે છે. તેને મેટ પીક એક શેરીમાં લઈ જાય છે. ત્યાં પણ અનેક માણસોનો સમાગમ થાય છે. તેને ગરીબ જાણી ત્યાંના માણસો તેને મદદ કરે છે. ડેવિડે પોતે લીધેલા પૈસામાંથી તે જુદા રાખે છે. શેરીમાં તદ્દન બેપરવા મોટરમાલીકનું ખૂન, એની મોટરથી

જેનો દીકરો મર્યો હતો, તે રામ કરે છે. આગળ જતાં એક ચાર્લી નામનો ઘવાયલો કૂતરો તેને મળે છે. તેને ગળે કોઇકે લખ્યું હોય છે કે 'આની સંભાળ લો' એટલે તેને પણ સાથે લે છે, અને તેને છેવટ સુધી પાળે છે. પાછો બીજા ગામડામાં આગળ જાય છે ત્યાં તે એક વીશીમાં ઊતરે છે ત્યાં પણ ડેવિડને બાઈ મળે છે. ત્યાં તેને તે બાઈ "હવા સારી નથી અને વાવાઝોડું થશે" એમ કહે છે તોપણ તેને આગળ જવું હતું એટલે તે બાઇએ ના કહેવા છતાં તેનો ઉપકાર માની ત્યાંથી આગળ જતાં તેને સખત તોફાન તથા વાવાઝોડાનો જબ્બર ઝાટકો લાગે છે. તેની દીન દશાનું તેને ભાન નથી હોતું. ત્યાં બેભાન અવસ્થામાં તે પડ્યો રહે છે. સાથે તેનો ચાર્લી પણ હોય છે. એટલામાં પાસેના વેરકુમ ગામડામાંથી ચાર્લીના ભસવાનો અવાજ સાંભળી એક છોકરી જેવી બાઈ દોડી આવે છે. તે આ બન્નેને જુએ છે. તે એને પોતાને ત્યાં લઇ જાય છે. સખત ઠંડીથી અને વરસાદથી ડેવિડનું શરીર સાવ અશક્ત થઇ ગયું છે. આ છોકરી જેનું નામ મેરી હતું તે તેની ખાસ સંભાળ લઈને તેની ચાકરી કરે છે. થોડા વખતની ચાકરી પછી ડોસાને શક્તિ આવે છે. તેને થાય છે કે આ છોકરી કોણ હશે કે જેણે મને જીવતો રાખ્યો. પણ ખરેખર તે છોકરી બહુ જ માયાળુપણે ડોસાની ચાકરી કરતી હતી. ડોસાને મન તે દીકરી હતી અને મેરીને મન તે બાપ હતો. ડેવિડ તેને વારે વારે બાપની યાદ આપતો હતો. અહિંયા ડેવિડ રાખડા શીવીને તેના જે પૈસા આવતા હતા તે મેરીને આપતો હતો. પેલી લુમી સોરેલે તરછોડેલા એંગસરે નામના માણસ સાથે ડેવિડને પરિચય થયો હતો. તે માણસ જે હતો તે પેલી લુની સોરેલથી તરછોડાયેલો હતો. એંગસરે અને મેરી એકબીજાને પરણવા માંગે છે. અને ડેવિડને વચમાં રાખીને તેઓ એકબીજા સાથે સંબંધ બાંધે છે.

અહિંયા ડેવિડ સાચા પ્રેમ તરીકે મેરીને મળે છે. ડેવિડ એંગસ અને મેરીને પરણેલા જોવા માંગે છે પણ એંગસ હમણા ના પાડે છે. પોતે લખેલી ચોપડી પૂરી થવા પછી કહે છે.

એક દિવસ મેરીને ન ખબર પડે તેમ ડેવિડ કોઈ બીજે ઠેકાણે ચાલ્યો જાય છે. અહિંયા જ્યારે તે પડેલવડેલો લંડનથી નીકળેલો ત્યારે તેની સાથે

થોડા પૈસા લીધેલા તે બંડીના અસ્તરમાં સીવી લીધા હતા તે પૈસા તથા બીજી લંડનમાં મીલકત હતી તેનું વીલ તે અહિંયા કરે છે. અને બીજા બધા એમ માનતા હતા કે ડેવિડ મરી ગયો છે પણ તેમ ન હતું. તેને જણાવા નહોતું દેવું કે પોતે પોતાની મીલકત મૂકીને ચાલ્યો ગયો છે.

અહિંયા વીલ કરે છે. તેમાં તે મેરીને પોતાની સઘળી મીલકતનો વારસ કરે છે અને વકીલની સહી કરાવે છે. સાથે પાછો તેનો જુનો મિત્ર વેસી ઉપર પણ કાગળ લખ્યો હતો કે મારી સઘળી મિલકતની વારસ મેરી ડીન જે તમને આ કાગળ આપે તેને આપજો.

ડેવિડ પાછો મેરીને ત્યાં આવે છે. થોડા વખતમાં તેનો દેહ નબળો પડે છે. તેણે મેરી પાસે વચન માગ્યું હતું કે તારી પાસે જે પાકીટ છે તે તું તેના ઉપર સરનામું કર્યું છે ત્યાં તું પહોંચાડજે, મેરી તેમ કરવા હા પાડે છે. થોડા વખતમાં ડેવિડ મરણ પામે છે. મેરી પાકીટ જ્યાં પહોંચાડવાનું હતું ત્યાં લઈ ગઈ. ત્યાં મેરીને આ બધા ભેદની ખબર પડે છે. મેરીને આ જાણી દુઃખ થાય છે. મેરીને લાગે છે કે આ બધા પૈસાની મારે જરૂર નથી. તે વીલમાં એંગસનું નામ લખાવી લે છે.

મેરી પાછી પોતાને ગામ પાછી આવે છે. એંગસ તેને બધી વાત કરે છે. હવે એંગસ તેને પરણવા ના પાડે છે. કારણ કે તે હવે લાખોની મીલકતનો વારસ થઈ હતી. મેરીને આ જાણીને દુઃખ થાય છે. તેને દુઃખી મૂકીને એંગસ ત્યાંથી ચાલ્યો જાય છે. એક રાતે મેરી પણ એંગસ મૂકીને ચાલી જાય છે. છેવટ પાછો એંગસને વિચાર આવે છે તે મળવા જાય છે. તે મળતી નથી. છેવટ દરિયા ઉપર મેરી તેને મળે છે અને બન્ને પાછાં ઘેર આવે છે. એક કરોડપતિને પૈસાની ખાતર નહિ પણ પોતાને ખાતર ચાહનારની જરૂર હતી. તે શોધવા નીકળે છે અને આખરે સફર થાય છે. મેરી પણ ધરતીના ધનને માનતી ન હતી. તેને પણ પ્રભુના ધન તરફ વધારે આકર્ષણ છે.

કીર્તિદા વિ. વૈદ્ય

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રન્થશ્રેણી

જુન ૧૯૪૮

આ અંકમાં

ધનસુખલાલ મહેતા
'સુન્દરમ્'
રમણભાઈ પટેલ
ઠાકોરભાઇ નાયક
સુરેશ જોષી
મોહનભાઇ પટેલ
આનન્દ
રજનીકાન્ત મોદી
ભગવાનલાલ માંકડ
હરીન્દ્ર દવે

દેશળજી પરમાર
વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
ભાઇલાલ કોઠારી
ભદ્રમુખ વૈદ્ય
કુંજવિહારી મહેતા
ચંપકલાલ વ્યાસ
પારાશર્ય
વિદ્યુતરાય દેસાઈ
ભૂપેન્દ્ર વકીલ
શેખઆદમ આબુવાલા

પ્રકાશન-સ્થાન

આનંદ પ્રેસ :: સ્ટેશન રોડ :: ભાવનગર

## ધ્યાનમંત્ર

### એકતાની ખરી ભૂમિકા

જગન્નાથના આ રથનું મૂળ નામ 'સમાજ' નહિ, 'સંઘ' છે. વળી એ 'સંઘ' એટલે બહુમુખી અને શિથિલ એવો જનસમુદાય કે જનતા નહિ, પરન્તુ આત્મજ્ઞાન અને ઇશ્વરજ્ઞાનની એકમુખી શકિત દ્વારા આનન્દપૂર્વક રચાયેલી, કોઈ પણ પ્રકારના બન્ધન વિનાની છતાં અવિચ્છેદ્ય એવી 'સંહતિ', 'ભાગવત સંઘ' ..પ્રાકૃત સમાજનો પાયો ભેદ ઉપર મંડાયેલો છે. એ ભેદની ભૂમિકા ઉપર જે એકતા ઊભી થાય છે તે આંશિક હોય છે; અનિશ્ચિત અને અસ્થાયી હોય છે. આદર્શ સમાજ આથી ઊલટી રીતે રચાય છે. એના પાયામાં એકતા હોય છે. એમાં જે ભિન્નતા કે પૃથગ્ભાવ પ્રગટે છે તે આનન્દની વિવિધ લીલાને ખાતર હોય છે, ભેદને ખાતર નહિ. પ્રાકૃત સમાજમાં દેખાતી એકતા સ્થૂલ પ્રકારની હોય છે, મનથી નિપજાવેલી કે પરિસ્થિતિમાંથી જન્મેલી હોય છે. આદર્શ સંઘમાં આત્મામાંથી પ્રગટતી એકતા એ જ પ્રાણરૂપે હોય છે... જ્યારે સમષ્ટિમાં રહેલા વિરાટ પુરુષની પ્રેરણાથી જ્ઞાન કર્મ અને ભક્તિનો સમન્વય થઇ માનવના આત્મામાં રહેલી એકતા પ્રગટ થશે, ત્યારે જગન્નાથના રથનાં ચક્રો જગતના માર્ગ પર ગતિ કરશે, એના પ્રકાશથી દિશાઓ આલોકિત બનશે, પૃથ્વી ઉપર સત્યયુગનો અવતાર થશે, મર્ત્ય માનવની આ પૃથ્વી પ્રભુનું ક્રીડાંગણ, ભગવાનની મન્દિરનગરી, temple-city of God,—આનન્દપુરી બનશે.

[ શ્રીઅરવિન્દઃ 'જગન્નાથનો રથ' પૃ. ૬-૯. ]

# વિષયદર્શન



વર્ષ ૧૨: અંક ૨ :: પૂર્ણસંખ્યા ૪૬

જૂન ૧૯૪૮ (પ્રકટ, નવેંબર. ૧૯૪૮)

## સર્જન અને નિબંધો

## નિકષ



### જાહેરખબરો




માનસી ગ્રન્થશ્રેણીઃ તંત્રી વિજયરાય ક. વૈદ્ય. નાનપરા મોહન રોડ, સુરત. શાખાઓ : એન. એમ. ત્રિપાઠી લી. મુંબાઇ; ગાંડીવ મુદ્રણાલય સૂરત; સાધના પ્રેસ વડોદરા; રા. દામોદર કે. ભટ્ટ પોરબંદર; આનન્દ પ્રેસ-ભાવનગર. લવાજમ રૂ. ૫-૮-૦. પરદેશમાં રૂ. સાત; છૂટકનો રૂ. ૧-૮-૦

# માનસી

વર્ષ ૧૨, અંક ૨ ] [ જુન ૧૯૪૮

## સ્વાધીનોની પરાધીનતા

૧

હિંદ સ્વાધીન થયું છે; હિંદ પરાધીન છે. જેટલી રાજકીય સત્તા હાથમાં આવી તેટલું, એણે ઉપજાવેલ નવા વાતાવરણ પૂરતું, સ્વાધીન; બાકી બધી રીતે પરાધીન. એ સત્તા કયા કેવા સંજોગોમાં અપાઈ-લેવાઇ, આપનાર પક્ષના કેવા તો શુદ્ધ નહિ તેટલા મલિન-તેથી, કહો કે મિશ્ર-માનસથી એ અપાઈ અને લેનાર પક્ષ બલ્કે પક્ષોની અ-વિશાળ તથા અદીર્ઘદર્શી મનોવૃત્તિથી એ લેવાઈ—આ બધું વિચારતાં કોઇ પણ નિષ્પક્ષપાત ચિન્તકને એમ લાગ્યા વિના રહે તેવું નથી કે પરદેશી સત્તાને સ્થાને જે સ્વદેશી સત્તાધારીઓ અસલ ભરતખંડના બંને નવા વિભાગોમાં આવ્યા તેઓ પોતપોતાના આગલા રાજ્યતંત્રનો જે વાસનાયુક્ત વારસો પામ્યા તેને જ તેઓ જો દેખીતી રીતે પરાધીન બન્યા છે, તો બીજી રીતે જોતાં, એમનામાં કાર્ય કરતી પ્રકૃતિનાં જે અદીઠ નિમ્ન બળોને વશવર્તી-તેથી, પરાધીન-તેઓ બન્યા છે, તે એવાં છે કે એમને કાં તો સત્ત્વગુણી શાન્તિમાર્ગ સૂઝવા ન દે અથવા તો એ માર્ગની ઓછી-અધૂરી સૂઝ જે એમને પડતી હોય તેનો અસરકારક રીતે અમલ કરવાની પૂરતી શક્તિ એમનામાં પ્રગટવા દે નહિ.

ગયા કેટલાક માસમાં હિંદદેશે વેઠેલી આવી સ્વાધીન પરાધીનતા નિવારી શકાઇ હોત પણ એ નિવારણ કઈ રીતે થયું હોત એનો વિચાર આજે તો એ ઘટનાઓના સમકાલીન વિચારકો માટે કલ્પનાવિલાસ ગણાય. આજથી એક કે બે દસકા પછી લખનાર ઇતિહાસકાર માટે એ આવશ્યક કર્તવ્ય બનશે. તે ઘણું કરીને તો એમ જ કહેશે કે ૧૯૪૭માં ભારતીય કોંગ્રેસનેતાઓએ ભારતનું જે ભંગીકરણ ('ભાગલા' સામાન્ય જનની ભાષામાં) સ્વીકાર્યું તે હતું તો તત્કાલીન વિપરીત સંજોગોમાં શુભાશય-પ્રેરિત, પણ એ સ્વીકારના કરનારાઓ એમની જ એક વખતની અતિ વહાલી કેળવણીએ શીખવેલી એક સરસ કહેવત ઠીક જ ભૂલ્યા: The road to Hell is paved with good intentions. અને આપણા-માંથી કોણ નથી અનુભવતું કે ગઈ પંદરમી ઓગસ્ટના જ દિવસથી આપણે શુભાશયોથી જડેલી ચળકઝળકતી, (તેથી, લપસણી) દુરસબંધી-વાળા નરકપન્થે પળ્યા છીએ; વળી, કોણ નથી જાણતું કે એ પન્થનો અન્ત રૌરવ તથા કુંભીપાકને પણ કદાચ સારાં કહેવરાવે તેવાં નરકોમાં આવવાનો ભય પણ પાકો છે.

૨

માનવની શુભાશયિતા પણ એને આમ –ભલે અજાણતાં– અસુરનો મોંમ શામાટે બનાવતી હશે? એટલા માટે જ, કદાચ, કે તે અતીન્દ્રિત (આ શબ્દના તાત્ત્વિક અથવા તત્ત્વજ્ઞાનીય અર્થમાં) છે અને પોતામાં જ નિવસતી પોતાની સૂક્ષ્મતર, ઉચ્ચતર શક્તિનો અનુભવ તેણે લીધો હોતો નથી. જગતમાં જે માણસોને ભાગે રાજકીય નેતાપણાની જવાબદારી આવે છે તેમને એ અનુભવ પામવાની તાલીમ મળી હોય, એવી ટેવ જ એમને એમના કિશોરપણથી પડીને મોટપણે એ સ્વભાવનું સરસ, બળવાન, કાર્યસાધક અંગ બની હોય, તો જગતમાંનાં અર્ધાં નહિ ને પોણા ભાગનાં કષ્ટો જોતજોતામાં નષ્ટ થાય. નેતાઓમાં એવો, ચલણી છાપની બુદ્ધિની પારનો, શક્તિપ્રસાદ વહેતો હોત તો તેમણે દેશનું અસહ્ય એવું ભંગીકરણ નિરુપાયે સ્વીકાર્યા પછી પણ–ઓછામાં ઓછું, જ્યાં જ્યાં સ્પષ્ટ યુદ્ધોના પ્રસંગ નથી ત્યાં તો–દેશની પુનર્ઘટના તથા સર્વ જીવન-ક્ષેત્રો અંગેનો ચાલુ વહીવટ હાલની અનિષ્ટપ્રાય નહિ પણ પરિણામે ઇષ્ટ પદ્ધતિથી કર્યો હોત. એમ કરવાના કલ્યાણકર, મુક્તાગમે સુગમ માર્ગો પણ તેમને સૂઝ્યા વિના રહત નહિ.

પરન્તુ પ્રજાઓના જીવનસુકાની તરીકે જ્યારે વન્દનીય રાજર્ષિઓની જરૂર સૌથી વધુ છે ત્યારે જ તેમનો સર્વત્ર અભાવ છે. જેમનામાં જરાતરા અન્તર્દૃષ્ટિ ઊઘડી હશે, એટલા પૂરતું કાંઈક રાજર્ષિપણું જેમનામાં છે એમ કહેવાય, તે ગણુતર પ્રજાનેતાઓના સમાનકક્ષ સહચારીઓ તથા નિમ્નકક્ષ સાથીઓ ને અનુચરો જાગ્રત સંવિતના ઉચ્ચ ગુણોથી વંચિત છે, એટલે અમુક અંશે શક્તિશાળી અગ્રણીઓ પણ અનિચ્છાએ જાણે પંગુ બને છે. આવી સ્થિતિમાંથી તેમને એક માત્ર ભગવાન જ ઉગારી શકે—જો તેઓ ભગવાનનું અસ્તિત્વ કબૂલ રાખીને એને, રાજકાજ કરતાં કરતાં પણ, સર્વભાવેન ભજતા થાય તો, એનાં અનન્ત જ્ઞાન, પ્રેમ ને શક્તિનાં પાત્ર પોતાનાં હૃદયમનને થવા દે તો.

પણ એવો 'ચમત્કાર'—સૂક્ષ્મ જીવનદર્શીઓની નજરે તો જે સાદી સ્વાભાવિક ઘટના છે તે—બનવાનાં ચિન્હ હમણાં તો છે નહિ. એવાં સુચિન્હ માનવજાત હજી કદાચ વર્ષો લગી દેખવાની પણ નહિ. આવું હોવાનું ખરું કારણ એક જ છે: *આજના માનવને પોતાની ગહનતર જાત, પોતાનું ઊંડું ને સૌથી સાચું સ્વરૂપ, હોય એવું કાંઈ લાગતું જ નથી;* અને, જેની લગીભાર પણ લાગણી નહિ તેને પ્રીછવાની પરવા પણ ન હોય—એના સાક્ષાત્કારની તો વાત જ ક્યાંથી થાય—એ તો વગરકહ્યે સમજાય તેવું છે.

હમણાં તો આવી અનુભવાય છે આપણી સ્વાધીનતા—બાહ્ય જીવનમાં પણ આપણને અધૂરા જ સ્વાધીન બનાવનારી, આન્તર જીવને તો પૂરા પરાધીન ઠરાવનારી.

આવી એ અવદશાને મિટાવે કોણ?—માનવ પોતે જ, પણ તેની હાલની મર્યાદિત શક્તિ વડે નહિ; તે મિટાવશે પોતામાં રહેલી નિઃસીમ, હજી અણજાગી શકિત વડે અને તેમાં ય એને એની સાધના કેટલી સાચી છે તેના પ્રમાણમાં સફળતા મળશે તે પણ ભગવત્કૃપા વડે જ—એ કૃપાને પાત્ર તે જેટલો ખરેખર થયો હશે તેવી ને તેટલી જ એ સફળતા હોવાની, વ્યક્તિજીવનમાં ને સમાજજીવનમાં, પ્રજાના તથા પ્રજાઓના જીવનમાં.

૩

અધ્યાત્મદૃષ્ટિએ હજી તો પરાધીન છે તે ભારતને એ જ દૃષ્ટિએ—આપદે, રાજકીય આર્થિક સામાજિક દૃષ્ટિએ—સ્વાધીન બનવાના કાર્યમાં એને

એના સંવિત–શિલ્પીઓ[1] જેટલી સાહાય્ય કરી શકશે તેટલી બીજા કોઇ નહિ કરી શકે. એ નવબ્રાહ્મણોએ હવે પોતાની સૈકાઓજૂની સુસ્તી ઉરાડવી ઘટે. ઉચ્ચ કોટિના ધર્મપ્રવચનકાર તરીકે, નિષ્કામભાવી ગ્રામસેવક તરીકે, ચારિત્રશીલ તથા વિદ્વાન શિક્ષક ને પ્રાધ્યાપક તરીકે, આદર્શરૂપ પત્રકાર તરીકે અને રસિક કે વિચારપ્રેરક લેખક તરીકેઃ આમ વિવિધ સ્વરૂપે જો આપણે આપણી પ્રાચીન, સંસ્કારાભિમુખ ને ઉત્કર્ષવાંછુ પ્રજાના ખરા રાહબર થવું હોય તો આપણે આપણા તે તે વ્યવસાયના "સ્વે સ્વે કર્મણ્યભિરતઃ" રહીને ધાર્મિક તથા સામાજિક અનિષ્ટો ટાળવાં જોઈએ અને જ્ઞાનવિતરણ કે રસલહાણ જે કાંઈ કરવાનું આપણે ભાગે આવે તેમાં સાત્ત્વિકતા જ નહિ–ઇશ્વરાભિમુખતાને જ પ્રાધાન્ય આપ્યું શોભે. આવડે તો, એ રીતે ધર્મનાં પ્રવચનથી માંડી વર્ગના પાઠ કે અગ્રલેખના લેખન સુધીનાં સકળ કર્તવ્યો બજાવી શકાય છે. વળી, આપણું કર્યું ઊગી નીકળે માટે આપણામાંના કેટલાકને ભાગે એવી કામગીરી પણ આવશે કે કાર્યકરે જૂનાં વિદ્યાપીઠોની જડતા પર ઘા કરવો પડે; નવાં વિશ્વવિદ્યાલયોના ધનજનિત સત્તાલોભને રોકવો પડે; ઉવેખાતી માતૃભાષાની વહારે ચડવું પડે; આંધળો ઈંગ્લિશદ્વેષ ભૂંસવો પડે કે કૃત્રિમ બહકે બજારુ જેવી રાષ્ટ્રભાષાના ઝનૂનીઓને નાથવા પડે; સમસ્ત શિક્ષકસમુદાયની અધમ આર્થિક દશા મટાડવાની સાથે એમનામાં જીવતી ભાવનાભક્તિ, વિદ્યાવ્યાસંગ તથા ચારિત્ર્યબળ ઉદ્‌ભવાવવા સાથે વિદ્યાર્થીવર્ગની અસંખ્ય ગંભીર ખામીઓ દૂર કરી-કરાવીને પ્રાચીન તથા સારા મધ્યકાલીન શિષ્યગણની હતી તેવી સમુજ્જ્વલ સર્વતોમુખી કીર્તિ એની સ્થાપવી જોઇશે; અને, મોટા મધ્યમ તથા છોટા સર્વ પ્રકારનાં સામયિકોના પત્રકારોમાં એવા અનેક સદ્‌ગુણોની માગણી કરીને પૂરી પડાવવી જોઇશે જે તેમને ક્ષણિક આવેશોના દાસાનુદાસ થતા મટાડે, તેમને છાપાંવાંચુ સંચા ને એવા જ લખનાર મટ ટીને શિષ્ટ ગ્રન્થોના નિયમિત અભ્યાસી બનાવે જેથી એમનામાંના ઘણાખરાની હાલની બાળકબુદ્ધિ પરિપક્વતાને પામે અને તેઓ સ્વભાષાને હાલ ઘણી વાર તો સ્વચ્છંદે વિકૃત કરતાં એ વિકૃતિમાં જાણે રાચે છે તેવી ટેવો ટાળી પોતાની જાતને તથા ભાષાને પૂરતું માન હવે આ સ્વરાજ્યયુગમાં

1. Engineers of the soul': લેખકો માટેનું સ્તાલિનીનું પદ એ જ. સારો રાજ્ય જેઇએ તો સરકારસેવકો કહેવાય વાણી તથા લેખનીથી જ્ઞાનવિષયક વિવિધ કાર્યો કરનાર વર્ગ.

તો આપતાં શીખે જ શીખે. એ જ રીતે, સાહિત્યપરિષદ તથા સંશોધન-મન્દિરોની, લેખન-પ્રકાશનના વ્યવસાય તથા મુદ્રણાલયોની, વાચનાલયો ને પુસ્તકાલયોની: આ સર્વની પણ એટલી બધી સાફસૂફી એને ઝાડીઝૂડીને કરવાની છે જે એ બધાંમાંથી પરાધીનતાના જમાનામાં જામેલા ઝેરી, જીવલેણ જન્તુઓની અસંખ્યાત વસાહતોને નાબૂદ કરીને-પ્રત્યેકમાં જે સારું હોય તેને સાચવીને-એ દરેકમાં સ્વાધીનતા જીરવવાની લાયકી આવે.

આમાંનું જે કાંઇ જેટલું વહેલું થશે, સંગીન થશે, તેટલો જ આપણુ સ્વાધીનોની પરાધીનતા ઘટવાની છે; બાકી તો તે દિવસે દિવસે વધવાની છે.

વિ. ક. વૈ.

## મનન

૧ આધ્યાત્મિકતા અને અર્વાચીન માનવ

> Such indeed is the magnitude of the Spiritual Light now emerging through India's awakening. And the illumined Word of the eternal Light—recaptured for us by Sri Aurobindo—is revealing once more for modern man, those ancient & Universal Truths which alone can illumine his present darkness. (N. Pearson: the 'Advent,' Nov. 46)

માનવ-મને યોજેલા વિકસિત ધર્મો પણ પરિમિત છે. માનવની અન્તરતમ અભીપ્સાઓના ધ્યેયને પણ તે બર આણી શકતા નથી. એ ગૂઢ ધ્યેય કયું છે? એને ઉપલા જ લેખકના શબ્દોમાં સમજીએ:

> ... ... ... the secret goal of his innermost aspirations—that of Union with the Divine, the Divine decent on earth, and the Divinisation of life on earth.

અર્વાચીન માનવ એ દૈવી ધ્યેયથી છેક આઉટ-ફ-ટાઇ જવાનો ભય આપણી ચોપાસ વ્યાપેલો છે એટલું જ નહિ પણ પ્રતિદિન એ વધતો લાગે છે. પૂર્વના દેશોમાં જે જનસમુદાય નિષ્પ્રાણ રૂઢિગત ધર્મપાલનમાં બહુધા ડૂબેલો છે, તે પશ્ચિમને નસીબે તો એવું જડ ખોખું પણ એની પ્રજાઓના ૮૦ થી ૯૦ ટકાનાં મનુષ્યો માટે રહ્યું નથી; એ પ્રમાણ કદાચ એથી યે ઓછું હશે. આવી સ્થિતિમાં આ વિષયના નિષ્ણાન્ત વિચારકો માટે કશું ય આશ્વાસન હોય તો એટલું જ કે પૂર્વમાં શુદ્ધ ધર્માનુભવ એટલે

આત્મસાક્ષાત્કાર જેમને થયો છે તેવા પુરુષો ઉત્પન્ન થતા મટ્યા નથી; અને પશ્ચિમે જડ પદાર્થોના પ્રકૃતિવિજ્ઞાનમાં જ ઊંડે ઊંડે જતાં ત્યાં રહેલ એવી ચૈતન્યશક્તિનો સ્વીકાર કર્યો છે જે પદાર્થનું જડત્વ અદશ્ય કરી, એનાં સૂક્ષ્મ પ્રાણતત્ત્વરૂપે જ છતાં સક્રિયપણે વિલસે છે.

૨. પ્રારબ્ધ કે પુરુષાર્થ ?

પશ્ચિમી દુનિયાના કુટિલ નીતિવિશારદ મહાચાણક્ય મેકિયાવેલીનું નામ આમ તો બહુ વાયડું ગણાય પણ તેનું એક મન્તવ્ય હમણાં એક ઇંગ્લિશ ત્રૈમાસિકમાં ('પોલિટિકલ કવાર્ટર્લી' માર્ચ–જુન ૧૯૪૮) વાંચવામાં આવ્યું તે આપણા જેવા હાડોહાડ પ્રારબ્ધવાદીઓએ તો ખાસ સમજી લેવા જેવું છે. પ્રારબ્ધવાદમાં પોતે માનવા તરફ ઢળે છે તો પણ (એ નયશાસ્ત્રનો વિચારક કહે છે) આપણી ઇચ્છાશક્તિ બુઝાઈ જાય નહિ માટે એમ કહેવું એ ખરું છે કે પ્રારબ્ધ તો આપણાં કાર્યોના માત્ર અર્ધા ભાગનું શાસક છે અને તેનો સામનો આપણે જ્યાં જ્યાં કરતાં નથી ત્યાં જ તે ફતેહમંદ થતું હોય છે; તે ત્યાં જ વધારે અંશે તો સફળ થાય છે જ્યાં તેના ધસમસતા પૂરને રોકવા આપણે બંધ બાંધ્યા હોતા નથી કે બારે આડચો ઊભી કરી હોતી નથી, એવે સ્થળે-એવા અરક્ષિત ભાગને દૈવ પોતાના કોપાગ્નિ વડે જીવનને પ્રજાળે છે; બાકીનું અર્ધભાગે તો આપણા હાથમાં ગણાય.

બંગાળનો દુકાળ માનવસર્જિત હતો કે નહિ? હિંદને ખંડિત થતું નેતાઓ અટકાવી શક્યા હોત કે નહિ? સરકારે ગાંધીજીનું રક્ષણ પૂરેપૂરું કર્યું હોત તો તે હજી યે શું હયાત ન હોત? આવા મોટા તેમ સર્વ નાના પ્રશ્નોને અંગે ઉપલી દૃષ્ટિ ધ્યાનમાં રાખીએ તો ભાવિ જીવનમાં આપણે જડાત્મા દૈવવાદીઓ ડગલે પગલે ને ઢગલે થતા અટકીએ કે નહિ એ વિચારવા જેવું છે.

અહીં એ પણ યાદ આવે છે કે અમુક ઘટના વિધિનિર્માણ છે એમ જાણવા છતાં એને નિવારવાનો પ્રયત્ન કરીએ તો એ પ્રયત્ન (બાહ્ય દૃષ્ટિએ નિષ્ફળ જવા છતાં) આત્મવિકાસમાં સહાયભૂત થાય છે એમ શ્રી-અરવિન્દે એમંગ ધ ગ્રેટ'માંના છેલ્લાં પૃષ્ઠોમાંના પોતાના એક પત્રમાં કહ્યું છે.

૩. સ્થૂલાતીતને માનો

એ જ ત્રૈમાસિક-અંકમાં આલ્ફ્રેડ વેબરકૃત (એ જાણીતા જર્મન સમાજશાસ્ત્રી ને ફિલસૂફ મૅક્સ વેબરના ભાઈ થાય) 'ફેરવેલ ટુ યુરોપી-

અને હિસ્ટરી ઑર ધ ક્રૂરેસ્ટ ઑફ નિહિલિઝમ'નું અવલોકન છે. ગયાં હજારેક વર્ષના યુરોપી ઇતિહાસને આધુનિક જર્મનીના વિનાશકારી ઉચ્છેદનવાદીઓએ કેવી રીતે પોતાના જીવનમાંથી વિદાય આપી દીધી છે, તે એ ઇતિહાસકાળમાં કવિઓ વિચારકો કલાકારોએ કરેલા પ્રદાનની સમીક્ષા દ્વારા સરસ રીતે વર્ણવ્યું છે. એ સમીક્ષા આપણો રસવિષય તો એ માટે બનવી જોઇએ કે કર્તાના મૂલભૂત ધ્યેયો ('આઇડીઆઝ',માંનો એક એ છે કે માનવે પોતાની શુભંભાવિ નિયતિ સિદ્ધ કરવી હોય તો તેણે જડ સૃષ્ટિની પારનાં સ્થૂલાતીત ('ટ્રાન્સેંડેંટલ') બળોને માન આપતાં શીખવું પડશે. આ દૃષ્ટિએ એ ગ્રન્થમાં મધ્યકાલના ધાર્મિક કલહો તથા ફ્રેંચ વિપ્લવના લાભાલાભ વિચારાયા છે અને એમ પણ કહ્યું છે કે એ બળોના સૂક્ષ્મ સન્દેશ જર્મનોએ છેક અવગણ્યા તો બીજી પ્રજાઓએ તેમને મુકાબલે થોડાક તો સુણ્યા. તેથી જ બીજી પ્રજાઓ હજી જેવી તેવી પણ, શુભના વિજયાર્થે પ્રયાસરત, જીવતી રહી છે. વળી, નીત્શેશાઇ 'સુપરમેન'-વાદનો વિરોધ કરવા ઉપરાંત, આધ્યાત્મિકતાપૂર્વક સક્રિય હોય તેવા એક શ્રેષ્ઠજનવર્ગ(elite)ની આવશ્યકતા સૂચવી છે. એ લેખકના અભિપ્રાય અનુસાર, ખુદ જર્મન પ્રજા લગીની સર્વ પ્રજાઓમાં એવી એકતા ને સ્વતંત્રતા આપવી જોઇશે જેનાં મૂળ ઇન્દ્રિયાતીત સૃષ્ટિમાં રોપાયલાં હોય, જ્યાંથી જ તે પ્રેરણા પામતી હોય સકળ પોતાના વ્યાવહારિક જીવન માટે અને તેથી રાજકીય જીવન માટે પણ.

### ૪. ધર્મ અને ભૌતિક વિજ્ઞાન

તા. ૩૧-૧-૧૯૪૭: આ વિષયની-એ બંને પરસ્પર વિરુદ્ધ હોવાની ચર્ચા ઘણી વાર થાય છે પણ એ યુરપ તથા ખ્રિસ્તી ધર્મને અંગે જ વિશેષ પ્રસ્તુત છે એવું ચાલુ (તા. ૨૫-૧-૪૭ના) 'ઇન્ડિયન સોશ્યલ રીફોર્મર'માં રજૂ થયું છે. તે કહે છે (પં નહેરુના સાયન્સ કોંગ્રેસમાંનાં ધર્મ વિ. વિજ્ઞાનનાં 'મિડ-વિક્ટોરિયન' વચનોને અંગે) કે મધ્યકાલમાં ગૅલિલિઓ સામેના પોપના તથા ઓગણીસમી સદીમાં, બાઇબલમાંના સૃષ્ટિ-ઉત્પત્તિ-પ્રકરણની ચર્ચા વખતે પણ ખ્રિસ્તી-ધર્મ-પ્રચારકોના વિવાદ પૂરતો આ બાબતનો વિચાર થવો જોઇએ. એને મળતો વિવાદ ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદની એના અનુયાયીઓની ગેરસમજ વગેરેમાંથી ઊભો થયો પણ એ સમર્થ વિજ્ઞાનશાસ્ત્રીએ તો 'ઑરિજિન ઑફ સ્પીશીસ' (૧૮૫૯)

એ તેના જીવશાસ્ત્રવિષયક ગ્રન્થમણિની છેલ્લી કંડિકામાં જગતના સ્રષ્ટાને આ મહિમાગાયક વાક્યદ્વારા અર્ધ્ય અર્પ્યો છે:

There is grandeur in this view of life, with its several powers, having been originally breathed in by the Creator in a few forms or into one. And that, while this planet has gone cycling on according to the fixed laws of gravity, from so simple a beginning, endless forms, most beautiful, most wonderful, have been and are being evolved.

### ૫. મહાન કલાનો નૈતિક પ્રભાવ

સાહિત્ય કે કલાની સર્જક કૃતિ જાતે જ એક પ્રકારની ફિલસૂફી છે. એવી કૃતિના તત્ત્વરૂપ ધ્યેયને ('આઇડીઆ'ને) તમે તત્ત્વજ્ઞાનની ભાષામાં (in terms) મૂકી શકો નહિ કેમ કે કૃતિનું રૂપ, એની રીતિ, એના ભાવો–આ સઘળું જાતે જ એનો ધ્યેય છે. આ વિષયમાં, એવું બનતું નથી હોતું કે કલ્પનાશક્તિના દુશ્મન તરીકે અપૂર્ણભાવી ફિલસૂફી સંગ્રામ ખેલતી હોય; ખરી વાત એ છે કે કલાકૃતિને, નિયમ તરીકે, નૈતિક યા તો તત્ત્વજ્ઞાનીય નેમ હોતી નથી અને છે એ કે (ગ્યોએટેએ કહ્યા મુજબ) મહાન કલા હમેશાં નૈતિક પ્રભાવ પાડવાની, જો કે કલાકારનો એવો–નીતિપ્રભાવ પાડવાનો–ઉદ્દેશ હોતો નથી. ('Great art will always have a moral effect, but that is not the purpose of of the artist'.) કલાકાર પોતાની કૃતિ દ્વારા વાચક, શ્રોતા કે પ્રેક્ષકમાં જે અનુભાવ ('રીસ્પોન્સ') ઉત્પન્ન કરે તે નૈતિક, સૂક્ષ્મભાવી સમતોલતા એનામાં આણે કે ન આણે–આ બેમાંનું શું બને છે એ જ મુદ્દાની વાત છે. વર્ડ્સ્વર્થ પ્રકૃતિ વિશે જે અનુભવતા તે કહ્યા પરત્વે અનુભવી શકાય. વસન્તભર્યા વનમાંથી વહી આવતી લહર એના ચિત્તને એટલું વિરલપણે સમતોલ તથા ઉન્નત કરતી કે તે નૈતિક સત્ત્વોનાં સંવેદન ઝીલવે વિશેષ ગ્રહણધારણશીલ બનતા. કલાકૃતિ એ રીતે એવો જ પ્રભાવ–આપણી ચિત્તવૃત્તિ પર પણ આ અર્થમાં, મહાન કલા હમેશ નૈતિક પ્રભાવ–પાડતી હોય છે. ('સ્પેક્ટેટર'ને આધારે: ૩–૧–૪૭)

### ૬. મૂર્તિ વિ. માનસિક ઉપાસના

તા. ૨૭–૨–૪૭: અ'હનવ આવાડિયાં પર જ્યારે વાંચ્યું કે ગુજરાતમાંના પ્રાર્થના-સમાજનું જે New Dispensation થવા સંભવ છે, તેમાં

એક વાત એ પણ હશે કે પ્રાચીન પદ્ધતિનાં મન્દિરોને—એટલે મૂર્તિપૂજાને—બદલે હવે ગુજરાતભરમાં કેવળ માનસિક ઉપાસનાનો પ્રચાર થવાનો, જેથી (કરી—જો કે આ ઉમેરો તો જ્યોતિર્ધારી એ માનનીય લેખકનો નથી પણ મારો છે—આપણામાંનો દરેક જણ (કે જણી) ઉપનિષદકાલીન ઋષિ કે ઋષિપણ ઝપાટાભેર બને—એ વાંચ્યું ત્યારનું મનમાં થયા કરતું'તું કે (સ્વ. ન્હાનાલાલકૃત 'ઉષા'માંનો મૂર્તિપૂજાનો સબળ પક્ષવાદ તો ધ્યાનમાં હતો જ, ઉપરાંત)—કે, અર્વાચીન હિંદુધર્મે અપનાવવા જેવું જેમાં ઘણું મળે છે તે, મદ્રાસ યુનિવર્સિટીવાળા પ્રો. ડી. એસ. શર્માકૃત 'ધ રેનેસાં ઑફ હિંદુઈઝમ'માં આ વિષય પર કેટલુંક મૂર્તિપૂજાના પક્ષનું છે તે શોધી કાઢીને આ પાને ટપકાવી રાખું. એ ગ્રન્થ ઉઘાડતાં જ આજે એનાં પૃ ૨૫૩-૫૪ મે જે નજરે ચઢેલું તેમાં મુખ્યત્વે આટલું છેઃ (૧) બંગાળનો બ્રાહ્મસમાજ જેને હિંદુ બૂતપરસ્તી કહે છે તેની વિરુદ્ધનાં એ સમાજનાં ટાળકાં કે કુથલી કે ટીંઝણુ [diatribes: આ અંગ્રેજી માટેના ત્રણે ગુજરાતી અંબાલાલકોશમાં છે, પણ ત્રીજાનો ચોક્કસ અર્થ શો? એ તો જોડણીકોશમાં ય નથી મળતો]—એ સર્વના સ્થાયી પ્રતિવાદ જેવા શ્રી રામકૃષ્ણ પરમહંસ હતા (૨) તેમને આત્મસાક્ષાત્કાર થયેલો તે એમની શ્રીદક્ષિણેશ્વર-મન્દિરમાંની મ તાજીની મૂર્તિથી ઉત્કટ ભક્તિને લીધે. એમના શિષ્ય સ્વામી વિવેકાનન્દે પણ મૂર્તિ- [નોંધ અધૂરી, કેમ કે પુસ્તક સૂરતમ'; (ભાવનગરઃ ૧૫-૫-૪૮)]

૭. નવી સમાજરચના વિશેના પૂર્ણયોગની દૃષ્ટિએ રચાયેલા 'ટોવર્ડ્ઝ એ ન્યુ સોસાયટી'ના એક અવલોકનમાંથી ('સો. વેલ્ફ.' ૨૦-૬-૪૭]: [૧] પરમાણુબંબ એ માનવીએ જ પોતાનાં માત્ર બુદ્ધિ ને નીતિવાદમાંથી ઘડેલી પોતા વિરુદ્ધની એવી પ્રબળ ચેતવણી છે કે જડદ્રવ્યો, પ્રાણશક્તિ તથા મનસ્ કરતાં ઉચ્ચતર એવું અધ્યાત્મચેતનારૂપી દિવ્ય કરણ અર્થાત્ સાધન તે પોતામાં પ્રગટવા દેશે તો જ માત્ર માનવતાવાદથી પણ વધુ પ્રભાવી એવી જીવનની ફિલસૂફી તે પામશે, આચરી શકશે. એ પરમમાનવ હશે આવો: "the inheritor of the Life Divine who will refuse to be daunted by our present

limitations of death, desire and incapacity."...સાપ્તાહિકના એ જ અંકમાં રવીન્દ્રનાથ વિશે શિક્ષણાચાર્ય તરીકે જે લખાયું છે તેમાં પણ બાલમાનવોને આપવાના શિક્ષણમાં સ્વાતંત્ર્યનો ખરો પાયો આધ્યાત્મિક હોય એવું માનવજીવન જ સારાં મનુષ્ય નીપજાવે એમ કહ્યું છે.

૮. જિરહે ગંઝલ : ગઝલની પેલી બધી જિરહ યા જિકર અર્થાત્ ચર્ચાને ચાલના ઉત્તર હિંદના એક ઉર્દૂ શાયર સાથેના પ્રગટ થયેલા વાર્તાલાપ (પ્રજાબન્ધુ: ૧૩-૭-૪૭) પછી મળવા લાગી છે. એ કવિ જોશ મલીહાબાદી સામે મુંબાઇનું એક જાણીતું રંગીલું સાતવારિયું (પ્રા. વિષ્ણુપ્રસાદ સામે તેણે કરેલું તેમ) જેહાદ પોકારે છે કે કેમ એ તો જોવાનું રહ્યું. અહીં જે કહેવું છે તે તો, જોશસાહેબ સામે રજૂ થતો પક્ષ ઉર્દૂ અદબના સારા જાણકારને મુખેથી સાંભળ્યો છે, તેના મુદ્દા ટપકાવવા : [૧] તેમણે પોતે ગઝલો લખી છે. તે ક્યારે? પોતે 'શિખાઉ કવિ' હશે, ત્યારની મજાની એક 'ચાલણગાડી'ના પોતાના કવનકાળમાં જ કે હજી લખે છે? [૨] પોતે ઉર્દૂના પ્રગતિવાદી લેખક હોઈ, એ મંડળીની જેમ તેમણે ખંડ ખાતર ખંડના શોખમાં તણાઈને તો, ફાર્સી-ઉર્દૂની એ પરંપરાગત કાવ્યજાતિ ગઝલ સામે વિરોધ નથી આદર્યો ને? [૩] શિષ્ટમાન્ય શાયરો હાફિઝ તથા ગાલિબની ગઝલોને તો હરકોઈ પ્રજાના કવિતાભોગીઓ એમાંના સૌન્દર્ય ખાતર માણે છે, તો એ એમાંનાં 'શિખાઉપણાં' તથા 'કૃત્રિમતા' (જો હોય તો) છતાં હશે ને?

૯. અમ્રદપરસ્તી એટલે કિશોરભક્તિ કે સમનલિંગી પ્રેમની 'ફુલાન્ત' કવિતાળી શ સંજ્ઞાની ચર્ચામાં જેમને રસ હોય તેમણે 'વિશ્વભારતી'નો ૧૯૪૭નો ફેબ્રુ-એપ્રિલ અંક (પુ. ૧૨, ભા. ૪) જોઇ જોઇએ. એના પૃ. ૩૧૮-૨૦ પરનું 'સર્મદ શહીદ' એ લેખમાંનું કેટલુંક લખાણ વાંચતાં સમજાય છે કે ગ્રીકોએ તથા એમને અનુસરી ઇરાની સૂફી કવિઓએ (સર્મદ એવા એક કવિ હતા, શાહજાદા દારા શિકુહના સ્નેહી તથા પાલિત; તેથી, ૩૦૦ વર્ષ પર હયાત) આ પ્રેમપ્રકારને પોતાની કવિતામાં સ્થાન આપ્યું હતું. કવિ સર્મદને, પોતે ઇરાનથી સિંધ આવ્યા ત્યારે એના ઠઠ્ઠા શહેરમાં, ભગી ગયેલો ખૂબ રૂપાળો કિશોર નામે અભયચન્દ તેમનું એવું પ્રેમપાત્ર (જેમ પહેલો ને ચમત્તર્રી શિષ્ય પણ) બનેલો, સૂરીવાદના યોગ્ય પાલન માટે કર્યા હારણે અમ્રદપરસ્તી

આવશ્યક મનાય છે વગેરે પણ ( જેમ એ કવિના જીવનકવન વિશે જાણવાજોગ કેટલુંક ) એ લેખમાં વીગતવાર આપ્યું છે.

૧૦. હિરોશિમાઃ પરમાણુઓંબની Anno Bombini નામે નવી વર્ષગણના કદી અમલમાં આવે તો એના પહેલા ૭ માસનાં નામ તો કદાચ આ પડશેઃ ટોશિકો, ફુજી, નાકામુગ, ફલીનસોર્જ, સસાકી તથા ટેનીમોટો. અર્થ ? એ જપાની શબ્દોના અર્થ જાણે મારી બલા. મેં તો એ છએ વિશેષનામો ઊંચક્યાં છે નવા ગતિ–પ્રકાશ' 'હિરોશિમા' માંથી. ( કર્તાઃ જોન હર્સી–Cum નિરુ દેસાઈ; ) એ બદનસીબ નગરમાં એ ૭ એ શહેરી એનાં સૌથી પ્રસિદ્ધ શહીદ પણ ખરાં, તેથી એમની યાદગીરીમાં મહિનાઓને નામ ઉપલી રીતે આપવાં હોય તો અપાય; બીજા ૭ નાગાસાકીમાં જીવતા રહેલાંનાં મેળવાય. એ વાર્તાનું મૂળ અંગ્રેજી કોઈક સામયિકમાં જોયેલું. એનો મુખ્ય ગુણ એ જણાય છે કે લાગણી ઉશ્કેરવાના રજમાત્ર પ્રયાસ વિના વૃતાન્તનિવેદન એવી સંયમી છતાં તાદશ ઢબે લેખક કર્યે ગયા છે કે વીરત્વ ને વૈર્યભાર્યા, ભૂત દયાવન્ત તથા કારુણ્યસર પ્રસંગો મનોનયન આગળ સાકાર કરવા આપણે કલ્પનાશક્તિને બરાબર સજગ રાખવી પડે છે. એટલું કરીએ એટલે એ શબ્દસાક્ષાત્કૃત 'ગજબનાક અનુભવ'ની ઝાંખી આ સહજસુન્દર, ઉચિતરૂઢિપ્રયોગી, ઊંડી અસર કરતા ભાષાન્તરમાં સ્પષ્ટ રૂપે થાય છે.

૧૧. જગતસાહિત્ય; સત્યાગ્રહ

તા. ૭–૭–૪૭ઃ 'ટાઈમ્સ લિટ. સપ્લી.'ના ૭મી જુનના અંકમાંના સાહિત્યસ્વામી ગોએટે તથા આત્માર્થી આલ્ડસ હક્સલી વિશેના સમાલોચનાલેખોમાંથીઃ (૧) જગત–સાહિત્ય એટલે જગતના સાહિત્યગ્રન્થોનો સંગ્રહ નહિ તેમ જગતના ગ્રન્થમણિઓનાં માત્ર ભાષાન્તરો (જો કે એનું યે આમાં વાહનલેખે સ્થાન તો ખરું ) નહિ. તે તો એ બંનેથી કાંઈક વિશેષ જીવન્ત વસ્તુ સૂચવે છેઃ "World-literature is the conversation among the nations, their spiritual participation in one another, a reciprocal give and take of intellectual goods, a mutual furthering and supplementing in matters of the mind." –

(૨) ભૌતિક વિજ્ઞાન, સ્વાતંત્ર્ય તથા શાન્તિના ચિન્તક હક્સ્લીના મતેઃ કોઈ દાક્તર જાણીતી ને ગુણકારી દવા વિશે કહેતો હોય તેવી શ્રદ્ધાથી સત્યાગ્રહરૂપી ઔષધની ભલામણ હવેના યુરપવિજયના પ્રયાસ વિરુદ્ધ એ વાપરવા કહેનાર હક્સ્લી એમ પણ સૂચવે છે કે પૂર્વ કરતાં પશ્ચિમની સામાજિક શિસ્તને ટેવાયલી પ્રજાઓ માટે એ અહિંસક આયુધ અધિક યોગ્યતાપૂર્ણ છે. પણ સમાલોચક ભિન્ન મત આપતાં જનસ્વભાવના વધારે વાસ્તવદર્શી વિચારક તરીકે કહે છે કેઃ [૧] આખા ને આખા સમાજો કાંઈ શહીદ તરીકે વર્તવા તૈયાર થાય નહિ. [૨] મનુષ્યસ્વભાવ ખ્રિસ્તી માન્યતાનુસાર ખરાબ છે, મૂળતઃ, માટે સ્થૂળ બળ વિનાની નૈતિક દૃઢતા કદી શત્રુનો હૃદયપલટો કરવાની નહિ અને સત્યાગ્રહી જીતી શકવાનો નહિ. [૩] પ્રજાઓ એકબીજી સામે સૂઝે છે તે, દરેક પોતે જીતશે એવું માની લઈને જ; માટે લાંબું ચાલનાર નિઃશસ્ત્ર પ્રતીકારથી પણ (કહેવાય છે તેમ) જાનમાલની હાનિ બંને પક્ષ શસ્ત્રધારી હોય ને થાય, એનાથી ઓછી થવાની નહિ. [૪] હારનાર સત્યાગ્રહીઓ પર જે માઠી નૈતિક અસર થાય, તે પણ તેમણે શસ્ત્ર ધર્યાં હોત ને થાત, એનાથી કમી નહિ હોય. [૫] ગતયુદ્ધોના અનુભવથી શાણી માણસજાત વધુ આગળ જીવતી રહેતી નથી; તે તો જે સ્વયંપ્રકાશ છે તેને શોધી કાઢવાની પોતાની શક્તિને લીધે જીવવું ચાલુ રાખતી હોય છે.

૧૨ **ઉચ્ચતર ઔદાર્યભાવ**: તદ્દન યથાર્થ આ પદ ગણાય કે નહિ, પણ જેને 'હાયર લિબરેલિઝમ' (અને તે માત્ર રાજ્યકારી નહિ, સમગ્ર જીવનલક્ષી 'ઉદારમતવાદ' કહીએ) તેનું ગુજરાતી એમાં સમાવવાનો યત્ન છે. એ સૂત્રનું 'લિબરલો' તથા 'પ્રોગ્રેસિવો' યુરોપઅમેરિકામાં નિષ્ફળ ગયાનું નિરૂપતા અવલોકનલેખ પરથી (ટા. લિટ. સપ. ૨૧-૬-'૪૭). સાર શ એનો આટલો: ગયાં સો-દોઢસો વર્ષના એ ઉદારો તથા (આ સદીના) પ્રગતિવાદીઓ નિષ્ફળ ગયા કેમ કે તેમણે રાજ્યપ્રકરણને પ્રકૃતિવિજ્ઞાનની જેમ સાર્વત્રિક મહાનિયમોને વશ માની લીધું; જાતે અ-બુદ્ધિવાદી એવો કેવલસત્તાવાદ જીવનમાં તાત્કાલિક કે અસ્થાયી તત્ત્વ છે એમ પણ માની લેવાયું; એવી માન્યતા પણ (કંઈ ખાસ કારણ વિના) સ્વીકારાઈ કે ઉપયોગિતાનું બુદ્ધિવાદી (જો કે નીતિપ્રવણ) ધોરણ આખરે ઉપરકથ્યા સત્તાવાદનો પરાભવ કરશે. ... ૧૯મી સદીમાં પ્રવર્તતું હતું તે હિંદમાંના બ્રિટિશ રાજાતંત્રને, એ બહુધા 'લિબરેલિઝમ'ના શુભ

અંશવાળું હોવાથી બ્રાહ્મણ રાજ્યતંત્ર (જાણમાં, પ્રા. ઠાકોરના એક લખાણમાં) કહેવામાં આવ્યું છે એ એના કાળે એનું કામ કરી ગયું, જેટલે અંશે તેમાં ઉપસ્યા ત્રિવિધ દોષ, તેટલી હાનિ પણ તે કરતું ગયું. પરન્તુ હવેના આ તેમ જ અન્ય દેશોના જીવનમાં ઉચ્ચતર બ્રાહ્મણભાવ (હમણાંના વ્યવહારોમાં તો અ-આવે જ આગળ પડી આવતો) ન પ્રવર્તવો જોઈએ? એનાં ખાસ લક્ષણો તે —[ નોંધ અધૂરી ]

## ૧૩. સંકીર્ણ વિચારમાળા

તા. ૬-૧૦-૪૭: સપ્ટેંબરના 'આર્યન પાથ'ના વાચન પછીઃ (૧) પૃ. ૪૦૬: ઇતિહાસની ફિલસૂફીના મહાવિદ્વાન ટોયન્બી માણસજાતની મોટી ભૂલો એ અભ્યાસમાં જોતા છતાં જીવન સંબન્ધી આશાવાદી હોઇ, તેમણે એ વિષયના અર્વાચીન ભગીરથ જેવું કાર્ય ઇતિહાસનો મહાગ્રન્થ રચીને કર્યું. એ ની સામે મૂકો આ હકીકત કે ગુજરાતમાં બનાવટી ઇતિહાસને આધારે નવલો રચવાનો ધંધો ધીકતો રહે છે-ઉપરાંત હમણાં લગી સુધીર હતા તે સુશિક્ષિતો પણ સમકાલીન અધીરતાના માર્યા, ઇતિહાસમાં કાંઇ ખરું લખાતું જ નથી, એક પક્ષ બી નને 'છોલ્યા' જ કરતો હોય છે. પ્રત્યેક પોતાની મોટાઈ ગાય છે વગેરે બોલે છે. આવાં છીછરાં માનસ, સંસ્કારીઓ પણ પૃથગ્જનોની વાદેવાદે વિચારહીન અશાસ્ત્રીય બની ગયાનું પરિણામ નહિ હોય? (૨) પૃ ૪૧૦: જીવનભરના એક શેક્સપીરિયન રસિક પંડિત 'ધ ક્રાઉન ઓફ લાઇફ'માં (પ્રદાન જીવનમુક્ર છે એવી પ્રતીતિથી,) એ કવિ સંબન્ધી લખતાં કહે છેઃ

Poetic language is itself an incarnation, not a transcription of thought; it is a seizing on truth beyond the writer's personal thinking through submission to the object. *S*uch submission conditions the deepest self-realisation, since what normally passes for thought is merely a cheap currency drawn from and touching the mental centres only; and in its terms no deeply-felt subjective emotion or knowledge can be handed on.

આજના ભારતીય વિવેચકોમાંથી કેટલા સાહિત્યનું આવું તત્ત્વદર્શી

નિરૂપણ કરવે સમર્થ હશે ? (૩) સ્વ. આનન્દકુમાર સ્વામીના છેલ્લા પુસ્તક 'એમ આઈ માઈ બ્રધર્સ કીપર ?' પરથી સ્પષ્ટ સમજાય છે કે તે અક્ષરજ્ઞાનના પ્રચારમાં અન્ધશ્રદ્ધા ન રાખવી એમ કહે છે; પૌરસ્ત્ય દેશોમાં ઘણી ખરાબ પાશ્ચાત્ય અસરો થઈ હોઈ તે દેશો પશ્ચિમના હરીફ થવા લાયક પણ બન્યા છે પરન્તુ પાશ્ચાત્યોએ જે સહકાર કરવાનો છે તે તો પૂર્વદેશીય પ્રજાઓમાંની તે પ્રવૃત્તિઓ સાથે જે માત્ર રોટલો રળવામાં જીવન પર્યાપ્ત થતું માનતી નથી, જીવન કે મરણથી ડરતી નથી, જે હજી પ્રાણવન્ત શક્તિરૂપ હોઈ, પશ્ચિમી પ્રજાઓએ તે પ્રવૃત્તિનાં આન્દોલનોની સાહાય્ય પામવા કર લંબાવવો જોઈએ. ૪. પૃ ૪૨૩: વર્ષો પહેલાં મૅક્સમ્યુલરે પણ ઉદ્બોધન કર્યા પ્રમાણે, પાશ્ચાત્ય દેશોની ગ્રીક-રોમન-યહુદી પ્રેરણામાં હવે આર્યાવર્તની આર્ય પ્રેરણા આન્તરજીવનની પરિપૂર્ણતા માટે આવશ્યક છે.

૬૪. અવતારણા

[નીચેની નોંધમાં જે કાવ્યનો આછો જ પરિચય છે તેનું 'સુન્દરમ્'કૃત ભાષાન્તર નવેંબર ૧૯૪૭ના 'દક્ષિણા'માં છે; ત્યાંથી જ ઉપલું મથાળું લીધું છે. આ નોંધ ભાષાન્તર પહેલાંની છે.-વિ.]

તા ૨૪-૧૧-૪૬: આજે એવડો સુયોગ છેઃ પ્રબોધિની એકાદશી તથા નવેંબરની ચોવીસમી તારીખ. ૧૯૨૬ની આ તારીખે શ્રીઅરવિન્દને દિવ્ય ચેતનાના અવતરણની અનુભૂતિ થઈ હતી. તેમની કાવ્યસંહિતાના બીજા ગ્રન્થમાં લગભગ છેવટ (પૃ. ૩૬૮) આ વિષયનું જે સપ્તશ્લોકી અદ્ભુતરમ્ય કાવ્ય છે તેમાંના પહેલામાં મહાસાગરમાં ઉદ્ભવતા પ્રબળ ઊર્મિઓ સમોવડ ઊઠતા દિવ્યજ્યોતિના દેહાત્માને ભરતા ઊર્મિઓથી દેહના કોશમાત્ર કેવાં અલૌકિક રોમહર્ષણનો અનુભવ કરાવે છે એ સૂચવી, બીજાત્રીજા શ્લોકમાં એ આલેખન આગળ વધે છેઃ

Rigid, stone-like, fixed like a hill or statue,
Vast my body feels and upbears the world's weight;
Dire the large descent of the Godhead enters
Limbs that are mortal.

Voiceless, thronged, Infinity crowds upon me;
Presses down a power of glory eternal;
Mind and heart grow one with the cosmic wideness;
stilled are earth's murmurs.

ગ્રીક કવિતામાં વપરાતા પદ્યબન્ધ સૅફિક્સમાં થયેલી એ રચનાના ચોથા શ્લોકમાં અનિર્વાચ્યનાં પ્રજ્વલિત ભવનોમાંથી ચીલઝડપી વીજળી પેરે અવતરતા અનુભવાતા પ્રજ્ઞાનનું, એવા દૈવી વિચારરાશિનું નિજાત્માને વિષે ભભૂકતાં એ લોકોત્તર તત્ત્વોનું વર્ણન છે; અને બાકીના ત્રણમાં,—જેમાંનો છેલ્લો નીચે ટાંક્યો છે—વિરાટના વિશ્વાન્તર્ગત ગહન સંગીતલયના ભવ્યતમ આરોહઅવરોહનું, તેજોબલ તથા આનન્દનું, અમરજ્ઞાનનું નિદર્શન પણ કરાવ્યું છેઃ

Mind and heart and body, one harp of being,
Cry that anthem, finding the notes eternal,
Light and might and bliss and immortal wisdom
Clasping for ever.

આ વિષય હાથમાં છે તેટલામાં જ એપ્રિલ ૧૯૪૭ના 'ઍડવેંટ'-માંથી શ્રીઅરવિન્દનાં આ પ્રેરક એટલાં જ વ્યવહારક્ષમ વચન અહીં ઉતારવાં યોગ્ય ગણાશેઃ

It is the lesson of life that always in the world everything fails a man—only the Divine does not fail him, if he turns entirely to the Divine. It is not because there is something bad in you that blows fall on you—blows fall on all human beings because they are full of desire for things that cannot last and they lose them or, even if they get, it brings disappointment and cannot satisfy them. To turn to the Divine is the only truth in life.

## ૨૫. વિવેકાનન્દમાંથી

તા. ૨-૨-૧૯૪૮: ગૂટી. એ સ્ટેશન ક્યાં આવ્યું? મુંબાઈથી મદ્રાસ જતાં એ આવે. એનું કિતાબઘર હતું તો અમારા ડબાની સામે જ, પણ મારે જોઈતી નાની શી ચોપડી એક પરથી જોઈ ટ્રેન ઊપડવાને વખતે જ. જેવી જોઈ તેવો જ દોડ્યો ને એ આઠ આનામાં લીધી, નામે Thus spake Vivekananda.

ગઈ પચીસમી માર્ચનો પોંડિચેરી જતી વખતનો એ નાનો બનાવ આજે બેસતે વર્ષે સાંભરે છે એ સારું કે આજના કામકાજની (વ્યવસ્થા

અંગેની લાંબીલાંબી સૂચનાઓ પત્રમાં ચીતરવાની ) શરૂઆત કર્યા પહેલાં એ પ્રેરક પુસ્તિકામાંથી કાંઈક વાંચ્યું હતું. 'રંટ્રેંગ્થ' નામના પહેલા જ વિભાગમાં ( પૃ. ૧૩ ) આ બે કંડિકા છે.

If a man with an ideal makes a thousand mistakes, I am sure that the man without an ideal makes fifty thousand. Therefore, it is better to have an ideal.

Oh, if only you knew yourselves! You are souls, you are Gods. If ever I feel like blaspheming, it is when I call you man.

બંને અવતરણ આપણા ચારિત્ર-ઘડતર માટે કેટલાં સરસ નીવડે તેવાં છે. પહેલું દરેક ભાવનાવીરને ધરપત આપે તેવું; બીજું રૂઢિમસ્ત શુષ્ક નીતિબોધને બદલે અધ્યાત્મમાં જ મનુષ્યજીવનનાં મૂળ કેટલા ઉદ્‌બોધક શબ્દોમાં નાંખે છે.

૧૬. જૂના-નવા શબ્દોઃ–(૧) સ્વ આચાર્ય આનન્દશંકર ધ્રુવના નવા સંગ્રહ 'વિચારમાધુરી'માં પરીક્ષાના 'પેપર' જેને હવે પ્રશ્નપત્ર કહીએ છીએ તેને માટે 'પ્રશ્નમાલા' યોજાયો છે; એ પ્રચલિત થવો કોણ જાણે. (૨) અંગ્રેજીમાં 'પેપર'ના બીજા વિશિષ્ટ અર્થો કયા? (ક) 'સ્ટાર' સાપ્તાહિકમાંની પોતાની નિબન્ધિકાને 'આલ્ફા ઑફ ધ પ્લાઉ'એ 'પેપર' કહી છે. (ખ) જે વિદ્વત્પરિષદો હજી પ્રચારિયા મેળા નથી બની તેમાં વંચાતા 'નિબન્ધ' એ ખરી રીતે નિશ્ચયથી બાંધેલા સુઘડ લેખો ઘણી વાર નથી હોતા; એને માટે ડૉ. કાન્તિલાલ છ પંડ્યાએ યોજેલો સાંભરે છે એ 'નિવેદનપત્ર' ખોટો નથી. (૩) પણ 'આવેદનપત્ર' એટલે? અરજી વગેરેનાં 'ફારમ' માટે એ જાણુમાં મરાઠીમાં પહેલો વાંચેલો; ગુજરાતીમાં તો ક્યાંક 'બોધપત્ર' પણ વપરાવા માંડ્યો છે. (૪) પ્રશ્નપત્ર'નું પ્રતિરૂપ 'ઉત્તરપત્ર' બરાબર કે એક વિદ્વાનના પત્રવ્યવહારમાં જ પહેલો વાંચ્યો તે 'જવાબવહી' જેવું સારો? (૫) મરાઠી તથા હિંદીની કેટલી–કેટલી અસર હિતાવહ, આવશ્યક લેખે સ્વીકાર્ય? એ ભાષાઓને આધારે 'કુટુંબ' કે 'કુળ'ના અર્થમાં 'ઘરાણું' ('હ. જ. બન્ધુઃ' ૨૭–૭–૪૭) કે પછી જુનનઃ 'રેખા'માં ક્યાંક છે તે કાર્યાલયના અર્થવાળો 'દફતર' જરા ય જરૂરના છે? આ ઘરાણું-ણું' તથા 'દફતર'ના આજ લગીના સ્વતંત્ર, ઉપલાથી ભિન્ન અર્થો ગુજરાતી છે એની સાથે ગેરાળો નથી થતો?

# કાવ્યમન્દિર

## પ્રકૃતિ

માલકોંસ

મન્દાકિનીતીરે ચલે ગોરી ધીરે ધીરે
શિરપેં ગગરી ધરી ભરી બ્રહ્માનીરે....મન્દા.

પદતાલે પ્રગટીને ફોરે પુષ્પમંજરી
ઝાંઝરના ઝંકારે માં રણકે સૃષ્ટિમંજરી
કુંકુમને પગલે ચલે ગોરી ધીરે ધીરે....મન્દા.

જ્યોતિફૂલે મઢયાં ઊડે નભચીર ગરવાં
પ્રલંબ છવાયે વિશ્વે પાલવચન્દરવા
છબીને છાવરતી ચલે ગોરી ધીરે ધીરે....મન્દા.

પાસ ચલે; પરે ચલે, છુપી ચલે, છતી ચલે,
આંતર્ભોવી અભ્યરમણા વિરાટે વિલોલ છલે
નવરૂપે નિત્યે ચલે ગોરી ધીરે ધીરે....મન્દા.

નિષ્કલંકી, નિત્યનુવા, નિશિગંન્ધા યામિની
પારાવારે પરવરે દ્યુતિભર દામિની
સંસારભામિની ચલે ગોરી ધીરે ધીરે....મન્દા.

આનન્દ

# The Hound of Heaven

I fled Him, down the nights and down the days;
I fled Him, down the arches of the years;
I fled Him, down the labyrinthine ways
Of my own mind; and in the mist os tears
I hid from Him, and under running laughter.
Up vistaed hopes I sped;
And shot, precipitated,
Adown Titanic glooms of chasmed fears
From those strong Feet that followed, followed after.
But with unhurrying chase,
And unperturbed pace,
Deliberate speed, majestic instancy,
They beat—and a Voice beat
More instant than the Feet—
'All things betray thee, who betrayest Me.'

I pleaded, outlaw-wise,
By many a hearted casement, curtained red,

# દિવ્ય વ્યાધ

અહો એ ચરણો મારી પૂંઠળે આવતા ગયા,
અને હું ભાગતો એથી દૂર ને દૂર હા પળ્યો!

નિશાનિશાઓ દિનના દિનો અને
વર્ષોતણી વીંધિત વીથિઓને
દોડ્યે ગયો હું મુજ ચિત્તકેરાં
કાન્તારના ક્લિષ્ટ પથે અટંતો,
અશ્રુતણાં ધુમ્મસ ધૂંધળાં વિષે
વા હાસ્યની મર્મરતી સરિત્-તટે,
આશાતણી રમ્ય પ્રલંબ કુંજમાં
કે ભીતિનાં ભીષણ અંધ કોતરે
થતો થતો હું અહ ભાગતો રહ્યો;

પરંતુ પદ એ અથંભગતિ પૂંઠ ઝાલી રહ્યા,
પ્રશાંત સ્થિરવેગ ભવ્ય દ્રઢતાથી વાધી રહ્યા,
અને સ્વર પ્રચંડ ભવ્યતર એક રેલી રહ્યો:
'મને તું તરછોડતો, સહુ તને ય તરછોડશે.'

ને દીન નિર્વાસિત શો ભમું હું,
ઔદાર્યનાં ઉન્નત રમ્ય હર્મ્યનાં
કુસુંભી વાતાયનને નિહાળતો
યાચી રહું આશ્રય આર્ત ચિત્તે.

ને કોક આછી ઉઘડે અટારી ત્યાં

Trellised with intertwining charities;
( For, though I knew His love Who followed
Yet was I sore adread
Lest, having Him, I must have naught beside. )
But, if one little casement parted wide,
The gust of His approach would clash it to;
Fear wist not to evade, as love wist to pursue
Across the margent of the world I fled,
And troubled the gold gateways of the stars,
Smiting for shelter on their clanged bars;
Fretted to dulcet jars
And silvern chatter the pale ports o' the moon.
I said to Dawn; Be sudden-to Eve; Be soon;
With thy young skiey blossoms heap me over
From this tremendous Lover—
Float thy vague veil about me, lest He see !
I tempted all His servitors, but to find
My own betrayal in their constancy,
In faith to Him their fickleness to me,
Their traitorous trueness, and their loyal deceit,
To all swift things for swiftness did I sue;
Clung to the whistling mane of every wind.
But whether they swept, smoothly fleet,
The long savannahs of the blue;

ઝંઝાની એની ઝપટો ફરી વળે!
ભડાક ભીડે સહુ બારીબારણાં.
હું બીહુ છું એ મુજ પૂંઠ વાધતા

પ્રેમીતણો પ્રેમ કશો મહા! અરે,
પરંતુ મારું ભયભીત અંતર!
એ તો ધ્રૂજે, પ્રીતમ આ મળે, અને
મળે પછી અન્ય ન કૈં મને તો?
ન આત્મરક્ષાતણું જ્ઞાન ભીતિને,
ને શી કળા સ્નેહ કને શિકારની!

ને હું ધપ્યો આગળ જીર્ણ ભૂમિથી,
પૃથ્વીતણા પ્રાન્તરને વટાવતો;
તારાતણાં સોનલ દ્વાર ઠોકતો,
શશીતણાં પાણ્ડુર પ્રાંગણોમાં
હું આશ્રયાર્થે મુજ ટ્હેલ નાખતો,
ભમ્યો ભમ્યો ક્રન્દનપૂર્ણ હૈયે.

સંધ્યા-ઉષાને વિનવીઃ અરે, મને
ઢાંકી લિયો કો નિજ નીલ અંચલે,
રક્ષા દિયો આ મુજ ચણ્ડ પ્રેમીથી!

પરંતુ કો ના મુજ સાદ એ સુણે.
એ તો બધાં કિંકર એ નૃપાલનાં:
આરાધનારાં મુજ ઉગ્ર શત્રુને,
એનાં મહા ભક્ત, વિરક્ત હું પ્રતિ,
એના પ્રતિ પ્રેમ જ, દ્રોહ હું પ્રતિ!

ને વેગવંતાં સહુ સત્ત્વ પાસ મેં
પ્રવેશ યાચ્યા, મહી કેશવાળ હું
પ્રત્યેક વાયુતણી ધૂમતો પળ્યો
વિસ્તીર્ણ એ નીલમ વ્યોમને પરે.

Or whether, Thunder-driven,
They clanged his chariot 'thwart a heaven,
Plashy with flying lightnings round
the spurnm o' their feet:—
Fear wist not to evade as Love wist to pursue,
Still with unhurrying chase,
*And unperturbed pace,*
Deliberate speed, majestic instancy,
Came on the following Feet
And a *Voice above their beat*—
'Naught shelters thee, who wilt not shelter Me.'

I sought no more that after which I strayed
*In face or man or maid;*
ut still within the little children's eyes
Seems something, something that replies,
*They* at least are for me, surely for me!
I turned me to them very wistfully;
But just as their young eyes grew sudden fair
With dawning answers there,
Their angel plucked them from me by the hair.
'Come then, ye other children, Nature's-share
With me' (said I) 'your delicate fellowship;
Let me greet you lip to lip,
Let me twine with you caresses,
Wantoning
With our Lady-Mother's vagrant *tresses,*
Banqueting

કે હું ચઢ્યો તે રથ માતરિશ્વનો,
ભેદી ધસ્યો વાદળનાં દળો વા,
ઉછાળતો વિદ્યુતના ફુવારા
ચક્રોતણા ચંક્રમણે ભમી રહ્યો.

ન કિંતુ રક્ષાંતણું ભાન ભીતિને,
ને શી કળા સ્નેહ કને શિકારની!

અને ચરણ એ અથંભંગતિ પૂંઠ ઝાલી રહ્યા,
પ્રશાંત સ્થિરવેગ ભવ્ય દૃઢતાથી વાધી રહ્યા,
અને સ્વર પ્રચંડ એક પડકાર રેલી રહ્યો.
'ન આશ્રય મને તું દે, નવ તું પામશે આશ્રય.'

સંકેલી લીધી મુજ ખોજ મેં પછી
દરિદ્ર આ મનવછેરી-સૃષ્ટિથી.
તો યે મને આ શિશુનેત્રમાં ઘડી
નિહાળી લેવા ઉર આશ જન્મી.

ને હું વળ્યો આતુર નેત્ર એ પ્રતિ,
ને એમનાં ચક્ષુ હસ્યાં ય હું પ્રતિ,
પરંતુ ત્યાં તો ક્રૂર કો કઠોરની
આજ્ઞા હરી ગૈ મુખદીપ્તિ એમની.

'ભલે, ભલે, તો શિશુ હે નિસર્ગનાં!
યાચું તમારો મૃદુ સંગ.' હું વદ્યો;
'ફરે ફરો મેળવીએ, સુખે સુખ,
વિશ્વંભરાના ઘન કુન્તલો સહે
રમીશું, એની નભનીલ પીઠે
મહા મરુત મંદિરમાં વિરાજતાં,
આરોગશું આસવ કૈં અનામય
ભાનુતણા ભર્ગથકી છલંતા.'

With her in her wind-walled palace,
Underneath her azured dais,
Quaffing, as your taintless way is,
From a chalice
Lucent-weeping out of the dayspring.'
So it was done:
*I* in their delicate fellowship was one—
Drew the bolt of nature's secrecies
*I* knew all the swift importings
On the wilful face of skies;
I knew how the clouds arise
Spumed of the wild sea-snortings;
All that's born or dies
Rose and drooped with; made them shapers
Of mine own moods, or wailful or divine;
With them joyed and was bereaven
I was heavy with the even,
When she lit her glimmering tapers
Round the day's dead sanctities.
I laughed in the morning's eyes.
I triumphed and I suddened with all weather,
Heaven and I wept together,
And its sweet tears were salt with mortal mine:
Against the red throb of its sunset-heart
I laid my own to beat;
And share commingling heat;
But not by that, by that, was eased my
human smart.

મને મળ્યો બોજ સમસ્ત મેં ચક્યો,
હું એમનાં કોમળ ક્રીડને વહ્યો,
ખુલી ગયા અર્ગલ સૌ નિસર્ગના,
નિગૂઢતા નેત્ર ભરી નિહાળી મેં.

આકાશની ચંચલ નેત્રપલ્લવી
છાયાદ્યુતિની તરલા લહી બધી,
સમુદ્રથી ઉત્થિત મત્ત ફેનિલ
આરોહ મેં અબ્ધિનણા નિહાળ્યા.

મેં જન્મ લીધા સહુ જન્મતાં સહ
મેં મૃત્યુ પીધાં મૃત સર્વ સંગમાં,
હું વિશ્વની દિવ્ય-અદિવ્ય ઊર્મિને
અંકે ઢળ્યો સર્વપ્રપન્નભાવથી
તદ્રૂપ થૈ હર્ષી રહ્યો-રડી રહ્યો.

ઉષાતણાં નેત્ર શું નેત્ર મેળવી
હસી રહ્યો હું, રવિરાજ પૂંઠળે
વિલાપતી સાંધ્યની રક્ત પાંપણે
મેં યે ધરી પાંપણ રક્તભીની.

વિષાદમસ્તી પવનોની માણી મેં,
વ્યોમાંગનાને ભુજ લૈ ભુજામાં,
હું યે વિલાપ્યો, મુજ ક્ષાર અશ્રુને
એનાં મધુ અશ્રુની સંગ મેળવ્યાં,
સૂર્યાસ્તમાં સ્પંદનું હાર્દ એહનું
આરક્ત વર્ણે, મુજ હાર્દ ત્યાં ધરી
સાધી રહ્યો સંગમ સૌખ્યધામાં.

કિંતુ અરે વ્યર્થ બધું બધું ય હા!
ન તૃપ્ત મારું ઉર ક્યાં બની શક્યું.

In vain my tears were wet on Heaven's grey cheek,
For ah I we know not what each other says,
These things and I; in sound *i* speak-
*Their* sound is but their stir, they speak by silences.
Nature, poor stepdame, cannot slake my drouth;
Let her, if she would owe me,
Drop yon blue bosom-veil of sky, and show me
The breasts o' her tenderness:
Never did any milk of her once bless
My thirsting mouth.
Nigh and nigh draws the chase,
With unperturbed pace,
Deliberate speed, majestic instancy;
And past those noised feet,
A voice comes yet more fleet--
'Lo! naught contents thee, who content'st not Me.'

Naked I wait they love's uplifted stroke !
My harness piece by piece Thou hast hewn from me,
And smitten me to my knee;
I am defenceless utterly.
I slept, methinks, and woke,

And, slowly gazing, find me stripped in sleep.
In the rash lustihead of my young powers,

આકાશને રુક્ષ કપોલ મારાં
આંસુ બધાં આર્દ્ર ઢળ્યાં જ વ્યર્થ!

ખરે, અમારા ઉરની વ્યથાકથા
ઉદ્‌ગારવા વાણી ન કો અમારીઃ
હું ઉચ્ચરું વૈખરી, માત્ર મર્મરો
ઊઠી રહે એમની મૌનપૂર્ણ.

નિસર્ગ માતર્‌—અહ દીન સાવકી?
કશે છિપાવી મુજ તું તૃષા શકે?
તારો મને તું શિશુ સ્થાપવા ચહે,
તો તાહરાં ગુંઠન નીલ આ પરાં
કરી મને માર્દવવંત અંતર
દર્શાવી દે મા, તવ સ્તન્યપૂર્ણ!
મારે હજી કંઠ અગાધ શુષ્કતા,
ન બિંદુ તારા પયનું ત્યહીં પુગ્યું.

અને વધુ નજીક હા, વધુ નજીક આવ્યે ગયા
પ્રશાંત, સ્થિરવેગ, ભવ્યગતિ આક્રમંતા પદો,
અને અધિક ઉગ્ર એથી પડકાર ત્યાં આવતો;
'મને નવ તું તર્પતો, નવ તને ય કો તર્પશે.'

ને હું પ્રતીક્ષા તવ પ્રેમવજ્રના
પ્રપાતની દીન મને કરી રહું.
અહો મને તેં અસહાય શો કર્યો!
અંગાંગથી બખ્તર માહરું હર્યું,
ઢાળ્યો મને ઢીંચણિયે પ્રહારથી.
ને કોઈ નિદ્રા મુજને ગ્રસે શું,
જાગું, નિહાળું દૃગ ખોલીને શનૈઃ,
વિનષ્ટ મારું સહુ નીંદમાં બહુ.

I shook the pillaring hours
And pulled my life upon me; grimed with smears,
I stand amid the dust o' the mounded years—
My mangled youth lies dead beneath the heap.
My days have crackled and gone up in smoke,
Have puffed and burst as sun-starts on a stream,
Yea, faileth now even dream
The dreamer, and the lute the lutanist
Even the linked fantasies; in whose blossomy
twist
I swung the earth a trinket at my wrist,
Are yielding; cords of all too weak account
For earth with heavy griefs so overplussed.
Ah! is Thy love indeed
A weed, albeit an amaranthine weed,
Suffering no flowers except its own to mount?
Ah! must—

Designer Infinite!-
Ah! must Thou char the wood ere Thou canst
limn with it?
My freshness spent its wavering shower i' the dust;
And now my heart is as a broken fount,
When tear-drippings stagnate, spilt down ever
From the dank thoughts that shiver
Upon the sighful branches of my mind.

શી આંધીમાં યૌવનઅંધતાની
મેં કાળના સ્તંભ શું બાથ ભીડી,
ને માહરા જીવનકેરું મંદિર
મારે શિરે ભગ્ન કરી શું ઢાળ્યું,
વિનષ્ટ આયુષ્યની ધૂળના ઢગે
ખડો ખડો જોઉં હું: મારું યૌવન
કશું ત્યહાં હા કચડાયલું પડ્યું!
તૂટીફૂટી જીવનની પળો બધી
સરિત્પ્રવાહે જલ બુદ્બુદો સમી.

રે સ્વપ્નની યે નહિ શકયતા રહી,
ન બંસરીને ઉર ગીત કો રહ્યું.

મારા બધા રમ્ય તરંગ ચિત્તના
શમી ગયા, હા, દિન એ વહી ગયા—
ઉછાળતો પૃથ્વી સમસ્ત જ્યારે
મારા કરે પુષ્પતણો શું કંદુક
હું ટ્હેલતો ’તો મુજ સ્વપ્નસોણલે.
રે, સ્વપ્નના દુર્બળ તાર એ સૌ
આ દુઃખભારે કચડાતી ભૂમિનો
ક્યાંથી શકે ઝીલી પ્રચંડ ભાર!

અરે વિધાતા! તવ પ્રેમ થોર શો
ન અન્ય દે પાદપને જ જીવવા.
કહે ખરે, ભીષણ ઓ પ્રપંચી!
તું કાષ્ઠમાંથી તવ તૂલિકા રચે
તે પૂર્વ એને દહવું પડે શું?

મારી હવે જીર્ણવિશીર્ણ જિન્દગી,
એનાં ઢળ્યાં પુષ્પ સમસ્ત ધૂળમાં,
મારું હવે અંતર ભગ્ન ભાંડ શું,
નિઃશ્વાસઘેરી મુજ ચિત્તડાળીએ

Such is; what is to be ?
The pulp so bitter, how shall taste the rind ?
I dimly guess what Time in mists confounds;
Yet ever and anon a trumpet sounds
From the hid battlements of Eternity;
Those shaken mists a space unsettle, then
Round the half-glimpsed turrets slowly wash again.
But not ere him who summoneth
I first have seen, enwound
With glooming robes purpureal, cypress-crowned;
His name I know, and what his trumpet saith.
Whether man's heart or life it be which yields
Thee harvest, must Thy harvest-fields
Be dunged with rotten death ?
Now of that long pursuit
Comes on at hand the bruit;
That Voice is round me like a bursting sea:
'And is thy earth so marred,
Shattered in shard on shard ?
Lo, all things fly thee, for thou fliest Me !
Strange, piteous, futile thing !
Wherefore should any set thee love apart ?
Seeing none but I makes much of naught'
(He said),

કંપી રહ્યાં ક્લિન્ન - વિચારપુષ્પથી
સ્રવંત આંસુ ઝરણોં થીજતાં ઠરી.

રે, આ દશા ! જીવનકેરું ભાવિ આ ?
રે, ગર્ભ જેનો કટુ આટલો તો
કેવી હશે હા કટુ છાલ તેની ?
ને કલ્પું હું સ્વલ્પ, અગમ્ય ભાવિ જે
છુપાવતો કાળ શું ધુમ્મસે રહે.

સુણાય કો ભેર બજંતી દૂરથી
નિગૂઢ તે બૂરજથી અનંતના,
કંપી રહે ધુમ્મસ, વ્યોમ કૈં ખુલે,
અને મિનારા ઘડી દશ્ય - ત્યા બને
અદશ્ય પાછા, ત્યહીં ધુમ્મસો ઢળે.
ક્ષણાર્ધમાં કિંતુ હું એ નિહાળી લઉં–
ત્યાં ભેરીના વાદકકેરી આકૃતિ,
કુસુમ્બી એના ઝગકંત વસ્ત્રો,
શિરે લસે મંડિલ દીપ્ત તેજનું
પિછાનું એ વાદક ભેરીનો હું,
આદેશ એના મુજ અંતરે સ્ફુરે.

અહો, મહા કર્ષક ! માનવીના
હૈયા વિષે-જીવનક્ષેત્ર વિષે
તું વાવણી આદરતો, પરંતુ શું
ત્યાં મૃત્યુન ખાતર નાખવાં પડે ?

પ્રલંબ મૃગયાતણો રવ નજીક હાવાં સરે,
મને દશદિશાથી વીંટી જલધિ સમો ત્રાટકે:
"અરે જગત તાહરું શું શતધા બન્યું ખંડિત ?
નિહાળ, મુજને ત્યજે તું, ત્યજતાં તને તેથી સૌ.

'And human love needs human meriting,
How hast thou merited:
Of all man's clotted clay the dingiest clot ?

Alack, thou knowest not
How little worthy of any love thou art!

Whom wilt thou find to love ignoble thee,
Save Me, save only Me ?
All which I look from thee I did but take,
Not for thy harms,
But just that thou might'st seek it in My arms.
All which thy child's mistake
Fancies as lost, I have stored for thee at home:
Rise, clasp My hand, and come!'
Halts by me that footfall:
Is my gloom, after all,
Shade of His hand, outstretched caressingly ?
'Ah fondest, blindest, weakest,
I am He Whom thou seekest!
Thou dravest love from thee, who dravest Me.'

FRANCIS THOMPSON

અરે, અરે, દીન પદાર્થ બાપડા !
શાને તને કોઈ ચહે વિશેષ, કહે.’
વદી રહ્યો એઃ ‘જગમાંહિ એક હું
સહસ્ર આપી શકું શલ્ય રચનમાં.
મનુષ્યનો પ્રેમ ચહે છ મૂલ્ય
મનુષ્યના પ્રેમતણું, અને તેં
શું ચૂકવ્યું મૂલ્ય ? અપાત્ર તું કશો
કો પ્રેમનો પે, નહિ ભાન કૈં તને !
તારા સમા ક્ષુદ્ર પદાર્થને જગે
મારા વિના કો ચહનારું ના, નહિ !

મેં છે હર્યું વિત્ત સમસ્ત તારું,
ન સંઘરોમાં તુજને રિઝાવવા,
મારા ઉછંગે તુજને નિમંત્રવા.
તારું ગણે બાળક જેવું ચિત્ત જે
વિનષ્ટ, તે નષ્ટ નથી થયું કશું,
ભંડાર મારે સહુ તે સુસંચિત.
લે ઊઠ, મારો કર લે અહીં હવે !’

અને મુજ સમીપ આવી પદઘોષ એ થંભતા.
ખરે તિમિર માહરું—પ્રણયભાવથી એહના
પ્રસારિત થયેલ શું કરતણી જ છાયા હતી ?

‘અરે અરે, દુર્બળ, દીન, મૂઢ !
તું જેહને શોધત તેજ છું હું.
[illegible] પરિત્યજત તું મને પ્રણયને ત્યજી તું રહે.’

૨૬-૪-૪૭ સુન્દરમ

## ઘડો અને આકાશ

: શુલબ્ધી :

ઘડો કહે : 'પ્રચંડ શક્તિ માહરી.
હું વ્યોમની અસીમતા લઉં હરી;
વિભુત્વનું ય કાળજું વિદારતો,
ખંડ એ અખંડનો ઉરે હું ધારતો.'
હસન્તું વ્યોમ : 'મારી વિશ્વવ્યાપિતા,
કદી ય નષ્ટ થાય ના. અહો વૃથાપ્રલાપિતા !
સમાવું અન્તરે હું તાહરા સમા
સહસ્ર–લક્ષ–કોટિ. ના મને કશી તમા.
તમે સહુ તૂટો ફૂટો ફરી ઘડાવ કાળના બળે,
અસીમતા પરન્તુ લેશમાત્ર મારી ના કદી ટળે.
ભૂમિનું તું મૂઢ બાળ !
નેણ ખોલીને નિહાળ.
તારી માતના પિતામહે ઘડ્યું સ્વરૂપ તાહરું,
તેતણા પિતાતણો ય છું પિતા* કહું ખરું.'
અસીમતા સમાય શું સસીમમાં,
કે પછી સસીમ રૂહે અસીમમાં ?

રજનીકાન્ત મોદી

## વિશ્વગાયકને

તું સિન્ધુ છો મહાગાનનો, મેં સાંભળ્યું કાને;
તું સતત મસ્ત રહંત તારા અનવરત ગાને. તું૦
તું મંદ મંદ મધુર રવ શું ગાય કો જાણે;
તુજ નિરતિશય આનન્દ કારણ કોણ કહે જાણે ! તું૦
જગનદ પ્રપાત વધે તદા તવ રવ ડૂબે શાને ?
ને મન્દ નંદનો શોર થ્યે તવ રવ વધે શાને ! તું૦

---

* ઘડાની માતા મૃત્તિકા, ભૂમિ. એ ભૂમિના પિતામહ તેજ વડે એ ઘડાનું સ્વરૂપ ઘડાયું છે. એ તેજનો પિતા વાયુ અને તેને પિતા આકાશ. પૃથિવી–જળ–તેજ–વાયુ–આકાશ એ પંચમહાભૂત ઉપરથી આ ખ્યાલ લીધો છે.

મને આવડે એક ગીત તે કદી તું સુણી જાને;
ને મેળવી લઇ ગીતમાં કૃતકૃત્ય કરી જાને. તું૦
પૂછવું અને કહેવું અને જોવું બધું શાને;
તું તો અનાહત નાદ છો મુજ ઉર છલકા ને. તું૦
તું સતત મસ્ત રહંત તારા અનવરત ગાને,
તું સિન્ધુ છો મહાગાનનો, મેં સાંભળ્યું કાને. તું૦

ભગવાનલાલ લ. માંકડ

## શ્રીઅરવિન્દને

મને હતું હે અરવિન્દ ! કે તમે,
બતાવશો કેવલ માર્ગ નવ્ય;
ને પંથ શું પાય મૂકી જતા અમે,
બજાવશું આતમ કેરું બીન.
ને દિવ્યતાના રસસ્વાદ ચાખતા,
નિત્યે પ્રકાશી જગમાં અમે જશું;
આનંદના મંગલ દિવ્યતાભર્યો,
અનુભવો નિત્ય અમે કરીશું.

કિન્તુ બન્યું, હે ઋષિરાજ ! દિવ્ય
ધાર્યો થકીએ; અમમાં પછી તો
કો ચેતના દિવ્ય પ્રશાંત જાગી,
આ આપના સ્નેહલ સૌમ્ય સૂરે;
ને આતમ આજે રસચેતનાનો,
બની ગયો એક પ્રવાહ ધન્ય.

હરીન્દ્ર દવે

## ઝરણી

ઝરણી ચાલી જાય.
અજાણી ઝરણી ચાલી જાય.
મંદ મંદ અંતરનાં ગીતો
મંદ હલકથી ગાય,
મૌન નીરવતામાં ઉરભીને
મંજુલતા છલકાય. ઝરણી૦

દૂર દૂરથી કુંઅર કેરાં
સ્મરણાંઓ ઉભરાય,
આધેના સાગરના અંતર
ઘુઘવાટાઓ થાય. ઝરણી૦
વન, વન, મીઠી મહક ભભકતી
મંજરીઓ મલકાય
પત્થર પત્થર આજ પ્રણયનાં
ગીત ગુલાબી ગાય. ઝરણી૦
યુગ યુગ વીતે જનમજનમની
આંધી ઘોર છવાય,
એ આંધીની પાર આંખને
નવલાં તેજ ભળાય. ઝરણી૦
તેજ તણી શ્રદ્ધાએ એનું
જીવન પુલકિત થાય;
દૂર દૂરના સાગર પેરે
ઉર શ્રદ્ધાથી જાય. ઝરણી૦

હરીન્દ્ર દવે

## દુઃખની શાતા

આવ આવ મુજ દુઃખની શાતા,
આવ આવ સુખપવનપ્રવાતા;
આવ આવ મુજ દુઃખની શાતા,
આવ આવ મુજ ભાગ્યવિધાતા.
કંઇ નવ લખ શુભ વિધિનિર્માતા,
આવ આવ મુજ દુઃખની શાતા.
તું ભવજલતરણી વિખ્યાતા,
મુનિજનગણ તવ ગુણ નિત ગાતા
આવ આવ મુજ દુઃખની શાતા.
સંબોધું કહી દેવી લલિતા
કે મુજ જીવન કેરી કવિતા ?
આવ આવ સુખપવનપ્રવાતા,
આવ આવ મુજ દુઃખની શાતા.

ભગવાનલાલ લ. માંકડ

## પાપદંડ

: શુદ્ધબંકી :

નિભાવજે વિભો. મને કપુત્તને કદી એમ હું
લગાર યાચના કરું બની જ દીનહીન ના.
મુજ પાપદંડ થાય એમ હું સદા કહું;
પાપ માફ તું કરે મને ઉરે છ એ ન વાંછના.
ઉદાર ભાવ રાખીને દયા બતાવશે મને
તો ફરીશ પાપ હું વધુ અને વધુ જગે!
વિભો, કરું ન પ્રાર્થના ક્ષમા જ યાચતી કદી,
મુજ પાપદંડ થાય એમ હું રટું સદા વદી.
પ્રાર્થના મહીં ન યાચના કરું કદી તને.—
યાચનામહીં જ યાચતો રટું છ ભાવના
ફળો ઉરે જ જન્મતી અશુભશુભ જે ગણો.
—અને વિશુદ્ધ કયાં છ હાર્દની બધી જ ભાવના?—
વળી ન યાચતો ફલિત મુજ ભાવના તું કર,—
ઉરે ઊઠેલ અનેક આશને દયાળુ તું પૂર
સહીશ પાપદંડ હું ધરી જ મૌનભાવને,
પાપયોગ્ય દંડ તું મને દયા વિના જ આપને!

ભૂપેન્દ્ર ઠા. વકીલ

## સંવેદના

: ઉપજાતિ :

સંવેદના ભીષણ ચક્રમાંહે
પિલાય છો જીવનપુષ્પ મારું.
પિલાય ને જીવન અર્ક લાધે
તેથી બન્યું જીવન પૂર્ણ મારું.
ગુલાબનું અત્તર આપમેળે
આવે છ ક્યાં અત્તર રૂપ સંને!
એ પૂર્ણતાં અત્તની ધરે તે
પૂર્વે પિલાતું કંઈ યંત્રમાંહે.

ભૂપેન્દ્ર ઠા. વકીલ

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

### સ્વ. સર

# લલ્લુભાઈ શામળદાસ:

### : : માનવતાની મૂર્તિ : :

## પ્રકરણ પહેલું

સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ ગોઘાના વડનગરા નાગર. એમના મૂળ પુરુષ ગણાય છે શવદાસ એમને બે પુત્રો સોમજી અને સુરજી. જ્યારથી ગોઘા બંદર તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું ત્યારથી આ નાગરો ગોઘામાં વસતા હતા એમ જણાય છે તે જમાનામાં મુગલ સમ્રાટો। લશ્કરમાં અમલદાર તરીકે સોમજી અને સુરજી 'બંનેએ સારી કીર્તિ સંપાદન કરી હતી એમ ઇતિહાસ બોલે છે સુરજીને ત્રણ પુત્રો, જેમાંના સૌથી નાના પુત્ર કાનજીની પાંચમી પેઢીએ ગજ્જલદાસ થયા. ગજ્જલદાસને પાંચ પુત્રો. એમાંના એક પુત્ર તે રણછોડદાસ.

રણછોડદાસનો જન્મ ઇ. સ ૧૭૨૩માં ગોઘા બંદરે થયો, તે જ સમયે મહારાજા ભાવસિંહજી પહેલાએ ગોઘાથી ચૌદ માઇલ છેટે, સમુદ્ર-કિનારે ભાવનગર શહેર વસાવ્યું

ભાવસિંહજીનો જન્મ ૧૬૮૩માં અને તેઓ વીસ વર્ષની વયે, ૧૭૦૩ માં, શિહોરની ગાદીએ આવ્યા હતા અમુક સમય પછી અમદાવાદનો મુગલ બાદશાહનો સૂબો જમે ઉઘરાવવા આવ્યો, તે લાઠીના જીજીબાવા અને ગારીઆધારના નોંઘણજીને તેમ જ શિહોરના ભાવસિંહજીને, આંકડાના રૂપિયા ન ભરવાથી, નજરકેદ રાખીને ફરતો હતો. દસરાના દિવસનો પ્રસંગ લઇને ભાવસિંહજી ભારે કતલ મચાવી જીજીબાવા તથા નોંઘણજી સાથે તેની ફોજના હાથમાંથી છટકી ગયા. વસ્તુસ્થિતિનો વિચાર કરતાં મહારાજા ભાવસિંહજીને એમ થયું કે-શિહોર વધારે વખત શત્રુઓના હુમલાઓથી

બચી શકે એમ નથી. માટે સમુદ્ર પાસે રાજધાની રાખવી સારી. તે ઉપરાંત સૂરત અને ખંભાત જેવાં બંદરોની પેઠે પોતાનું ભાવનગર બંદર પણ આબાદાની ભોગવે એવો વિચાર પણ એમને આવ્યો હશે. આ હેતુથી, ઘોઘાથી સહેજ દૂર આવેલ વડવા ગામે પોતાનો મુકામ એમણે રાખ્યો અને ઇ. સ. ૧૭૨૩ માં, સંવત ૧૭૭૯ના વૈશાખ શુદિ ૩ ને દિવસે ભાવનગર શહેરનો પાયો નાખ્યો.

રણછોડદાસને પોતાની પહેલી પત્નીથી સખારામ નામે પુત્ર થયો. પોતે વીસ વર્ષના હતા તે વેળા એ પત્ની ગુજરી ગઈ અને શ્રીમંતાઇમાંથી ધીમે ધીમે એમને બારણે ગરીબી આવી. સામાજિક સ્થિતિમાં થયેલ પરિવર્તનથી રણછોડદાસ હિંમત હારી જાય કે કિસ્મત પાસે હાર કબૂલી લે એવું એમનું માનસ નહોતું. સર લલ્લુભાઈ કહેતા તેમ એઓ તો 'સિપાઈ નાગર' હતા. જિંદગીને હોડમાં મૂકી, ગમે તેવાં જોખમો ખેડવા તે તૈયાર હતા.

તે વેળા વડોદરામાં પિલાજી ગાયકવાડના મૃત્યુથી દામાજી બીજો ગાદીએ આવ્યો હતો. તેને નાગરો પ્રત્યે પક્ષપાત હતો અને તેમને પોતાના રાજ્યમાં દીવાની અને લશ્કરી બંને ખાતાંમાં મોટી મોટી નોકરીઓ પણ આપતો હતો એમ રણછોડદાસે સાંભળ્યું હતું. આથી એમણે વડોદરા જઈને પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કરી નાખ્યો.

એ પ્રમાણે રણછોડદાસ ઘોઘાથી વડોદરા જવા નીકળ્યા. એમની સાથે સેવકરામ દેસાઈ કરીને બીજા નાગર પણ હતા. વડોદરા જવાનો તેમનો માર્ગ, ભાવનગરથી ઉત્તરે ભાલમાં થઈને જતો હતો. તે વેળા ભાલ માત્ર ખારા પાણીથી ભરેલો, વૃક્ષવિહોણો નિર્જન પ્રદેશ હતો. ત્યાં માઇલો ને માઇલ સુધી મીઠા પાણીનો છાંટો ય મળે તેમ ન હતું. રણછોડદાસે અને સેવકરામે પોતાંની સાથે મીઠા પાણીના ચંબુ રાખ્યા હતા. એ નિર્જન ભૂમિમાં એમણે એક પુરુષ અને સ્ત્રીને લગભગ મૃત દશામાં જોયાં. રણછોડદાસે પોતાના ચંબુમાંથી પાણી પાઇને તેમને ટટાર કર્યાં અને પછી તેમને પોતાના ચંબુનું બધું પાણી આપી દીધું. આ વેળાસરની મદદ નહિ મળી હોત તો આ બે માનવી મરણ પામત એ વાત નિઃસંદેહ હતી. પેલાં બેએ પણ એ સમજીનેજ રણછોડદાસનો આભાર માન્યો અને તેમને અંતઃકરણપૂર્વક આશિષ આપ્યા. પેઢી દર પેઢી એમના કુળમાં સ્વર્ગ રેખાથી દૃષ્ટિગોચર થતી માનવતાનું આ પહેલું દૃષ્ટાંત

થોડા દિવસમાં બંને મુસાફરો વડોદરે પહોંચ્યા અને ત્યાં ભાણજી નામના નાગર અમલદાર જોડે સંપર્કમાં આવ્યા. ભાણજી રણછોડદાસની પેઠે જૂનાગઢથી ત્યાં આવ્યા હતા અને દામાજીના ખાસ સલાહકારમાંના એક થઇ પડ્યા હતા. એમની ભલામણુથી રણછોડદાસને દામાજીએ પોતાને ત્યાં રાખી લીધા. અલ્પ સમયમાં રણછોડદાસની ભલામણથી સેવકરામ દેસાઇને પણ ગાયકવાડે નોકરીમાં રાખી લીધા.

આ સેવકરામ દેસાઇના પિતા રાજારામ દેસાઇ દિલ્હીના બાદશાહ પસે પ્રસિદ્ધિ પામેલ છબિલારામ બહાદુરના[1] હાથ નીચે નોકરીમાં કસાયેલા હતા અને લડાઇઓમાં તેમના શરીર ઉપર એટલા બધા જખમોના ઘાવ હતા કે જેથી એ 'રાજારામ ઝાટકળ'ના નામથી જ ઓળખાતા.

રાજારામ મહારાજા ભાવસિંહના પૌત્ર મહારાજા વખતસિંહજીના સમયમાં થયેલ ચીતળની મશહૂર લડાઇમાં, આશરે ૧૮૦૬માં, ભાવનગરના તે સમયના કારભારી રૂપજી દેસાઇની સાથે હતા. વડોદરામાં રણછોડદાસ નિવૃત્ત થયા પછી પણ અમુક સમય સેવકરામ ત્યાં રહેલા અને અમરેલી પંચમહાલના દામનગર મહાલના મામલતદારની પદવી સુધી ચડેલા. ત્યારપછી એમણે ભાવનગરની નોકરી લીધેલી

થોડા વખતમાં ભાણજી રણછોડદાસના પુરુષાર્થ અને ચારિત્ર ઉપર ખુશ થઇ ગયા અને રણછોડદાસ તે વેળા વિધુર હતા એટલે ભાણજીએ પોતાની પુત્રી ચંદનકુંવરીને એમની જોડે પરણાવી. આ પત્નીથી એમને બે સંતાન થયાં—જીજીબાઇ અને પરમાણંદદાસ.

અમુક વર્ષ પછી ભાણજીએ સંન્યસ્ત સ્વીકાર્યું, તે વેળા રણછોડદાસે રાજીનામું આપ્યું પણ દામાજી ગાયકવાડે તે સ્વીકાર્યું નહિ. એમની ત્યાં ઉત્તરોત્તર પ્રગતિ થતી ગઇ અને ૧૭૬૨માં, જ્યારે દામાજીની સત્તા ગુજરાતમાં પેશ્વાઓ કરતાં પણ ચડતી હતી ત્યારે ગાયકવાડે રણછોડદાસને મુખ્ય દીવાનપદ આપવા માંડયું પણ તે એમણે ડહાપણ વાપરી લેવાની ના પાડી. ૧૭૬૮માં દામાજીનું મરણ થયું અને વડોદરા રાજ્યમાં અનેકવિધ ખટપટો થઇ પડી, ૧૭૭૮માં પુણેથી ફત્તેહસિંહરાવ આવ્યા તે પ્રસંગે રણછોડદાસે પોતાનું રાજીનામું આપી દીધું અને પોતે ગોઘા

1. એ વીર નરનું ચરિત્ર સયાજી સાહિત્યમાળામાં ભાવનગરના સમર્થ નાગર વિદ્વાન સ્વ. માનશંકર પીતાંબરદાસ મહેતાએ (તે સ્વ. સર લલ્લુભાઇના પણ પિતરના સંબંધી હતા) લખ્યું છે—તંત્રી

આવીને નિવૃત્ત થયા.

ગોઘા તે સમયે પેશ્વા અને ભાવનગર મહારાજાના સંયુક્ત તાબામાં હતું. ત્યાં રણછોડદાસે, સમુદ્રથી આઠ દસ મિનિટને રસ્તે, તળાવની પાસે કુચાદે મકાન બંધાવ્યું. સામે હાટકેશ્વરનું મંદિર છે. ત્યાં અન્ય નાગરોમાં ગૌરીશંકર ઉદયશંકર, ધરણીધરદાસ દેસાઇ, રતિલાલ માણેકલાલ વગેરેના વડવાઓના ઘર પણ છે અને ધરણીધરદાસ દેસાઇનાં કુટુંબજનો તો હજી પણ ત્યાં જાય-આવે છે. રણછોડદાસનું એ મકાન હાલમાં સર લલ્લુભાઈના મોટા ભાઈ સ્વ. વિઠ્ઠલદાસના પુત્ર ભાસ્કરરાવભાઈની માલિકીનું છે. ગોઘાથી ભાવનગર જતાં વચમાં એક મોટો વડ આવે છે. ત્યાં આગળ ૧૨૪૦ની આસપાસ ભાવનગરના મહારાજાના વડવા મુખડાજી ગોહેલ મરણ પામ્યા હતા એવી હકીકત છે.

ભાવસિંહજીના પુત્ર મહારાજા અખેરાજજી ૧૭૭૨માં મરણ પામ્યા એટલે એમના પુત્ર વખતસિંહજી ભાવનગરની ગાદીએ આવ્યા. એમને ભાવનગરને મોટું બનાવવાનો અભિલાષ હતો એટલે એમણે ગોઘામાં વસતા આગેવાન નાગરોને ભાવનગર આવી વસવાનું નિમંત્રણ આપ્યું. મહારાજાએ રાજ્યની નોકરીમાં પણ નાગરોને ઊંચા હોદ્દા આપવા માંડ્યા હતા એટલે નાગરોને એ નિમંત્રણ સ્વીકારવાની વધારે ઇચ્છા થઈ. એ પ્રમાણે રણછોડદાસે ૧૭૭૮-૮૦ની આસપાસ ભાવનગરમાં પણ ઘર બાંધ્યાં, ગોઘામાં એક બેંક કાઢી અને તેની શાખા ભાવનગર ખાતે રાખી.

ભાવનગર ખાતેનું એમનું મકાન નાગર પોળમાં, હિમજા માતાના મંદિરની બાજુમાં આવેલ છે. તેનાં બારણાં પશ્ચિમ દિશા ભણી પડે છે. મકાનને ભોંયતળિયું, પહેલો માળ, બીજો માળ અને તે ઉપર ત્રીજો માળ છે. મકાન વિશાળ જગ્યા રોકે છે અને તેની વચમાં મોટો ચોક પણ છે.

રણછોડદાસમાં રહેલ માનવતા, વફાદારી, શુભ નિષ્ઠા અને પ્રમાણિકપણાના ગુણોને સ્પષ્ટતર કરે એવો એક કિસ્સો ભાવનગરમાં બની ગયો હતો, તેની નિશાની આજ સુધી આ મકાનમાં છે.

વડોદરા ગાયકવાડે પોતાના લશ્કરમાં મરાઠા ઉપરાંત બીજા માણસોની ભરતી પણ ખૂબ કરી હતી. આમાં આરબો બહુ મોટી સંખ્યામાં હતા. એમની સંખ્યા કેટલી હશે એનો થોડોઘણો ખ્યાલ એટલા

ઉપરથી આવશે કે જ્યારે ૧૭૮૦માં જનરલ ગોડાર્ડે અમદાવાદ ઉપર હુમલો કર્યો ત્યારે ત્યાંની બરાકમાં ૭ હજાર જેટલા આરબ હતા!

આ આરબોના પગાર પણ મોટા હતા અને જાત વફાદાર છતાં ઉતાવળી રહી એટલે એમના હિસાબ-કિતાબ રાખવાનું કામ બહુ મુશ્કેલીભર્યું ગણાતું. રણછોડદાસ જ્યારે ગાયકવાડને ત્યાં હતા ત્યારે બીજાં કામ ઉપરાંત આરબોના હિસાબ-કિતાબ રાખવાનું પણ એ જ કરતા. તે વેળા આરબોના ઉપરી તરીકે એક જમાદાર અબુદ મશ્રાણી કરીને આરબ હતો.

૧૭૮૩ની સાલનો સમય. જમાદાર ગાયકવાડી નોકરીમાંથી નિવૃત્ત થઈને મક્કા જતો હતો. સાથે અનેક આરબો પણ હતા. ગોઘા બંદરેથી તે વખતે હજ કરવા બધા હાજીઓ જતા હતા એટલે જમાદાર પોતાના આરબો સાથે ગોઘા આવ્યો. રણછોડદાસે એ બધાનું સારું સ્વાગત કર્યું અને એમને ભાવનગર લઈ જઈને ત્યાં વખતસિંહજી મહારાજા સાથે એમની પિછાન પણ કરાવી.

એક વખતે બધા રણછોડદાસના ઘરના ચોકમાં બેઠા હતા ત્યાં અચાનક જમાદારે પોતાનું ખંજર કાઢ્યું અને આમથી તેમ વીંઝતાં એક થાંભલામાં ખોસ્યું. પાછું બહાર કાઢતાં સાથે લાકડાનો એક નાનો ટુકડો પણ એણે ખેંચી કાઢ્યો અને પછી તે ટુકડો એણે સૂંઘવા માંડ્યો. સ્વતંત્રમિજાજી આરબ જમાદારને ખંજર કાઢતાં અને તેને વીંઝતા જોઈને ત્યાં બેઠેલા ઘણાખરાનાં હાંજાં તો ગગડી ગયાં પણ રણછોડદાસ તો એમ ને એમ સ્થિર અને શાંત બેસી રહ્યા. જમાદાર જરા શાંત પડતાં રણછોડદાસે એને આવું વિચિત્ર જણાતું વર્તન કરવાનું કારણ પૂછ્યું. જમાદારે જવાબમાં કહ્યું: "હું વડોદરેથી ગોઘા આવતો હતો ત્યારે મને ઘણા હરામખોર તેજોદ્વેષીઓએ કહેલું કે રણછોડદાસજીએ ગાયકવાડ સરકાર કનેથી એટલું મારી ખાધું છે કે ભાવનગરમાં આવેલ એમના મકાનનાં થાંભલા સુખડના છે. એ વાત મેં માની નહોતી પણ તમે મને અહીં લઈ આવ્યા ત્યારે ખાતરી કરવાનો લોભ મારાથી જતો નહિ કરાયો. થાંભલામાં સુખડ નથી." આટલું બોલીને પોતાની પાસેની રકમમાંથી એણે એક મોટી રકમ રણછોડદાસ આગળ ધરી અને કહ્યું: "મેં તમારી પ્રામાણિકતા માટે આટલો પણ અવિશ્વાસ બતાવ્યો તે બદલ આ મારું પ્રાયશ્ચિત્ત આ રાખી લો. તમારા જેવા વિશ્વાસુ-વફાદાર અમલદારને ગાયકવાડ સર-

કારે જ એટલા પૈસા આપવા જોઈતા હતા કે તમે સુખડના થાંભલા કરી શકો."

રણછોડદાસે જમાદારને સમજાવીને પેલી રકમ પાછી આપી દીધી અને કહ્યું કે "હું સુખચેનથી રહી શકું એટલા પૈસા મારી પાસે છે અને મને વધારેની ઇચ્છા નથી." તે ઉપરાંત તે વેળા ભાવનગર સ્ટેટ સામે ખરિયા કોળીઓ ભારે ત્રાસ મચાવી રહ્યા હતા, ઝાંઝમેર, વાઘનગર અને મહુવા પચાવી પડ્યા હતા અને તળાજા જિલ્લાનાં ગામો લૂંટતા હતા તેમ જ ભાવનગર બંદરેથી જતા-આવતા માલને પણ નુકશાન પહોંચાડતા હતા તેમની સામે ભાવનગર રાજ્ય લડવાની તૈયારી કરતું હતું એટલે મહારાજાને કહીને જમાદાર પાસેથી ઘણા આરબોને સૈન્યમાં રખાવી લીધા. ભાવનગરના નાગરપોળમાં આવેલ મકાનના ચોકના એક થાંભલા ઉપર, પેલા જમાદારે ૧૭૮૩ની સાલમાં કરેલ ખંજરનો ઘા હજી એવો ને એવો જણાય છે. હાલમાં એ મકાન સ્વ. લલ્લુભાઈના ભત્રીજા સ્વ. ભૂપતરાયના દીકરા નન્નુભાઈના હાથમાં છે.

૧૭૯૬માં રણછોડદાસ, પહેલી પત્નીથી લાધારામ અને બીજી પત્નીથી જૂઠીબાઈ અને પરમાણંદદાસ એમ ત્રણ સંતાનો મૂકીને મૃત્યુ પામ્યા.

## પ્રકરણ બીજું

ઈ.સ. ૧૭૯૪માં, ગોઘા ખાતે પરમાનંદદાસનો જન્મ થયો. તે વેળા મહારાજા વખતસિંહજીએ કુંડલા જિલ્લો જીતી લીધો હતો અને કાઠીઓના વધતા જતા જોરને તોડી પાડવાની તૈયારી કરતા હતા. પરમાનંદદાસ બાળક હતા ત્યારે જ તેમનાં મા ગુજરી ગયાં અને એમના સાવકા મોટા ભાઈ લાધારામ જુદા રહેતા હતા એટલે બાળક પરમાનંદદાસને ઉછેરવાનો ભાર એમની મોટી બહેન જૂઠીબાઈએ ઉપાડી લીધો હતો. પરમાનંદદાસની બાલ્યાવસ્થામાં એમણે મા ગુમાવી. એમના પુત્ર શામળદાસ બાળક હતા ત્યારે એમની માતા મરણ પામી એમના પુત્ર લલ્લુભાઈએ પણ બાળપણમાં જ માતું સુખ ખોયું અને લલ્લુભાઈના નાના પુત્ર ગગનવિહારી પણ નાના હતા ત્યારે એમનાં માતા સત્યવતીએ દેહ છોડ્યો અને એમને ઉછેરવાનું કામ એમનાં બહેન સુમતિએ[1] કર્યું હતું એ પણ વિધિની કેક વિચિત્ર ઘટના જ કહેવાય!

જૂઠીબાઈ વેલજી મોટાભાઈ ઓઝાને પરણ્યાં હતાં અને તે જમાનાના

૧. 'ફોરણાં' અને 'કેટલીક નવલકથાઓ' ઇત્યાદિનાં લેખક-લેખી

પ્રમાણમાં ઘણાં કાબેલ હતાં. રાજ્યદ્વારી ખટપટો, ક્રાંતિ અને ખૂનામરકીથી ભર્યાં ભર્યાં વર્ષોમાં કેળવણીની સંસ્થાઓ નાબૂદ થઇ ગઇ હતી. બ્રિટિશ હકૂમત હજી બરાબર જામી ન હતી એટલે પરમાનંદદાસના સમયમાં કેળવણીની સ્થિતિ ઘણી ખરાબ હતી. મોટાં મોટાં શહેરોમાં એકાદ–બે શાળાઓ જોવામાં આવતી. ત્યાં ગુજરાતી અને ગણિત બહુ સારાં શિખવાતાં. પરમાનંદદાસે આવી એક શાળામાં ગુજરાતી અને ગણિતનું ઉચ્ચ પ્રકારનું જ્ઞાન સંપાદન કર્યું. તે ઉપરાંત, ઘેર ગોઘાના કાજી આવતા જેમણે એમને ફારસી ભાષામાં પારંગત કર્યા.

નવદસ વર્ષના હતા ત્યારે એમને ઉપનયન–સંસ્કાર કરવામાં આવ્યા અને ચૌદ વર્ષના થય ત્યારે ભાવનગરના દીવાન અને અતિ સુપ્રસિદ્ધ નાગરિક ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, સી. એસ. આઇના બીજાં બ્હેન રાજુબા સાથે પરણ્યા. એ લગ્નથી એમને ચાર પુત્રો થયાઃ બાપુભાઈ, પરભુદાસ, અમથાભાઈ અને શામળદાસ.

પરમાનંદદાસે યુવાવસ્થાથી જ કુશળ વહેપારી તરીકે અને દીર્ઘદૃષ્ટિ-વાળા કારભારી તરીકેના ગુણો દર્શાવવા માંડ્યા હતા. ધૈર્ય, દીર્ઘદૃષ્ટિ સમયસૂચકતા એ બધા ગુણોથી એમણે ટૂંક સમયમાં પોતાની કીર્તિ ચોમેર પ્રસરાવી દીધી. તે ઉપરાંત એમના પિતા તરફથી વારસામાં મળેલ ઊંડી માનવતા એમણે પોતાના હૃદયમાં પોષી અને વિકસાવી. સમય જતાં આ બધા ગુણો એમના નાના પુત્ર શામળદાસે ગ્રહણ કરી લીધા હતા.

ગોઘા તે વેળા બ્રિટિશ સત્તા નીચે આવી ગયું હતું અને પેશ્વાના રાજ્યઅમલ દરમિયાન ત્યાંનો વહેપાર પડી ભાંગ્યો હતો તેનો પુનરુદ્ધાર કરવા બ્રિટિશ સત્તાધારીઓ પોતાનાથી બનતું કરતા હતા તેમાં પરમાનંદદાસે પણ યથાશક્તિમતિ પોતાનો ફાળો આપ્યો. તેમની શરાફી પેઢી ગોઘામાં અને ભાવનગરમાં ધમધોકાર ચાલતી હતી.

ભાવનગરના તે સમયના મહારાજા વખતસિંહજી વૃદ્ધ થયા હતા. એથી એમણે રાજ્યકારભારનો લગભગ બધો વહીવટ પોતાના પાટવી વજેસિંહજીને સોંપ્યો હતો. વજેસિંહજીના કારભારનો માર્ગ ગુલાબનાં પુષ્પોથી આચ્છાદિત ન હતો. મરાઠાઓની ચાલુ લૂંટફાટ તો, વચ્ચે જતી. બ્રિટિશ સત્તાથી નાબૂદ થઇ હતી પણ એની ખરાબ અસર નષ્ટ નહોતી થઇ તેટલામાં ૧૮૧૧–૧૨ અને તે પછીનાં વર્ષોમાં પડેલ દુકાળે એ સ્થિતિ વધુ ગંભીર બનાવી દીધી. તે વખતે રાજ્યને ગોસાંઇઓ પાસેથી મોટી નાણાંની રકમો

લેવી પડતી અને તેના જામીન તરીકે ભાટો અને આરબો રહેતા. આ જામીનગીરીના દરજ્જાનો લાભ લઈને આ ત્રણુ પક્ષ રાજ્યને ખૂબ સતાવતા હતા. એથી કંટાળીને કુમાર વજેસિંહજીએ અવારનવાર પરમાનંદદાસની સલાહ લઈને આ ત્રણુ પક્ષની સાથેનો સંબંધ બંધ કરીને પરમાનંદદાસ અને એમના જેવા બીજા અમદાવાદના અને વડોદરાના શરાફો(બેંકરો)ની મદદ લેવા માંડી. લોનનો અમુક ભાગ રાજ્યનું, ખાનગી ખાતું આપતું અને બાકીનો ભાગ આ શરાફો કાઢતા તેના બદલામાં અમુક જિલ્લાની મહેસૂલ જુદી રાખવામાં આવતી જેમાંથી આ લોનો ભરપાઈ થયા કરતી.

ઈ. સ. ૧૮૧૬ માં વખતસિંહજીના મૃત્યુથી વજેસિંહજી ગાદીનશીન થયા અને તેમના આગ્રહથી પરમાનંદદાસે નાણુંખાતાના અને ખાસ કરીને રાજ્યના ખાનગીખાતાના કારભારી તરીકેનો હોદ્દો લેવાનું કબૂલ્યું. આ પ્રમાણે ૧૮૧૭–૧૮માં પરમાનંદદાસ ભાવનગર સ્ટેટના એક ખાતાના કારભારી થયા, તે વખતે મુખ્ય દીવાન રાજારામ ઝાટકળના પુત્ર સેવકરામ હતા.

મહારાજા વજેસિંહજીની મુસ્કેલીઓ વધતી જતી હતી. એક તરફથી ભાવનગર રાજ્ય તરફથી બ્રિટિશ સત્તાને રૂા. ૧૧, ૬૫૧ ની રકમ ખંડણી પેટે આપવી એમ ૧૮૦૪-૦૫ માં કર્નલ વૉકરે ઠરાવ્યું હતું તે વધારી–વધારીને ૧૮૧૬ માં રૂા. ૩૨, ૦૦૦ કરી દેવામાં આવી હતી અને પછી પણ વધારવાનો હક્ક પોતાને છે એમ ખેડા જિલ્લાના કલેકટરે ચોખ્ખું કહી દીધું હતું ભાવનગરના આગલા દીવાન રૂપજી દેસાઈ અને એના ભાઈ સોમજી દેસાઈને ભાવનગર રાજ્ય તરફ વફાદારી બતાવવાના ગુનહ માટે જ જાણે કરવામાં આવ્યું હોય તેમ ૧૮૦૬માં રૂપજી દેસાઈ મરણ પામ્યા ત્યાર કેડે તેમનું દેસાઈગીરીનું વતન લઈ લઈને તેમના કુટુંબના એક બાપેના સગાના નામ ઉપર ખેડાના કલેકટરે કરી આપ્યું હતું. વાઘનગરના અને મહુવાના ખારિયા કોળીઓનો ઉપદ્રવ પણ જેવોતેવો ન હતો. બીજી બાજુ કુંડલાના ખુમાણોની પણ ભારે પજવણી હતી. ગઢડાના ખાચર કાઠીએ તો સ્વામીનારાયણ પંથ સ્વીકારવાથી એના તરફનો ત્રાસ બંધ થયો હતો પણ તેના ગામોની સરહદ ઉપરના કાઠીઓનો જોર નરમ પડ્યો ન હતો. આવા સમયમાં ભાવનગર રાજ્યના એક કારભારી તરીકેનો હોદ્દો સ્વીકારવો તે સુખની સેજ નહોતી. છતાં પરમાનંદદાસે એ સ્વીકારવાની પોતાની ફરજ ગણી અને પોતે કારભારી થયા.

૧૮૧૬-૨૨ માં જોગીદાસ ખુમાણુ અને ત્યાર પછી ઠેઠ ૧૮૨૯ સુધી હાડા ખુમાણુ, એમના બહારવટાનો ત્રાસ ભાવનગર રાજ્યને હતો. ૧૮૩૬માં સાર્દુલ ખાશિયા અને ચાંપરાજ વાળાએ પાછું બહારવટું ખેલી અનેક રાજ્યોમાં ઉલ્કાપાત જગાવ્યો હતો. આ બધા પ્રસંગમાં પહેલાં મહેસૂલી ખાતાંના અને ખાનગી ખાતાંના કારભારી તરીકે અને ૧૮૨૮ પછી વડા કારભારી તરીકે પરમાનંદદાસે પ્રશંસનીય કાર્ય કર્યું હતું.

અમદાવાદના કલેક્ટર અને ભાવનગરના મહારાજા વચ્ચેની પરસ્પર અથડામણને પરિણામે એક વેળા એમણે મહારાજાની લાજ રાખવા અમદાવાદની તુરંગ પણ વેઠેલી

ખુમાણોના બહારવટાની શિક્ષારૂપે દીવાન પરમાનંદદાસે એમની પાસેથી કેટલાંક ગામો લઈ લીધાં અને એ રીતે દેશી રાજ્યો સામે કાવતરાં કરનારા ગરાસ-છીનવી લેવાનું પહેલું દૃષ્ટાંત પોલિટિકલ એજન્સીને ચોપડે ચઢયું, એનો યશ પણ એમને જાય છે તેજ પ્રમાણે રાજ્યમાં બહારવટાંથી કુંડલા અને બીજાં અનેક ગામો લગભગ ઉજડ થઈ ગયાં હતાં અને ખેડૂતો પાયમાલ થઇ ગયા હતા ત્યાં તેમણે ભાગબટાઈ રીતની જમાબંધી દાખલ કરી. પરિણામે ટૂંક સમયમાં એ બધાં ગામો પગભર થઈ ગયાં અને શેરડી તથા કપાસના પાક ખેડૂતોને અને રાજ્યને આબાદ કરવા લાગ્યા

૧૮૨૬માં મંજૂર થયેલ રૂા. ૩૨,૦૦૦ની પેશકશી ફૂકે અને ભૂસકે આગળ વધારવામાં આવતી જતી હતી. ૧૮૩૫-૩૬માં તે રકમ રૂા ૫૯,૦૦૦ની થઈ અને પછીને વર્ષે રૂા. ૬૩,૦૦૦ કરવામાં આવી. આ અન્યાયની સામે થઈને મહારાજાએ આ રકમ આપવાની અને ગણોતપટા ઉપર સહી કરવાની ના પાડી એટલે અમદાવાદના કલેક્ટરે તેઓ એમ નહિ કરે ત્યાં સુધી દરરોજના રૂા. ૩૦૦નો દંડ ઠરાવ્યો. ૧૮૩૮-૩૯માં મુંબઈ સરકારે વચમાં પડી રૂા. ૫૩,૦૦૦ની રકમ ઠેરવી આપી. આ પ્રમાણેની ગોઠવણુ ચાલ્યા કરતી હતી તેવામાં ૧૮૪૪માં એક્ટ નં. ૧૯થી મુંબઇ સરકારે 'ટાઉન ડ્યુટીઝ', કસબવેરા વગેરે જકાત બંધ કરી. પરિણામે ભાવનગર રાજ્યને ઘણું ભારે નુકસાન ગયું. મહારાજાએ વાર્ષિક રૂા ૫૩,૦૦૦ આપવા બંધ કર્યા અને વાત

૧. આ બધાં બહારવટાંનો ઇતિહાસ વીગતવાર જાણવાની જિજ્ઞાસા જેમને હોય તેમણે "ગૌરીશંકર ઉદયશંકર ઓઝા" (લેખકો: મ. ન. ત્રિવેદી તથા કૌશિકરામ વિ. મહેતા) તથા સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત સોરઠી બહારવટિયાના બંને ભાગ એ પુસ્તકો વાંચવાં.-ધ.

ચર્ચાએ ચઢી. આ વાતનું નિરાકરણ ૧૮૬૦ના ડિસેંબરની બાવીસમી તારીખે આવ્યું. મુંબઈ સરકારે ભાવનગર રાજ્યને આ સાયર વેરો બંધ કરવાથી થયેલ નુકસાની બદલ ૧૮૪૫ના જુલાઈથી ૧૮૬૧ના મે સુધીના ગણીને રૂ ૧૨,૨૧,૦૪૧-૧૩-૭ ચૂકવી આપ્યા.

દીવાન પરમાનંદદાસે ભાવનગર બંદરની આબાદી માટે પણ ખૂબ પ્રયાસો કર્યા હતા અને "વાજસુરવાળાનું વળાવું," નામથી જાણીતી જકાત વાજસુરવાળા ઊઘરાવતા હતા તે બંધ કરાવી રાજ્યનો "સિવિલ અને ક્રિમિનલ" અધિકાર બંધ હતો તેને માટે એમણે ૧૮૩૫-૩૭ના વર્ષમાં પ્રચંડ ઊહાપોહ કર્યો હતો અને સંખ્યાબંધ અરજીઓ કરી હતી જેનો સંતોષકારક નિકાલ ઠેઠ ૧૮૫૩માં ભાવનગર રાજ્યની તરફેણમાં આવ્યો હતો.

૧૮૪૫માં મહારાજાના પાટવી ભાવસિંહજી સિહોર ખાતે અચાનક મરણ પામ્યા એ તકનો લાભ લઈને, એક ધરમચંદ નામના આદમીએ અમદાવાદના મૅજિસ્ટ્રેટ આગળ તહોમત રજૂ કર્યું કે મહારાજા વજેસિંહજીના બે નાના કુંવરોએ એમને ઝેર દીધું છે. આ બાબતમાં પણ દીવાન પરમાનંદદાસે મૅજિસ્ટ્રેટની ખાતરી કરી આપી કે આ તહોમત માત્ર એક નીચ કાવતરું જ છે, ભાવસિંહજી સિહોરમાં પોતાની મા અને પત્નીઓ જોડે રહેતા હતા અને એમના બે ભાઈઓ વર્ષોથી એમને મળ્યા પણ નહોતા.

જુદા જુદા પક્ષની વ્યક્તિઓને અથડામણને લઈને ઊભા થયેલ કજિયા-પછી તે ડિરેક્ટરોની બોર્ડના હો કે ન્યાતના હો કે દેશના મહત્ત્વના રાજ્યદ્વારી પક્ષના હો-પતાવવા માટે ર૨. સર લલ્લુભાઈ બહુ જાણીતા હતા તે ગુણ એમના પ્રપિતામહ રણછોડદાસમાં મૂળે હતો અને ત્યાંથી પેઢી દર પેઢી વિકાસ પામતો લલ્લુભાઈમાં સંપૂર્ણતા પામ્યો હતો. એનું સુંદર ઉદાહરણ દીવાન પરમાનંદદાસના જીવનમાં બનેલ આ એક પ્રસંગ છેઃ

પરમાનંદદાસ અનેક સગાંસંબંધીઓને લઈને પ્રભાસપાટણની જાત્રાએ જતા હતા. વચમાં જૂનાગઢ આવતું હતું પણ તે સમયે જૂનાગઢની નાગરજ્ઞાતિમાં એક લગ્નથી ખળભળાટ મચી રહ્યો હતો. પ્રખ્યાત દીવાન અમરજીના ભાઈના પૌત્ર દીવાન લક્ષ્મીશંકરે એક પત્ની હયાત હોવા છતાં બીજી પત્ની કરી હતી. આથી ત્યાં બે પક્ષ પડી ગયા હતા અને લક્ષ્મીશંકર સામેનો પક્ષ રાજ્યમાં વગ ધરાવતો હતો. એટલે ગમે તે પ્રકારે તે પક્ષ લક્ષ્મીશંકરના પક્ષને સતાવતો હતો. પરમાનંદદાસે જૂનાગઢ મુકામ નહિ

રાખતાં પાસેના એક ગામડામાં રાખ્યો અને ત્યાંથી પછી, જૂનાગઢ ગયા વિના વનથળી જવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો. બંને પક્ષના નાગરોએ એમને બહુ વિનવ્યા પણ એમણે સ્પષ્ટ કહી દીધું કે જ્યાં સુધી બંને પક્ષ સમજૂતી કરી નહિ નાખે અને કશી પણ સજા વના લક્ષ્મીશંકરને ન્યાતમાં ગણે નહિ ત્યાં સુધી પોતે જૂનાગઢમાં પગ નહિ મૂકે ! આખરે આ દૃઢતાથી બંને પક્ષ વચ્ચે સમાધાન થયું. પરમાનંદદાસે જૂનાગઢ આવી જ્ઞાતિભોજન આપ્યું જેમાં સમસ્ત નાગરજ્ઞાતિએ ભાગ લીધો. એક પુરુષ ગમે તેવો પ્રતિભાશાળી હોય પણ એકલો બધું કાર્ય કરવાને અશક્ત જ બને છે અને એને અન્ય પુરુષોના સહકારની જરૂર પડે છે. એ પુરુષો યોગ્ય લાયકાતવાળા મળી આવે તો પેલા પ્રતિભાશાળી પુરુષોનો માર્ગ સરળ બને છે. પરમાણુંદદાસને સુભાગ્યથી યોગ્ય મદદગારો મળી ગયા હતા જેમાં મુખ્ય ગિરિજાશંકર કરુણાશંકર, ગૌરીશંકર ઉદયશંકર, સંતોકરામ સેવકરામ દેસાઈ, તુલસી બક્ષી, સવાઈલાલ સોમજી વગેરે હતા.

૧૮૪૭માં પરમાનંદદાસે પોતાની નાદુરસ્ત તબિયતને અંગે દીવાન તરીકેનું રાજીનામું આપ્યું. તે જ વર્ષમાં મહારાજાના ખાનગી મંત્રી અનુભવી ગિરિજાશંકર કરુણાશંકરનું મૃત્યુ થયું હતું એટલે મહારાજાએ ગૌરીશંકર ઉદયશંકરને મુખ્ય દીવાન નીમી તેમની સાથે સંયુક્ત દીવાન સંતોકરામ સેવકરામ દેસાઈને નીમ્યા. પરમાનંદદાસની નિવૃત્તાવસ્થા ઝાઝી ટકી નહિ અને ૧૮૫૦માં એમનું મૃત્યુ થયું. તેમના ઉદાર સ્વભાવ અને ખાનગી સખાવતોને લઈને તેઓ પોતાની પાછળ બહુ ઓછું ધન મૂકી ગયા. એમના મરણ પછી મહારાજાએ ચારે પુત્રોને ખૂબ આશ્વાસન આપ્યું હતું. પરમાનંદદાસના મોટા પુત્ર બાબુભાઈ એક કારભારી તરીકે કામ કરતા જ હતા. તેમના બીજા પુત્ર પરશુદાસને મહારાજાએ ભાવનગરના ફોજદારી અમીન બનાવ્યા. ત્રીજા પુત્ર અમથાભાઈને સારું પેનશન બાંધી આપ્યું અને ચોથા પુત્ર શામળદાસને એક બીજા કારભારીની પદવી આપવાની મહારાજે ઈચ્છા પ્રદર્શિત કરી પણ શામળદાસે તેનો આભાર સહ અસ્વીકાર કરવાથી એમને પોતાની પાસે રાખીને મુલકી દફતર સોંપ્યું.

પરમાનંદદાસ ફારસી ભાષાના ઘણા વિદ્વાન હતા અને એમના સરકાર ઉપર લખેલ કે પોલિટિકલ એજંટો ઉપર કે અમદાવાદના સત્તાવાળાઓ ઉપર લખેલ તુમારોની ભાષા-શિષ્ટ વર્ગમાં માન ઉત્પન્ન કરનાર થઈ પડી હતી. મહારાજ વજેસિંહજી પોતાના બધા રાજ્યના મહત્ત્વનાં તુમારો પરમાનંદદાસ પાસે જ તૈયાર કરાવતા હતા.

'સુન્દરમ'

# ફ્રાન્સિસ થૉમ્પસન

## 'દિવ્ય વ્યાધ'નો કવિ

ફ્રાન્સિસ થૉમ્પસન. જન્મ-મૃત્યુ: ૧૮૫૯–૧૯૦૭. ઇંગ્લેન્ડના પશ્ચિમ કિનારાના એક શહેરમાં જન્મ લઈ પોતાના દાક્તર પિતાને નિરાશ કરી ૨૬ વરસની વયે એ લંડન ચાલ્યો આવ્યો. પિતાએ એને માટે જે જે ધંધાઓ વિચાર્યાં, તે માટે શિક્ષણ આપ્યું એમાંનું એકે-પાદરીપણું, દાક્તરપણું કે લશ્કરી કામ—એની પ્રકૃતિને અનુકૂળ ન નીવડ્યું. પિતા અને પુત્ર બંને હતાશ થઈ ગયા. છવ્વીસ વર્ષનો થયો પણ હજી કોઈ ધંધે વળગી શક્યો નથી! પિતા ઉપર ક્યાં લગી બોજારૂપ રહેવું? ઘર છોડી ચાલી નીકળ્યો. લંડનમાં આવ્યો ત્યારે એના ગજવામાં એના બે પ્રિય લેખકોનાં માત્ર બે પુસ્તકો હતાં. પિતાએ જ્યારે એને ભણાવવાનો પ્રયાસ કર્યો ત્યારે શાળાનું ભણવાનું બાજુએ મૂકી એણે સાહિત્ય જ વાંચ્યા કર્યું હતું. દાક્તરી ભણતર માટેના શરીરશાસ્ત્ર કરતાં કવિતા તેને વધારે પસંદ હતી. લૅબોરેટરી કરતાં તેણે લાયબ્રેરીઓમાં વધારે કલાકો ગાળ્યા હતા. લંડન પહોંચતા સુધીમાં તો શરીર ઉપરનાં લૂગડાંલત્તાંમાંથી પણ ઠીકઠીક પ્રમાણમાં વેચી દીધું હતું.

એ મહા-રાજધાની એને માટે ફૂલની પથારી ન નીવડી. એના રસ્તાના કઠણ પથ્થરોના હૃદયનો જ એને સૌથી વધુ પરિચય થયો. કોઈ ધંધાની આવડત ન હતી. ઠરીને કામ કરે એવી એની પ્રકૃતિ ન હતી. કોઈ મિત્ર ન હતો. ભૂખ્યો ઊઠતો અને ભૂખ્યો સૂતો. સૂવાને માટે માથા ઉપર છાપરું મળે તો મહાભાગ્ય; નહિ તો બગીચાનો બાંકડો કે રેલ્વેનું ગરનાળું. ત્યાં રાતો વીતતી. ભૂખનું દુઃખ અફીણની ગોળીથી દાબી દેવાતું. પ્રખ્યાત ગ્રંથકાર ડી ક્વિન્સીના અભ્યાસમાંથી આ વિદ્યા તેણે મેળવી હતી! તેણે ઘણા

ધંધા કરી જોયા, જો એને ધંધા કહેવાય તો. દીવાસળીઓ વેચવી, બૂટ પૉલિશ કરવી, એવાં પુટકળ કામો, કે એકાદ બુકસેલરને ત્યાં મજૂરી-બુદ્ધિની નહિ પણ શરીરની-ચોપડીઓના કોથળા ભરબજારમાં ઊંચકી જવાના-એવું એવું તે કરતો રહ્યો. એકાદ રહમદિલ જોડાના વેપારીએ તેને નોતર્યો, સંઘર્યો. પણ એ તે કાંઇ એનો ધંધો હતો ? એનો ધંધો તો હતો સ્વપ્નો ઉગાડવાનો !

I hang 'mid men my needless head
And my fruit is dreams, as theirs is bread:
The goodly men and the sun-hazed sleeper
Time shall reap, but after the reaper
The world shall glean of me, me the sleeper.

લક્ષ્મીથી છલકાતી મહાનગરી લંડનમાં પોતાની દરિદ્રતા, નિષ્કિંચનતા અને સાથેસાથે પોતાની આંતરિક સમૃદ્ધિ બનેથી અત્યંત સંપ્રજ્ઞ (સભાન) એવા આ સ્વપ્નસેવીના દિવસો ચાલ્યા જાય છે; પણ આવા જીવનનો ક્યાંય આરો નથી દેખાતો. આ જીવન, નિષ્ફળતાઓની પરંપરા! ન પાદરી થયો, ન દાકતર થયો, ન લશ્કરમાં જોડાઈ શક્યો; અને હતભાગ્ય, પિતાને જરાયે પ્રસન્ન ન કરી શક્યો ! શા માટે જીવવું ? મૃત્યુ શું ખોટું છે ? એ ના હાથમાંથી ઝેરનો પ્યાલો એના ભગવાને જ પડાવી લીધો.

એનું કુટુંબ અને એ પોતે પણ અત્યંત શ્રદ્ધાળુ હતાં. તાજા રોમન કૅથૉલિક બનેલા એ કુટુંબમાં પ્રભુ પરની શ્રદ્ધા ઘણી જ્વલંત હતી. ટોમ્પસન પ્રભુશ્રદ્ધાથી તરબોળ હતો. એ એને ટકાવી રાખતી હતી. મનુષ્ય કરતાં પ્રભુની શક્તિ વધારે મહાન છે. પ્રભુની ભુજાઓ વધારે પ્રલંબ છે.

Short arm needs man to reach heaven,
So ready is heaven to stoop to him;

એના વતનમાંના આવા એક પ્રભુપરાયણ પાદરીનો એને લંડનમાં ભેટો થયો. આ દીનહીન છોકરાને મદદ કરવાને તેણે કમર કસી. એક છાપાના તંત્રી સાથે તેનો પરિચય કરાવ્યો. તેની રચના પહેલી વાર સ્વીકાર પામી. બેએક વરસથી એણે કાવ્યો તંત્રીઓને મોકલવા માંડેલાં. પણ એ રસ્તા પરના રઝળતા કાગળ પર લખાયેલી કવિતાનો કોણ ભાવ પૂછે તેમ હતું ? ૧૮૮૭નો ફેબ્રુઆરી માસ: "Merry London" ના

અધિપતિએ એનો લેખ અને કાવ્ય સ્વીકાર્યાં; અને થોમ્પસનના જીવનનું પાંદડું ફર્યું.

એ કામજી હૃદયનો તંત્રી વિલ્ફ્રિડ મેનેલ પોતે પણ કવિ હતો. કાવ્યો છાપીને જ એ અટક્યો નહિ. એણે કવિની શોધ પણ શરૂ કરી. પણ કવિ ક્યાં હતો? કાવ્ય ઉપર સરનામું હતું પોસ્ટ ઓફિસનું.

એકાદ વરસની લંડનની ગરીબાઇએ ફ્રાન્સિસને ભારે દુઃખકારી દશામાં મૂકી દીધો હતો. તંત્રીએ એને પત્ર લખ્યો કે મળી જાઓ કાગળ 'ડેડલેટર ઑફિસ'માંથી પાછો આવ્યો. એકાદ વરસ પછી કવિનો પત્તો લાગ્યો—જે દવાવાળાની દુકાનેથી કવિ અફીણ ખરીદતો હતો ત્યાંથી! ભિખારી કરતાં ય બદતર હાલતમાં; કોટની નીચે ખમીસ ન હતું. પગનાં મોજાં ન હતાં, જોડા ફાટેલા હતા. જાણે જગતમાંથી વિદાયની ક્ષણ આવી ચૂકી હતી.

પણ આ કવિતંત્રી મેનેલ અને તેની પત્નીએ એને બચાવી લીધો. મેનેલની પત્ની એલિસ મેનેલ પણ એક ઘણી ઊંચી પંક્તિની કવયિત્રી હતી. આ રઝળતા કવિને તેમણે પોતાનો કુટુંબી બનાવી રાખ્યો. પોતાનાં બાળકો જોડે તેને હળતોભળતો કર્યો. પેલા પાદરી સજ્જને કવિનો અને તેના પિતાનો પાછો મેળ કરી આપ્યો. ફ્રાન્સિસનાં દવાદારૂ કરવામાં આવ્યાં. સાજો થઈને તે એકેક વરસ એક મઠમાં રહ્યો આ મેનેલ કુટુંબ પ્રત્યે, એ કવિ પતિ-પત્ની અને તેનાં બાળકો પ્રત્યે થોમ્પસનનું હૃદય ખૂબ કૃતજ્ઞ રહ્યું. એ બધાંને એણે પોતાની કવિતાથી નવાજ્યાં, તેમાં ય ખાસ તો બાળકોને. એ થોમ્પસનનાં ઉત્તમોત્તમ કાવ્યોમાંનાં છે.

આમ એ ઠરીને ઠામ થયો. ૧૮૮૮ થી તેના કાવ્યસર્જને સ્થિર રૂપ લીધું. ૧૮૯૭ સુધી તેની કવિતા ગરુડની પેઠે ઊંચે ને ઊંચે ઊડયે જ ગઈ. ૧૮૯૭ પછી તેણે ઘણુંખરું ગદ્ય લખ્યું છે. શારીરિક સ્વાસ્થ્ય મેળવ્યા પછી લંડન છોડી તે થોડો વખત નોર્થ વેલ્સમાંના એક કેથોલિક મઠવાળા પેન્ટેસા ગામડામાં ચારેક વરસ ૧૮૯૨ થી ૧૮૯૬ સુધી રહી આવ્યો. એ રહેતો હતો મઠની બહાર તો પણ મઠના નિવાસીઓ સાથે ઘણો વખત ગાળતો. આ ચાર વરસમાં તેની ઉત્તમોત્તમ રચનાઓ થઇ છે. અને એ રચનાઓમાં એ પ્રદેશની, મઠની રહસ્યભરી ધર્મિક ભાવનાની સારી એવી અસર ઝિલાયેલી છે.

૧૮૯૬માં કવિ પાછો લંડન આવી ગયો. ૧૮૯૮ના અરસામાં એ લંડનના ' એકેડેમી ' પત્ર સાથે જોડાયો. એ પત્રમાં તથા તે પછી બીજા એક પત્રમાં તેના ઘણા કીમતી લેખો અને અવલોકનો આવતાં ગયાં. હવે દરિદ્રતા તો રહી ન હતી. પણ થોમ્પસન તો એ ને એ જ હતો. એની રંખડાઉ જીવનની ટેવો એવી ને એવી હતી. સારામાં સારાં કપડાં પણ થોડા વખતમાં એના શરીર ઉપર ગંદાંગોબરાં બની જતાં. કાઇ વિચિત્ર ફેરિયો જાણે જોઈ લો. એની કામ કરવાની પદ્ધતિ પણ એવી જ અવ્યવસ્થિત હતી. તંત્રીખાતાનો એકે નિયમ એને લાગુ ન પડતો ! એ આનાની નોટબુકનાં ફાડેલાં પાનાં પર લખાયેલાં એનાં લખાણો તો ઠીકઠીક નિયમિત રીતે આવતાં પણ પ્રૂફ ! એની તો વાત જ ન કરવી. તંત્રી તરફથી વિનવણીના મોટા કાગળો જાય, તાબડતોબનો તાર જાય; પણ ખલાસ. કશો જવાબ જ ન આવે. અને પછી એકાદ દિવસે ગમે ત્યારે કવિ આવી ચઢે. ખભે ટોપલી લટકતી હોય-અવલોકન માટેનાં પુસ્તકોને રાખવા એણે આ એક ખાસ વ્યવસ્થા રાખેલી ! અને ધીરેથી ધીરે પેટે એ ટોપલીમાંથી કે એના અજબનાક ગજવાંમાંથી કવિ કાગળિયાં કાઢે; એમાં પ્રૂફોના વીંટા હોય, અને તંત્રીએ મોકલેલા બે-ત્રણ તાર પણ હોય-ફોડ્યા વગરના જ ! પણ તંત્રીઓ ગુસ્સે થતા નહિ. કવિએ ભલે મોડું કર્યું હોય, પણ મોડુંમોડું પણ, એ કોઇ એવી ચીજ લઈ આવતો કે જે તંત્રીઓને બીજે ક્યાંયથી મળે તેમ ન હતું. કવિના લેખના પ્રૂફ તપાસનારા પણ વાંચતાંવાંચતાં ઘણી વાર ખુશાલીના પોકાર કરી ઊઠતા.

અને એમ થોમ્પસને પોતાના આજ લગીના બેકાર જેવા દેખાતા જીવનનો ખંગ વાળી દીધો. આમ અવ્યવસ્થિત છતાં એણે ઘણું કામ કર્યું. એને હવે પ્રમાદી કહી શકાય તેમ ન હતું. એનું શરીર દુર્બળ હતું છતાં એનું ચિત્ત અત્યંત તેજસ્વી અને ઉદ્યમી હતું. એ નાનકડો પણ ગંભીર વિચારક પણ હતો. રાતદિવસ, ઘરમાં કે બહાર, એ અખંડપણે કામમાં રહેતો હતો. પોતાની કવિતા જ જાણે જીવતો હતો:

From stones and poets you may know
Nothing so active is, as that which least seems so—

પણ વળી પાછી એની તબિયત લથડી. એને અફીણ લેવું પડતું-શોખથી યા ભૂખને દાબવા માટે નહિ પણ હવે તો દવા તરીકે, કવિને

ક્ષય લાગુ પડ્યો. ૧૯૦૭ના નવેમ્બરમાં એને સારવાર માટે મિત્રોએ એક હૉસ્પિટલમાં દાખલ કરાવ્યો. ત્યારે એનું વજન માત્ર ૭૦ રતલ હતું. થોડા દિવસ પછી એ જ માસની ૧૩ મીએ કવિએ દેહ છોડ્યો. એની કબર ઉપર સુંદર અક્ષરમાં કોતરાયેલી તેના નામની એક તખ્તી મુકવામાં આવી અને તેના ઉપર કવિની પોતાની જ એક પંક્તિ લખવામાં આવી

"Look for me in the nurseries of Heaven."

આજીવન બાળક જેવું જ હૃદય ધરાવનાર આ કવિ માટે આથી વધારે સુયોગ્ય મૃત્યુલેખ બીજો કયો હોઈ શકે?

થૉમ્પસનને બાળકો ઘણાં પ્રિય હતાં. એના દુઃખી જીવનમાં બાળકોએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. કવિની રખડતી હાલતમાં એક ગરીબ છોકરીએ એને પોતાને ઘેર લઈ જઈ પ્રેમપૂર્વક જમાડેલો અને સારવાર કરેલી. બાળકમાં જ એના હૃદયને કંઈક દિલાસો જડેલો. અને એ એણે 'ધ હાઉન્ડ ઑફ હેવન'માં આલેખ્યો છે.

કવિને કવિતા ઉપરાંત બીજા પણ એક-બે ખાસ રસવિષય હતા. તેને બાળપણથી જ ક્રિકેટનો તેમ જ લડાયક બાબતોમાં ખાસ રસ હતો. શરીરે દૂબળો હોવા છતાં એના આ રસવિષયો જીવનભર ટકી રહ્યા હતા. ક્રિકેટની રમતનો એ અચ્છો વિવેચક હતો. ક્રિકેટની પ્રખ્યાત મેચો જોવા માટે એને નિમંત્રણ મળતાં. એની નોંધપોથીમાં દુનિયાના મોટામાં મોટા ક્રિકેટખેલાડીઓના રનના આંકડા, તેમની સરેરાશ વગેરેની નોંધ મળી આવેલી છે. શાળામાં નિબંધલેખનમાં એ ઘેરાઓ તથા લડાઈઓનાં વર્ણનો લખતો-મોટામોટા લશ્કરી સેનાપતિઓએ જે વ્યૂહો રચેલા તેનો એણે ખાસ અભ્યાસ કરેલો.

આમ આ લાક્ષણિક કવિની આછી ચરિત્રરેખા છે. થૉમ્પસનના જીવનનો પૂર્વભાગ એક અતંત્ર વ્યાપાર જેવો લાગે છે. એની દરિદ્રતા જાણે ખૂબ દયાજનક ઘટના લાગે છે, છતાં એ બધું એના વિકાસ માટેની જ એક સ્વાભાવિક અને અનિવાર્ય ઘટના જેવું લાગે છે. કવિતાને વરેલું એનું હૃદય જીવનની બીજી એક પ્રવૃત્તિ સાથે પોતાનો મેળ મેળવી ન શક્યું. અને એ મેળ મળ્યો ત્યાંસુધી એણે જીવનમાં જે કંઈ થાય તે થવા દીધું. એની તેજસ્વી કવિતાએ એને સાહિત્યજગતમાં માનવંતું સ્થાન અપાવ્યું ત્યાર પછી એની શક્તિઓ પૂર બહારમાં ખીલી નીકળી. એનું શરીર રોગનો ભોગ થઈ પડ્યું હતું, એની કેટલીક બાલ્ય જીવનની

અવ્યવસ્થિત ટેવો એવી ને એવી ચોંટી હતી. છતાં એનો અંતરાત્મા એક બાળકની પ્રસન્નતથી વિચરતો હતો, એને બચાવનારા પરમાત્માનો સ્પર્શ તે અનુભવતો હતો, જગત તરફ કૃતાર્થભાવથી જોતો હતો, અને પોતાના મૃદુલ મોહક વ્યક્તિત્વની છાપ તે સર્વત્ર મૂકી જતો હતો.

જે પત્રમાં ટોમ્પસને છેવટનાં વરસોમાં કામ કર્યું હતું તે 'એકેડેમી'-ના એક સહકાર્યકરે એના વ્યક્તિત્વને ખૂબ ઉત્તમ અંજલિ આપી છે. તે એ લેખકના શબ્દોમાં અહીં ઉતારીશું.

"આખા ય લંડનમાં ટોમ્પસન જેવી લાક્ષણિક મૂર્તિ જોવા મળવી મુશ્કેલ છે. વિનમ્ર મુખાકૃતિવાળો, પહેરવેશમાં અર્ધો જંગલી જેવો દુઃખથી તેમ જ અફીણના ઉગ્ર પ્રત્યાઘાતોથી ક્ષીણ થઈ ગયેલો એનો ચહેરો, એના વાળ અને દાઢી કશા ઢંગ વિનાનાં, આ બધું છતાં એના વ્યવહારમાં એક એવી નિર્લેપતા અને લાક્ષણિકતા હતી કે સામાન્ય માણસોથી એ તદ્દન જુદો પડી આવે અને જ્યારે એ બોલવા લાગતો ત્યારે એક સજ્જન અને સાક્ષર જાણે બોલતો. એના જેવી સ્પષ્ટ બુદ્ધિ, એના જેવી સરલ અને સુઘડ મધુર વર્તણૂક અન્યત્ર મળવી મુશ્કેલ હતી. એના જીવનનું જે કરુણ પાસું હતું તેને હમેશાં ખ્યાલમાં રાખવું જરૂરી નથી એમ કહી શકાય તેમ પણ નથી. એ એની પોતાની રીતે જીવતો હતો, પોતાની પદ્ધતિએ જ કામ કરતો હતો. અને એ યોગ્ય જ હતુ. અમારે ત્યાં એ જે રીતે દાખલ થતો અને વિદાય લેતો એ બંને અત્યંત આનંદજનક બનાવો બની રહેતા.

× × ×

"ટોમ્પસનને દુનિયાના અભિપ્રાયની લેશ પણ પરવા ન હતી. એ ઘણા ય વિષયો અંગે ખૂબ રસપૂર્વક વાત કરતો. પરંતુ એ બધાની પાછળ જાણે એક રીતની નિર્લેપતા દેખાતી. જાણે કોઈ અદશ્ય વિચારભુવનમાંથી એ બહાર નીકળી આવતો હોય તેમ તે બોલતો. એને કશાની જરૂર દેખાતી ન હતી પણ જે વિષય તરફ એનું ધ્યાન દોરવામાં આવતું તેમાં તે રસ લેવાને તત્પર દેખાતો અને રસ લઈ પણ શકતો. જીવન પાસે માગણીઓ કરવાનું એણે મૂકી દીધું હતું પોતાને માટે એણે કશું માગવું રાખ્યું ન હતુ. અવલોકનકાર તરીકે ઑફિસના કામમાં એને ઘણો રસ પડતો. તો પણ અવલોકન માટે કોઈ પણ પુસ્તકને ઝડપી લેવા

માટે તે કદી આતુર ન બનતો. તે શાંતિથી રાહ જોતો અને જે આપવામાં આવે તે સ્વીકારી લેતો. જીવનમાં એને રસ તો હજી પણ હતો, પણ એમાં હવે તે બંધાયેલો ન હતો. ઉદાસીનતા કે કામના, એ બંનેથી તે મુક્ત હતો. એણે જીવનમાં નિરાશા જોઈ હતી, ગરીબાઈ ભોગવી હતી; પણ તેથી તેનામાં જરાકે કડવાશ આવી ન હતી. પ્રભુનાં એને સુભગ દર્શન થયાં હતાં, શ્રદ્ધાનાં ગહન રહસ્યોમાં તે ખૂબ આતુરતાથી રચ્યોપચ્યો રહેતો હતો તો પણ મનુષ્યો પ્રત્યે એને જરાયે અણગમો થયો ન હતો. થૉમ્પસને પોતાનું માધુર્ય અને શાણપણું, પોતાનું મીઠું હાસ્ય અને છલકાતી કૃતજ્ઞતા જીવનભર ટકાવી રાખ્યાં હતાં. આવા માણસનું બાહ્ય જીવન નષ્ટભ્રષ્ટ થઈ ગયું હોય તો પણ તેનો કોઈ ઉપહાસ કરી શકે તેમ નથી, એની દયા ખાઈ શકે તેમ નથી. પોતાના ઉમદા મસ્તકને તેણે કદી ઝુકાવ્યું નથી–સિવાય કે ભક્તિભાવે. હું માનું છું કે એના જીવનનું રહસ્ય જે હતું તે આ છેઃ

"એણે પ્રભુ તથા મનુષ્ય સાથે પોતાના હિસાબ ચૂકતે કરી લીધા હતા. અને એમ ઋણમુક્ત બનીને પોતાના હૃદયમાં દેવના જેવો અગ્નિ ધારણ કરી આ પૃથ્વીના પંકમાં તે ઊભો હતો એણે પોતાના આત્મામાં તૃપ્તિ સાધી લીધી હતી. એ તૃપ્તિમાં નમ્રતા હતી, હિંમત હતી, અચળતા હતી."

"આ છે ફ્રાન્સિસ થૉમ્પસન. જીવનમાં એ દુઃખી થયો હતો. પણ જીવન પ્રત્યે એને ડંખ રહ્યો ન હતો. એક બાળકના જેવી શ્રદ્ધાથી તે જીવ્યે ગયો હતો. કુદરત એને સાવકી મા જેવી લાગી હશે, પણ મનુષ્ય તરફથી એણે ઘણો અહૈતુક પ્રેમ પ્રાપ્ત કર્યો હતો. એની શક્તિનો પરચો પ્રાપ્ત થતાં તેને મિત્રો મળી આવ્યા, દ્રવ્ય મળ્યું, કીર્તિ મળી, એ બધું એણે કૃતજ્ઞ ભાવે સ્વીકાર્યું. અને બદલામાં પોતાની પાસે જે કંઈ હતું એ તેણે મોકળા મને આપ્યું. અને જે કંઈ આપ્યું તેમાં ઉત્તમોત્તમ વસ્તુ હતી; પ્રભુ પ્રત્યેની આસ્થા અને તેની કરુણાનો, તેની પ્રત્યક્ષતાનો સ્વાનુભવ. આ યુગમાં પણ તેણે પ્રભુને સગી આંખે પોતાની આસપાસ વિચરતો, તેને સ્પર્શતો અને ઉદ્ધારતો, નિહાળ્યો અને ગાયોઃ"

O world invisible, we view thee,
O world intangible, we touch thee,
O world unknowable, we know thee,
Inapprehensible, we clutch thee!

થોમ્પસનની કવિતા આ ત્રણ કાવ્યસંગ્રહોમાં પ્રગટ થઈ: 'Poems' (૧૮૯૩), 'Sister Songs' (૧૮૯૫), 'New Poems' (૧૮૯૭). એણે ગદ્ય પણ ઘણું લખ્યું છે. સમૃદ્ધ ગંભીર શૈલીમાં તેણે અવલોકનો, નિબંધો, વિવેચનો વગેરે લખ્યું છે. અને તેને લીધે અંગ્રેજી ગદ્યકારોમાં એ માનવંતું સ્થાન પામ્યો છે. પણ એના યશનો મુખ્ય આધાર તેની કવિતા છે. એનાં કાવ્યો પ્રસિદ્ધ થયાં અને તુરત જ ઇંગ્લેન્ડના ઉચ્ચ વિવેચકો તરફથી એની ખૂબખૂબ કદર થઇ. ઉમળકાભરી પ્રશંસાનો વરસાદ વરસી રહ્યો.

એની કવિતા પંડિતની કવિતા છે. ઈંગ્લેન્ડના લોકવર્ગમાં તે હજી પહોંચી નથી તો પણ કવિતારસિકોના વર્ગમાં તે અત્યંત પ્રિય રહ્યો છે. વિક્ટોરિયન યુગની આલંકારિક અને પ્રૌઢ ભાષાના વાતાવરણમાં તે ઉછર્યો હતો. અને તે પોતે પણ એવો જ આલંકારિક શૈલીનો મોટો ઉપાસક હતો. નવા શબ્દો બનાવવાનો, શબ્દોને લડાવવાનો, વાક્યોની, વિચારોની, અલંકારોની ફૂલગૂંથણીનો એને ભારે શોખ છે. પ્રાચીન સાહિત્ય, દંતકથાઓ ઈત્યાદિના ઉલ્લેખોથી ભરેલાં એનાં કાવ્યો, શબ્દકોષની મદદ વિના વાંચવાં મુશ્કેલ પણ બને છે. આ આલંકારિકતા કદીક કૃત્રિમ અને સ્વપર્યવસાયી પણ બની જાય છે. તો પણ સરવાળે એની કવિતાની પ્રૌઢ ગંભીર અને રમણીય ગતિ હૃદયને પ્રસન્ન કર્યા વગર રહેતી નથી. શબ્દની, વિચારની, રસની અને શૈલીની ચમત્કૃતિ, પ્રૌઢિ અને તાજગી તેના કાવ્યને સમૃદ્ધ કરે છે.

એનાં ઉત્તમ કાવ્યોમાં 'The Hound of Heaven' (રચના, ૧૮૯૧; પ્રસિદ્ધિ, ૧૮૯૩) સ્વાભાવિક રીતે જ મોખરે આવે છે. આ એક કાવ્ય પણ એને ચિરંજીવ સ્થાન અપાવવાને પૂરતું છે.

મનુષ્યને લાગે છે કે એની પાછળ કોઇ એક ભયાનક સત્ત્વ પડ્યું છે. પોતે એના હાથમાં સપડાયો તો પોતાનો સર્વનાશ થશે. એનાથી બચવા તે નાસે છે, ઠેરઠેર આશ્રય શોધે છે, ભટકે છે, પણ પેલા પ્રખર શિકારીના પંજામાંથી એને કોઈ બચાવી શકે તેમ નથી. મનુષ્યો, સમાજ, કુદરતે, આકાશી સત્ત્વો—એમ આખા બ્રહ્માંડમાં તે ભટકે છે. ભટકીભટકીને લોથ થઈ તે છેવટે ઢળી પડે છે, સર્વનાશને માટે તૈયારી કરી લે છે. ત્યાં તો એની પાછળ પડેલો પેલો પ્રચંડ પદરવ તેની પાસે આવે છે અને દયાર્દ્ર સ્વરે એને કહે છે,

'હે ઊઠ, મારી કેર લે અહીં હવે !'

એ ભયભીત માનવને અંતે ભાન થાય છે કે પોતે જેનાથી ભાગતો ફર્યો હતો તે કોઈ દુષ્ટ મલિન રાક્ષસી સત્ત્વ ન હતું પરંતુ જેને માટે તે જીવનભર ઝંખતો હતો, જેની પાસેથી તે આશ્રય ઢૂંઢતો હતો, તે જ તે હતું:

'તું જેહને શોધત તે જ હું છું.'

અને આખા જીવન પર્યન્ત એ સત્ત્વથી જ તે ભાગતો રહ્યો હતો.

આવું ચમત્કારપૂર્ણ રસવાળું આ કાવ્ય છે. મનુષ્યની શોધમાં પ્રભુ નીકળ્યો છે એ કલ્પના થૉમ્પસનની તદ્દન મૌલિક તો નથી. ખ્રિસ્તીધર્મના મર્મીઓમાં આ વિચાર ખૂબ પ્રચલિત હતો. પ્રાચીન અંગ્રેજી કવિઓમાં પણ આવી કલ્પનાવાળાં કાવ્યો મળી આવે છે. એવા એક કાવ્યમાં પ્રભુને, મનુષ્યને તેના ઘર પ્રત્યે દોરી જતા એક 'નમ્ર કપોત' તરીકે વર્ણવ્યો છે. થૉમ્પસને પ્રભુને અહીં શિકારી શ્વાનનું રૂપક આપ્યું છે. આ રૂપક પણ બીજા કવિઓએ અન્ય સંદર્ભોમાં યોજેલું છે. થૉમ્પસનના પ્રિય કવિ શેલીમાં Heaven's winged hound ની કલ્પના છે. આમ થૉમ્પસનને પોતાના આ કાવ્યનો વિષય તેમ જ નામની સૂચના તેના વિશાળ અભ્યાસમાંથી મળ્યાં હોય એ સંપૂર્ણપણે સંભવિત છે. તેમ છતાં 'હાઉન્ડ' એ થૉમ્પસનનું અનોખું સર્જન છે, એની સર્જક મૌલિક પ્રતિભાની એના પર અનન્ય મુદ્રા છે એમાં શંકા નથી. એની પહેલાંના કાવ્યોમાં પ્રયોજાયેલી આ કલ્પના અહીં ઉત્કૃષ્ટ શબ્દદેહ પામી છે; અને અત્યંત સમૃદ્ધ રીતે આલેખાઈ છે. આખા કાવ્યનું વસ્તુ, એનું આયોજન, એનો ઉઠાવ, વિકાસ અને સમાપન, એમાંનાં પાત્રો, એનો રસ, એ થૉમ્પસનનું પોતાનું સર્જન છે. એની મૌલિક ઉપમાઓ, એમાંની ચિરંજીવ બની ગયેલી શબ્દાવલિઓ, એમાંનાં તાદૃશ રમણીય ચિત્રો, સ્થલ તથા કાલના સમગ્ર વિસ્તારમાં ફરી વળતી આ શિકારીની ભવ્ય મૃગયા અને એ પાછળ ધબકતી માનવવ્યથા, માનુષી અજ્ઞાન તથા ભીરુતા,—વળી પ્રભુની રુદ્ર શક્તિ અને સાથેસાથે તેનું અગાધ કારુણ્ય તેમ જ પરમ મંગલતા એ આ કાવ્યની અપ્રતિમ સમૃદ્ધિ છે. ઉપરાંત, એથી યે વિશેષ જોઈએ તો, એ અહીં માનવ આત્માની જ કથની નથી, થૉમ્પસનની પોતાની પણ કથની છે. એના જીવનની નિરાશાઓ; વ્યથાઓ, નિષ્ફળતાઓ, એના ભગ્ન પ્રયાસો અને એવી એવી સેંકડો ભયભૂલવણીઓ

આમાં અવાન્તર રૂપે વર્તમાન છે. એના જીવનની ઘટનાઓ એમાં ગૂઢ રીતે પડઘાતી સંભળાય છે.

અને સાચે જ આ કાવ્ય એના જીવનમાં ઉદ્ધારક બન્યું. કાવ્યમાં જ નહિ, એના જીવનમાં પણ પ્રભુએ આવીને એનો હાથ ઝાલ્યો અને એની શ્રદ્ધા વધારે સઘન બનીને જીવનમાં વહી રહી. પોતે આ 'દિવ્ય વ્યાધ' ને પામ્યો એટલું જ નહિ, અનેકને એનાં દર્શન એણે કરાવ્યાં. એવું આ કાવ્ય કૈકને તેમની વિકટ જીવનયાત્રામાં મહામૂલું આશ્વાસક બન્યું છે, પ્રભુના સાન્નિધ્યમાં લઇ ગયું છે.

આ કાવ્ય સાથે મારો પોતાનો પરિચય પણ એવો જ રોમાંચકારી રહ્યો છે. ગુજરાત વિદ્યાપીઠમાં આચાર્ય શ્રી કાકાસાહેબના સ્વમુખે અમને એ સમજવાનું મળ્યું. કાકાસાહેબની જીવંત ઇશ્વરશ્રદ્ધાએ એ કાવ્યને વધુ જીવંતરૂપે અમારી આગળ મૂક્યું. એક અદમ્ય વેગે મનુષ્યની પાછળ ધસી રહેલા પ્રભુનું ચિત્ર મારી કલ્પનામાં ન ભૂંસાય એવું છપાઈ ગયું. કેટલા ય દિવસો લગી એ કલ્પના મારી સાથે રહી. મને એ એટલું પ્રિય નીવડ્યું કે મેં એક આંગળીનો પ્રયોગ કરીને પણ એને ટાઇપ કરી લીધું! ત્યારે કલ્પના પણ ન હતી કે હું એનો અનુવાદ કરીશ ત્યારે તો મને છંદ લખતાં પણ નહોતું આવડતું!

થોડા વખત પછી એ કાવ્ય શ્રી બળવંતરાય ઠાકોરના 'લિરિક'માં ગદ્યમાં ભાષાંતરિત થયેલું જોયું. બેશક, ગદ્ય આ કાવ્યને ભાગ્યે જ ન્યાય કરી શકે તેમ છે એનો પદ્યમ અનુવાદ થવો જોઇએ એમ મને થયું. અને આનો પહેલો અનુવાદ મેં અંગ્રેજી કાવ્યની પંક્તિએ પંક્તિને બરાબર એ રૂપમાં ઉતારે એવી લાવણીમાં કર્યો. આજથી ચારેક વર્ષ ઉપર. શ્રી ઠાકોરને પણ એ બતાવ્યું. એના ગુણાવગુણ વિષે એ મૂક જેવા રહ્યા. થોડા વખત પછી મને પોતાને જ એ અનુવાદ ન ગમ્યો. એમાં ભાષાની અને છંદની વફાદારી હતી, પણ કાવ્યની અને તેના રસની વફાદારી ન હતી. એ માટે તો મારે પોતે પછી ભલેને મારી રીતે એને કાવ્યરૂપ આપવું જોઇએ એમ લાગ્યું; અને ઠીકઠીક મહેનતને પરિણામે જે બન્યું છે તે અહીં સાદર રજૂ કરું છું. ['અહીં'=આ અંકમાં. તં]

અનુવાદમાં અનુવાદકની પોતાની શૈલી પણ આવે જ છે. અનુવાદ કરતાં કરતાં હું જોઈ શક્યો કે એક ને એક પંક્તિ અનેક રીતે ઉતારી શકાય છે. અનુવાદકની પોતાની રુચિઅરુચિ, શક્તિઅશક્તિ એમાં ઘણો

ભાગ ભજવે છે. બીજા અનુવાદકને હાથે બીજા પ્રકારનું ઉત્તમ પરિણામ પણ આવી શકે કાવ્યમાં શબ્દની શક્તિને સક્રિય રીતે મૂર્ત થતી જોવામાં અનુવાદની ક્રિયા બહુ મદદરૂપ થઈ શકે છે. આ દૃષ્ટિએ આ કાવ્યના અભ્યાસ તથા અનુવાદ પ્રત્યે આપણા કવિબંધુઓનું પણ અત્રે ધ્યાન નિમંત્રું છું. 'માનસી'ના તંત્રી આ અનુવાદની સાથે મૂળ પણ મૂકી શકે તો ઘણું ઉત્તમ થાય.[1]

અા. સુરેશ હ. જોષી: અા. ચોહનભાઈ શં. પટેલ

# ઈન્દ્રના આશ્રયે

[ ઋગ્વેદકાલીન એક ગામમાં એક સુખી કુટુમ્બ રહેતું હતું. માતપિતા, ઓજસ તથા આયુ એ બે ભાઇઓ અને ઘોષા એમની એક ને એક બહેન: એટલાં એ કુટુમ્બમાં હતાં. પાસેના બીડમાં સિંહે કેર વર્તાવ્યો હતો એટલે એનો શિકાર કરવાને માટે બંને ભાઇઓ, થોડા ગામવાસીઓને લઈને જાય છે. સિંહનો શિકાર કરીને પાછાં ફરતાં, નદીમાં આવેલા ઓચિંતા પૂરને કારણે, એમનો માર્ગ અવરુદ્ધ થયો હતો. એટલે એક મિત્રને ત્યાં કેટલાક દિવસ રોકાઈ જવા. પૂર ઉતર્યા પછી પોતાના ગામમાં આવીને જોયું તો બધું તારાજ થઈ ગયું હતું. ઘણાં કુટુમ્બો જલપ્રલયનાં ભોગ બન્યાં હતાં. સદ્ભાગ્યે એમની બહેન બચી જવા પામી હતી. મૃત માતપિતાની સદ્ગતિને માટે પ્રાર્થના કરીને, ગામના નવવિધાનના કાર્યમાં સાહાય્ય કરીને બંને ભાઈઓએ દિવોદાસના સૈન્યમાં સ્થાન પામવાની મહત્ત્વાકાંક્ષાથી ગામ છોડ્યું. માર્ગમાં એક ગામના પાદરે થઈને જતાં પનઘટ પાસે કેટલીક સુન્દરીઓનું વૃન્દ જોયું. મુગ્ધ નયને એમની પ્રસન્નતાને નિહાળવા ઊભા હતા એટલામાં દૈતના રથના અશ્વ ભડકવાથી સુન્દરીઓ ગભરાઈ ગઈ. બંને ભાઈઓએ સારથિને એના અશ્વને ઠેકાણે લાવવામાં મદદ કરી. એમ કરવા જતાં દૈત સાથે સંઘર્ષમાં ઊતરવું પડ્યું. દૈતને ઝાડના થડ સાથે બાંધીને, ઉપકારવશ

1. ભાષાન્તરકર્તાની એ ઈચ્છા બર આણી શકાઈ તેથી અમને પ[ણ] સન્તોષ થાય છે. ૧૯૧૨માં પ્રકટ થયેલા પુસ્તક (જેન ટૉમ્સન કૃત) 'ફ્રાન્સિ[સ] ટૉમ્પ્સન: પોએટ ઍન્ડ મિસ્ટિક' પરથી એ કવિના જીવનકવન વિશેનો આ લે[ખ] 'સુન્દરમે' 'દિવ્ય વ્યાધ'ની સાથોસાથ જ ચીવટવાર તૈયાર કરી આપી એમ[ની] માનસી પ્રેમ એક વધુ વાર દર્શાવ્યો એથી આનન્દ થાય છે. તેમણે ઉલ્લેખે[લ] 'મિસ્ટિક' ઉપરાંત, 'ભજનિકા'માંના કાવ્યો 'ટેરો' તથા 'દોટ' પણ કવિત[ા] રસિકોને આ બંને લખાણો વાંચતાં યાદ આવશે જ. તંત્રી

થએલી સુન્દરીઓ સાથે બન્ને ભાઈઓ ગામમાં પ્રવેશ્યા. એ દ્વૈત અપાલાનો ભાવિ પતિ હતો અને ગામમાં એનું ઠીક ઠીક ચલણ હતું, એવું અપાલાના કહેવાથી જાણીને એનો નાહકનો રોષ ન વહોરી લેવાનું ઉચિત ધાર્યું. અપાલા બંને ભાઇઓને પોતાની માસીને ત્યાં લઈ જાય છે. ત્યાંથી વાર્તા આગળ વધે છે. ]

૬

પછી અપાલા બને ભાઇઓને એની માસીને ઘેર લઈ ગઈ 'વીર પથિકો, મારી માસી દ્વૈત કોણ છે એ તમને કહેશે, પરંતુ મારા પર દયા કરીને આટલું કરજો: તમારો થાક ઊતરે કે તુરત જ આ સ્થળ છોડી ચાલ્યા જજો."

એના જવાબમાં ઓજસ હજી તો મનમાં ચાટુ ઉક્તિ ગોઠવતો હતો, ત્યાં તો એ ચાલી ગઈ. એનાં ચરણોની દ્રુત લલિત ગતિ, કમનીય ગ્રીવાભંગ ને તરલ દૃષ્ટિએ આંકેલા અધૂરા ચિત્રને પૂર્ણ કરવાનું સ્મૃતિની તૂલિકાને સોંપી દઈને એ મધુરી વ્યથાથી વિવશ થએલા હૃદયે ઘરમાં પ્રવેશ્યો.

દસ્યુકન્યાને મુખે બે ભાઇઓનાં પરાક્રમનું તાદૃશ વર્ણન સાંભળીને યજમાનપત્નીએ એમને સસ્મિત આવકાર્યા. કહ્યું, "ત્યારે દ્વૈતને એના માથાના મળ્યા ખરા ! હું યે અપાલા સાથે હોત તો જોવાની ખૂબ મઝા પડત"

"ગામમાં દાદો થઈને ફરનારો આ દ્વૈત છે કોણ ?" ઓજસે પૂછ્યું.

"મારા બનેવીએ અપાલાને માટે એને વર પસંદ કર્યો છે. શ્રીમંત છે, ને એના પિતાના મૃત્યુ પછી ઘરનો કર્તાહર્તા એ જ છે આમ તો મારા બનેવી વ્યોમન ગ્રામણી છે, ગામમાં શાખ પણ સારી છે પણ લોભને થોભ નથી. ને તેથી જ અપાલાનો એને માટેનો અણગમો એ ગણકારતા નથી."

"કેમ દીકરીનું સુખ એને હૈયે નથી વસતું ?"

"એ તો કહે છે કે દીકરીને સુખી કરવા માટે જ પોતે આ કર્યું છે. તમે દ્વૈતને સમજતા નથી એમ કહીને તે તો અમારો દોષ કાઢે છે. આ બનાવથી કદાચ એમની આંખો ખુલે, પણ કંઇ કહેવાય નહિ. છોકરીઓના અને તમારા નવસોનવાણું વાંધા ખોળી કાઢશે જેને છતી આંખે આંધળા થવું હોય તેને કોણ દેખતા કરી શકે ?"

"તો પછી તે લગ્ન કરવામાં કેમ ઢીલ કરે છે!"

"તે લગ્ન કરાવવાની પેરવીમાં છે એવી ખબર પડશે કે તુરત જ અપાલાને મારા જોડના ઘરમાં સંતાડી દઇશું મારી બહેન એમાં મદદ

કરશે. આ બનાવ બન્યાથી ગામમાં દ્વૈત ફજેત તો થઈ જ ચૂક્યો છે. પરંતુ તમે જમી પરવારીને વધુ વિલંબ કર્યા વિના, અપાલાને ખાતર, ગામ છોડી જજો."

જમ્યા પછી બને ભાઈઓ ચાલી નીકળ્યા. ગામની પાડોશના જંગલમાં પ્રવેશ્યા એટલે ઓજસે આયુને કહ્યું, "આપણે અહીં થોડા દિવસ સંતાઈ રહીએ તો કેમ? એ નેત્રોત્સવા સુતન્વીનાં પુનર્દર્શન માટે મારી આંખ તલસ્યા કરે છે."

"ત્યારે યુદ્ધને હડસેલીને પ્રેમ આગળ આવ્યો એમ ને? ઠીક. દ્વૈત સાથે અથડાવાનું ફરી બનશે ખરું!"

"આપણે સાવધ રહીશું. સૂવાના વારા બાંધીશું."

બન્નેએ મળી સ્થળ શોધી કાઢ્યું. સાંજ પડવા આવી ત્યારે ઓજસે ગામને પાદરે જઈને અપાલાની પ્રતીક્ષા કરી; પણ રથસ્પર્ધાની તૈયારી કરતા ગામના યુવાનો જ દેખાવા; કોઈ સુન્દરી એમની નજરે પડી નહિ. આયુએ પૂછ્યું: "આ બધા યુવાનોમાં દ્વૈત કેમ દેખાતો નથી?"

"હજી તો એના ઘોડા જ એને નહિ જડ્યા હોય. ને એનો રથે ભાંગી ગયો'તો ને?"

"કદાચ આપણી જ શોધમાં એ હોય!"

હતું પણ એવું જ. દ્વૈતે એમનું પગેરું કાઢવાને માણસોને જંગલમાં હેરફેર મોકલી દીધા હતા. ઓજસ તો અપાલાના વિચારોમાં બીજું બધું ભૂલી ગયો હતો પણ આયુ પૂરેપૂરો સાવધ હતો. એણે ઓજસને કહ્યું, "આપણે ઝાડ ઉપર ચઢીને આજુબાજુ જોતા રહીએ એ વધારે સહીસલામતીભરેલું છે."

બન્ને ઝાડ પર ચઢ્યા ને જોયું તો દ્વૈત એના બે અશ્વો સાથે ઊભો રહીને એમના આશ્રયસ્થળ તરફ જ આંગળી ચીંધીને કોઈક સાથે કશીક મસલત કરતો હતો.

"એને આપણી ભાળ મળી ગઈ લાગે છે." આયુએ કહ્યું.

"પણ એ આશ્રયસ્થળ આપણું જ છે એનો એને શી ખબર?"

"અરે, પણ હું મારું ઉપવસ્ત્ર અને ભાલો ત્યાં ભૂલી આવ્યો છું ને!"

"તો તો મુસીબત. આપણે નીચે જ ઊતરી જઈએ. ઝાડ પર રહ્યે રહ્યે લડવાનું નહિ ફાવે."

"જરાક થોભી જઈએ. દ્વૈત શું કરે છે તે તો જોઈએ."

એઓ આશ્રયસ્થળે પાછા વળે પછી એમને ઘેરી લેવાનું એના માણસો સાથે નક્કી કરતો હોય એવું દૂતના હાવભાવ પરથી લાગ્યું.

દૂતના ગયા પછી બન્ને ભાઈઓએ એમના આશ્રયસ્થળ આગળ એક મોટો ખાડો ખોદી એને પાંદડાં અને કાંટાથી ઢાંકી દીધો. આયુએ કહ્યું "અંધારામાં એમને કશું સૂઝવાનું નથી. એટલે આવશે તેવા એમાં જ પડશે"

"ને એમની અવદશાને આપણે અંધારામાં જોઈ તો નહિ શકીએ પરંતુ એમનાં સ્વસ્તિવચનો સાંભળવાની મઝા આવશે."

અંધારું થયું. દૂતનો અને એનાં માણસોનો અવાજ સંભળાયો. ચોર-પગલે બધા પાસે આવવા લાગ્યા પણ પછી એકાએક ચીસ સંભળાઈ ને જેની એમણે આશા રાખી હતી તે સ્વસ્તિવચનો પણ સંભળાયાં. પણ એમની અવદશા જોવાની મઝા માણવાની વૃત્તિ પર સંયમ રાખીને બન્ને ભાઈઓ ચાલી નીકળ્યા

જંગલ ગાઢું ન હોવાને લીધે બન્ને ભાઈઓ, ધાર્યા કરતાં વહેલા, રાજન્ય દિવોદાસના ગામમાં જઈ પહોંચ્યા. લોકો કશીક ઉત્તેજનાને વશ થઈ આમથી તેમ દોડાદોડ કરતા હતા. વાતાવરણમાં કશુંક અસામાન્ય હતું. એ જોઈને ઓજસ એક સારથિ પાસે ગયો, પૂછ્યું, "અમે બે ભાઈઓ આ ગામમાં અજાણ્યા છીએ. જ્યારે લોકો સાધારણ રીતે ધાન્યક્ષેત્રોમાં કામ કરવા ગયા હોય કે મૃગયા ખેલવા ગયા હોય ત્યારે આ બધા આમ દોડાદોડ કેમ કરે છે?"

"આ મારા અશ્વો મને ગાંઠતા નથી, જરા મદદ કરો. પછી તમને કહું."

બેઉ ભાઈઓએ અશ્વોની ચળકચળક થતી સ્નિગ્ધ ગરદન પંપાળીને રથે જોડવામાં મદદ કરી. પરંતુ થનગનતા અશ્વો ઝાલ્યા નહોતા રહેતા એટલે સારથિએ કહ્યું, "માર્ગમાંથી જરા ખસો તો. આ અશ્વો જેવાબ આપવા દે એમ નથી. થોડી વાર થોભી જાઓ." એમ કહીને એ રથમાં કૂદી બેઠો ને અધીરા અશ્વોને દોટ મૂકી. માર્ગમાં આવતા બધા અંતરાયને કુશળતાથી વટાવીને પોતાની સમતોલતા જાળવીને સારથિ રથ હાંકતો હતો. બંને ભાઈઓ એની કુનેહને સ્તબ્ધ થઈ જોઈ રહ્યા. જ્યારે એણે રથ પાછો લાવીને ઊભો રાખ્યો ત્યારે ઓજસે એને અભિનંદન આપતાં કહ્યું, "અશ્વવિદ્યામાં તમે પ્રવીણ લાગો છો."

"રાજાને સારથિ તો પ્રવીણ જ હોય ને? યોદ્ધાની કીર્તિ ઘણું ખરું એના સારથિ પર જ હોય છે. આ બધી ધમાલ શાની છે એમ તમે પૂછ્યું ને? એનો જવાબ એક જ શબ્દમાં આપું: યુદ્ધ. પેલી સભામાં જાઓ અને સાંભળો. અમારા રાજન્ય દિવોદાસ ત્યાં ગુરુજનો અને સુભટોની સલાહ લે છે, ને ભરતોનાં ગ્રામોમાં યુદ્ધનાં દુન્દુભિ ગડગડી ઊઠશે."

"એ તો તમે શુભ સમાચાર આપ્યા. અવળા વિધિએ અમને વર્ષાનાં પૂરનો ભોગ બનાવીને અનાથ બનાવી દીધા છે. પ્રતિકૂળને અનુકૂળ કરનાર યોધ્ધા બનીને આજીવિકા મેળવવાને નીકળ્યા છીએ."

"તો હું રાજકુમાર સુદાસનો સ૨થિ ચિત્રરથ તમને હાર્દિક આવકાર આપું છું. અમારે મન યુદ્ધ તો શ્વાસોછ્વાસની જેમ સ્વાભાવિક છે."

ચિત્રરથનો આભાર માનીને બંને ભાઇઓ સભાગૃહમાં જતા લોકોના ઉત્સાહપૂર્ણ સમુદ્રમાં અદૃશ્ય થઇ ગયા. સભાગૃહમાં લોકોનો ગણગણાટ એકદમ બંધ થઇ ગયો. ને બધા જ દિવોદાસને એના પુત્ર, સ્વજનો તથા રાજપુરોહિત વિશ્વામિત્ર સાથે પ્રવેશતા જોઇને માન આપવા ઊભા થઈ ગયા. રાજન્ય અને એનો પુત્ર કાષ્ઠના કોતરેલા બાજઠ પર બેઠા ને બીજા બધા કુશાસનાચ્છાદિત ભૂમિ પર બેઠા પછી દિવોદાસ-વૃદ્ધોરસ્ક, શાલપ્રાંશુ ને પ્રશસ્તલલાટ ઊભો થયો, ને સભાને સંક્ષેપમાં સંબોધી. ત્યાર પછી એણે રાજર્ષિ વિશ્વામિત્રને સભાને સંબોધવા વિનંતિ કરી. એટલે એ ઇતિહાસને ઘડનાર પ્રભાવશાળી પુરુષ ઊભા થયા ને બોલ્યા.

"ઇન્દ્રને પ્રિય, ભરતોના ત્રાતા હે દિવોદાસ! વિષ્ટિનું કાર્ય પતાવીને હું એક શ્વાસે તને યુદ્ધને માટે સજ્જ થવાનું કહેવા સત્વર આવ્યો છું. મારા પ્રયત્નો ફળ્યા નહિ એનું મને દુઃખ છે પેલા નિર્લજ્જ, દેવોથી તિરસ્કૃત શમ્બરે સોમ, અગ્નિ અને ઇન્દ્રના સેવક એવા આ વિશ્વામિત્રનો પણ ઉપહાસ કર્યો છે. હે અતિથિગ્વ, દેવોએ તારે માટે જે મહાન કાર્યો કર્યાં તે બધાં જ મેં એમને ગણી બતાવ્યાં: યદુઓનો સંહાર, તુર્વસોનો પરાભવ. ને મેં એને કહ્યું કે અમારી સાથે યુદ્ધ ખેડવા પહેલાં તારે એમની સીમાઓ ઓળંગવી પડશે. એ સીમાઓ તું અક્ષત રહીને નહિ ઓળંગી શકે. અમારા અતુલવીર્ય ઇંદ્રની સાથે બાથ ભીડવામાં પારાવતો પણ પાછા પડે છે. ને ધારો કે યુદ્ધને માટે એઓ તૈયાર થાય તો યે યમુનાના કાંઠા પ્રત્યેની તૃત્સુઓની વિજયયાત્રાને

અવરોધવાનું સામર્થ્ય એમનામાં નથી. મહાવિક્રમ ભરતોનો રોષ નકામો વહોરી લઇશ નહિ એવી ચેતવણી પણ મેં એને આપી. ત્યારે શમ્બરે ઉત્તર વાળતાં કહ્યું. હે આર્ય ! તારી ધમકીઓ નકામી છે. હું તારા દેવોનો તો ઉપહાસ કરું છું. મારા દેવો તારા દેવોનું માથું નમાવશે. સ્વર્ગના દેવો પૃથ્વીના દેવોને ચરણે આળોટશે મારી પ્રજા તારા જેવાં સાધુડાંનું કશું સાંભળશે નહિ. ને જો તું કહે છે તેમ તારા દેવોએ તમને ઐશ્વર્યશાળી બનાવ્યા હશે તો અમને મોટી લૂટ મળશે. આવા દર્પભર્યા ઉદ્ધત શબ્દોથી એ નિર્લજ્જ દેવનિન્દકે જવાબ વાળ્યો"

"પ્રિય બન્ધુજનો, મને લાગે છે કે આવા ઔદ્ધત્યનો એકજ જવાબ હોઈ શકે." દિવોદાસ આકળો થઇને બોલી ઊઠ્યો.

"હા, હા" એક અવાજે બધા બોલ્યા, "ચલો એ દેવનિન્દકની સામે યુદ્ધે ચઢીએ ગગડાવો યુદ્ધનાં દુન્દુભિ ને પડો મેદાનમાં એ અનાર્ય સામે. અગ્નિ એનાં દ્વારને જ્વાલાથી ભસ્મીભૂત કરશે ને એના પ્રાકારો ભોંયભેગા થશે."

ઓજસની પાસે શ્વેતવસ્ત્રધારી એક યુવાન ઊભો હતો એના વાળની એણે માથાની જમણી બાજુ જટા બાંધી હતી ને આખો વખત કંઇક ગણગણ્યા કરતો હતો. ઓજસ એ ગણગણાટ સમજવા ખૂબ મથ્યો પણ કશું સમજાયું નહિ. લોકોનો કોલાહલ વધ્યો ત્યારે એ યુવાને સ્પષ્ટ અવાજે ઓજસને કહ્યું, "આ મૂરખ વિશ્વામિત્રમાં ડહાપણ ક્યારે આવશે!" આર્ય-સમૂહમાં એ કોને ભેળવી રહ્યો છે એનું એને ભાન નથી."

ઓજસે કહ્યું. "આપણા ધર્મમાં કોઇને ભેળવવા એમાં દોષ શો?"

યુવાને એની સામે તીક્ષ્ણ દૃષ્ટિથી જોયું અને કહ્યું, "તું પણ એના જ મતનો લાગે છે. આટલું જાણી લે કે અમે વસિષ્ઠો આવા દાંભિક પરિવર્તનમાં માનતા નથી. અગ્નિ અને સવિતાની કેવળ હોઠોથી ઉચ્ચરાતી પ્રાર્થનાનું અમારે મન કશું મૂલ્ય નથી. દસ્યુઓએ એમના નાગ અને અસુરોની પૂજા છોડી નથી. એનો રાજન્ય ભલેને ગમે તે કહે. વૃદ્ધશ્રવા ઇન્દ્રને એવા દસ્યુઓની કશી પડી નથી. લિંગપૂજકોએ આપણા પવિત્ર યજ્ઞનો પ્રસાદ મેળવવા ફાંફાં નહિ મારવાં જોઇએ."

ઓજસ જવાબમાં કાંઇક કહેવા જતો હતો ત્યાં આયુએ એનો હાથ ખેચ્યો; કહ્યું, "ચાલો ભાઈ, ચિત્રરથને શોધી કાઢીએ અને રાજન્યને મળવાની તક મેળવીએ."

૮

રાજહર્મ્યના એક વિશાળ ખણ્ડમાં સુદાસ કાષ્ઠના કોતરેલા બાજઠ પર બેઠો હતો. સુપુષ્ટ અંગવાળો પચીસેક વરસનો યુવાન હતો. એની પારદર્શી ભૂખરી આંખો, ધાટીલી ચિબુક ને રતુમડા ગાલથી એ નમણો લાગતો હતો એનાં ઝુલ્ફાં ખભા પર લટકતાં હતાં ચિત્રરથે એ બે ભાઈઓની ઓળખાણ કરાવી. પછી ઓજસે એમની આખી વીતકકથા કહી સંભળાવીને રાજકુટુમ્બ સાથેના એમના દૂરના સગપણની પણ યાદ દેવરાવી. સુદાસે એ સાંભળીને હસીને કહ્યું " તમે સગા હો કે ન હો; હું તો તમારાં મુખ જોઈને જ મુગ્ધ થઈ ગયો છું, વળી આ દુરારાધ્ય ચિત્રરથને તમે તમારો મિત્ર બનાવી ચૂકયા છો. મારા અશ્વદળમાં હું તમને રાખી લઉં છું, મારો સારથિ તમને અશ્વવિદ્યા અને શસ્ત્રવિદ્યા શીખવશે."

પછી સુદાસનો આભાર માનીને રાજહર્મ્યની બહાર નીકળ્યા. બીજું રહેવાનું સ્થળ ન મળે ત્યાં સુધી ચિત્રરથે તેમને પોતાને ત્યાં રહેવા જણાવ્યું, પછી ચિત્રરથે કહ્યું, " આવતી કાલે હું તમારી શસ્ત્રવિદ્યાની પરીક્ષા કરીશ, કારણ કે શસ્ત્રજ્ઞાન વિનાની કેવળ વીરતા જીવનમાં રક્ષણના કામમાં આવતી નથી, યુદ્ધને માટે પ્રસ્થાન કરતાં પહેલાં દિવોદાસ સોમયજ્ઞ કરવાના છે. ઇન્દ્રને સોમ અત્યંત પ્રિય છે, એનું પાન કરીને એ એના ભક્તને ન્યાલ કરી નાખે છે. એ આપણી વહારે ધાય તે માટે આપણે એને રીઝવવો જોઈએ. "

× × ×

ભાલો ફેંકવામાં ને ધનુર્વિદ્યામાં બન્ને ભાઈઓ એટલા તો કુશળ હતા કે ચિત્રરથને ખાસ શીખવવા જેવું કશું લાગ્યું નહિ. એટલે એણે એમને રથ હાંકવાની અને અશ્વોની માવજત કરવાની વિદ્યા શીખવવામાં જ ઘણો વખત કાઢ્યો. ટૂંક સમયમાં ચિત્રરથ જેવા કુશળ ગુરુના આ શિષ્યો એ વિદ્યામાં પ્રવીણ થઈ ગયા.

દિવોદાસે વિશ્વામિત્રને સોમયજ્ઞ થવાનો છે એવી ઘોષણા કરવાને વિનવ્યા, અને ઋત્વિજો, અધ્વર્યુ, ઉદ્‌ગાતા વગેરેને પસંદ કરી લેવાનું જણાવ્યું. આજુબાજુના પ્રદેશના વાસીઓને યજ્ઞવિધિમાં ઉપસ્થિત થવાનું નિમંત્રણ મોકલ્યું, યજ્ઞશાળાની સમીપમાં ભક્તિભાવથી શાન્ત બનેલા

૯

ચિત્તવાળો લોકસમૂહ ભેગો થતો જ રહ્યો. ચિત્રરથે એ બંને ભાઈઓને વસિષ્ઠના યુવાન પુત્ર સાથે યજ્ઞશાળામાં વિધિઓ સારી રીતે જોઈ શકાય એવી રીતે બેસાડ્યા.

દીક્ષાને પહેલે દિવસે દિવોદાસને તથા એની રાણીને યજ્ઞશાળામાં પ્રવેશતાં જોયાં દિવોદાસે કેશવપન કરાવ્યું ને પછી યજ્ઞશાળાની ઉત્તરે ખાસ તૈયાર કરવામાં આવેલા જુદા જુદા સ્નાનાગારમાં સ્નાન કરીને શરીર ઉપર સુગંધી દ્રવ્યોથી મિશ્રિત માખણની અર્ચના કરી. વસિષ્ઠના યુવાન પુત્રે એમને બધું સમજાવ્યું, "અહીંઆં બે અગ્નિ છેઃ પૂર્વદ્વાર આગળનો આહવનીય અને રાણી બેઠાં છે ત્યાં પશ્ચિમ છેડા આગળનો ગાર્હપત્ય. રાજા આહવનીય અગ્નિની દક્ષિણ બાજુએ બેઠા છે અધ્વર્યુ એની અને અગ્નિની વચ્ચે કૃષ્ણસારનું ચર્માસન પથરે છે. જમણા પગને ઘૂંટણીએ રાજા ચર્માસન પાસે જાય છે ને બોલે છે, તું ત્રાતા છે. તું મારું રક્ષણ કર. તને અર્ઘ્ય આપું છું. પછી એ મૌંજ બાંધે છે અને એના વસ્ત્રને એક છેડે કૃષ્ણમૃગનું શીંગડું બાંધે છે. પછી અધ્વર્યુ એને દંડ આપે છે. રાજા એને જમણા ખભા પર મૂકે છે. વસ્ત્રના છેડે બાંધેલા શીંગડાની અણીથી જમીન ખોદે છે. સારું ધાન્ય મેળવવા આ વિધિ કરવાનો હોય છે. એ દરમ્યાન ઋત્વિજ અને એનો સહકારી રાણીને સૂત્રની મેખલા બાંધે છે, ને એના હાથમાં સરવો* આપે છે. પછી વિશ્વામિત્ર યજ્ઞવેદીમાં આહવનીય અગ્નિને સમિધ વડે પ્રદીપ્ત કરે છે. ઋચાઓ ગાય છે ને આશીર્વાદ યાચે છે. બધા અગ્નિના સ્તવનની ઋચાઓ ઉચ્ચરીને અગ્નિનું આરાધન કરે છે. પછી રાજા સોમયજ્ઞ કરવાનો સંકલ્પ કરે છે. આખરે અંદરથી અધ્વર્યુની વાણી સંભળાય છેઃ હવે આ બ્રાહ્મણ દીક્ષિત થયો છે

ચિત્રરથે કહ્યું "હવે હોતૃ અને રાણીના આકરા ઉપવાસ શરૂ થાય છે. ભૂખ જેમ જેમ એમના પર હુમલો કરશે તેમ તેમ એ મેખલાને કસીને બાંધતાં જશે આ પ્રદેશે ઉદ્‌ગાતાઓ હોતૃ અને દેવોની પ્રશંસાની ઋચાઓ ગાશે. પણ એમાં તમને બહુ રસ નહિ પડે ચાલો તમને ફરી અશ્વવિદ્યા અને શસ્ત્રવિદ્યા શીખવું."

× × ×

* ઘી હોમવાનું લાકડાનું કડછી જેવું ઉપકરણ (સાધન.)

દીક્ષાને છેલ્લે દિવસે યજ્ઞશાળામાં પ્રવેશતં આયુએ પૂછ્યું, " આજે શું જોવાનું મળશે ? "

" આજે યાગભૂમિ અગ્નિક્ષેત્ર નક્કી કરવાનો વિધિ થશે. " વસિષ્ઠના પુત્રે કહ્યું, " જુઓ વિધિ તો શરૂ પણ થઈ ચૂક્યો. "

વિશ્વામિત્ર અને એના સાથીઓ વિષમ બાજુઓવાળા ભૂમિ-ખંડની આજુબાજુ દોરડું બાંધતા હતા. એની જમણી બાજુ પશ્ચિમની બાજુ કરતાં નાની હતી. ને એ બને બાજુઓ ઉત્તર અને દક્ષિણ બાજુથી નાની હતી. ચારે ખૂણાનો તેમજ પૂર્વ અને પશ્ચિમ બાજુઓના વચ્ચેના થાંભલાને વીંટળાઈ વળતું દોરડું સીમા નક્કી કરતું હતું એ બે સ્તંભોની વચ્ચે મહાવેદીના મેરુદંડ જેવી રેખા દોરવામાં આવી હતી. જો રેખાને પશ્ચિમ તરફ લંબાવવામાં આવે તો એ યજ્ઞશાળામાંથી સીધી પસાર થાય. પછી વિશ્વામિત્રે પક્ષીના આકારના અગ્નિક્ષેત્રની સીમા નક્કી કરવા માંડી. પૂર્વ સીમાના મધ્યબિન્દુની સહેજ પશ્ચિમે એમણે પક્ષીના અંગને સૂચવતો એક ચતુષ્કોણ દોર્યો. ને ઉત્તર, દક્ષિણ તથા પશ્ચિમમાં પક્ષીની બે પાંખો તથા પૂંછડી સૂચવતા નાના ચતુષ્કોણ દોર્યા. આવા અગ્નિક્ષેત્રની સીમાને સૂચવવા તેની આજુબાજુ દોરડું બાંધી દેવામાં આવ્યું; અને ઘણા પથ્થરો એ ભૂમિમાં ખોડવામાં આવ્યા હતા. પક્ષીની ઉત્તર બાજુની પાંખને સૂચવવા પશ્ચિમ બાજુના નાના ચતુષ્કોણની બહાર-ને છેડે આવેલા ત્રણ પથ્થરો ખાસ ધ્યાન ખેંચતા હતા. એમાંનો એક માણસના ઘૂટણ જેટલો ઊંચો હતો. બીજો કેડ જેટલો અને ત્રીજો મોં જેટલો ઊંચો હતો.

" આજના વિધિઓ આટલેથી પૂરા થયા " ચિત્રરથે કહ્યું.

૯

ઉપસદના પ્રથમ દિવસે બન્ને ભાઈઓ ફરી યજ્ઞશાળામાં ગયા ત્યારે દિવોદાસ બે પુરોહિતો સાથે યજ્ઞશાળાની વાયવ્યે આવેલા કુણ્ડ તરફ જતો હતો. કુણ્ડની પાળ પર એક પુરોહિતે ત્રણ શિલાખંડો મૂક્યા ને એની પાછળ કેટલાક પદાર્થો મૂક્યા. પછી એ શિલાખંડો પર પાણીનો અભિષેક કરીને એના તરફ પાછું વાળીને જોયા વિના દિવોદાસ યજ્ઞશાળામાં પાછો ફર્યો

" આનો શો અર્થ ? " ઓજસે પૂછ્યું.

"એ ત્રણ કાળા શિલાખંડો તે નિર્ઋતિની વેદી છે. અને ત્યાં મૂકેલ પદાર્થો વિધિમાં અનાવશ્યક છે, આજે સવારે યજ્ઞશાળાના પૂર્વદ્વાર આગળ ગાર્હપત્ય અગ્નિની નવી વેદી બનાવવામાં આવી છે ને પેલા પુરોહિતો મહાવેદી ખોદે છે તે દરમિયાન વિશ્વામિત્ર ધાન્ય અને ઘૃતનો સોમયજ્ઞનો પ્રથમ હવિ અર્પે છે." વસિષ્ઠના યુવાન પુત્રે કહ્યું

થોડા સમય પછી પુરોહિત બહાર આવ્યા અને મહાવેદીને ઓળંગીને બાર બળદો જોડેલા કાષ્ઠના હળને ઝાલ્યું. બળદો પવિત્ર ભૂમિની બહાર રહે એવી રીતે અગ્નિક્ષેત્રમાં એમણે સોળ ચાસ પાડ્યા. પછી હળ અને બળદોને ઇશાન તરફ લઇ જવામાં આવ્યા, ને ખેડાએલી જમીનને પાણીથી સીંચીને એમાં ધાન્ય વાવવામાં આવ્યું. અધ્વરયાને દર્ભની પૂળી મૂકી ને તેના પર મંત્રોચ્ચાર સાથે ઘૃતનો અર્ઘ્ય આપ્યો

પેલા ગરીબ પર્વતવાસી પાસેથી સોમ ખરીદ્યા પછી મહાવેદીનું પહેલું ઇષ્ટિકાસ્તર તૈયાર થશે." વસિષ્ઠપુત્રે કહ્યું.

પછી તેમણે એક પુરોહિતને મહાવેદી ઉપર રાતા આંખલાનુ ચામડું મૂકીને તેના પર સોમની ડાંખળીને મૂકતો જોયો એ દરમિયાન સોમના મૂલ્ય તરીકે અપાનારી રાતી ગાયને યજ્ઞશાળાના ગર્ભદ્વાર આગળ લાવીને ઉત્તર દિશા તરફ સાત ડગલાં ચલાવી, એના સાતમા ડગલાની આજુબાજુ દિવોદાસ, વિશ્વામિત્ર અને બે પુરોહિતો બેઠા. વિશ્વામિત્રે સાતમા પગલા ઉપર સુવર્ણમુદ્રા મૂકી અને તેના પર ઘૃતનો અભિષેક કર્યો. પછી કાષ્ઠના ખડ્ગથી એની ફરતાં કુંડાળાં દોર્યાં. પછી ખડ્ગથી જમીન પરની માટી લઈને ઘૃતપાત્રમાં મૂકી ને એ પાત્ર પહેલાં દિવોદાસને અને પછી ક્યાર સુધી ગાય તરફ એકીટશે જોઇ રહેલી રાણીને આપ્યુ. હસ્તપ્રક્ષાલન કરીને અનામિકાએ સુવર્ણમુદ્રા પહેરીને વિશ્વામિત્રે જેના પર સોમની પ્રતિષ્ઠા કરવાની હતી તે વસ્ત્ર લાવવાનો આદેશ દીધો.

પછી તેઓ સોમનો છોડ જ્યાં મૂક્યો હતો ત્યાં ગયા. ને દિવોદાસે એને સ્પર્શ્યા પછી મોઢાનો ભાગ સહેજ ખુલ્લો રહે એવી રીતે એને વસ્ત્રમાં બાંધ્યો. વિશ્વામિત્રે એ વસ્ત્રાવૃત સોમને પેલા પર્વતવાસીને આપ્યો અને એની સાથે મૂલ્ય નક્કી કરવા માંડ્યુ. વેચનાર રાતી ગાયથી સંતોષાયો નહોતો એટલે એને ઉપરથી એક સુવર્ણમુદ્રા આપવા નક્કી કર્યું. પછી પુરોહિતે દિવોદાસના જમણા ઉરુ ઉપર સોમની સ્થાપના કરી ભૂમિ પર બેસીને ગાંધર્વોની પ્રાર્થના કરો એ દરમિયાન દિવોદાસ

અને તેની રાણીએ માયા પરનું આવરણ દૂર કર્યું. સોમ વેચનારાએ વધારે મૂલ્ય મેળવવા શોર મચાવી મૂક્યો પણ એની પાસેથી સુવર્ણમુદ્રા ઝૂંટવી લઈને તેને શબલિત દંડથી ફટકારીને હાંકી કાઢ્યો. યુવાન પુરોહિતે સમજાવ્યું કે આ તો વિધિનો એક ભાગ હતો. પૂરું મૂલ્ય તો પાછળથી આપવાનું હતું. પછી દિવોદાસે આસન પરથી ઊભા થઈને પેલો સોમનો રોપ પોતાના માથા પર મૂક્યો ને કૃષ્ણમૃગના ચામડાના આસ્તરણવાળા શકટ આગળ ગયો. વિશ્વામિત્રે સોમની સ્થાપના આ સોમશકટમાં કરી એને ઢાંકી દીધું. પછી એને બે બળદ જોડીને પૂર્વદિશામાં થોડેક સુધી આગળ લઈ જવામાં આવ્યું. પછી જમણી દિશા તરફ વળીને શકટને યજ્ઞશાળા તરફ દોરી ગયા આ બધા વખત દરમિયાન ઉદ્ગાતાઓ મધુર ઋચાઓ ગાતા હતા શકટ દ્વાર આગળ આવી પહોંચતાં વિશ્વામિત્રે ઇન્દ્ર અન્ય દેવો તથા બ્રાહ્મણોને હવે પછી શરૂ થનારા સોમયજ્ઞમાં ઉપસ્થિત રહેવાનું આવાહન કર્યું. દ્વાર આગળ ચાર પુરોહિત ઉદુમ્બરના કાષ્ઠમાંથી બનાવેલા ને કૃષ્ણમૃગના ચામડા આચ્છાદિત કરેલા ચાર બાજોઠી લઈને ઊભા હતા. એના પર વિધિપૂર્વક સોમરોપને મૂકીને આહ્વનીય અગ્નિની વેદીની દક્ષિણે સ્થાપેલા એનાં સિંહાસને એની પ્રતિષ્ઠા કરવાને લઈ જવામાં આવ્યો.

હવે એ બધા સોમનું રાજસમારોહે હવિ અને પ્રાર્થનાઓથી સ્વાગત કરશે. દિવેદાસ અને એની રાણી યજ્ઞવેદીઓમાં અરણી મૂકીને હસ્તપ્રક્ષાલન કરશે, મેખલ ને કસીને બાંધશે અને મુષ્ટિબંધને દૃઢ કરશે. થોડી વ ર થઈ એટલે આયુએ પૂછ્યું, " હવે એ લોકો શું કરે છે ! "

" હવે સોમને વૃદ્ધિ પામવાને પ્રર્થે છે. હસ્તપ્રક્ષ લન કરીને અનામિકાએ સુવર્ણમુદ્રા પહેરે છે. પછી સોમને સ્પર્શીને કહે છે, ' હે સોમ, મઘવન્ ઇન્દ્રને માટે તું વૃદ્ધિ પામ. "

એ લોકો આમ વાતચીત કરતા હતા તે દરમિયાન વિશ્વામિત્રે કાષ્ઠના ખડ્ગથી યાગભૂમિની બહારની જમીનમાંથી માટીનાં ચાર ઢેફાં ખોદીને અગ્નિક્ષેત્રમાં નિશ્ચિત સ્થળે મૂકી દીધાં હતાં. એના સહકારીઓએ કુશસમિધ ઉપર મહાવેદીની રચના કરીને એને તથા એની આજુબાજુના ભૂમિખણ્ડને માટીથી ઢાંકી દીધો.

" એ ઉત્તરાવેદી છે, " ચિત્રરથે કહ્યું. ' ઇષ્ટિકાસ્તર - પછી સ્તર ચણીને બે દિવસમાં વિધિપૂર્વક એ તૈયાર થઈ જશે. એ ઇષ્ટિકા વધ થએલાં

પશુઓને જે કુણ્ડમાં નાખવામાં આવે છે તેની માટીમાંથી બનાવી હોય છે.''

× × ×

ઉપસદના છેલે દિવસે જ્યારે વિશ્વામિત્ર યજ્ઞશાળામાંથી મહાવેદી તરફ મશાલને લઈ જતા હતા ત્યારે એ ત્રણે જણે યજ્ઞશાળામાં પ્રવેશ કર્યો દિવોદાસ અને સહકારી પુરોહિતો વિશ્વામિત્રની સાથે ગયા. વિશ્વામિત્ર ભૂમિ ઉપર શબલિત ગ્રાવા મૂકતા હતા ત્યારે બીજા બધા અધ્વર્યુ ઊભા રહી ગયા. એઓ જે મંત્રો બોલતા હતા તે સ્પષ્ટ રીતે સાંભળી શકાતા નહોતા પણ અનેકવિધ હવિનું અર્પણ, યજ્ઞવેદીમાં અરણીની સ્થાપના તથા અગ્નિ અને મરુતને પુરોડાશનું કરાતું અર્પણ—આ બધું જોઈ શકાતું હતું. પછી મંત્રોચ્ચાર સાથે ઘણા હવિ અને અર્ઘ્યો આપવામાં આવ્યા. આ બધા વિધિને અંતે આખરે દિવોદાસ અગ્નિક્ષેત્રના પુચ્છભાગની ઉત્તર દિશા તરફ ગયો અને ત્યાં પાથરેલા કૃષ્ણમૃગના ચર્માસન પર બેઠો. અહીં વિશ્વામિત્રે વિધિપૂર્વક એના શરીર પર અર્ચના કરી. ફરી અર્ઘ્યો અપાયા.

આયુ આ બધા વિધિઓથી કંટાળ્યો હતો પરંતુ વિશ્વામિત્ર અને એમના સહકારીએ મહાવેદીની પાસે મધ્યરેખાની બન્ને બાજુએ એકેકું શકટ આણ્યું એ શકટને આચ્છાદવામાં આવ્યાં હતાં નવા ગાર્હપત્ય અગ્નિની વેદી પાસે જઈને વિશ્વામિત્રે અર્ઘ્ય આપ્યો, અને જમણા હાથ તરફના શકટના બહારના ચીલા પર પણ થોડો અર્ઘ્ય નાખ્યો. રાણીએ ધરીને આંજી. આ સમય દરમયાન વિશ્વામિત્રના સહકારીએ ડાબી બાજુના શકટના ડાબા પૈડાના ચીલામાં અર્ઘ્ય નાખ્યો. રાણીએ આ શકટની ધરીને પણ આંજી. શકટને મહાવેદી પર થઈ અગ્નિક્ષેત્રથી થોડે દૂર લઈ ગયા ઉચિત વિધિપુરસર એ શકટ પર છાપરું રચ્યું. પૂર્વ અને પશ્ચિમનાં પ્રવેશદ્વારો ખુલ્લાં રાખ્યાં. શકટમાં કુશ પાથર્યું હતું. તેની પર પાટિયાં મૂક્યાં હતાં. એને રાતા આખલાના ચામડાથી ઢાંકીને તેના પર સોમ વાટવાના પથ્થર મૂકયા હતા.

પછી દરેક પુરોહિતને માટે એક એક વેદી અને છાપરું બાંધવાની શરૂઆત થઈ. ઉત્તર સીમાના મધ્યસ્થાને આગ્નીધ્રની વેદી ચણાતી હતી. એની સામે દક્ષિણ સીમાના મધ્યસ્થાને આવેલી પાવનકારી વેદીના પ્રકાશથી રાક્ષસોને દૂર ભગાડી મૂકવામાં આવતા હતા. પશ્ચિમ સીમાની નજીકમાં યજ્ઞશાળાની દિવાલ પાસે બધા પુરોહિતો માટે વેદી રચવામાં આવી મધ્ય-

સ્તંભ દિવોદાસના જેટલો જ ઊંચો હતો. એ સ્તંભનું ગોળાકાર છાપરું એના કટિપ્રદેશ સુધી ઢળતું હતું. વિશ્વામિત્રે પછી પવિત્ર મંત્રોચ્ચાર કર્યો, અને પશુનો બલિ આપવામાં જરૂરી વસ્તુઓ લાવવાને આદેશ આપ્યો.

પછી સોમ અને અગ્નિની વિધિપૂર્વક યાત્રા કાઢવામાં આવી. વિશ્વામિત્ર એ યાત્રાના નેતા હતા. એની પાછળ સળગાવેલી મશાલ, સોમનો છોડ, સોમપાત્ર, વાટવાના પથ્થરો અને બીજાં પવિત્ર પાત્રો લઇને પુરોહિતો ચાલ્યા. એમની પાછળ દિવોદાસ, રાણી અને એમનાં આપ્તજનો યજ્ઞશાળામાંની મહાવેદીમાં થઇને આગ્નીધ્રની અગ્નિવેદી તરફ ચાલ્યા. ગન્તવ્ય સ્થાને પહોંચ્યા પછી મશાલને વેદી ઉપર મૂકીને સાથે આણેલી બીજી વસ્તુઓ પણ ત્યાં મૂકી.

યાત્રા ત્યાંથી મહાવેદી તરફ આગળ ચાલી. વિશ્વામિત્રે વેદીમાં મન્ત્રોચ્ચાર સાથે વેદીમાં હવિ અર્પ્યો. પછીથી જ્યાં સોમશકટ હતાં ત્યાં સોમના છોડને લઈ ગયા; ને જમણી બાજુના એક શકટ ઉપર કૃષ્ણ-મૃગના ચર્મ પર એની પ્રતિષ્ઠા કરી. એ સ્થાનેથી પાછા ફરતાં દિવોદાસે પોતાની મૂઠી ખોલી નાખી. અર્પણનું કાર્ય હવે પૂરું થતું હતું ને એની સાથે ઉપવાસ પણ પૂરા થતા હતા.

યાત્રાની પહેલાં અને પછી પુરોહિતોએ મહાવેદીને પવિત્ર દર્ભાંકુરથી છાઈ દઈને આલંભનની–પશુવધની તૈયારી કરી હતી. તેમણે પશ્ચિમ સીમા-રેખાથી સહેજ દૂર વિધિપૂર્વક યૂપ ઊભો કર્યો હતો.

બધું તૈયાર થઇ ગયા પછી બલિને પાણીનો અભિષેક કરીને સુગંધી અર્ચીને ત્યાં લાવવામાં આવ્યો ત્રણ વાર એમની આરતિ ઉતારી. પછી તેમને યાગભૂમિની બહાર ઇશાન ખૂણે આવેલ વધકુણ્ડ આગળ લઈ ગયા પુરોહિતો પીઠ ફેરવીને ઊભા રહ્યા એટલે પશુઓને ગળાં દબાવીને ગૂંગળાવી નાખ્યાં. પછી એમની ધોરી નસ* કાપી એને વેદીમાં હોમી દીધાં. પછી દિવોદાસ, રાણી અને પુરોહિતો જલકુણ્ડમાં સ્નાન કરીને પવિત્ર થવા ગયા.

"હવે એક બીજી યાત્રા નીકળશે," વસિષ્ઠના પુત્રે કહ્યું "સોમનો રસ

* મૂળ અંગ્રેજીમાં Omenta છે તેનું અહીં 'ધોરી નસ' કર્યું" છે; ('ઓમેન્ટા' = ચરબીની એક પ્રકારની ગ્રન્થિ ).

કાઢવામાં વપરાતાં નદીનાં પાણીને યજ્ઞશાળામાં લઇ જવામાં આવશે. દિવોદાસ આગ્નીધ્રના સ્થાને અને રાણી યજ્ઞશાળામાં એની ચોકી કરશે સૂર્યાસ્ત પછી હોમાએલાં પશુનાં માંસ રાંધીને એમાંથી બનાવેલો પુરોડાશ અર્પવામાં આવશે. રાંધેલા માંસનું બધા ભોજન કરશે ને ઉદ્‌ગાતાઓ દિવોદાસ તથા દેવોની સ્તુતિઓ ગાશે.

" મને ય ભૂખ લાગી છે." ચિત્રરથે કહ્યું " ચાલો આપણે જઇએ."

× × ×

બીજે દિવસે સોમયજ્ઞ હતો આયુ વસિષ્ઠના પુત્ર સાથે વહેલો યજ્ઞશાળામાં પહોંચી ગયો. કદી યે રથે ન જોડેલા વછેરાઓને રથે જોડવામાં ચિત્રરથને મદદ કરવાને ઓજસને રોકાઇ જવું પડ્યું બપોર પછી જ્યારે ચિત્રરથ અને ઓજસ યજ્ઞશાળામાં ગયા ત્યારે તેમણે દિવોદાસ અને પુરોહિતોને ફરી ફરીને નાની યજ્ઞવેદીઓએ મંત્રોચ્ચાર કરતા જોયા લોકોના ટોળામાંથી ઓજસે પોતાના ભાઇને શોધી કાઢ્યો અને પૂછ્યું, " અમે આવ્યા તે પહેલાં તેં શું શું જોયું ? "

" ખાસ કશું નહિ. ઉદ્‌ગાતાને ઋચાઓ ગાતા જોયા અને પુરોહિતોને સોમશકટ આગળ અનેક વસ્તુઓ લઇ જતા જોયા. પછી પાત્રો કાઢીને સોમને વાટવામાં તથા અંજલિ આપવામાં વપરાતા ઉદકને લાવવામાં આવ્યાં. પથ્થરોથી સોમનાં પાંદડાને વાટ્યાં અને સોમરસનો પ્રથમ અર્ઘ્ય વિશ્વામિત્રે આપ્યો. પછી બધા સોમશકટ આગળ ગયા, ને ત્યાં પાથરેલા રાતા બળદના ચામડા પર બેઠા. ત્યાં સોમનો રસ કાઢવામાં આવ્યો. એ રસને એક પાત્રમાં ભરીને ઊર્ણવસ્ત્રથી ગાળીને બીજા પાત્રમાં ભરવામાં આવ્યો આ ક્રિયા ચાલતી હતી તે દરમિયાન દિવોદાસ એમાં પવિત્ર જલ રેડ્યે જતો હતો. વિશ્વામિત્ર સોમપાત્ર લઇને અનેક વાર અર્ઘ્ય આપવા બહાર નીકળતા હતા. આખરે એક સાથે બધા બહાર આવ્યા. વિશ્વામિત્ર સૌથી આગળ અને દિવોદાસ સૌથી છેલ્લો ચાલતો હતો. દરેકે એના પુરોગામીનું વસ્ત્ર પકડી રાખ્યું હતું. વિશ્વામિત્રે બીજો અર્ઘ્ય અર્પ્યો. વસિષ્ઠના પુત્રે સમજાવ્યું કે અજાણતાં સોમનું એકાદ બિન્દુ જમીન પર પડી ગયું હોય તો એ દોષના નિવારણ માટે આ અર્ઘ્ય અર્પવામાં આવ્યો પછી બધા ઇશાન ખૂણા તરફ ગયા, ને ઉદ્‌ગાતાઓ ઋચાઓ ગાતા હતા તે સાંભળવા ઊભા રહ્યા આગ્નીધ્રે બધી નાની નાની

યજ્ઞવેદીઓએ ફરી વળીને. અગ્નિ પ્રગટાવ્યો. પછી પશુમેધની ક્રિયા શરૂ થઈ. એમાં ત્રણ બકરા અને એક ઘેટો હોમવામાં આવ્યા. એ વિધિ પતી ગયા પછી સૌ સ્નાન કરીને પવિત્ર થયા. અર્ધ્ય આપ્યો ને પુરોહિતોની કુટિરમાં સોમપાન કરવા બેઠા.

"આટલા બધા શ્રમને અન્તે સોમપાન કરવાનું મળ્યું ખરું !." ઓજસે કહ્યું.

મધ્યાહ્ન પછી પણ સોમરસ કાઢવાનો અને અર્ધ્ય આપવાનો વિધિ ચાલુ રહ્યો. આખરે યજ્ઞશાળાના ગર્ભદ્વાર આગળની તથા આગ્નીધ્રની વેદીએ વિશ્વામિત્રે સોમનો અર્ધ્ય અર્પ્યો. હવે બધા પુરોહિતોને પોતપોતાની દક્ષિણા ગ્રહણ કરવાનો વખત આવ્યો. ગાયોનું મોટું ધણ યજ્ઞશાળાના દ્વાર આગળથી આગ્નીધ્રની વેદી તરફ લઈ જવામાં આવ્યું. ઉત્તર સીમા આગળ ઊભેલા પુરોહિતોના સેવકો પુરોહિતોની વતી ગાયોને ગ્રહણ કરીને દોરી ગયા. વિશ્વામિત્રને હવે જોડેલા બાર બળદો વધારે મળ્યા. આખી રાત યજ્ઞવેદીમાંનો અગ્નિ પ્રજ્વલિત રહ્યો અને મન્ત્રોચ્ચાર પણ ચાલુ રહ્યા. દૂધ મેળવેલા સોમનું પાન પણ ચાલુ રહ્યું. બીજી સવારે યજ્ઞવિધિમાં વપરાયેલી સર્વ વસ્તુઓની યાત્રા કાઢીને ઇશાન ખૂણે આવેલા કુણ્ડમાં પધરાવી દીધી. પછીથી દિવોદાસ, રાણી અને પુરોહિતોએ મન્ત્રોચ્ચાર સાથે દીર્ઘિકામાં સ્નાન કર્યું. સોમના સમ્પર્કમાં આવેલી સર્વ વસ્તુઓને જળમાં પધરાવી દીધી. પછી બધા મહાવેદી તરફ પાછા વળ્યા, અને નીચેની ઋચા બોલ્યા.

"અમે સોમનું પાન કર્યું છે; અમે અમર થયા છીએ: અમે જ્યોતિર્લોકમાં પ્રવેશ કર્યો છે. અમે દેવોને રીઝવ્યા છે. હવે અમને શત્રુ શું કરી શકવાનો હતો ! હવે અમારું કશું અમંગલ નહિ થાય."

ત્યાર પછી મિત્રાવરુણને વંધ્યા ગાયનો બલિ ધર્યો. છેલ્લે અગ્નિને પુરોડાશ તથા બીજા દેવોને અન્ય અર્ધ્યો અર્પવામાં આવ્યા. ઉદ્ગાતાઓએ દિવોદાસે તથા પ્રજાપતિનાં સ્તવનો ગાયાં. અગ્નિને મહાવેદીમાંના દર્ભાંકુરો પર સ્થાપ્યો. પછી બધા છૂટા પડ્યા.

[ છપતો ત્રીજે આવતા અંકમાં ]

પ્રા. ભાઇલાલ પ્રભાશંકર કોઠારી

# વિશ્વામિત્રી

[ ચોમાસાની ભયંકર મધરાત સમસમી રહી છે. અંધકાર ખૂબ જ ઘેરાયલું છે અને થોડા થોડા સમયને અંતરે ઝાપટાં પડયા કરે છે. વિશ્વામિત્રીના નિર્જન પુલ ઉપરથી કોઇ રડીખડી ઘોડાગાડી જાણે રખેને સૂતેલી રાત જાગી જશે એ બીકે ડગુમગુ ઝડપે ચાલી જાય છે. એકાએક એક ભયંકર કડાકા સાથે આજુબાજુના પ્રદેશને એક ક્ષણ માટે અજવાળતી વીજળી વિશ્વામિત્રીનાં ભેસભેર વહી જતાં પાણીમાં જાણે સમાઈ જાય છે અને તે સાથે જ એના કિનારા પરના કામનાથના ઓવારા પર ઊભેલા માનવીના મુખમાંથી ભયની કારમી ચીસ નીકળી પડે છે. ]

માનવી: ( ચીસને અંતે ) ઉફ઼ ! કેવો કારમો અનુભવ ! આ તે વીજળી કે વિરાટનું તંડવ ! આખું વાતાવરણ પણ જાણે એના આંચકાથી સ્તબ્ધ બની ગયું છે ! અને આ મારું હૈયું ! જાણે હમણાં બહાર નીકળી પડશે. શો એનો થડકાટ ! અને આ શ્વાસ ! ઘડીભર તો એ થંભી જ ગયો હતો પણ હવે ? જાણે ધમણ ચાલી !

[ એકાએક વહી જતા પાણીમાં કોઈ ભારે વસ્તુના પડવાનો અવાજ સંભળાય છે તેનાથી ચોંકી–

કોણ પડ્યું એ ! આટલી રાતે આ શ્મશાનભૂમિમાં કોણ હશે એ ? અરે ! પણ હું જ અહીં પડવા આવ્યો છું ત્યારે કોઇના પડવાનું મને વળી આશ્ચર્ય કેવું ! વિશ્વામિત્રી ! માડી ! હવે તારે જ ખોળે છું. માનવીની દેવાનિયતના ભોગ બનેલાં પત્ની અને ગભરુ બાળકોને ખોયા પછી કયા આધાર પર હવે જીવું ? આ જીવન જ જીવતું જાગતું મોત નથી શું ? મા, હું આવું છું. તારાં પાવનકારી નીરમાં જ મારો ઉદ્ધાર છે.

[ આકાશ તૂટી પડતું હોય તેવા વાદળના ભયંકર ગડગડાટને અંતે સમસ્ત વાતાવરણને તેજથી ભરી દેતો ઝળહળાટ પ્રસરે છે જેમાં એ ધસમસતાં પૂરમાં એક અપાર્થિવ તેજોમયી મૂર્તિનાં દર્શન થાય છે.]

માનવી: અરે ! આ હું કોને જોઉં છું ! આ તે સત્ય છે કે નર્યું સ્વપ્નું ! આ દેવી કોણ હશે ?

વિશ્વામિત્રી: દુ:ખનો માર્ગ આત્મહત્યા નથી. કોણ છે તું ભાઈ ?

માનવી: સંસારથી હારેલો અને હણાયલો માનવી. પત્ની ખોઈ, બાળકો

ખોયાં અને રળેલી થોડીઘણી પૂંજી પણ આ 'મારો કાપો'ની આગમાં હોમાવી. ફક્ત ઉપર આભ અને નીચે પૃથ્વી મને આશરો આપ્યે જાય છે. પણ જીવતરનો હવે તો થાક લાગ્યો છે. મા વિશ્વામિત્રીનો આશ્રય એ જ મારી શ્રદ્ધા છે.

વિશ્વામિત્રીઃ વત્સ, હું જાણું છું કે તને મારામાં શ્રદ્ધા છે; માટે તો હું વિશ્વામિત્રી પ્રકટરૂપે તારી સામે ઊભી છું.

માનવીઃ કોણ? તમે જ મા વિશ્વામિત્રી? ઓ હો હો હો! તમને જોઇને મા, સ્મૃતિપટ પર કેટકેટલાં કાળજૂનાં સ્મરણો જાગે છે! સદેહે સ્વર્ગમાં જવાની કામનાવાળો પેલો સૂર્યવંશી રાજા ત્રિશંકુ, વશિષ્ઠ ઋષિએ તેને દીધેલો શાપ, ઋષિ વિશ્વામિત્રે તેને આપેલું આશ્વાસન અને પોતના તપના પ્રભાવથી કરેલા ચમત્કારો-આવી તો કેટલીય ઘટનાઓનાં મા, તમે તો સાક્ષી છો.

વિશ્વામિત્રીઃ વત્સ, આ દુન્યવી વાતાવરણને છોડી, ચાલ તને એ પુરાણની દુનિયામાં ઘડીભર લઇ જાઉં. દક્ષ પ્રજાપતિને ત્યાં યજ્ઞ થયો હતો તેમાં ઉમાપતિનું ઘોર અપમાન થયું હતું એ તો તું જાણે છે ને?

માનવીઃ હા, હા, કેમ ન જાણું? અને એથી કોપે ભરાઈને મા પાર્વતીએ અગ્નિકુંડમાં પ્રવેશ કર્યો એ પણ જાણું છું.

વિશ્વામિત્રીઃ જો, ત્યારે હવે એ પછીની વાત સાંભળઃ પાર્વતીવિરહે વ્યાકુળ મહાદેવજીએ વનમાં તપશ્ચર્યા કરી અને ઉમાદેવીને પાછાં મેળવ્યાં. એ વનનું નામ શંકરવન. આશ્રમવાસી ઋષિ વિશ્વામિત્રે પછી તો ગંગાજીને પણ આ પુનર્મિલનના પવિત્ર સ્થળે વહેવાની પ્રાર્થના કરી એટલે નદીરૂપે તું મને આજે જુએ છે. વિશ્વામિત્રની આરાધનાને અંતે વિશ્વામિત્રી નામ ધારણ કરી અહીં વહેતી હું ગંગાનું જ સ્વરૂપ છું.

માનવીઃ પણ ના, તમે તો પાવાગઢના ડુંગરમાંથી નીકળ્યાં છો. ને?

વિશ્વામિત્રીઃ ગાંડા, એ તો તમારી આજકાલની ભૂગોળની વાતો. પાવાગઢની કથા પણ તું પૂરી જાણે છે ખરો?

માનવીઃ બીજું તો શું પણ નવરાત્રિમાં 'મા પાવા તે ગઢથી ઊતર્યાં, માં કાળી રે' ના ગરબામાં લોકવાણી દ્વારા લોકહૃદયમાં જે કાયમનાં સ્થપાયાં છે તે મહાકાળીને પોતાના મસ્તકે ધારણ કરીને શક્તિપૂજાના સાચા ઉપાસકની જેમ એ ધન્ય બનેલો પર્વત છે એટલું જાણું છું.

વિશ્વામિત્રીઃ ( ખડખડ હસીને ) આટલું જ તું જાણે છે ને ! જો હવે આખી વાત સાંભળ. વિશ્વામિત્ર ઋષિના આશ્રમ પાસે એક પાતાળ-ઊંડો ખાડો હતો. ઋષિની ગાય ચરવા જતાં અકસ્માત એ ખાડામાં પડી ગઇ. એણે બહાર નીકળવા ઘણાં ય તરફડિયા માર્યાં પણ વ્યર્થ. તે વખતે આકાશવાણી થઈ કે મા કામધેનુ તમે તમારા દૂધથી એ ખાડો ભરી દો અને તરીને બહાર નીકળો. ગાયે તે પ્રમાણે કર્યું અને બહાર નીકળી ગઇ.

માનવીઃ ભારે આશ્ચર્યની વાત છે આ તો.

વિશ્વામિત્રીઃ ઋષિ પછી તો હિમાચળ પર્વત પાસે ગયા અને હિમાચળે એ ખાડો પૂરવા માટે પોતાના બે પુત્રો અચળ અને રત્નમાળને મોકલ્યા. અચળે એ ખાડો તો પૂર્યો પણ તે ઉપરાંત જમીન ઉપર એક યોજન ઊંચો વધ્યો અને બ્રહ્માની જેમ ચતુર્મુખ તો બન્યો જ પણ એનું આકાશગામી શિખર જાણે એ પંચવક્ત્ર શિવ ન હોય એમ એને મસ્તકે શોભવા લાગ્યું.

માનવીઃ પછી રત્નમાળનું શું થયું ?

વિશ્વામિત્રીઃ શંકરવનના પૂર્વ ભાગે પોતે રત્નઔષધિયુક્ત બની એણે પણ વિસ્તાર સાધ્યો.

માનવીઃ એ વાત તો ખરી પણ મા, આ મહાકાળીજી અહીં ક્યારે આવ્યાં ?

વિશ્વામિત્રીઃ જેમ વિશ્વામિત્રી નામ ધારણ કરવા છતાં હું ગંગાનું સ્વરૂપ છું તેમ મહાકાળીના નામે એ મા ગૌરીનું જ સ્વરૂપ છે. વિરહી મહાદેવ અને મા પાર્વતીનું અહીં પુનર્મિલન થયું અને પછી તો ગણો સહિતનું સર્વ કુટુંબ અહીં જ સ્થપાયું.

માનવીઃ કેવી પાવક કથા છે !

વિશ્વામિત્રીઃ જો હવે સાંભળ. વિશ્વામિત્રે ત્રિશંકુરાજાને પોતાના તપના પ્રભાવે સદેહે સ્વર્ગમાં મોકલ્યો હતો એ તો તું જાણે છે ને !

માનવીઃ હા, અને જ્યારે ઇંદ્રે એને પ્રવેશવા ન દીધો ત્યારે વિશ્વામિત્રે પોતાના તપના પ્રભાવથી એને માટે નવું સ્વર્ગ પણ રચ્યું હતું.

વિશ્વામિત્રીઃ સાચી વાત, પણ એથી તો ઇંદ્ર અને બીજા દેવતાઓ ઘણા અકળાઇ ગયા. ઇંદ્રે બ્રહ્મા પાસે જઇ ફરિયાદ કરી. બ્રહ્માએ મારા કિનારા પર ત્રિશંકુને યજ્ઞ કરાવવાની અને એ કિનારા પરનાં સર્વ

તીર્થોની યાત્રા કરાવવાની વિશ્વામિત્રને આજ્ઞા કરી. વિશ્વામિત્રે પાવકાચળથી માંડીને રાજાને સઘળાં તીર્થોની યાત્રા કરાવી; અને રાજા દેવત્વને પામી છેવટે સ્વર્ગમાં ગયો.

માનવી: પાવકાચળ ? એ કયો પર્વત ?

વિશ્વામિત્રી: અત્યારે તમે પાવાગઢ તરીકે તમે ઓળખો છોને, એનું જ નામ પાવકાચળ.

માનવી: પણ મા, એ પર્વત ત્યાં શી રીતે ઉત્પન્ન થયો ?

વિશ્વામિત્રી: એ સ્થળે વિશ્વામિત્રે એક સુંદર નગરની રચના કરી હતી. ત્યાં પાવનાસુર નામનો એક અસુર રહેતો હતો. તે નગરની પ્રજાને ખૂબ રંજાડતો હતો. આથી વિશ્વામિત્રે તેને શાપ દીધો કે જા દુષ્ટ, તારા પર ગિરિખંડ પડશે અને તારો વિનાશ થશે.

માનવી: પછી ?

વિશ્વામિત્રી: પરિણામે આખો પર્વત લઈને ઊડતા ગરુડના હાથમાંથી પર્વતનો એક ટુકડો પંચવક્ત્રના શિખર પર પડ્યો. પછી તે આ રાક્ષસના ઉપર પડ્યો તે દિવસથી તે નાશ પામ્યો અને ગિરિસ્વરૂપ બની ગયો. ત્યારથી એ પાવકાચળ નામે ઓળખાવા લાગ્યો. આજે તે પાવાગઢ બન્યો છે.

માનવી: હવે સમજાયું. કેટલી સુન્દર કથા છે ! પણ મા, પેલાં તીર્થયાત્રાનાં સ્થળો ગણાવ્યાં તે ક્યાં ?

વિશ્વામિત્રી: તું જેના ઓવારા પર ઊભો છે તે કામનાથની ભૂમિ પર કામદેવે મહાદેવની કૃપા માટે તપશ્ચર્યા કરીને તેમને પ્રસન્ન કર્યા હતા. એવાં જ બીજાં ભીમનાથ, સિદ્ધનાથ, કેદારનાથ વગેરે સંખ્યાબંધ તીર્થસ્થળોની કથા છે પણ તું જે કાળમાં જીવે છે તેમાં લોકોની ધર્મ તરફની તો આસ્થા ચાલી ગઈ છે એટલું જ નહિ પણ આવાં સ્થાનો પ્રત્યેની કુતૂહલવૃત્તિ પણ નાશ પામી છે.

માનવી: પણ મા હવે મારી એક જિજ્ઞાસા પૂરી કરો. આપના કિનારા પર બીજા કેટલાં ય સ્થળોની જેમ હરણી પણ હતું જ ને ? એની પાછળ કાંઈ રહસ્ય છે ખરું ?

વિશ્વામિત્રી: તારી વાત સાચી છે. એક કાળે અત્યારના નાના ગામડાને ઠેકાણે એક મોટું નગર હતું જેના પર હિરણ્યાક્ષ નામના રાક્ષસની સત્તા હતી. એ નગરનું નામ હિરણી. ત્યાં પહેલાં વીર નામના લોકો રહેતા હતા. તેમના ઉપર હિરણ્યાક્ષે વિજય મેળવ્યો હતો.

માનવી: પણ એ રાજા પ્રજાપાલન તો કરતો હશેને?

વિશ્વામિત્રી: એની જ કથા હું હવે તને કહું છું. એ પ્રાણીઓની હિંસા તો કરતો જ હતો પણ એક વખત એણે એ નગરના માનવીઓનું ભક્ષણ કર્યું. પછી તો ચારે બાજુએ હાહાકાર વર્તી રહ્યો. લોકો એ નગરનો ત્યાગ કરી ચાલ્યા ગયા.

માનવી: ખરેખર? પછી?

વિશ્વામિત્રી: ભગવાન રામચંદ્રજી સૈન્ય સહિત એ માર્ગે થઈને જતા હતા. મોખરે ચાલતા હનુમાનજીને નગરના વીર લોકોએ આ રાક્ષસનો નાશ કરવા પ્રાર્થના કરી શ્રીરામચંદ્રની આજ્ઞાથી હનુમાને એ રાક્ષસ સાથે સાત દિવસ સુધી યુદ્ધ કર્યું પણ બેમાંથી એકે હાર્યો નહિ. વીરોએ આઠમે દિવસે રામચંદ્રજીને આવીને સર્વ સમાચાર જણાવ્યા; ભગવાને લક્ષ્મણજીને એ રાક્ષસનો નાશ કરવાની આજ્ઞા કરી.

માનવી: પવનસુતને પણ વશ થયો નહિ એ રાક્ષસ કેવો બળવાન હશે!

વિશ્વામિત્રી: અરે હનુમાનજીથી તો એ ન જિતાયો એટલું જ નહિ પણ લક્ષ્મણજી પણ એને હરાવી શક્યા નહિ. પછી તો ભગવાન રામચંદ્રજી પોતે રણભૂમિ ઉપર આવી પહોંચ્યા. હિરણ્યાક્ષે દૂરથી હજારો સૂર્યનું તેજ ધારણ કરતા, માથા પર ધારણ કરેલા મુકુટથી શોભાયમાન, તુલસીપુષ્પની માળાઓ ધારણ કરેલા રામચંદ્રજીને જોયા એટલે યુદ્ધનાં આયુધો દૂર ફેંકી એ એમને ચરણે પડ્યો, અને સ્તુતિ કરી કહેવા લાગ્યો: 'ભગવાન! હું કશું ઇચ્છતો નથી. પણ કેવળ આપની ભક્તિ માગું છું.' ભગવાન રામચંદ્રે એનો ઉદ્ધાર કર્યો અને એ સ્વર્ગલોકને પામ્યો.

માનવી: તો પછી એ સ્થળે ભગવાન રામચંદ્રને બદલે હનુમાનનું મહત્ત્વ શા માટે છે?

વિશ્વામિત્રી: બાકીની વાત તું સાંભળીશ એટલે તને સંતોષ થશે. રાક્ષસના સ્વર્ગગમન પછી ભગવાન રામચંદ્રે હનુમાનજીને કહ્યું 'આ સામે અરણીનું ઝાડ છે ત્યાં તમે વાસ કરો અને અહીંની પ્રજાનું રક્ષણ કરો.' અને હનુમાનની આજ્ઞાધારકતા કોણ નથી જાણતું? આજે તો એ ઘટનાઓ ઉપર કાળના થર બાઝી ગયા છે છતાં સેવકની સ્થિરતાથી એ રામભક્ત હજી ય ત્યાં ઊભા છે. અમારો નદીઓનો ધર્મ તો આવા મહાપુરુષોની કથાઓ હૃદયમાં કોતરી રાખવાનો અને તમારા જેવાઓને સંસ્કૃતિનું દર્શન કરાવવાનો છે. પણ નદીની મહત્તા આજે કોને સમજાવી

છે ! વિશ્વામિત્રી પાવાગઢના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે, એ ભૂગોળનું સત્ય મારું સાચું સ્વરૂપ સમજવામાં કેટલું સહાયભૂત થશે !

માનવીઃ મા, આપ સૌ નદીઓ તો મહાફળ આપનારી વિશ્વની માતાઓ ગણાઓ છો ને ?

(ખડખડ હસીને) ઓહો ! તું તો મહાભારતકાળની વાત કરવા લાગ્યો ! પણ એ આર્ય પૂર્વજોની નદીભક્તિ આજે છે ખરી ! હિંદમાં આજે તીર્થક્ષેત્રો સૂનાં થતાં જાય છે. આર્ય સંસ્કૃતિ આજના તમારા યુગમાં ભૂંસાતી જાય છે. વિશ્વામિત્રો અને વસિષ્ઠોની એ સમર્થ દુનિયા ક્યાં અને ક્યાં તમારા આજના ગ્હેંતિયાઓની ખાબોચિયા જેવી દુનિયા ! મારા પર બાંધેલા પેલા પૂલ પર સવાર સાંજ જતાં આવતાં માનવીના મુખે હું નરી રાજખટપટ, ઇર્ષ્યા અને વેરની વાતો સાંભળી સમસમી જાઉં છું. તું મને જ જોને ! ક્યાં મારી પૂર્વની સ્વાસ્થ્યપૂર્ણ દેહકલા અને ક્યાં આજનું કંગાલ શેષ ખોળિયું ! અને છતાં વિશ્વની માત બની મારો ધર્મ બજાવતી આ યુગમાં ય જીવું છું તેમ હું તેને પણ મારા જીવનમાંથી એ સંદેશ આપું છું કે ભાઈ, જીવ્યે જા, અને સ્વધર્મનું પાલન કર.

માનવીઃ માતા, હું આપને પ્રણમું છું. મને આશીર્વાદ આપો.

વિશ્વામિત્રીઃ વત્સ, તારામાં માનવતા વિકસો, તારું કલ્યાણ થાઓ.

[ કામનાથના મંદિરમાંથી આવતો આછો ઘંટારવ સંભળાય છે. ]

ઑલ ઈંડિયા રેડિયોના મુંબાઇ મથકેથી ભજવાયલું, એના સૈજન્યથી

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

# ગુજરાત વિશ્વવિદ્યાલય

[ એની તપાસસમિતિ તરફથી મળેલી પ્રશ્નાવલિના જે ઉત્તરો સુરતથી તા. ૧-૧૧-૧૯૪૭ને રોજ અમદાવાદ મોકલેલા, તે અહીં પ્રશ્નવાર ઉત્તરરૂપે છાપ્યા છે. જેમણે વર્તમાનપત્રમાં આવેલી એ પ્રશ્નાવલિ કે એની મૂળ પત્રિકા વાંચી ન હોય તેઓની સગવડ માટે ઉમેર્યાં. આ છપાવવા મોકલતાં, જરૂર લાગી ત્યાં થોડાક શબ્દો ખૂણિયા કાંઉસમાં ઉમેર્યાં છે. બાકીનું લખાણ, જેવું મોકલ્યું તેવું છે.-વિ].

૧. જે મૂળભૂત સિદ્ધાન્તો અનુસાર, એમના ઉત્તમ સમયમાં, તક્ષશિલા

તથા નાલન્દાનાં, અર્વાચીન કાલમાં ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, લંડન, હાર્વર્ડ તથા યેલ જેવાં, વિશ્વવિદ્યાલયો ચાલતાં હતાં અથવા ચાલે છે, તે સિદ્ધાન્તોનું વિવેકપૂર્વક સંયોજન (ગુજરાત માટેના પ્રાદેશિક એટલે કે) અમદાવાદ વિશ્વવિદ્યાલય માટે કરીને એની સ્થાપના કરવી.

ગુજ. પ્રજાની જીવનસ્પર્શી સાંસ્કારિક પ્રવૃત્તિઓ એટલે તેનું વિશ્વવિદ્યાલય, તેનાં મહાવિદ્યાલયો, અન્ય વિદ્યાલયો, એની સાહિત્યપરિષદ તેમ જ ઉચ્ચ ધોરણ જાળવીને ચલાવાતાં એનાં ત્રૈમાસિકો તથા માસિકો, ઉપરાંત, સારાં પ્રકાશનમન્દિરો.

૨. અમદાવાદ વિશ્વ. વિદ્યા.નો તાત્કાલિક અધિકારપ્રદેશ, મુખ્યત્વે (મહારાષ્ટ્ર વિશ્વ. વિદ્યા. માટે સૂચવાયેલા ધોરણે) એ શહેર તથા એની પરાં ઉપરાંત અમુક માઇલના નિર્ણીત ગ્રામપ્રદેશ—નાનાં શહેરો હોય તો તે સહિતનો—સુધીનો રાખવો. એ મર્યાદા બહારનાં જે મહાવિદ્યાલયો વગેરે, ક્રમેક્રમે અને અમદા. વિશ્વ. વિદ્યા. ની ભાવના, કાર્યક્રમ આદિ લગભગ સર્વાંશે અપનાવીને જોડાવા ઇચ્છે તેમને વિ વિ. સાથે જોડાવાની છૂટ આપવી. આ કાર્ય માટેનો સીમાપ્રદેશ તુરત માટે કચ્છ કાઠિયાવાડ સમેત તળ ગુજરાતનો દમણગંગા સુધીનો જ રાખવો.

૩. સદરહુ વિસ્તારમાંની મહાવિદ્યા. પ્રકારની સંસ્થાઓ કેવળ ગુજ- (અમદાવાદ) વિ. વિ. સાથે જોડાઇ શકે. "બીજું કોઇ વધારાનું વિશ્વવિદ્યાલય" વડોદરામાં [કે આણંદમાં] સ્થપાવા સંભવે હોઇ, આપણા ઉપર મુજબના નિર્ણીત વિસ્તાર બહારનાં મહાવિદ્યા વગેરે એની કે મુંબાઇ યુનિ. સાથે ભલે જોડાય; તેમાંનાં કોઇ ઉપર કલમ બીજી અનુસાર અમદા. વિ વિ સાથે પણ તેમની સગવડે જોડાઇ શકે.

૪. ના. એવી [ગુજરાત બહારની સંસ્થાઓને માન્યતા આપવાની] શક્યતાનો વિચાર પણ દસકા બાદ આપણે કરવાનો.

૫. વિ. વિ. નું કાર્યક્ષેત્ર લગભગ અર્ધ ભાગે કલા-સાહિત્યવિષયક (તાત્ત્વિક અર્થમાં બ્રાહ્મણ વિષયોનું) અને બાકીના અર્ધ ભાગે (આ પણ તત્ત્વાર્થમાં જ) વૈશ્ય વિષયોનું એટલે વાણિજ્ય તથા ઉદ્યોગની શાખા-પ્રશાખાનું તથા ખેતીવાડીનું રાખવું. ધારાશાસ્ત્રનો આમાંના પહેલા અને વૈદકનો કદાચ બીજા વર્ગમાં સમાવેશ થાય. આ બન્ને વિષયોના શિક્ષણની યોગ્ય સુવિધતા પૂરતા પ્રમાણમાં હાલ થઇ શકે નહિ તો, જેનાં જેનાં મહાવિદ્યાલયો અમદાવાદમાં ચાલુ છે તે જ

'વિષયો શરૂઆત માટે લેવા. પ્રાથમિક યા તો પાયાની કેળવણી સંબન્ધી આપણા વિ. વિ.એ એક દસકા લગી વિચાર સુદ્ધાં કરવાની જરૂર નથી; પણ વિ. વિ. શરૂ થયા પછીનાં બેથી ત્રણ વર્ષમાં, પહેલાં ઉપર્યુક્ત નિર્ણીતવિસ્તારમાં તથા પછી ધીમે ધીમે એની બહારના (ઉપર કલમ બીજીમાં સૂચિત) ગુજરાત પ્રાંતમાં, નિયમસરની વિદ્યા-વિસ્તારવ્યાખ્યાનમાળા તેમ જ વિ. વિ. તથા એનાં મહાવિદ્યા.ના પ્રાધ્યાપકો હસ્તકના ખાસ વર્ગો શિક્ષિતસમાજનાં સ્ત્રી-પુરુષો માટે ચલાવી-આવાં સાધનો દ્વારા પ્રૌઢશિક્ષણનું સુનિયોજિત, અસરકારક કાર્ય વિ. વિ. હાથ ધરી શકે, પણ તે, એના પહેલા જ વર્ષમાં તો નહિ.

૬. જે છ સંસ્થાઓનાં નામ અપાયાં છે, તે ઉમદા સમાજસેવા કરતી હોઈ, એના પીઢ અનુભવી કાર્યકરો (નિષ્ણાતો તેમ જ બીજા) તે તે સંસ્થાનાં કાર્યો માટે ચઢીઊતર શ્રેણીના વર્ગો ચલાવે એ જ એ દળનાં શિક્ષણ માટે એકમાત્ર સાચો માર્ગ છે. એવી સંસ્થાની પ્રવૃત્તિ કોઈ પણ દેશ-કાળમાં 'સાંસ્કૃતિક'ના વિશિષ્ટાર્થમાં સંસ્કારિતાનાં વિકાસ કે સંવર્ધન કરનારી ગણાય નહિ. થઈ શકે તે એટલું જ કે અમદા૦ વિ. વિ.માં તૈયાર થયેલા સ્નાતકો એવી સમાજસેવા-પ્રવૃત્તિને કારકિર્દી તરીકે સ્વીકારે ત્યારે તેમના સુસંસ્કારોનો, વળી તેમના પોત-પોતાના વિષયની વિ-શેષજ્ઞતાનો લાભ એ સંસ્થાઓને સહજ ભાવે આપે.

૭. વિશ્વભારતી વગેરે [હિંદમાંનાં] એ સાત વિદ્યાપીઠોના અનુભવનો વિવેકપૂર્વક ઉપયોગ મુખ્યત્વે આપણા સાંસ્કારિક ('બ્રાહ્મણ'-જોવી ઉપર કલમ ૫) વિષયો માટે તથા આવશ્યક હોય ત્યાં વ્યાવહારિક ('વૈશ્ય') વિષયો માટે કરવો. શિક્ષણશાસ્ત્ર ગણાવવું રહી ગયું છે; એ વર્ગ ૧લામાં ઉમેરવું.

૮. આનો ઉત્તર, સ્વાધીન હિંદમાંના વિ. વિ. માટે પણ ઉપર કલમ પહેલીમાં આવી ગયો. ત્યાં અપાયેલાં સાતે નામનો પૂરો તથા ઊંડાણથી વિચાર કરતાં સ્પષ્ટ થાય છે કે હરકોઈ દેશકાળના વિ. વિ.નું અધિષ્ઠાન અમુક-અમુક એવાં ત્રિકાલાબાધિત તત્ત્વો પર થતું હોય છે જેના સવિવેક સમુચિત વિનિયોગ વડે જ એ વિ. વિ. પ્રજાની સંસ્કૃતિ ('સિવિલિઝેશન') તથા સંસ્કારિતા ('કલ્ચર')-એ બંનેનું એટલે કે તેના બાહ્યાન્તર જીવનનું સંરક્ષક (ભૂતકાળ), પ્રતિબિંબકારી (વર્તમાન),

તથા ઊર્ધ્વગામી (ભાવિ) બની શકે. આ ઉચ્ચઆગ્રહને અમદાo વિ. વિ. આવી કોઈક રીતે વ્યવહારક્ષમ તથા મૂર્ત કરવા પ્રયત્નો કરેઃ (૧) અન્ય પ્રાન્તો તથા દેશોની ભાષા તથા સંસ્કારિતા જોડે સતત જીવન્ત સંપર્કમાં રહીને; (૨) પોતાના કાર્યક્ષેત્રમાં સર્વ નાનીમોટી સંગીન વિદ્યાકલાશાખાઓ( આમાં ઉચ્ચતર 'સાયન્સ' પણ આવી જાય)નું શિક્ષણ, સંશોધન, પોષણ-પ્રવર્તન સમાવીને; (૩) બંધારણ તથા બાહ્ય સ્વરૂપની બાબતોમાં રચનાતંત્ર તથા કાર્યનીતિના નિયામકો તરીકેનો સકળ અધિકાર, સાદ્યન્ત, વિદ્યાકલાઓના જ્ઞાનવૃદ્ધ તથા દીર્ઘદર્શી, આજીવન ઉપાસકોના (નિયમ તરીકે, ૩૦ થી ૫૫ કે ૬૦ની વયનાં સ્ત્રીપુરુષોના) હાથમાં સોંપી દઈને. (આમ અહીં કહ્યું છે તે, સ્વાધીન હિંદનું વિ. વિ. તો ઉચ્ચ શિક્ષણની એવી દૃષ્ટિવાળું જ હોવાના આ લખનારનો આગ્રહને લીધે, જેવી પ્રાચીન આર્યાવર્તના ઉત્તમ યુગોમાં પ્રવર્તતી હતી ). એ પ્રકારના સંચાલકોને પ્રજાના રાજ્યકર્તા તથા ધનિકો તમામ પ્રકારની સહાય્ય, પોતપોતાને સ્થાને રહીને, ખરા ઊંડા વ્યાપક સ્થાયી રાષ્ટ્રહિતની દૃષ્ટિએ આપે જ; ઉપરાંત એમનામાંથી પાત્રતાયુક્ત હોય તેવાનું સ્થાયી સલાહકાર-મંડળ પણ વિ. વિ.ને એનાં કાર્યોમાં, વિ. વિ.ના ઐચ્છિક ઉપયોગ માટે માર્ગદર્શન પણ આપે. મતલબ આ ગિને-વિશ્વવિદ્યાલયી વર્ગોની વ્યક્તિઓનો મતપ્રદાનની કે એવી રીતે જરા પણ 'અવાજ' વિ. વિ.ની કોઈ પણ પ્રવૃત્તિમાં ન હોય એ ઇષ્ટ છે. આ જ કારણે, અપવાદરૂપ જૂજ દાખલા કે સંજોગ સિવાય, કુલપતિથી માંડી વિ. વિ.ના સંચાલક વર્ગમાં જે વર્ચસ્વ હોવું ઘટે તે પ્રજાના ગુણકર્મે બ્રાહ્મણોનું જ.

(પ્રશ્નાવલીના નં. ૨૮ થી ૩૨ના સર્વસામાન્ય રૂપના ઉત્તરો આ ૮ મી કલમમાં સૂચવાતા હોઈ, એ આ નોંધમાં જુદા નથી લખ્યા.)

૯-૧૨. ઉપરની કલમ ૨જી-૩જી સાથે આ પ્રશ્નો વિચારતાં કહેવાનું કે અમદાo વિ. વિ. મુખ્યત્વે ૯ (બ) પ્રકારનું [ 'રેસિડેન્શિયલ' ] અને ગૌણત્વે ૯ (ક) જેવું [ 'એફિલિયેટિંગ' તથા 'રેસિડેન્સિયલ' એમ મિશ્રરૂપનું ] રહે. સમસ્ત ગુજરાતને આવરવાની સ્વાભાવિક ઇચ્છા બર આવવાની બાબતમાં એકથી બે દસકાનું ધૈર્ય સર્વથા આવશ્યક. (બોધભાષા સંબન્ધી, નીચે કલમ ૧૬ જોશો.)

૧૩. અર્ધ-સ્વાયત્ત જૂથો તથા અધ્યક્ષવાળી સૂચના આ નોંધમાંની સમગ્ર દૃષ્ટિ જોડે સંગત, તેથી માન્ય. આ રીતે થતાં, વિ. વિ.ના મુખ્ય

કાર્યાલયનું એક મુકામલે નાનું ખાતું આ બાહ્ય ઉચ્ચશિક્ષણ–સંસ્થાઓના સર્વસામાન્ય વહીવટ તથા માર્ગદર્શન માટે પૂરતું થાય; મતલબ "બાહ્ય વહીવટ"નું મોટું જુદું ખાતું અમદાવાદે નિભાવવાનું નહિ.

૧૪. એ સંબન્ધ શક્ય એટલો ગાઢ પ્રત્યેક જોડાયલી વિદ્યાસંસ્થાની આર્થિક તેમ જ અન્યવિષયક સ્થાનિક અનુકૂળતા પ્રમાણે અમુક આવશ્યક છૂટ તેને આપનારો તો પણ એકંદરે ગાઢ જ હોવો જોઈએ.

૧૫. અમદાવાદમાં; [વિશ્વ. વિદ્યા.નું સ્થાન ક્યાં, એનો આ ઉત્તર છે.]

૧૬. "હિંદુસ્તાની" નામની કોઈ ભાષા આજની ઘડીએ ખરેખર તૈયાર હોય તો પણ હિંદમાંના કોઈ પણ વિશ્વ. વિદ્યા.ની વિચારણામાં તેને સ્થાન અપાય તેવી વિકસિત એ છે નહિ. બીજું, આ વર્ષના [૧૯૪૭ના] ઓક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં કાશી મુકામે ભરાયલા હિંદી સાહિત્યસંમેલનમાં બાબુ સંપૂર્ણાનન્દે કહ્યું છે તેમ "હિંદુસ્તાનીના ટેકારો જનતાની બોલચાલની ભાષાના હિમાયતી છે પરન્તુ એવી ભાષામાં ઉચ્ચ અભ્યાસ માટેના શબ્દો ન હોઈ શકે." આ કારણે તેમણે સંસ્કૃતની મદદ ભારતીય ભાષાઓ માટે લેવાની તેમ જ નાગરી લિપિની હિમાયત કરી હતી. આ સંબન્ધી એટલું ઉમેરવા જેવું છે કે યુક્તપ્રાન્તીઓની માતૃભાષા એવી હિંદી માટેનો એ પક્ષપાત છે અને એ રૂપે વાસ્તવિક છે, સાચી શકાય તેવો છે. બાકી તો વસ્તુસ્થિતિ એ છે કે આજને દહાડે કોઈ પણ ભારતીય ભાષા એવી છે જ નહિ જે હિંદી રાજ્યસંઘના એકથી બીજા છેડાની આખી પ્રજાની એટલી સુવિકસિત રાષ્ટ્રભાષા હોય જેને વિશ્વવિદ્યાલય જરા ય સંકોચ વિના (દક્ષિણ ભારત સમેત) સમસ્ત રાષ્ટ્રની આગવી ભાષા તરીકે પ્રમાણિકપણે 'રાષ્ટ્રીય' નામક રાજકીય પૂર્વગ્રહો વિના સ્વીકારે.

આ લખનારના મતે, અમદા. વિશ્વ વિદ્યા.એ રાષ્ટ્રભાષાના પ્રશ્નને સ્પર્શ જ, એના હલના રૂપે, કરવો ઘટતો નથી. આ ઇલાકાની અથવા ગુજરાત અલગ પ્રાન્ત થતાં તેની વહીવટી પ્રવૃત્તિ [નાં અમુક અંગ] માટે હિંદીનો સ્વીકાર વ્યાપકરૂપે થાય તો પણ, હિંદીને આપણું વિ. વિ. બોધભાષા તરીકે તો, અમુક વિષયો માટે પણ, કદાપિ ન સ્વીકારે. માત્ર, જેમ મરાઠી તથા બંગાળી તથા તામિલને તેમ હિંદીને તથા ઉર્દૂને પ્રાદેશિક [યા તો ભાતીય] ભાષાઓ તરીકે શિખવવાની પૂરતી સગવડ આ વિ. વિ.માં રાખવી.

બોધભાષા ગુજરાતી કરવા સંબન્ધી એક ત્રિવર્ષી યોજના થઈ શકે. આ સમયગાળાના પહેલા અર્ધા વર્ષથી એક વર્ષમાં અન્યપ્રાન્તી (ચાલુ તથા નવા) પ્રાધ્યાપકો ગુજરાતી શીખી લે. તેમને તેમ જ માતૃભાષા ગુજરાતીવાળા શિખવનારને આ ત્રણે વર્ષમાં બોલવા-લખવા માટે એમની સર્વની હાલની સ્વભાષા જેવી અંગ્રેજી વાપરવાની છૂટ હોય-પણ તે એવી રીતે કે પ્રતિસત્ર તેમણે અંગ્રેજીનું પ્રમાણ ઓછું કરવું, વચગાળામાં આવશ્યક બનશે તેમ અંગ્રેજી-મિશ્રિત ગુજરાતી પણ ભલે વાપરવું-પરન્તુ ત્રીજા વર્ષને અંતે તો સૌ કોઇએ ગુજરાતી જ વાપરતા થઈ જવાનું અને પછી એ દિશામાં જ પ્રગતિ સાધવી.

પાઠ્ય-પુસ્તકો: ભાષાન્તર-વિભાગ ખોલાય તો પણ એ કારખાના જેવો બને; એમ લખાવાયલાં પુસ્તકો ભાષામાં લાંબું જીવે તેવાં પણ જૂજ-જાજ હોવાનાં. વધારે સ્વાભાવિક પદ્ધતિ એ લાગે છે કે અંગ્રેજી ઉપરાંત, મળે ત્યાં ત્યાં, હિંદી કે મરાઠી પુસ્તકનો ઉપયોગ પ્રાધ્યાપક વર્ગમાં કરે પણ તેની પર પ્રવચન તો ઉપર જણાવ્યું તેમ ક્રમિકપણે વધતા ગુજરાતીમાં જ તે કરે. એ રીતે શિખવતાં શિખવતાં જ, વિષયે-વિષયના પ્રાધ્યાપકો પોતાપોતાના વિષયનાં વિશ્વવિદ્યાલયોચિત પુસ્તકો તૈયાર કરતા .., એવા પ્રત્યેક પુસ્તકને આખરી રૂપ આપે એ જ વિષયના જુદેજુદાં મહાવિદ્યાલયોમાંના પ્રાધ્યાપકો ભેગા મળીને; અને એવાં વિષયેવિષયનાં પુસ્તકો વિશ્વ. વિદ્યા. (કે તેણે કરેલ ગોઠવણ પ્રમાણે બીજી કોઇ સંસ્થા કે પ્રકાશક) પ્રકટ કરે તે વિદ્યાર્થીઓના હાથમાં મુકાય. આટલી કાર્યસિદ્ધિ થતાં પણ ત્રણ વર્ષ જવાનાં. દરમ્યાન, વિદ્યાર્થીઓ અંગ્રેજી જ પુસ્તક (કે શક્ય હોય ત્યાં મરાઠી હિંદી વગેરેનાં ભાષાન્તર) વાપરે; તેમનો મુખ્ય આધાર તો કદાચ પ્રાધ્યાપકે લખાવેલી કે તેના પ્રવચનવેળા જ વિદ્યાર્થીએ કરેલી, "નોટ્સ" પર રહેવાનો. આ બધો સમય વર્ગોનું કાર્ય તો અંગ્રેજી-મિશ્રિત ગુજરાતીમાં (પણ અં. નું પ્રમાણ ઘટતું જાય એ રીતે) થવાનું એટલે પરીક્ષામાં ઉત્તરો પણ એવી કામચલાઉ ભાષામાં અપાશે.

૧૬ (ઔ): ગુજરાતી સહિત વિવિધ ભારતીય ભાષાઓમાં પરિભાષા-કોશના નાનામોટા પ્રયોગો થયા છે. એ સર્વ પરથી આ વિ વિ.ના પ્રાધ્યાપકો નવો સારો પરિ. કોશ રચે.

૧૬ (ક) [અંગ્રેજીના સ્થાનનો પ્રશ્ન]: માધ્યમિક શાળાઓનાં ઉપલાં ૪ વર્ષમાંનું અંગ્રેજી ભાષાનું શિક્ષણ શુદ્ધીકૃત રૂપે ફરજિયાત રહેશે એવી

સમજથી કહી શકાય કે [ ગુજ. વિ. વિ.નાં ] મહાવિદ્યા.નાં પહેલાં બે વર્ષમાં પણ અંગ્રેજી સાહિત્યશિક્ષણ ફરજિયાત અને ત્યાર પછી ઐચ્છિક રહે એ બરાબર લાગે છે. ( આમાં [ અંગ્રેજી શીખવા અનિચ્છુક વિદ્યાર્થીને લગતા ] ૧૬ ક્ષનો જવાબ આવી ગયો, કેમ કે ત્યાં સૂચવાયો છે તેવો વિદ્યાર્થી અંગ્રેજીને બદલે ગુજરાતી બહેક કોઈ પણ વિકસિત ભારતીય ભાષા દ્વારા પોતાની ઉચ્ચ પરીક્ષા–એના હરકોઇ ઐચ્છિક વિષયની–આપી શકે.)

૧૬ (ગ): હા. [ ફ્રેંચ, જર્મન, રશિયન ભાષાઓ વૈકલ્પક ?–એનો આ ઉત્તર. ]

૧૬ (ઘ): ચીન તથા જપાનની ભાષાઓ ( અરબી તથા ફારસી તો પ્રશિષ્ટ માને 'ક્લાસિકલ' ભાષાઓ તરીકે પણ શિખવાશે; માટે ચી. ને જ.ની ભાષાઓ ખાસ એશિયાઈ તરીકે. )

૧૬ (ઙ): આ પાંચ, યથાક્રમ: હિંદી, મરાઠી, બંગાળી, તામિલ, ઉર્દૂ; [ ઇતરપ્રાન્તી ભાષાભ્યાસની જોગવાઈનો પ્રશ્ન )

૧૭-૨૦. પાયાની કેળવણી બાળકના ૬ઠ્ઠાથી ૧૩મા વર્ષ સુધી; પછીનાં ૪ ( ૧૭મા સુધીનાં ) વર્ષ માધ્યમિક શિક્ષણનાં. આ બંને કક્ષાઓમાં ધરમૂળના એવા–એટલા ઉત્ક્રાન્તિમય ફેરફારો થયા હોય ( વિવિધ-પ્રકારી 'વૈશ્ય' યાને વ્યાવહારિક શિક્ષણના ઝોકવાળા ફેરફારો એ હોય ) કે જેથી કરીને એ બનેની આખરે શાળાન્ત પરીક્ષા પસાર કરેલ પ્રત્યેક વિદ્યાર્થી, મહાવિદ્યા.માંની હરકોઇ જ્ઞાનશાખામાં ( ત્યાર લગીનું સકળ શિક્ષણ તે માતૃભાષા દ્વારા જ પામ્યો હોઈ ) આસાનીથી દાખલ થઇ તેમ જ આગળ વધી શકે. એ ઉભય શિક્ષણપ્રકારો એટલા સુધરતાં લગીમાં અમદા. વિશ્વ. વિદ્યા. પોતાની ખાસ પ્રવેશપરીક્ષા ( મધ્યમસરના કડકપણાવાળા ધોરણની ) યોજે અને તેમાં ૪૫ કે વધુ ગુણ મેળવનારને જ મહાવિદ્યા માટે સ્વીકારી, બાકીનાને બીજે વર્ષ બીજી તેમ જ છેલ્લી તક આપે. આમ કરવાથી મહાવિદ્યા.માં પરતી લાયકીવાળા મુકાબલે ઓછાં વિદ્યાર્થી આવે પણ, એ રીતે જ્ઞાનોપાસનાનું ધ્યેય–કોઈ પણ સારા વિશ્વ. વિદ્યાનું હોવું જ જોઇએ તે ધ્યેય–સિદ્ધ કરી શકાય અને પરિણામે ભાવિ પ્રજા જેમ સંસ્કારસંપન્ન તેમ ચારિત્ર્યશાળી પણ થઇ શકે. :: માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણ વચ્ચેનો એક વર્ષનો ગાળો કે મધ્યમોત્તર વિદ્યાલય, ઉપની યોજનાનો અમલ થતાં, આપોઆપ બિનજરૂરી બને છે. રફતે રફતે બધું ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષા દ્વારા, તેથી શ્રમસમય બચશે જ,ને પ્રત્યેક

મુખ્ય વિષયનો સ્નાતક ૨૧ની, (વચ્ચે એકથી ત્રણ વાર નાપાસ થાય તો ૨૪ની) ઉમરે કાં તો વ્યવહારજીવનની કોઈક કારકિર્દી માટે, નહિ તો અનુસ્નાતક અભ્યાસ માટે આવશ્યક સુપાત્રતાવાળો, તૈયાર થઈ શકશે.

૨૧. ઊંડાણ સધાય માટે આરંભમાં થોડી 'આર્ટ્સ' તથા 'સાયન્સ' ની-ઉપરાંત, વાણિજ્ય તથા ખેતીવાડીની-જ્ઞાનશાખાઓ રહે એ ઇષ્ટ છે.

૨૨ જ્ઞાનશાખાઓ બીજાં વિશ્વ. વિદ્યા. સાથે વહેંચાય, તુરત માટે અમદા૦ વિ. વિ. આર્ટ્સ તથા સાયન્સ પર એકાગ્ર થાય, તો પણ ખોટું નહિ. :: (૩) મહાવિદ્યાના સર્વ વિષયોના અભ્યાસક્રમનો નવેસર વિચાર ગુજરાતની સાંસ્કારિક તથા વ્યવહારિક જરૂરતોને ખાસ લક્ષમાં રાખી, એના નિર્ણયો એ દૃષ્ટિએ કરવા; દરેક વિષયનો 'ટ્યુટોરિયલ' વર્ગ પણ જોઈએ.

૨૩. (અ): મોટા પાયાના યાંત્રિક ઉદ્યોગોની જરૂર ખાણો, યંત્ર-બનાવટ, સંરક્ષણ શસ્ત્રસામગ્રી, કાપડ, સાકર: આવા થોડા હેતુઓ માટે રહેવાની. એને અનુરૂપ શિક્ષણ આ વિ વિ. પૂરતા પ્રમાણમાં આપે; મોજશોખની વસ્તુઓની બનાવટ કાઝી ઉત્તેજે તેવું 'સાયન્સ' શિક્ષણ પણ ન આપે.

(આ) તથા (ઇ): ગ્રામોને લગતાં એ બંને કાર્ય એની ખાસ સંસ્થાઓ તથા સરકાર કરે. જો વિશ્વ વિદ્યા. એ કાર્યો પર ધ્યાન આપવા ઇચ્છતું હોય તો બીજા દસકામાં એનો વિચાર કરવા માંડે. બંને દૃષ્ટિબિન્દુ વચ્ચે કેટલોક તાત્ત્વિક ભેદ આ લખનારને દેખાય છે. વળી, તેના મતે, વિશ્વ વિદ્યાની સકળ પ્રવૃત્તિ સૂક્ષ્મ એવી જ્ઞાનદૃષ્ટિએ જ કરી લેખે લાગે; સ્થૂલ વ્યવહારનાં કાર્યોમાં પ્રત્યક્ષ ભાગ પણ વિ. વિ. એ પરિમિત પ્રમાણમાં જ લેવાથી તે પોતાનાં ઉચ્ચ સાધ્ય રક્ષી તથા સાધી શકવાનું; ઉપરાંત, ઉપર એક-બે સ્થળે સૂચવ્યું છે તેમ, અમદા૦ વિ. વિના સ્નાતકો એક વાર ત્યાં પૂરતી જ્ઞાનસંપત્તિ પામી, એનો વિનિયોગ ગ્રામોદ્ધાર માટે ખુશીથી કરી શકે. પણ એ માટેનું ખાસ શિક્ષણ એ વિ. વિનો કાર્ય-પ્રદેશ જ, આ લખનારના અધીન મતે, નથી.

૨૪. વિ. વિ. વ્યાયામ તથા રમતગમતો પોષે જ; તાલીમ તરીકે શારીરિક, ફોજી તથા નૌકાનયનની તાલીમની ખાસ શાળાઓ સરકાર જ ચલાવે.

૨૫. (अ) તથા (आ) તેમ જ (इ): વિ. વિ.એ સત્યશોધ તથા જ્ઞાનોર્જનની પવિત્ર દૃષ્ટિએ સાંસ્કારિક ઔદ્યોગિક લગીનાં ચારે ક્ષેત્ર ધીરેધીરે આવરી લેવાં, પોતે તેમ જ માન્ય સંસ્થાઓ દ્વારા. (ई): વિષય તથા ક્ષેત્રનાં સ્વરૂપ, મર્યાદા આદિ લક્ષમાં રાખી, સં. પ્ર. સીમિત અને અન્ય ભાગો માટેની છૂટવાળી રહે તેમ કરવું. (उ) સંશોધક-પ્રાધ્યાપકો મુખ્ય કાર્ય જાતે તેમ જ શિષ્યસંશોધકોના માર્ગદર્શક તરીકે કરે; શિક્ષણકાર્ય તેમને અઠવાડિયાના બે કે ત્રણ કલાકનું, માત્ર અનુસ્નાતક વર્ગોનું સોંપાય.

૨૬. પુસ્તકો દ્વારા લોકશિક્ષણપ્રચારનાં કાર્યો અન્ય પ્રકાશકો માટે રહે; વિ. વિ તેમને યોજના કરવામાં મદદ ભલે કરે અને તેમનાં પુસ્તકોનો જરૂર પાચે ઉપયોગ કરે.

[ વિશ્વ. વિદ્યા.એ મુદ્રણ-પ્રકાશનની વ્યવસ્થા કરવી ? ] (अ): હા, (आ) ખાસ વ્યવસ્થા મુદ્રણ-પ્રકાશન વિભાગોની સર્વસામાન્ય સ્વતંત્રતા જળવાય ને વિ. વિ. નો તેમના પર માર્ગદર્શક અંકુશ રહે તેવાં ? (ઇ) મર્યાદા પ્રકાશનોના વિશ્વ. વિદ્યા. ઉચિત બાહ્યાન્તર સ્વરૂપને અંગે, કિંમત તથા લેખકોના મહેનતાણા અંગે વિ. વિ. એ મુકરી તથા પળાવવી. (ઉ) પ્ર. વિ.ને નફો કરનાર ઉપજ-પ્રાધાન બનાવાય નહિ; ખર્ચ જતાં લાભે ગાળે થોડો કુદરતીરનો નફો રંડ તેટલાં કિંમત, સલાહ-ભર્યું હોય ત્યાં ત્યાં, પ્રકાશનોનાં રખાય. પાઠ્યપુસ્તકો ઉપરાન્ત સંશોધન-ગ્રન્થો જે આ પ્ર. વિ. પ્રકટ કરે તે ગુજરાતી ભાષામાં હોય ત્યારે પણ [ એકેક કે વધુ અન્ય મનઃસુખરામ, રણછોડભાઈ, ગો. મા. ત્રિ. મણિ-શંકર કે મ ન. દ્વિ ના છપાયેલ, તેમ ] નાગરી લિપિમાં છપાવવાથી, ગુજરાત બહારના વિવિધ ઉપયોગમાં પણ આવતાં, વેચાણનું ક્ષેત્ર એ રીતે પણ વધારાય.

૨૭. *વિ. વિ. ની પુસ્તકાલયસમિતિમાં એના મુખ્ય મથકના વિદ્વાનો* ઉપરાંત મહાવિદ્યાલયોના પ્રાધ્યાપકોના પ્રતિનિધિઓને અને એ સિવાયના તદ્વિદોને પણ સ્થાન આપવું.

૨૮-૩૨. [ આને માટે ઉપર કલમ ૮મીનો અન્તભાગ જોશો. [ આ પાંચે પ્રશ્નો, બંધારણને લગતા. ]

૩૩. [ સરકારે, દેશી રાજ્યો, બીજી યુનિવર્સિટીઓની સાથેના આ વિ. વિ.ના સંબંધ વિશેનો આ ] પ્રશ્ન જરા મોઘમ રૂપનો; એનો સર્વ

સામાન્ય ટૂંકો ઉત્તર: [ પ્રશ્નમાં સમાવેશ ] એ ૭માંથી કોઈના વર્ચસ્વ હેઠળ આવી જવાય નહિ તેવી રીતે અંમદા૦ વિ. વિ. તેમની સાથે લાભ લેવા-દેવાનો સંબન્ધ રાખે.

૩૪. કેવળ સુપાત્રતાના ધોરણે હરકોઈ પ્રાન્ત કે દેશમાંથી પ્રાધ્યાપક પસંદ કરાય; પાશ્ચાત્ય હોય તેની સાથે પણ શરત, કે નિયત સમયમાં પૂરતું ગુજરાતી તે શીખી લે અને કાર્ય એ ભાષામાં જ કરે ( આ નિયમનો કોઈક જ વાર, અન્યથા હિતકર હોય તો, અપવાદ કરવો )–કોઈ પણ વિશ્વ. વિદ્યા. પ્રાધ્યા. ને [ યુનિ ઑફ અહમદાબાદના યુનિવર્સિટી–પ્રોફેસરને ] પગાર રૂા. ૩૫૦થી ઓછો નહિ, રૂા. ૬૦૦થી વધુ નહિ; આ બીજી રકમ ખાસ સંજોગોમાં ૭૫૦ સુધીની.

૩૫. [ પ્રશ્ન, પરીક્ષાવિષયક ] નિયામક જોઈએ. તે વિદ્યાસભા-[ ઍકેડેમિક કાઉન્સિલ ]ની સીધી દેખરેખ હેઠળ, મહામાત્રની મદદથી, પરીક્ષાઓ લે. [ ક્ષ ] આ પ્રશ્નનો નિકાલ વિ વિ. એવી રીતે કરે કે વિ-કેન્દ્રીકરણ થાય, વિદ્યાર્થીઓનો બોજો ઘટે, ન્યાય તથા પ્રામાણિકતાની માત્રા સર્વ પક્ષોમાં વધે.

૩૬. વિ. વિ.નું બંધારણ અને સમગ્ર સંચાલન ઉપર કહ્યું તેમ (કં.૮મી) બધી બાબતોમાં વિદ્વાનોને હસ્તક રહેશે. તેઓ પ્રજાના સર્વકાલીન, સર્વવર્ગી સૂક્ષ્મ કલ્યાણ તથા સ્થૂલ હિતસંબંધોનું કુદરતી પ્રમાણ જાળવી ને પોતાના કર્તવ્યો, શહેરીઓ તેમ ગ્રામવાસીઓના જીવન્ત સંપર્કવાળી પ્રગતિશીલતાથી–ઉચ્ચ પરંપરા જાળવવા ઉપરાંત–બજાવે.

૩૭. ના. [ આ નકાર, વિ. વિ. માં વિદ્યાર્થીમંડળના પ્રતિનિધિત્વ અંગે. ] (ક્ષ) [ ક્ષ ] નિયામક સભામાં વિદ્વાનો ઉપરાંત સુશિક્ષિત નાગરિકો હશે. તેમની દ્વારા વિદ્યાર્થીઓના મોટેરાં સૂચનાઓ કરી શકે, પોતાને પક્ષે રીતસર પ્રજામત કેળવે.

૩૮. પ્રજાકીય સંસ્કારિતાનું યોગક્ષેમ વહવું એ કોઈ પણ વિશ્વ. વિદ્યા.નો પહેલો ધર્મ છે; છેલ્લો ધર્મ પણ એ જ માટે સંસ્કારિતા એ સંસ્કારિતા મટીને બીજું કંઈક ( પશ્ચિમ યા તો કોઈ પણ પ્રકારના માત્ર તત્કાલદર્શી કે આભાસ-શબ્દવાદ જેવું કાંઈક ) બની જાય નહિ, શુદ્ધ રૂપે સુરં ઉચ્ચ વિદ્યાકલાને સંવર્ધમાન રાખે, એવી આર્યદૃષ્ટિનું જ પ્રસુરત આપણા આ મહાકાર્યનું પ્રેરક બળ સદૈવ રહો.

પ્રા. ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

# આદિવાસી સાહિત્યનાં લક્ષણો

૧

ગોંડ, સંથાલ, ભીલ, નાગા, ચેંચુ દૂબળા વગેરે આદિવાસીઓની સંસ્કૃતિનાં ઘણાં અંગો આજની હિંદુ સંસ્કૃતિથી જુદાં છે. એમનું સાહિત્ય પણ આપણાં લેખિત સાહિત્યથી ઘણું જુદું પડી આવે છે. એમનું બધું જ સાહિત્ય કંઠસ્થ છે, કારણ કે આદિવાસીઓ પ્રાગક્ષર[૧] પ્રજાઓ છે. એમના સાહિત્યના અનેક પ્રકારો છેઃ ગીતો, વાર્તાઓ, કહેવતો, ઉખાણાંઓ અને ઉપમાઓ. એનાં કેટલાંક આગળ પડી આવતાં લક્ષણો છે. આદિવાસી સાહિત્યનાં રૂપ અને રૂહ ( form and spirit) બંનેનાં એવાં લક્ષણોની ગણના આજસુધી નથી થયી. એમના સાહિત્યને સંગ્રહવાના ઘણા પ્રયત્નો થાય છે; અને સાહિત્યના અભ્યાસીને એ બધાં પુસ્તકોમાંથી જાણવા જેવું ઘણું મળી રહે છે. એ પુસ્તકોનો આધાર લઇને અને કેટલાક જાતઅનુભવ ઉપરથી પણ આવાં લક્ષણોની ગણના કરી શકાય.

૨

રૂપલક્ષણોથી શરૂઆત છે. કવિની સામાન્ય જનથી ભિન્નતા તેના ક્રાન્તદર્શનમાં ગણીએ તો બીજી રીતે ય તે ઇતરોથી જુદો પડે છે એના ક્રાન્તદર્શનને કે અનોખા અનુભવને શબ્દરૂપ આપવામાં. શબ્દરૂપ આપવાને માટે એ અવનવાં ભાવપ્રતીકો શોધી કાઢે છે અને યોજે છે. પોતાના અનુભવોને સીધીસાદી રીતે કહેવા કરતાં પ્રતીકરૂપે કહેવાથી તે વાતને વધુ અસરકારક બનાવી શકે છે. આજની નવી કવિતામાં તો પ્રતીકો ખૂબ જ વપરાય છે; પ્રતીકવાદી એક આખો કવિતા-પ્રવાહ વહી રહ્યો છે. " ઇંગિત દ્વારા જ કવિતા વધુ અસરકારક થઇ પડે છે. " એ જૂના સિદ્ધાન્તનું વિસ્તૃતરૂપ તે જ પ્રતીકવાદ. સીધી વાત ઘણી વખત લાંબી થઇ જાય છે, અથવા તો કવિમાનસમાં જે વસ્તુ હોય છે તેને યોગ્ય રીતે વ્યક્ત કરી શકતી નથી. એથી જ તો કવિ શબ્દોને માત્ર એમનાં યથાર્થતા અથવા સંવાદિતા માટે પસંદ કરતો નથી, પરંતુ એમની પાસે એમની સાથે સંકળાયેલ સેંકડો અન્ય

૧. પ્રાગ-અક્ષર -અક્ષર જ્ઞાન પ્રગ્યા પહેલાંની દશાવાળી—તંત્રી

વાતો કહેવરાવવા પણ યોજે છે."[1] ફ્રેંચ કવિ મેલાર્મે તો કહેતો કે "મારો મુખ્ય હેતુ જ અસ્પષ્ટ ભાષાદ્વારા છાયાઘન પદાર્થની રેખા દોરવાનો છે; એ શું છે તે હું કહેતો જ નથી!" જે કહેવાતું નથી તે તો સમજી જ લેવાનું હોય છે. આધુનિક અંગ્રેજી કવિતામાં યેટ્સ કે જેમ્સ જોઇસ, સ્ટીફન સ્પેન્ડરમાંથી કે સ્પેનિશમાં, લોર્કામાંથી એના દાખલા ઘણા મળે.

આ જ વસ્તુ આદિવાસી કવિતામાં ખૂબ મળે છે. ડગલે ને પગલે એમાંથી એવાં પ્રતીકો મળે છે કે જે અર્થ અને તત્સંબન્ધી ઘણીય મીઠીરસીલી કે કરુણક્રન્દતી વાતો સાંભળનારને યાદ કરાવી દે. ખાસ કરીને આશકમાશુક માટે અથવા જિન્સી ('સેક્સ્યુઅલ') સંબંધો માટે તો અવનવાં પ્રતીકો વપરાય છે. ગોંડ અને પરધાન તો જાણે જીવનભર પ્રતીકોમાં જ વિચારે છે અને વાત કરે છે. પ્રતીકોથી વ્યવહારની પ્રેમની અથવા કોઇ વિચિત્ર પરિસ્થિતિની વાત ઘણી સારી રીતે ઉકલી શકે છે. જ્યારે ભાંજઘડિયાઓ કોઇના વેવા ગોઠવવા જાય છે ત્યારે તેઓ પોતાની વાત સ્પષ્ટપણે કહી દેતા નથી; કહેશેઃ અમે તો માલ વોરવા નીકળ્યા છીએ આપશો? અથવા તરસ્યા થયા છીએ; પાણી પાશો? અથવા અમારી નાગલીકોદરાનાં બી વાવવા અમે તુંબડી શોધીએ છીએ; દેશો? કૂવાકાંઠેની સખીકંઠની કર્ણોપકર્ણીમાં સંભળાય પણ ખરું કે ફલાણી તો ગઈ રાતના ચોખા ખાંડવાથી થાકી ગઇ છે! ઘણીવખત તો પ્રતીકો સીધાંસાદાં પણ હોય છે. પ્રેમિકાને માટે "પંછી" શબ્દ વપરાય કારણ કે પખીની મ ફક એ ક્યારે ઊડી જાય તે કહેવાય નહીં. નીચેના ગોંડગીતનાં પ્રતીકો સમજી શકાય એવાં છે.

એણે પેલીના દેહવૃક્ષે નારંગી જોયાં,
પછી ક્ષુધાનું દમન કેમ થાય?
એણે જ તેને ખીર આપી,
પેલીએ ખીર ખાઇ પેટ ભર્યું"[2]

પ્રતીકવાદી કવિતામાં મોટો ડર એ છે કે એ વૈયક્તિક હોઇ, કવિની અનન્યસંવિભજી માનસસપાટીમાંથી ઊઠતી હોઇ, ઘણાંને સમજવી મુશ્કેલ થઈ પડે છે. યેટસ પોતાની કવિતામાં આયર્લેંડની પુરાણકથાનાં

1 માર્ટિન જાઇલ્ડ્સ

2 વેરીઅર એલ્વિન. પ્રસવ વખતે ખીર આપવાનો ગોંડ લોકોમાં રિવાજ છે.

પાત્રોને પ્રતીક તરીકે રજૂ કરે છે ત્યારે અથવા જેમ્સ જોઇસ શબ્દોને અભૂતપૂર્વ રીતે જોડી અવનવા અર્થો ઉપજાવે છે ત્યારે એ ભાગ્યે જ સમજાય છે. પરન્તુ 'સાર્વત્રિક અનુભવની કક્ષાનાં હોય તો ભાવપ્રતીકો પણ સર્વાનુભવગમ્ય એટલે કે 'ચલણી' નીવડે છે "[1] આદિવાસી કવિતા પ્રતીકપ્રચુર છે છતાં એ લોકમોંએ રમે છે. એનું કારણ એનાં પ્રતીકો સર્વાનુભવગમ્ય છે એ છે. એ સમજવા માટે જરાય તકલીફ પહોંચતી નથી.

આનું સમાજશાસ્ત્રીય કારણ પણ છે. જે સમાજમાં વર્ગાવર્ગી વધારે અને જે સમાજમાં સંસ્કારિતા-સંસ્કૃતિના સ્તરો અનેક, તે સમાજમાં પ્રતીકો વર્ગેવર્ગે, સ્તરેસ્તરે જુદાં અને એકબીજાને ન સમજાય એવાં. કોઇ ભદ્રવર્ગી કવિ એમ કહે કે "જિંદગીનું ગુલાબી શરબત મેં એક જ ઘૂંટડે ખલાસ કર્યું" તો એની પાછળની એણે કરવા ધારેલી અસર, એણે ઉપજાવવા ઇચ્છેલા ગુલાબના ગુલાબી ચિત્રો ગરીબ માણસને ન જ થાય, સમજાય. આથી જે સમાજ વર્ગહીન છે-તેથી જ જેમાં મૂલ્યો વિષે સંપૂર્ણસમાજસંમતિ છે-તેમાં જ પ્રતીકો સર્વમાન્ય બને છે. "એ રાજ્યમાં અથવા આપણી પ્રાગાર્ય પ્રજાઓમાં બને."[2] આદિવાસીઓમાં કશોય વર્ગવિગ્રહ નથી. માણસ માણસ વચ્ચે આર્થિક-સામાજિક ભેદ નથી; એટલે જ પ્રતીકવાદી કવિતા એમને ત્યાં જન્મે અને ફૂલેફાલે તથા બહુજનભોગ્ય બને. "એ કોઈ અમુક શિષ્ટવર્ગની સાંકડી મહેફિલ નથી પણ શેરડીને વાઢે રાજાથી માંડી અત્યજ સુધી સહુને કાતળીકાતળી ખાવાની રસલહાણ છે." સ્વ. મેઘાણીભાઈનું આ કથન આદિવાસીઓને 'પણુધણુ' ખરું લાગુ પડે.

૩

આદિવાસી ગીતોની બાંધણીમાં પણ સ્વ. મેઘાણીભાઇએ લોકગીતોના જે ગુણો ગણાવ્યા છે તે આવી જાય. "લોકસંગીતને લોકકાવ્યથી જુદું પાડવું લગભગ અશક્ય છે." એ શબ્દોની પાછળ "એકજ, અખંડ મધુર અને નિગૂઢ સ્વરો રહ્યા છે." વળી ગીતકથાનાં અલ્પક્તિત્વ, અદ્દરથી આરંભ, ધસમસતો વેગ, સીધેસીધું મધ્યવિષયે જવું અને પરોક્ષતાઃ એવાં જે લક્ષણો એમણે ગણાવ્યાં છે તે પણ આદિવાસી ગીતોમાં ખૂબ માલૂમ

૧ ઉમાશંકર જોશી
૨ વિષ્ણુ દે.

પડે છે. આથી જ એના વિષે વધારે ચર્ચા પુનરુક્તિના દોષવાળી કહેવાય. એક ઉદાહરણ બસ થશે. સુરત જિલ્લાના કેટલાક આદિવાસીઓમાં શ્રવણકુમારની ગીતકથા એમની સમજ પ્રમાણે ગવાય છે. એની શરૂઆત જોઈએ તો એકદમ જ થાય છેઃ માબાપને જાતરા કરવાની ઇચ્છા થાય છે. એ આંધળાં છે એટલે "સરવણ" એમને કાવડમાં બેસાડીને લઈ જાય છે. વાર્તા ધસમસતી વહે છે; માબાપને તરસ લાગે છે; એટલે

સરવણ માથે ને ચાલતો ને જાય
ચીંધ ઝાડી લોટો લઈ પણી ભરવા જાય
પાટણ ગામના પાપી રે લોક
નહીં આપશે તને દોરડું ને ડોલ.

અને વાર્તા સીધી જ પરાકાષ્ઠાએ પહોંચી જાય છે. એમાં કવિ વિષે તો એક પણ શબ્દ નથી. આવા તો ઘણા દાખલા મળી શકે.[1]

૪

આપણી કેટલીક આધુનિક કવિતાઓ નામે જ કવિતા હોય છે; મૂળે તો એ વાગ્વિલાસ જ હોય છે. એ કાં તો આપણી શક્તિનો નિરર્થક વ્યય હોય છે અથવા કાવ્યત્વના ઓછાપણાને શબ્દાળુતાથી ઢાંકવાનો પ્રયાસ હોય છે. આદિવાસીને એ બેમાંથી એકે ન પાલવે. પોતાને કહેવાની વસ્તુ થોડા શબ્દોમાં કહેવામાં એમની કવિતા સફળ થય છે. એનો શબ્દભંડાર નાનકડો છે; છતાં ય એના વક્તવ્યમાં કશી ખામી નથી આવતી. મિતભાષી અને મિષ્ટભાષી એ કવિતા ગમે તેને જોતાંસાંભળતાં જ ગમી જાય. ગઢવાલની તળેટીમાં ગવાતું આ એક ગીત કેટલું સાદું છે?

બેંદી, હીંચકે બેસતી નહી વા'લી, હીંચકો ઘણો જુનો છે.
સુંદર બેંદી! હીંચકો એટલો જુનો છેઃ એ તરત જ તૂટી જશે
બેંદી પ્રિયતમે! તું બેસીશ નહીં હીંચકે;
તું એવી રૂપાળી, એવી નાજુક છે! તું જાય તો હું કેમ રહી શકું?
ઝુલવું જ હોય, બેંદી પ્રિયતમે! સુઇ જા હાથમાં મારા:
એવો સરસ ઝૂલો તને કરીશ! તું એ હીંચકે બેસીશ નહીં.
દયા ખા મારી! તું મને ચાહે તો છ ને? તો હીંચકે બેસીશ નહીં![2]

૧. જુઓ. "ચાંદની" અને "હોલામારુ"–શ્યામાચરણ દુબે.
"રસાલુ કુંવર" અને "કંઠી તથા તેની બેન" એલ્વીન
૨. નરેશ ભંડારી.

અથવા પંચમહાલના ભીલોમાં ગવાતું આ ગીત પણ સાદી ભાષા, સાદી કડી અને સાદી વાતનો નમુનો છે.

સળો સીસમનો ઢોલીયો, હલી મોરલી !
ઢાળ્યો આરણા બાર, હલી મોરલી !
મોરલીને પાયો વળ્યો, હલી મોરલી !
મોરલી રિહાઈ જાય, હલી મોરલી !
કોણ રે મનાવવા જાય, હલી મોરલી !
સસરો મનાવવા જાય, હલી મોરલી !
સસરાના વાળ્યાં ની વળ્યાં, હલી મોરલી !

... ... ...

પરણ્યો મનાવવા જાય, હલી મોરલી !
લાવ્યું સીયેલની સોડી, હલી મોરલી !
એક ને બીજી ફેરી, હલી મોરલી !૧

છતાં ય આદિવાસી કવિતામાં અલંકારો જોઈએ તો ન મળે એમ નથી. માત્ર બે જ ઉદાહરણો બસ થશે. મધુરાકૃતિઓને બધું જ મંડનરૂપ થાય તેમ એમની થોડીક શબ્દોની રમત પણ એ કવિતાને કેવી સરસ બનાવી મૂકે છે !

સોળસેં રાણી ભરરી પાણી ને કણબણ ઘર ઠકરાણી રે !

... ... ... ...

ત્યાંથી રે કણબણ રણઝણ ચાલી ને ઝાંપે આવી ઝીલાયાં રે ! (: દુર્બળા ગીત)

અથવા ઉપમા જોઈએ. આજનો કવિલેખક નવી નવી ઉપમાઓ શોધે છે. ખાસ કરીને રોજિંદા જીવનમાંથી એને એ ઉપમાઓ જડી આવે છે. જેમકે "સ્મશાન જેવા મુજ ચિત્તમાં" નિલકાનું વહેણુ કૃશ બન્યું. ફિકરથી ઘરનું વકીલ કૃશ બને તેમ"૧ અથવા "નફફટ માનવીના કોરા હૃદય જેવો આકાશનો પટ સાવ વાદળાંહીન હતો."૨ ઋગ્વેદના સામગાઓને પણ ઉપમાઓ જડતી એમના જીવનવ્યાપારમાંથી જ. આદિવાસીને ય પોતાના જગતમાંથી ખૂબ જ ઉપમાઓ જડી આવે છે. દાખલામાં થોડા આ છેઃ—મોરનાં આંસુ જેવું નિર્મળ; માના પેટ જેવું ઘનઘોર; રીંછના વાળ જેવું બરછટ; ડુંગરે ચરતા લાલ વાછરડા જેવો દવ;

૧. પાંડુરંગ વણીકર.
૨ અરેરે. ૩ પુષ્કર.

ચ.રે.ળીના ઝાડ જેવું સુન્દર; વીજળી જેવો તરવારનો ચમકારો, આદિવાસી કવિતાને આ ઉપમાઓ માટે સહેજે ય આયાસ કરવો પડતો નથી; આપણે ત્યાં તો કેટલીક વખત ઉપમાઓ કે વર્ણનો "હેતુરહિત વાગ્વિલાસ" જેવાં થઇ પડે છે.[1]

૫

આદિવાસી કવિતાનું રૂઢલક્ષણ પણ ખૂબ જ રસિક છે. દરેક આદિવાસી સમાજને પોતાની સરકૃતિ સંસ્કારિતા હોય છે; અને એનો કે ઘ ને કોઈ મધ્યવર્તી વિચાર (ethos હેય છે. એ "એથોસ"ને અનુરૂપ એનાં રિવાજો, માન્યતાઓ, અર્થતંત્ર અને સામાજિક સંસ્થાઓ ઘડાયેલાં હોય છે. કોઈ પણ સામાજિક સંસ્થા એની નકામી હોતી નથી. એ "એથોસ" ને ઉપસાવવામાં, સમાજને ટકાવી રાખવામાં અનિવાર્ય હોય છે. ઘડિયાળનું કોઈ પણ-નાનાથી માંડી મોટા સુધીનું-ચક્ર નકામું હોતું નથી અને વધારે પાલવતું નથી તેવું જ આ દિવાસી સમાજની દરેક સંસ્થા માટે છે. એનાં ગીતોને પણ ગુણધર્મ કે ખાસ કાર્ય ('ફંક્શન') હોય છે જ. એ ગીતોનું કાર્ય ખાસ કરીને સમાજને ટકાવી રાખવાનું હોય છે. પોતાની સંસ્કારિતા ("કલ્ચર") પાછળનું આખું પીઠબળ ગીતો પૂરું પાડે છે. સમાજને લગ્યું હોય, એવું પરંપરાગત ચાલ્યું આવતું હોય કે ભાઈ બહેનનો જિન્સી સંબંધ ખરાબ છે, તો એમનાં ગીતો પણ એ જ કહે; દરેક જણ ગાય અને એવી વૃત્તિ ઘરમૂળથી જ દબાય. છોટાનાગપુરનું આ એક ગીત એવા જ પ્રકારનું છે:

ભાઈ ઘરે એકલો, ખાડીએથી બેન આવી.
ભાઈની છાતીમાં કીડા સળવળ્યો, ને બેનની સાથે પત્ની પેઠે વર્ત્યો.
તે વર્ષે વાદળો વરસ્યાં નહીં; ભૂમિએ દાણો પકવ્યો નહીં;
જંગલની વેલીઓ સુકાઈ ગઈ; પંખીઓનાં ગળાં બંધ થઈ ગયાં.
પોતાને થોડા વખતે દરદ થયું; ને બેન તો ગાંડી થઈ ગઈ.
આવો એનો જનમ: બંને સદાને માટે ગયાં.

( : શ્યામાચરણ દુબેમાંથી ફેરફાર કરીને )

અથવા ભવિષ્યની સંતતિને પોતાના સંસ્કારનો વારસો આપવામાં, તાલીમનાં આધુનિક સાધનો ન હોવા છતાં ય, આદિવાસીઓ નિષ્ફળ નથી

[1] સ્નેહરશ્મિ, "શંકના રતન"ના અવલોકનમાં.

ચના, કારણ કે ગીતો એમનું એ કામ કરી દે છે. સંસ્કાર ગીતો દ્વારા ભવિષ્યની પ્રજામાં ઊતરે છે. પંચમહાલના ભીલોમાં વહુએ કેમ વર્તવું એને માટે આ શીદી છેઃ

> પાણીડાં ભરો તો વવર સારાં જણાઓ સો,
> પણ વટે વાતો કરી ઈ લખણ ખોટાં. ૧

અથવા માબાપનાં ગુણગાન કરવાનાં હોય ત્યારે આ પંક્તિઓ કામ આવેઃ

> બાપે મારે વરલો સોપાડયો,
> મ ડીયે મારીયે હસેર્યો
> વડલાનો ઘેરોઘેરો સાંયો
> વડેલો માડીયે હસેર્યો.૨

આપણી ઘણીખરી કવિતા આભારણરૂપ છે. ખાસ કરીને જે કવિતા નવાં મૂલ્યો લાવતી નથી અને જૂનું તે જ સોનું કરીને ચાલે છે—અને એવી કવિતાની આપણે ત્યાં ખોટ નથી—એનું જો કોઈ સામાજિક કર્તવ્ય હોય તો તે સમાજને મંડિતશોભિત કરવાનું, આદિવાસી કવિતા તો એ સમાજના પ્રાણરૂપ છેઃ એની સંસ્થાઓ એ ગીતો દ્વારા ટકે છે; એની સંસ્કારિતા બાળકોમાં ગીતોદ્વારા ઊતરે છે. અને એનાં મૂલ્યાંકનો ગીતો દ્વારા જ પ્રજાને સમજાય છે.

૬

પરંતુ આપણી બધી નૂતન કવિતાને માત્ર આભરણરૂપ ન કહેવાય.

આજના નૂતન સાહિત્યકારની ફરજ અનેકવિધ બની છે. તેણે જીવનને રૂંધનારી રૂઢનો સાચો ચિતાર આપવો જોઈએ; તેવા સમાજ જ પ્રત્યે રોષ જન્માવવો જ જોઈએ અને એમાંથી છૂટવાની પ્રેરણા પણ જનસમાજને તેમણે જ પાવી જોઈએ: ઉપરાંત એમાંથી છૂટવાના માર્ગો પણ, અને તે પૂરી વૈજ્ઞાનિક દૃષ્ટિએ ચકાસીને, બતાવવા જોઈએ. વધુમાં, આ રૂઢ વિનાનો નૂતન સમાજ કેવો હશે, નૂતન માનવજીવન કેવું હશે, એ આજના સાહિત્યકારે બતાવવું રહેશે.૩

એનો અર્થ એ છે કે જૂનાં અને પાંગળાં સામાજિક સંસ્થાઓ, આર્થિક મૂલ્યો કે રાજકીય પરંપરાઓને હાંકી કાઢવાને અને લોકલાગણીને એ તરફ દોરવાને તથા એવી ક્રાન્તિ માટે ઉદ્યત બનાવવાને જો કોઈ વસ્તુ

૧. અને ૨. પાંડુરંગ વણીકર. ૩. ભોગીલાલ ગાંધી

સમર્થ હોય તો તે કવિતા છે. એ આજની નૂતન, પ્રગતિશીલ કવિતાએ માથે લીધેલું ખૂબ જ જવાબદારીવાળું પણ લહાવો લેવા જેવું કામ છે,

આવું ક્રાન્તિકારક કાર્ય આદિવાસી કવિતા નથી કરતી. ઉપર બતાવ્યા પ્રમાણે એનું મુખ્ય કાર્ય સમાજને ટકાવી રાખવાનું છે. એજ પ્રમાણે એનાં ગીતો પણ સમાજની જૈસી-થીં-વૈસી (status quo) પરિસ્થિતિને ટકાવી રાખે છે. એ સકારણ છે: એ સમાજ ખૂબ સ્થગિત સ્થિતિરક્ષક ("સ્ટેટિક") છે. જેમ સંસ્કારની કક્ષા નીચી અને અન્ય સંસ્કૃતિ સાથેના સંસર્ગની માત્રા થોડી તેમ સમાજ વધારે ને વધારે સ્થિતિરક્ષક, આપરખો અને એને પોતાના વિઘટનનો સૌથી વધુ ડર. ગમે તેમ થાય પણ પોતાનાં મૂલ્યોને તો ન જ બદલાવા દેવાં એ એવા સમાજના દરેક માણસની ચોકી હોય છે. એ સમાજમાં વ્યક્તિ સમાજ માટે જ હોય છે; ને કોઈ અનન્ય સાધારણને સ્થાન જ હોતું નથી સમાજની સામે થનારને રદબાતલ જ કરવામાં આવે છે. આથી ત્યાં વીરપુરુષ-જનિત ક્રાન્તિ કે વ્યક્તિદત્ત નવાં મૂલ્યો નથી હોતાં, નથી હોઈ શકતાં. એમના ગીત પણ ક્રાન્તિની, ફેરફારની કે નવા ઘડતરની ભાષા નથી બોલી શકતાં.

૭

જેવું સમાજને હૈયે તેવું કવિને હોઠે, કારણ કવિ આખરે માણસ તો ખરો જ અને તેને ય ઘડતરમાં અને જીવતરમાં સમાજનાં બંધનો હોય છે. સમાજ જો કોઈ કારણસર વૃત્તિઓના દમન તથા એ દ્વારા જ શમનમાં માનતો હોય તો કવિ વૃત્તિઓનાં કુદરતી વહેણ અને પોષણ માટે કશું, ગમે તેટલી મરજી હોય તોય, ન કહી શકે. પરંતુ એ વસ્તુઓ લાખ ઉપાયે પણ એમ શમી શકતી નથી; ને એમ દબાવવા જતાં જુદાં જ, વિકૃત રૂપો લે છે કવિને સમાજ પોતાની કુદરતી ભૂખો વિષે બોલવાની ના પાડે તો પણ એને બોલ્યા વગર તો ચાલતું નથી. એનું વક્તવ્ય લંબુલચક તથા ગુંચવણિયા (involved) બની જાય છે ઉપમારૂપકોનાં અને છાયા પ્રતીકોનાં જંગલેમથી વહેતી એની કવિતાનાં પાણી તો હોય છે એક સ્વાદનાં-પોતની વૃત્તિઓના અવિષ્કરણનાં. વૈષ્ણવ કવિએની પ્રભુભક્તિ, સૂફીઓનો સૂફીવાદ, ગઝલીઓની 'નયનકટારી' જેવી શબ્દમાળા: આ બધાંની પાછળ સમાજ નથી કહેવા દેતો તે, વસ્તુનું અન્યરૂપમાં કથનમાત્ર છે.

આદિવાસી સમાજ વૃત્તિઓ–ખાસ કરીને જિન્સી–નાં દમનશમનમાં નથી માનતો એ માને છે કે એ જેમ કુદરતી રીતે સંતોષાય તેમ વ્યક્તિ તથ સમાજને તંદુરસ્ત રાખે. એમાં વહેતા પાણીનું અમાલિન્ય છે; એમાં જીવન પ્રત્યેના ખૂબ જ બૌદ્ધિક પરિદર્શનની લાલી છે. આથી જ આદિવાસી કવિતા અગોપનીયને અગોપનીય રાખે છે; ને એ સત્યના મુખને હિરણ્મય પાત્રથી બંધ નથી કરી દેતી. આને લીધે જ એ કવિતા સીધીસાદી, લાગે તેવું કહેનારી, અને ટૂંકી હોય છે. કોઇ ભીલકુમારને કોઇની સાથે પ્રીતિ બંધાઇ હોય તો તરત જ કહેશે,

તું વના રજની ચાલે, ઓ પોયરી ! જતો રૈને તો ભને, ઓ પોયરી !
નાની ઉમ્મર માયા લાગી ઓ પોયરી ! રૈતા પર ઉતારો ભને, ઓ પોયરી !

અથવા ભીલકુમારીએ દારૂ પીધો હોય તો તુરત જ એ તો કહેશેઃ

કોઇની હાટમાં દારૂ પીનો ને છાકલી વાટમાં પડી, મેર લા !
છાકલી વાટમાં પડી !

પ્રિયાનાં અંગાંગોમાંથી મળી રહેતો અનેરો આનંદ, દારૂ પીને ભૂલી જવાની હરતી, 'જીવન કંઇ નરપાલવે પુન સોહતું નથી'[1] માટે મૃદંગ અને માનિનીની મહામોજ માણવાની અભિલાષાઃ આવું આવું એ લોકો શરમાયા વગર બોલી શકે છે. આપણે ત્યાં કોઇ એવું કરવા કે બોલવા ગયું તો સમાજની તથા તેના રક્ષણહારોની લાલ આંખ એની સામે થાય છે.

૮

ઉપર તો માત્ર જીન્સી જેવી કે એ પ્રકારનો આનન્દ લેવાની વૃત્તિનો જ ઉલ્લેખ થયો છે. પણ આદિવાસીઓ અથવા તો લોકો બધું જ હૈયે આવે તેવું બોલી કે ગઇ "જે". નણંદ પ્રત્યે અભાવ હોય ને તે મરી જાય એવી ઇચ્છા થાય તો પછી વિવેકને ખાતર આદિવાસી સ્ત્રી એમ ન જ ગાય કે નણંદ મારી શત વર્ષ જીવજો. બીજી બધી બાબતો માટે એવું જ માનવાનું.

સ્વ. ઝવેરચંદ ભાઇની કવિસહજ સરસતાને લોકગીતોના કેટલાક આવા છુટ્ટા અને સોંએ આવ્યું બોલનારા ભાવોનો આવો અર્થ કાઢવો નથી રુચ્યો.

---

૧ એક હો. ગીતઃ જુઓ "પ્રસ્થાન" શ્રાદ્ધપદ ૨૦૦૩.

એમાંનાં ઘણાંખરાં ગીતોમાં 'હું' એવું પહેલા પુરુષનું સર્વનામ યોજ્યાથી સહેજે આપણે એવી માન્યતામાં દોરાઇ જઇએ કે પોતાની કથા સંભળાવતું આ ગીતનું પાત્ર પોતે જ પોતાની દુષ્ટતાનું પ્રદર્શન કરી, સમાજમાં પોતાની કલેશ-વૃત્તિના જાહેરાત કરે છે. દૃષ્ટાંત રૂપે

"ઠાલા તે કૂવા ઠેકતાં જાજે, ભર્યા કૂવામાં પડજે રાજ ! નણદલ પરોણલાં"

એવી પંક્તિઓમાં પ્રગટ થતી. ઇર્ષ્યા, શોકય અથવા વહુ ઈત્યાદિની મનોવૃત્તિ એવી હીન પ્રકૃતિના પ્રચારાર્થે અથવા તો ખરા દુઃખના ઉચ્ચારણ તરીકે વ્યકત થયેલી નથી માનવાની."[1]

પરંતુ ઉપર કહ્યું તેમ લોકકંઠને આપણા સમાજનો "એથોસ" લાગુ પડતો નથી. એટલે એમ એવું ન ગાય એમ ન જ બને. ઊલટું એનો એવો અર્થ ન કરીએ તો આપણે લોકસંસ્કૃતિના પ્રાણને બરાબર સમજ્યા નથી એમ જ કહેવાય વળી આ ભાવો અકુદરતી, દુષ્ટ કે અલૌકિક નથી જ; એ સમાજનું બંધારણ જ એ જાતનું છે કે એવા ભાવો ઉત્પન્ન થાય જ. નણંદ પિતૃપક્ષી સમાજમાં (patrilocal society) હંમેશાં ભાભી ઉપર હુકમ અને હાસ્ય બંને રજ કરતી આવી છે. તેથી એના વિષે બંને પ્રકારનાં લોકગીતો હોય જ. દિયરને ભાભી સાથે નાસી જવાની ગીતમાં મરજી થાય તેને માટે સમજનો નિયોગનો (levirate) પૌરાણિક કાનૂન જવાબદાર છે. આથી મેઘાણીભાઈ સાથે જુદા પડતાં જ સમજાય કે આદિવાસી તો જેવું મનને ગમે તેવું બોલે છે. એના બોલો સાચા છે અને નૃવંશશાસ્ત્રના અભ્યાસીઓને અને વિદ્યાર્થીઓને સામાજિક ઈતિહાસ માટે ઘણા અગત્યના છે.[2]

---

૧. "લોકસાહિત્ય" (રાણપુર, ૧૯૩૯), ભાગ ૧ લો, પા૦ ૯૪-૫.

૨. સૂરત કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળના આશ્રય હેઠળ તા. ૨૫-૮-૪૭-ને રોજ આપેલું ભાષણ, થોડા ફેરફારો સાથે.

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

# કાવ્યમન્દિર : ૨

## "એ કૃષ્ણ કેમ ભૂલે ?"

દેવકી તણાં સૌ દુઃખો—એ કૃષ્ણ કેમ ભૂલે ?
યશોદાનાં પય પીધાં—એ કૃષ્ણ કેમ ભૂલે ?

યુગતણા એ યોગી પલમાં યુગો સમાવે,
અવતારની સૌ લીલા, એ કૃષ્ણ કેમ ભૂલે ?

કાલીયદમન કીધાં, પૂતનાના પ્રાણ પીધા,
નિર્દોષ ન્યાય નિર્મ્યા—એ કૃષ્ણ કેમ ભૂલે ?

અભિમાન ઇન્દ્રકેરાં, તોળ્યાં ગિરિને તોલે,
ગોવર્ધની સત્યસેવા—એ કૃષ્ણ કેમ ભૂલે ?

ભાંગી ધનુષપૂજા—પૂજાયા દાસીપૂજને,
ત્રિભંગા બનાવી રંભા—એ કૃષ્ણ કેમ ભૂલે ?

મથુરાના મલ્લો રોળ્યા—હાથી હિંચોળ્યા હાથે,
ગજદંતે કંસ વીંધ્યો, એ કૃષ્ણ કેમ ભૂલે ?

ભૃંગરૂપે કર્યું ડંખી—સ્વનાશના શાપ દીધા,
મંડાણ મહાભારતનાં—એ કૃષ્ણ કેમ ભૂલે ?

સુતરના તંતુ-તારે, વસ્ત્રો સહસ્ર પૂર્યાં,
પૃથા વહુ છું વિષ્ટિ—એ કૃષ્ણ કેમ ભૂલે ?

ધર્મયુદ્ધે કર્મયોગી—ગીતાનાં પાન પાયાં,
"નિષ્કામ" નિત્ય મંત્ર, એ કૃષ્ણ કેમ ભૂલે ?

બંસીના બાળખેલે-માયા મઢાવી મનડે.
પ્રતિબિંબ પ્રેમી મનનાં-એ કૃષ્ણ કેમ ભૂલે !
સારથી ત્રિલોકી રથના-કંપાવ્યાં શંખનાદે,
"નેતિ" નિત્ય કર્યાં છે "એ કૃષ્ણ કેમ ભૂલે !"

૧૯૩૬ વિદ્યુતરાય યશવન્તપ્રસાદ દેસાઈ

## જવા દે, જવા દે

પ્રાણવાન તું ના માન છાયા અગર બિંબને*
ચેતન વિહોણા સ્વપ્ન જોવા ત્યાગ નિંદને. (ટેક)

જાદુભર્યા આ જગતમાં, એ જાદુગરને પિછાની લે,
અંતરતણા સૌ ભેદ ભૂલવા, જીવનખેલો જવા દે જવા દે;
જન્મમરણની પાજપાંખે, જીવનજળ તું વહાવી દે
આશાતણા જલતરંગને, સિંધુક્ષારે જવા દે જવા દે. પ્રાણવાન॰

જ્ઞાનતણી શતરંજમ, જીવન-ઘૂંચ ઉકેલી દે.
મ્હાત કરવા પરમ પદને દેહ પ્યાદાં જવા દે જવા દે;
જન્મમરણના પલ્લાંમહીં, સમતોલ જીવન જીવી લે,
શ્વાસ સમાધિ સ્થિર કરીને, દેહ છાંડી જવા દે જવા દે. પ્રાણવાન॰

જ્યોત જગાવી રજની વિષે, પતંગ પ્રેમને પામી લે,
જ્ઞાન પ્રેમની ઉભય પાંખે દેહ મોહ જવા દે જવા દે;
વર્ષા કેરા જળકણ ઝીલી, ચાતકતૃષા છીપાવી લે,
વાળ સમી આ જિંદગી, વાયુવેગે જવા દે જવા દે. પ્રાણવાન॰

આશાનિરાશા સિંધુમાં, જીવન-નાવ ઝુકાવી દે,
પરમનું સુકાન શોધી, એ નાવ ડૂબી જવા દે જવા દે;

* બિંબને એટલે પ્રતિબિંબને, એ અર્થ છે.
કારણ-છાયા અગર બિંબ એટલે પ્રતિબિંબ સમજવું.

જગતકેરે આકડે. જીવનઘટ ઉતારી લે,
ઘટમાળ ઘેરી ઘૂમાને, માટીમાં જવા દે જવા દે. પ્રાણવાન૦

નિશાન પરમનું વિંધવા, જ્ઞાન કમાન નમાવી દે,
ત્રિગુણ તણી તું તાંત ખેંચી, શુદ્ધિશરને જવા દે જવા દે;
અભેદપદને પિછાણવા, શૂન્ય શબ્દ વિસારી દે,
પરમ પદને પામવા, એક પામરતા જવા દે જવા દે. પ્રાણવાન૦

૧૯૩૬ની આખરે વિ. ય. દેસાઈ

## જીવનરાગ

બંસી ! ધીમે ધીમે વાગ !
મારે અંતર ભરવા રાગ ! બંસી ! ...
રાગ સુણી મુજ અંતર નાચે,
સૂર તણી રમઝટમાં રાચે,
કેવાં મુજ ધનભાગ ! બંસી ! ...

સ્મૃતિ વેરણછેરણ જાગી,
રડી ઊઠયું મુજ હૈયું અભાગી,
ઉજ્જડ મુજ ઉરબાગ ! બંસી ! ....

પૂનમની એ રસભર રજની !
બંસી, હું ને વ્હાલી સજની !
ક્યાં એ જીવનરાગ ?

બંસી ! ધીમે ધીમે વાગ !
મારે અંતર લાગી આગ !

શેખ આદમ આબુવાલા

# નિ ક ષ

## નવલિકામાં નવી ભાત

ઘુઘવતાં પૂર (૧૯૪૫); "પદ્મજા" (૧૯૪૭) ચુનીલાલ મડિયા.

શ્રી ચુનીલાલ મડિયાએ ગુજરાતી નવલિકાસાહિત્યમાં નવી જ ભાત પાડી છે, અને તેથી તેમના લેખનકાર્યની શરૂઆતમાં જ તે પ્રશંસાના અધિકારી થયા છે. તેમની નવલિકાઓમાં વિષય, વસ્તુ, પાત્રસૃષ્ટિ, તથા વિસ્તૃત અર્થમાં શૈલી અને આયોજનનું એટલું બધું વૈવિધ્ય છે કે એક ટૂંકા વિવેચનમાં તેમની લાક્ષણિક પ્રતિભાની શક્તિ તથા સિદ્ધિનો સંતોષકારક ખ્યાલ આપવાનું અશક્ય થઈ પડે છે. તેમની કલા દોષમાત્રથી વંચિત છે, અથવા તેમની એકેએક નવલિકા નમૂનેદાર છે, અથવા તેમની સર્જક પ્રતિભાને મર્યાદા જ નથી એમ કહેવાનો બિલકુલ આશય નથી. હકીકત એ છે કે તેમની નવલિકાઓના વાણાતાણા છૂટા કરી, રૂઢ વિવેચનપદ્ધતિથી વસ્તુસંકલન, પાત્રનિરૂપણ, માનવસ્વભાવની રજુઆત વગેરેના ગુણદોષ દર્શાવ્યા પછી પણ, તેમની કલામાં એવું કોઈ તત્ત્વ રહી જાય છે જેને માણી શકાય છે, વખાણી શકાય છે, પણ વિવેચનના ચોકઠામાં પૂરી શકાતું નથી. આ તત્ત્વને આપણે કાવ્યતત્ત્વ કહીએ તો ખોટું નહિ. તેમ છતાં વિવેચકનો ધર્મ અહોભાવ વ્યક્ત કરી કલાકારને પ્રોત્સાહન આપવાનો જ નથી. સાથે સાથે વિવેચકે તેના સ્વભાવ અનુસાર મડાં ચીરી આત્માની ખોજ કરવાનો પ્રયત્ન પણ કરવો જરૂરી છે.

શ્રી. મડિયાની કેટલીક સારામાં સારી નવલિકાઓનો ઉઠાવ ખૂન, આપઘાત, વ્યભિચાર જેવી અસાધારણ ઘટનાઓને આભારી છે. ઉ. ત. "કમાઉ દીકરો", "રાજી ભંગડી", "વાની મારી કોયલ", "વણખૂંટ", "ભેરવ બોલી" વગેરે. આવી અસાધારણ ઘટનામાં પરિણમતી નવલિકામાં

એક મોટું જોખમ રહેલું છે, અને તે એ છે કે નવલિકાકાર વાર્તાતત્ત્વને સાધનને બદલે સાધ્ય માની લે છે. કલાનો ધર્મ કલ્પનાદ્વારા જીવનદર્શનનો આનન્દ આપવાનો છે. માત્ર ઘટનાપરંપરા આપણા કુતૂહલને સંતોષી શકે, પણ ઉચ્ચ કલાને યોગ્ય આનન્દ આપી શકે નહિ. છતાં પણ ચમત્કારી ઘટનામાં પરિણમતું વસ્તુ તાત્કાલિક સફળતા પ્રાપ્ત કરવા માટે સહેલામાં સહેલું સાધન છે. આવી ઘટના પરંપરાને આદિ–મધ્ય–અન્તની કડીઓથી સાંકળી લઈ તેને કલામય ઘાટ આપી શકાય. પરન્તુ જો કલાકાર આમાં જ સંતોષ માને તો નવલિકાને બદલે એક પ્રકારની વાર્તા જ પેદા કરે. સામાન્ય રીતે આવા વસ્તુને પ્રતીતિકર તથા માનવસ્વભાવનું દ્યોતક બનાવવા માટે સમુચિત પાત્રનિરૂપણની જરૂર પડે છે. પણ નવલિકામાં ઝીણવટભરી પાત્રનિરૂપણ કરવાનો અવકાશ હોતો નથી. તેથી ખૂન કે આપઘાત જેવી ઘટનાઓને પ્રતીતિકર બનાવવા માટે નવલિકારે તેની સઘળી સર્જક પ્રતિભાનો ઉપયોગ કરવો પડે છે.

શ્રી. મડિયાએ "રાણી ભંગડી" તથા બીજી કેટલીક નવલિકાઓમાં ખૂન, આપઘાત વગેરે જેવી ઘટનામાં પરિણમતા વસ્તુને એક સિદ્ધહસ્ત તથા અનુભવી કલાકારની અદાથી ન્યાય આપ્યો છે. અસાધારણ ઘટનામાં પરિણમતા વસ્તુને પ્રતીતિકર તથા જીવનદ્યોતક બનાવવા શ્રી. મડિયા વિધવિધ સાધનોનો ઉપયોગ કરે છે. વસ્તુસંકલના તથા મર્મગ્રાહી પાત્રનિરૂપણ ઉપરાંત શ્રી. મડિયા ઘટનાપરંપરાને આવરી લેતી પરિસ્થિતિનો દૃબહૂ વાસ્તવદર્શી ચિતાર આપે છે અને એ રીતે નવલિકાના અન્તને શ્રદ્ધેય બનાવે છે. વળી લોકજીભે વસેલી બોલી તથા તેમના આગવા ભાષાવૈભવનો છૂટથી ઉપયોગ કરી લેખક એવું વાતાવરણ સર્જે છે કે જેથી શંકાશીલ વાચક પણ વાર્તાના પૂરમાં વહેતો થઈ જાય ઉપરાંત, તેમની સારામાં સારી નવલિકાઓમાં સહૃદય વાચકને લાગે છે કે પોતે લખેલી નવલિકા વાંચતો નથી પણ એક કુશળ વાર્તા કહેનારની વાત સાંભળે છે. આ વાર્તાકથનની રીત પણ વસ્તુને પ્રતીતિકર બનાવવામાં ઉપકારક થઈ પડે છે. આ જ રીતને સ્પષ્ટ રૂપ આપી વાર્તાકાર 'પદ્મજા' સંગ્રહમાંના એક નવલિકાઓને એક અગર બીજા પાત્ર મારફતે જ કહેવડાવે છે. આ કથનના ઉદાહરણ તરીકે "રાણી ભંગડી" લઈ શકાય. એ નવલિકાના વસ્તુમાં ભવનનું કશું જ નથી. 'રૂપનો કટકો' ગણાતી રાણી ભંગડી જમાદારની નજરે ચઢી જાય છે. જમાદાર રાણીના ધણી ઉકાને હાથ પર લઈ

રાજીની છેડતી કરે છે. ઉકલાની ગ્રારઝૂડને વશ થઇ રાજી, જમાદારનો વાડો વાળવા જવાની હા પાડે છે. પણ એ નેક દિલની ભંગડી ખોળિયું અભડાવવાને બદલે કુવેડવીમાં પડી આપઘાત કરે છે. ત્રણેક દિવસ પછી તેનો મૃતદેહ હાથ લાગે છે, અને જમાદાર અકસ્માત મૃત્યુનું પંચાયતનામું ઘડી કાઢે છે. રાજીના આપઘાતમાં પરિણમતી આ ઘટનાપરંપરાને પ્રતીતિકર બનાવવા માટે શ્રી મડિયાએ હલક હાથે રાજીનું સુરેખ અને સુંદર પાત્ર ઘડયું છે. તેમજ રાજીને મધ્યબિન્દુએ રાખી ભંગીવાસના મેલાઘેલા જીવનમાં આનન્દઉલ્લાસ, આશા આકાંક્ષા તથા કજિયાકંકાસનું વાસ્તવિક ચિત્ર દોર્યું છે. રાસડા લેવાની શોખીન રાજી, વાળઝૂડ કરતાં કરતાં પણ રાસડાનાં વેણ ગોખતી રાજી, ઉકલા જેવા નમાલા ધણીનો માર પણ નરમાશથી સહી લેતી રાજી, કપરા સંજોગોમાં જાત સાચવી કામ કરતી રાજી, કાદવમાંથી ઊગતા કમળ જેવી તેને આવરી લેતા કરણ, ક્ષુદ્રતાથી ભરેલા તથા હીન થયેલી માનવતાથી ઊભરાતા ભંગીસમાજથી જુદી જ તરી આવે છે. તેથી જ તો ભગીસમાજને માન્ય રસ્તો લેવાને બદલે રાજી આપઘાત કરે છે ત્યારે એમાં આપણને કાંઇ જ અયોગ્ય લાગતું નથી. વળી રાજીના આપઘાતને સમસ્ત નવલિકાના વાસ્તવિક વાતાવરણને અનુરૂપ બનાવવા માટે લેખક જરૂરી ઔચિત્યબુદ્ધિ વાપરી રાજીને આપઘાત કરતી રજૂ નથી કરતા; પણ તેના આપઘાતને સૂચિત જ રાખે છે.

"પદ્મજા"માં 'ભેરવ બોલી" એક સરસ રીતે કહેવાતી વાર્તાનો નમૂનો છે. વાગડની કણબણ આ નવલિકાનું મુખ્ય પાત્ર છે, અને તેને મુખે જ ખૂનમાં પરિણમતી વાત કહેવાય છે. આ વાર્તાકથનની રીતને લઇને ખૂની ધણીનું ખૂન કરી ચાલી નીકળતી કણબણ આપણો સમભાવ મેળવી શકે છે, અને તેથી આખું વસ્તુ શ્રદ્ધેય બને છે. "ઘણખૂંટ"ને કર્તાની શ્રેષ્ઠ નહિ તો સૌથી વિશેષ લાક્ષણિક નવલિકા કહી શકાય. અસાધારણ અને ચમત્કારી ઘટનાઓથી ભરેલી આ નવલિકા પ્રતીતિકર નીવડે છે તેનું સૌથી અગત્યનું કારણ એ છે કે જે પગીને મુખે તૂટક તૂટક આ વાત કહેવાઇ છે તે તેના ગામડી માનસ અનુસાર આ વાતની સત્યતામાં માને છે ગામના ફટાયા, 'ફૂલફટાક ને રંગીલા' જેઠુભી ગામની વહુદીકરીઓની લાજઆબરૂ લઇ ન સંતોષાતાં તેમની જ રૂપાળી બહેન માનબા પર ચોપાટ રમતાં રમતાં મોહી પડે છે, અને ભાઇબહેન ભાન ભૂલી 'ન' કરવાનું કરી બેસે છે. તે જ વખતે બાપુ રાણીવાસમાં આવી ચઢે છે ને જેઠુભી પર

વૃદ્ધી પડે છે. પરિણામે જેઠુભી 'મૃગજમેટ' થઈ જાય છે, અને બાપુના હુકમથી તેમને એક ખેતરની ગમાણમાં પૂરી રાખવામાં આવે છે. એક દિવસ ગમાણનું બારણું ખુલ્લું રહી જાય છે, એટલે ગાંડા જેઠુભી બહાર નીકળી વાડમાં પડી મરણશરણ થાય છે. પણ જેઠુભીની વાસના અતૃપ્ત રહી ગઈ હોવાથી તેમનો જીવ અવગતે જાય છે અને તે બાપુના કુટુમ્બને કનડવા લાગે છે. આ ત્રાસમાંથી બચવા માટે બાપુ 'પરભાસ' જઈ પીપળાને પાણી રેડી આવે છે અને ગામમાં આવી લીલ પરણાવે છે. ત્યારથી કાબરા વાછડામાં જેઠુભીનો જીવ આવે છે. કાબરો ખાઈપી માતેલો થઈ ધણખૂંટ બને છે, અને આખા ગામની ગાયોને ત્રાસ આપે છે. તેમાં ય પગીની ગરીબ સ્વભાવની ગાય ટીલાળીને તો કાબરો મૂકતો જ નથી. કારણ કાબરો ને ટીલાળી ભાઈબહેન છે, 'એક જ માના પેટમાં આળોટેલાં,' 'એક જ મગની બે ફાડ.'... ...

શ્રી મડિયાએ "ઘૂઘવતાં પૂર"માંની કેટલી યે વાર્તાઓમાં વિજ્ઞાનમાં માનતા શહેરીઓની દૃષ્ટિએ ગામડિયાઓના વહેમની ઠેકડી ઉડાવી છે. "ધણખૂંટ"નું વસ્તુ પણ ગામઠી વહેમના આધારે જ રચાયેલું છે, અને છતાં તે અત્યન્ત પ્રતીતિકર બને છે. તેનું કારણ એ છે કે પગી એની ગામઠી ભાષામાં, એની જ દૃષ્ટિએ આ વિચિત્ર ઘટનાપરંપરાને જોઈ, એ ઘડીના મહેમાનોની આગતાસ્વાગતા કરતાં કરતાં, આખી વાતના અંકોડા એક પછી એક રજૂ કરે છે. "ધણખૂંટ"માં કાબરાનું નિરૂપણ તથા "કમાઉ દીકરા"માં રાજા પાડાનું નિરૂપણ જાનવરોને પણ પાત્રો તરીકે સબળ તથા સજીવ કરવાની કર્તાની અજબ શક્તિનો ખ્યાલ આપે છે.

શ્રી. મડિયાની નવલિકાઓ એકધારી રીતે સફળ થતી નથી તેનું એક કારણ તેમની પ્રયોગશીલતા છે. અવનવાં વસ્તુ તથા વિષયને અવનવી રીતે રજૂ કરવાનો પ્રયત્ન હંમેશાં સફળ ન થાય તો તેમાં કાંઈ જ આશ્ચર્યજનક કે શરમાવા જેવું નથી. મોટે ભાગે એમની નિષ્ફળતા આયોજનની દૃષ્ટિએ જોતાં ઉપર કહ્યું તેમ સાધ્ય ને સાધનની વચ્ચે સપ્રમાણતાના અભાવને આભારી હોય છે. તેમની કેટલીક સારી ગણી શકાય તેવી નવલિકાઓ પણ આ દોષથી મુક્ત રહી શકી નથી. ઉ. ત. "વાની મારી કોયલ"માં રવા પટેલની એકની એક દીકરી સંતી આણું વળાવવાની આગલી જ રાતે ખેતરના એકાંતમાં ગોવા મળિયારાને દેહ

સોંપી દે છે, અને પછી શરમની મારી અંધ દાદા તેણુથી-ભગત માટે આણેલું અફીણ પી જઈ આપઘાત કરે છે. શ્વસુરગૃહમાં પતિમિલનનાં સ્વપ્નાં સેવતી કોડીલી મુગ્ધાના સહસા થતા પતનને પ્રતીતિકર બનાવવાનો એક જ રસ્તો છે, અને તે તેના મનોજીવનની રજૂઆત કરવાનો, પણ આ નવલિકામાં તો સંતીનું પાત્ર પણ બીજાં પાત્રોના જૂથમાં તથા ભરીભરી પશ્ચાદ્ભૂમાં ખોવાઈ જાય છે. પ્રકૃતિવર્ણનમાં, ગીતોની રમઝટમાં તથા વાર્તાપ્રવાહમાં તણાતો તણાતો વાચક નવલિકાને અન્તે થોભી જાય છે, અને પછી તેના ચિત્તમાં સંતીના પતન તથા નવલિકાના અન્ત વિશે શંકાઓની ભૂતાવળ જાગે છે, તે કેમે કરી શમતી નથી. મુખ્ય પાત્ર કરતાં પરિસ્થિતિ પર વિશેષ ધ્યાન આપવાથી આવું પરિણામ આવે છે. સાધ્યસાધનમાં સપ્રમાણતાના અભાવનો દોષ શ્રી મડિયાની ઊતરતી કોટિની નવલિકાઓમાં ઠેરઠેર નજરે પડે છે. ઉ. ત. "ગળચટી વંખ", "પરિતોષ", "રઘડો નતોડ", "આડી ઊતરી", "ધાવણની ધાર" વગેરે.

શ્રી. મડિયાની વિશિષ્ટ પ્રતિભાનો પરિચય તો "સાંજ અને સવાર," "ધરતીની માટી", "પૈડાં" "રંગ અને રોશની" તથા "બે ઓડકાર", "મેના પોપટ" "ઓલા જીવની શોક્ય" જેવી કેટલીક નવલિકાઓમાં થય છે. આ નવલિકાઓ રસનિષ્પત્તિ માટે અસાધારણ ઘટનાઓ પર બિલકુલ આધાર રાખતી નથી. આમાંની કેટલીક નવલિકાઓ તો વહી જતા જીવનના અંશ જેવી છે. "સાંજ અને સવાર" તથા "રંગ અન રોશની" જેવી નવલિકાઓમાં દુનિયાની ચક્કીમાં પીસાતા, વેશ્યા અને વેશ્યાગામી જેવા, દુઃખી જીવોની દૃષ્ટિએ દેખાતા જીવનની ઝાંખી છે. આ નવલિકાઓમાં પણ જીવન્ત તથા સુરેખ પાત્રો જડી આવે છે પરન્તુ તેમનું સ્થાન ગૌણ છે. આ પાત્રો મારફતે શ્રી. મડિયા એક કલાકારને છાજે તેવી તટસ્થતાથી હિજરાતી માનવજાતને રજૂ કરે છે. લગભગ આ સર્વ નવલિકાઓમાં લેખક તેમના ભાષાવૈભવથી, ઝીણી આંખે જોયેલા ને કાળે હૈયે માણેલ, હાસ્ય તથા કારુણ્યથી છલોછલ, કાઠિયાવાડી ગામડાંના કે અમદાવાદ-મુંબઈ જેવાં શહેરોના કે આગગાડીના ડબ્બામાં એકઠા થતા શંભુમેળાના સમાજજીવનનો હૂબહૂ ચિતાર આપે છે.

શ્રી. મડિયા તેમની શૈલીમાં બોલીનો છૂટથી ઉપયોગ કરે છે અને તેથી ગુજરાતના સામાન્ય વાચક માટે તેમની નવલિકાઓ શબ્દશઃ સમજવી મુશ્કેલ થઈ પડે છે. અવારનવાર બોલી તથા શિષ્ટભાષાનું મિશ્રણ

અરુચિકર નીવડે છે. કોઈ કોઈ વખત અમુક કસબની–ધંધાની પરિભાષાનો અતિશય ઉપયોગ કરવાથી પણ તેમનું લખાણ દુર્બોધ બને છે. આ બન્ને દોષોના ઉદાહરણ તરીકે મોટે ભાગે કચ્છી બોલીમાં કહેવાતી વહાણવટાની વાતો "તડેથઈ ધીઓ પુતર"માંથી એક ફકરો ટાંકી શકાય:

પરમાણુના તંગ ઢીલા થતાં, ધવલોજ્જ્વલ પાનેતરોમાં સજ્જ થઈને યૌવનસહજ ક્ષોભથી વાંસો વાળી ઊભેલ નવવધૂઓની જેમ ખૂણ ઉપરના પોળા પોળા બોસ્તા જેવા સઢ શોભી રહ્યા. એમાં માનસુ વાવડો ભરાતો ગયો તેમ તેમ મછવાઓનું ડોલન પણ વધવા લાગ્યું અને જુવાળ ચિક્કાર થયો ત્યારે તો પૂરેઅઢારમાં ચગાવેલ હીંડોળે હીંચકતી પદમણીઓની પેઠે રેંકના ઠેલકરસાથી મોરાવાંઢાર હીંચોળાતાં આ શ્વેતરંગી જહાજોનું લઃસ્યનર્તન ઇન્દ્રરાજની હસ્તિશાળામાં ડોલતા ઐરાવતોની[1] યાદ આપી રહ્યું. ("પદ્મજા" પૃ. ૧૩૩)

અત્રતત્ર શ્રી. મડિયાએ Symbolismનો ઉપયોગ કર્યો છે તે નોંધપાત્ર છે. ઉ. ત. "સાંજ અને સવાર"માં સાપનોળિયાની લડાઈ, "પૈડાં"માં આગગાડીનાં સતત ફરતાં પૈડાં, "બોડકી"માં ગામનો ઉકરડો, "મેના–પોપટ"માં રસ્તા વાળનારી સ્રીના ત્રોફેલા મેના–પોપટ. Symbolism વાપરી વાચકની કલ્પનાને સતેજ કરવી હોય તો Symbolના ગર્ભિત અર્થને સૂચિત જ રાખવો જોઈએ. લેખક "સાંજ અને સવાર" તથા "પૈડાં" માં ગર્ભિત અર્થનું વિવરણ કરી Symbolismના ઉપયોગને વ્યર્થ બનાવે છે. એમણે Ironyનો[2] પણ ઠીક ઠીક ને સફળ ઉપયોગ કર્યો છે. ઉ. ત. "મેના–પોપટ", "બોડકી" "એનો અપરાધ" "એ ઓડકાર" વગેરે. "બોડકી" તથા "પરિતોષ" જેવી નવલિકાઓમાં ફિલ્મી આયોજનની કૃત્રિમ અસર જણાઈ આવે છે. શ્રી. મડિયાને સાવ નિષ્ફળતા મળી હોય તો સર્વસામાન્ય (જનરલ) મનોવ્યાપારની રજુઆતમાં (ઉ. ત. "આંખનાં અંધારા"), અને જિન્સી મનોવ્યાપારની રજુઆતમાં (ઉ. ત. "પરિતોષ" ને "પદ્મજા"). "પદ્મજા" આયોજનની દૃષ્ટિએ અસંતોષકારક છે, અને એ નવલિકા લેખકની પ્રતિભાની મર્યાદા દોરી બતાવે છે. "પદ્મજા"–

---

૧. ઐરાવત તો એક જ હતો ને!—તંત્રી

૨. આનો ગુજરાતી પર્યાય આપવો સહેલો નથી; 'પ્રતીકરીતિ' કદાચ ચાલે. irony આ સંદર્ભમાં તો એમ ને એમ જ રાખવો ઠીક લાગ્યો. 'જિન્સી મનોવ્યાપાર' 'સેક્સસાયકોલોજી.' —તંત્રી

નું સંભાળપૂર્વક વિવેચન થઈ શકે અને તેમાં રહેલી અનેક ક્ષતિઓ દર્શાવી શકાય, પણ એવું છિદ્રાન્વેષી વિવેચન અસ્થાને ગણાય.

એ એક વિચિત્ર વાત છે કે જે બે નવલિકાઓને આધારે શ્રી મડિયાના બે નવલિકાસંગ્રહોનું નામકરણ થયું છે તે બન્ને નવલિકાઓ તદ્દન નબળી છે. તેમની કળાને ચેખોવની કલા સાથે સરખાવવામાં આવી છે, પણ જાણકારને તો આ સરખામણીથી રમૂજ જ થાય.

(પ્રા.) રમણભાઈ ઈ. પરેલ

## "આતિથ્ય"*

આપની આગળ આપણા એક કવિના કાવ્યપુસ્તક "આતિથ્ય" વિષે વાત કરું છું. કવિઓ વિષે વાર્તાલાપ ગુજરાતીઓને ગમે છે. આપણા કવિઓ પૈસેટકે સુખી ન હોય પણ લોકપ્રિય તો ઘણી વાર હોય છે; એમને કવિરાજ કવિસમ્રાટ એવાં લાડીલાં અભિધાન મળે છે, અને જ્યારે વ્યાખ્યાન કરવા કે કાવ્ય વાંચવા કોઈ સભામાં આવે છે ત્યારે તો શ્રોતાઓની ઠઠ જામે છે. એક વખત એક ગુજરાતી શેઠ પોતાની કચેરીમાં ગ્રેજ્યુએટ રાખવાનું ગૌરવ લેતા. તેમના મનમાં તો એમ જ હતું કે ગ્રેજ્યુએટનું કંઈ કામ નથી; ચોપડા લખવામાં તે નિષ્ફળ છે; પણ લોકોમાં સારું કહેવાય, પોતાની મોટાઈ દેખાય તે સારુ ગ્રેજ્યુએટ ગુમાસ્તો રાખવો. કોઈ કટાક્ષપ્રેમી ગુજરાત માટે એવું જ કહે: ગુજરાતને ચોપડીઓ લખવામાં કુશળ કવિઓ જોઈએ છે, કેમકે એ ગૌરવભરી દોલતનું પ્રદર્શન થઈ શકે. પણ આવી કડવાશ આપણે નહિ સેવીએ, આપણાં કવિઓનો મોટો ભાગ સદ્ભાગ્યે આવી કડવાશ સેવતો નથી અને શ્રદ્ધાથી લોકપ્રેમને આવકારે છે.

ઉમાશંકર જોષી આપણા નવીન કવિઓમાં અગ્રણી છે. અધ્યાપકોની કુટેવ પ્રમાણે તેમને નંબર આપીએ તો તેમનો નંબર પહેલો યા બીજો છે. મેઘાણી, સ્નેહરશ્મિ, ચંદ્રવદન, સુંદરમ્, ઝવેરી, બેટાઈ, પૂજાલાલ, પતીલ, મોહિનીચંદ્ર, નાથાલાલ, અરદેશર, રણજિતભાઈ પરેલ વગેરે ભિન્ન ભિન્ન વ્યક્તિત્વ અને સૌરભવાળા કવિઓમાં ઉમાશંકર કવિગણનાયક જેવા લાગે છે. એ પ્રતિષ્ઠાના મૂળમાં તેમની હૃદયની ઉદારતા છે જેમાં કોમલતા અને સત્ત્વ બન્નેનો સમાવેશ થાય છે. સત્કાર-સમૃદ્ધિ, વિદ્વત્તા, તેજસ્વી બુદ્ધિ અને કલાનૈપુણ્ય એ બધા ગુણો ઉમાશંકરમાં છે: પણ બધાને ટપી

* વડોદરા રેડિયો પરનું સંભાષણ, સંચાલકોના સૌજન્યથી.

જાય એવો તેમનો ગુણ તે આ વિશાળ અર્થની ઉદારતા છે. હૃદયની ઉદારતા એવો ગુણ છે કે જેમ જેમ મનુષ્ય બીજાં હૃદયોમાં સમભાવથી પ્રવેશ કરતો જાય, તેનું લાગણીનું ક્ષેત્ર વિશાળ કરતો જાય તેમ તેમ તેનું વ્યક્તિત્વ નિરાળું પડતું જાય અને તેની દૃષ્ટિમાં અનોખું સૌન્દર્ય આવતું જાય. તે જનસમુદાયનાં સંચલનોમાં પ્રવેશ કરી શકે; તે ઇતિહાસપટનું રહસ્ય પક્ષાપક્ષી વગર સમજી શકે; તે મુગ્ધોનું તેમ વૃદ્ધોનું હૃદય પારખી શકે; તે પવનની સુસવાટ સાથે અરણ્યમાં ફરી વળે ને પત્રદલના નિઃશ્વાસ પર માતા જેમ કારુણ્ય વરસાવે; અને એ બધું યથાર્થ પ્રગટ કરવા માટે એની પાસે : છે શબ્દ, વાણીનું ઉત્તમ સ્વરૂપ, લયગ્રાહી ભાષા.

'ગંગોત્રી'થી જે ઉમાશંકરને આપણે ઓળખતા થયા છીએ તેનો જ આ પરિચિત રોલ છે.—

આજ આ જગે,
ફળાય જે, રિબાય જે, પિલાય જે, વિલાય જે,
સહુ ય યંત્રણા અહીં હુંમાં સહે
અંકુરો ફુટે અને કહીં નવીન સર્જને
પ્રાણ તે પૂરે નવો અહીં હુંમાં રગે રગે.
આજ તત્ર સૌ પ્રયોગ ને વિધાનનાં;
ગળાય કાળમટ્ટીમાં હુંના જ અલ્પપાત્રમાં.

આ જ કવિધર્મ, આ જ ઉચ્ચ સાહિત્યકારનો ધર્મ: પોતાના ઉદાર હૃદયમાં જીવનનાં તત્ત્વોનું રસાયણ થવા દેવું, એમાં મગ્ન થઈને એકરસ થઈ ધાતુરૂપે રહે તેને પ્રગટ કરવું. વિનમ્ર કવિની આમાં જ કૃતાર્થતા:

પડઘો ય જો નિજ હૃદય ખોલે, દિવસ,
રે ! જીવતર—
કૃતાર્થ થયું ગણું (કૃતાર્થ)

જનતાનો કોઈ વર્ગ લાંબો હાથ કરીને કવિગણને તિરસ્કારથી ક્વચિત્ સંબોધે છે: "તું તો લહેર કરે છે, ગાણામાં મશગૂલ છે, અને સમગ્ર જગત યુદ્ધના ચકરાવામાં પડ્યું છે, તું નિરુપયોગી જંતુ છે અને વળી લોકોને ગાન અને લાગણીમાં લીન રાખી શિથિલ અને કર્તવ્યભ્રષ્ટ કરે છે." આ જૂની ફરિયાદ છે. ઉમાશંકરને શ્રદ્ધા છે કે ખર ઉનાળે કોયલ બોલે તેમ પરિતપ્ત જગતમાં કવિ બોલે છે.

વસંતરસ યૌવનપ્રસર જેમ, રહેશે બની,
મહા જનવિમર્દમાં ય કવિશબ્દ સંજીવની. (કવિધર્મ)

ઉમાશંકરની કાવ્યદીક્ષા આ છે. 'આતિથ્ય'માં 'ગંગોત્રી'નું અભિનવ લાવણ્ય કે 'નિશીથ'નો પ્રભાવ ઓછાં છે. મહાન શક્તિનું દર્શન કરાવે એવું ઉડ્ડયન એમાં જણાતું નથી, પણ ભાષાની કમનીય ચારુતા, લયની સ્વાભાવિક છટા, સ્વભાવનું રમતિયાળપણું, લલિત વૃત્તિઓનો સમુલ્લાસ, દૃષ્ટિની સુગંભીરતા "આતિથ્ય"માં પણ જણાય છે. એમાં આંજી નાંખે એવી વીજળીની ચમક નથી, તો શાન્ત પ્રકાશ વ્યાપી રહેલો છે. કેટલાંક કાવ્યોનો વિષય જ જાણે શાન્તતા છે. તેનાં રમણીય સંવેદનોમાં કવિ શાંચે છે તો વળી કવચિત્ મૃત્યુ જેવી બીષણ મૂર્છામાં જીવનનો ઝબકાર જોઈ હરખી ઊઠે છે:

હતું સકલ શાન્ત, છાતી મહીં મેં ય નિઃશ્વાસ તો
હતો દીધ દબાવી, ત્યાં લઘુક એક વંટોળિયો
ઊઠયો કહીંથી ને પૂંઠે પકડવા જ જાણે જતો
ન હોય ત્યમ, વાડ પાછળથી કોઇ ખર લોળિયો
પડયો સુકલ ખેતરે ગજબ હોંચાહોંચા કરી
સજીવ થઈ સૃષ્ટિ હાશ! અવનીની મૂર્છા સરી. (મધ્યાહ્ન)

લમોત્તર જીવનનાં સંવેદનો, નિર્વ્યાજ બાલ્યના પરિચયની ગંભીર-અગંભીર રમણીયતાઓ, યાત્રાનાં સંસ્મરણની માધુરી, ચિત્ર શિલ્પ નૃત્યાદિ કલાઓનાં રહસ્યો વિષે કૌતુકરાગ એવાં એવાં નવીન તત્ત્વો 'આતિથ્ય'માં દેખાય છે. એમાં ગીતો, નાનાં કાવ્યો, રાસ, ચિન્તનનાં કાવ્યો, સોનેટો અને ગંભીર પ્રશસ્તિઓ છે એટલે વિષય, ભાવ અને નિરૂપણનું વૈવિધ્ય રોચક છે.

કોઈ જોડે, કોઈ તોડે,
પ્રીતડી કોઈ જોડે, કોઈ તોડે

એ તથા

મટુકીમાં મૂક્યાં લાર્યાં ઠર્યાં રે લોલ,
પાણીડાં પીતા જાઓ રે,
પંથી, વસમી છે વનની વાટડી. (પરબ)

એના જેવાં ગીતઃ "હીરાગળ ચુંદડી"; "ગોરી મોરી ફાગણ ફાલ્યો જાય કે ચૈતર કોણે દીઠો રે લોલ"; "ભાદ્રસુન્દરી" "ચુંદડી લલચટક ચુંદડી" જેવા રાસ કર્ણમધુર છે અને લોકપ્રિય થશે, કદાચ થયા પણ હશે.

"સોનાકણી"; "જવાનલાલ", "સાગરની દીકરી", આમોદપ્રેરક

કાવ્યો છે. આ ત્રણ કથાકાવ્યો વિવિધ પ્રસંગોને રમણીય બનાવે છે. વારસામાં ઊતરેલા પત્નીના સંસ્કારને મોડો મૂકવી શકનાર કોલેજીયન ઉપર 'જવાનલાલ'માં કટાક્ષ છે. 'સાગરની દીકરી'માં શુદ્ધ કવિત્વ વિશેષ છે. રેંકડી ખેંચતી રૂપાં આજે રેંકડી પર સાકલા વતી દીવો સાચવવા બેસે છે અને તેનો વર તેને અસવારી કરાવે છે—

રાયમલ તો જાણે પાણીનો રેલો, ઊછળું ધાઈને દોડે રે લોલ:
હૈયે દીવો ધરી રાખી હરખતી રૂપાં દેખી રહી કોડે રે લોલ.
લકડિયા પગના ઘોડાના થાંભલા એને ચરચાર આંખ ઊઘડી રે લોલ;
ઝગમગ ઝગમગ રૂપનો દીવો ફરતી ગઈ સાગરની દીકરી રે લોલ

( સાગરની દીકરી )

બાલપરિચયનાં ' એકલી ? ' અને ' ચિંતવન ' આકર્ષક કાવ્યો છે. બાળકોના કેટલાક પ્રશ્નો કેવા રહસ્યમય હોય છે, તેમના પોતાના ખુલાસા કોઈકોઈ વખત કેવા રમણીય હોય છે તેનો સરસ પરિચય આવાં કાવ્યોમાં થાય છે. આપણી કવિતામાં આવા મૃદુહાસ્યના પ્રસંગો બહુ ઓછા આલેખાયા છે.

ઉમાશંકરની ઉચ્ચતમ કલાશક્તિ કુદરતી રીતે તેમના કંઈક મોટાં ચિન્તનક્ષમ કાવ્યોમાં થાય છે. ઝીણું વિગતપ્રચુર વર્ણન હોય, ઐતિહાસિક પ્રશ્નોનું વિવરણ હોય, ત્યાં તેમની વાણી કશા ય આયાસ કે બંધ વિના સરળ વહે છે. પ્રાસવાળી કે પ્રાસ વગરની, પ્રવાહી કે અપ્રવાહી, સર્વ પ્રકારની રચનામ—આ સભાન રચના છે એવો વિચાર પણ મનમાં આવતો નથી. કલામય ઘાટ ઘડવામાં એવી હથોટી તેમને આવી ગઈ છે.

ધૂમે અહીંથી તહીં, ત્યાંથી અહીં ઘડીમાં,
બેસે જરી કહીં, નહીં ક્ષણનો ય જંપ;
ને ક્યાંક તો અચલ શિલ્પશિલાની જેમ,
ચિત્રાંકિતા સરખી ઊભી રહે અકંપ. ( ધીરી સખી )

દક્ષિણના મહાકાય નંદીની વિપુલતાનો કવિ ખૂબીથી અનુભવ કરાવે છે. અહીં શિલ્પનો કાવ્યમાં વિવર્ત થાય છે. એ નંદી ઊભો થાય તો એની નીચે થઈ ઊંચે શિંગડે બળદો સહેલાઈથી ચાલ્યા જાય એમ કવિ વર્ણવે છેઃ—

લંબાતી ડોક, ને કર્ણો સરવા દીસતા અતિ,
નીકળી જીભ સ્ફુરેલાં નસકોરાં જઈ ચાટતી,
બેઠો છ પગ વાળીને જમણો પડખે નમી;

અતું કે કદી ઊઠી ને (બરડે) માર્, કો જમી
પૂરે પગ પછાડીને : જોરમાં પુચ્છ વીંઝતો
ધ્યે જશે હમણાં ઊભો, સારી પૃથ્વીથી ખીજતો !

(આવ્યો છું મંદિરો લેવા)

જીવન અને જગતનું વૈષમ્ય–એક જ વસ્તુનાં બે પાસાં–કવિના હૃદયને વારંવાર મૂંઝવે છે, અને એ વિસંવાદનું સમાધાન તેઓ શોધ્યા જ કરે છેઃ

કેવી છે રે આ દુનીઆ !
જાણે મા ! લાડ લડાવે,
× × ×
ખરી છે ને આ દુનીઆ !
ઓ રે મા ! હૈયું ચારે;

આ વિષમતા, આ કાળની કે પ્રકૃતિની કે લોકની ક્રૂરતા, જુદેજુદે રૂપે 'માર્ગશીર્ષ', 'નેપથ્યે નર્તિકાને', 'મુમતાઝ', 'ગ્રીષ્મગીતા' વગેરેમાં કવિને દર્શન દે છે, અને કોઈકોઈ જાતનું આશ્વાસન કે સમાધાન તેમને મળી રહે છે. એ આશ્વાસન સંપૂર્ણ તો કવિને નથી જ લાગતું અને તેમની એ કુંવારી દૃષ્ટિ વાંચકને પ્રિય પણ લાગે છે. એમની માન્યતાઓએ શાસ્ત્રની જડતા ધારણ નથી કરી, તેમ એ પણ ખરું કે આ વૈષમ્યનિર્દેશનો કોઈ સંપ્રીસટ ઉકેલ પણ નથી. કવિ એ શાસ્ત્રી નથી, વાર્તિકકાર નથી, નિશ્ચિત વિચારવર્તુલનું અનુશીલન કરનાર નથી, તાર્કિક નથી, અન્વીક્ષક નથી; નિત્યનવીન ચિન્તક છે જો એ બની શકે તો.

કાળપ્રવાહ કેવો ઘોર છે ! યુદ્ધ ટાળી શકાતું નથી. અસંખ્ય યુદ્ધોમાં અસંખ્ય માનવીઓ હોમાઈ જાય છે. ખુદ શ્રીકૃષ્ણ પોતાનો કે બીજાનો નાશ ટાળી શક્યા નહીં. તથાપિ એ જ કાલપ્રવાહ વર્ષોવર્ષ સુન્દર માર્ગશીર્ષ મહિનો લાવે છે. સંહારક કાળપ્રવાહમાં પણ ઈશ્વરની વિભૂતિ માર્ગશીર્ષ છે, તેને કવિ આવકારે છેઃ

ભલે તો આવીઓ આજે માસ આ માર્ગશીર્ષ, કે
માર્ગશીર્ષે પ્રકાશંતો અંશ તારો ય વેઠશે
કળી ને કાળના દંશો ક્રૂર જે અમને દમે.

બળતા ગ્રીષ્મની શીતળ ભેટ લીમડો પણ કવિને એવું જ આશ્વાસન છેઃ

ગટગટાવે પૃથ્વીની કટુતા જુગોની કારમી,
લીમડા ! સામેથી એને તો ય રોમેરોમથી પ્રગટાવવાં મીઠાં અમી.

(ગ્રીષ્મગીતા)

પ્રાકૃત જનહૃદય નર્તિકાને કેવી શિકારી દૃષ્ટિથી અવલોકે છે! સમાજમાં નર્તિકાનું કેવું નિકૃષ્ટ સ્થાન છે! સુકોમળ સંસ્કારી કવિ આ બધું જાણે છે છતાં નર્તિકાને નિરાશ થવાની ના કહે છે. જે પદાર્થ વિશ્વમાં સંવાદ સ્થાપવા સમર્થ છે તે સમાજમાં વ્યર્થ હોય નહિ.

" પ્રત્યેક તાલ, ગતિ, ગાત્ર ત્રિભંગ પોષે,
સંવાદતત્ત્વ વિષમે અહીં વિશ્વકોષે;
ને એમ આ બધિર મંદ જગત્ ક્રમેથી,
જો એકરાગ બન્યું તો તવ શા શ્રમેથી."
" ઊઠો સુધીર! અધરે સ્મિત રમ્ય ધારી;
શ્રી આત્મની નિજ પદે સરી દો દુલારી;
ઊઠો રચો રમણરાસ રસાંગણે હો
ધીરે જગત્-જવનિકા ઉપરે પડે જો."

( નેપથ્યે નર્તિકાને )

વિષયની નવીનતા, નિરૂપણની રૂપસુન્દરતા, વર્ણનની દીપ્તિમય વસ્તવિકતા, અને રહસ્યની ગંભીર ભાવનામયતાથી 'નેપથ્યે નર્તિકાને' કદાચ આ સંગ્રહનું ઉત્તમ કાવ્ય હશે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## કાપડશાસ્ત્ર

*કાપડની કહાણી: કાન્તિલાલ મ. ગાંધી, ( પૃ. સંખ્યા. ૪૧૪ શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૯૭ મું, વડોદરા: ૧૯૪૬: રૂા. ૨-૧-૦ )*

પુરાતન માનવી લગભગ પચાસ હજાર વર્ષો પૂર્વે ચર્મવસ્ત્રોથી કે માત્ર ચર્મથી આચ્છાદિત થઈને ફરતો અને શિકારી જીવન ગાળતો. પછી ઝાડોની છાલથી ગૂંથેલાં છાબડાં તેને બનાવતાં આવડ્યાં એટલે ચર્મવસ્ત્રો તજીને વલ્કલ પહેરતાં તે શીખ્યો. વલ્કલમાંથી, કેટલાક પ્રાણીના અને મુખ્યત્વે કરીને ઘેટાંના વાળ-ઊનનાં વસ્ત્રો, કંતામણ અને વણાટકામ ઉત્તરોત્તર શોધાતાં થવા લાગ્યાં. બીજું, પ્રાણિજ-તંતુ રેશમ મળતાં સુલાયમ રેશમી કાપડ હાથવણાટથી તૈયાર થવા લાગ્યું. વનસ્પતિજન્ય તંતુઓ શણ અને રૂ, કાંઈક મોડાં ઉપયોગમાં આવવા લાગ્યાં; પણ ઊન, રેશમ તથા સૂતરમાંથી બનેલાં વસ્ત્રો આજથી લગભગ દસ હજાર વર્ષો પૂર્વે જાણીતાં થઈ ગયાં હતાં એમ પુરાતત્ત્વવિદો કહે છે. પામીર પ્રદેશમાં બનેલ બારીક ઊનની

ધાર્મ યુધિષ્ઠિરને પણ વૃઅને ભેટ ધરયાનો ઉલ્લેખ મહાભારતમાં છે. કવિ કાલિદાસને પણ ચીનદેશમાં બનતા ઉત્તમ રેશમી કાપડ-ચાયનાસિલ્કની જાણ હતી એટલે જ તો ચીનાંશુક-દુકૂલનો ઉલ્લેખ તેમની કૃતિઓમાં વારંવાર થતો જોવામાં આવે છે. પાર્વતીને કઠિન તપશ્ચર્યા છોડી દેવા, શિવજી પોતે જ બ્રાહ્મણવેશે આવીને આગ્રહ કરતાં પૂછે છે કે "હંસની ભાતવાળું તારું રેશમી વાધુવસ્ત્ર અને શંકરનું લોહી ટપકતું હાથીનું ચામડું, એ બેનો સુયોગ શી રીતે થશે?"

त्वमेव तावत्परिचिन्तय स्वयं कदाचिदेते यदि योगमर्हतः ।
वधूदुकूलं कलहंसलक्षणं गजाजिनं शोणितबिन्दुवर्षि च ॥

આ પ્રમાણે માત્ર કાપડની વણાટક્રિયા જ નહિ પણ, તેને રંગથી તેમ જ રંગાકૃતિવાળી છપાઈથી સુશોભિત કરવાની કળા પુરાણકાળથી મનુષ્યને હસ્તગત થઈ ચૂકી હતી.

છતાં એ પ્રાચીનકાળની વિદ્યાનું નાનું સરોવર અત્યારે અગાધ સાગર જેવું બન્યું છે. ઊનનું, રેશમી, સુતરાઉ અને શણનું એ ચાર પ્રકારની કાપડની સાથે અત્યારે રૂમાંથી જ કૃત્રિમ ઉપાયોથી બનેલાં આંબકડોર ચાર પ્રકારનાં રેયોન અને ઊનના જેવી જ હૂંફ આપતાં, બનાવટી પ્રોટીન તારોનાં કાપડ-દૂધમાંનાં કેસીનમાંથી બનેલાં કે શીંગના (તેલ કાઢી, પછીના) ખોળમાંથી બનેલાં અથવા માત્ર રાસાયનિક દ્રવ્યોમાંથી બનેલાં, ટેરિલીન, આર્લોન અને નાઇલોનનાં કાપડો, આધુનિક યુગમાં લોકપ્રિયતા પામે છે. આ સર્વની બનાવટની અટપટી ક્રિયાઓ, તેમને ધોવાની, રંગવાની અને ઓપ આપવાની ક્રિયાઓ—બ્લીચિંગ, ડાઈંગ તથા ફિનિશિંગ વગેરે દરેકમાંની નાની મોટી વીગતો—વિવિધ પ્રકારનાં રાસાયનિક દ્રવ્યો અને અસંખ્ય રંગોનો ઉપયોગ વગેરે બાબતોથી, કાપડશાસ્ત્રનું ક્ષેત્ર એટલું વિસ્તરી રહ્યું છે કે તે વિશેનું સાહિત્ય ગ્રંથો ઉપર ગ્રંથો ભરાઈને લખાતું જાય છે.

કાપડના શાસ્ત્રની આ સર્વ માહિતી યોગ્ય પ્રમાણમાં આપનાર કોઈ આધારભૂત પુસ્તક ગુજરાતી ભાષામાં હજી લખાયું નહોતું. તે ઊણપ રા. કાન્તિલાલ ગાંધીના પુસ્તક "કાપડની કહાણી"થી હવે પૂરી પડે છે. યુવાન લેખકે આપેલી જુદી જુદી આયોજનિક (ટેકનિકલ) માહિતી આ વિષયનાં પરભાષાનાં પુસ્તકોની ગરજ સારી રીતે સારશે તેમાં સંશય નથી. એટલે વિદ્યાર્થીઓને તેમ જ કારીગરોને એ સરખું ઉપયોગી થઈ શકશે.

વણો પરત્વેનાં ઉત્સાહી લેખકનાં અનેક 'નૉન-ટેકનિકલ' મન્તવ્યોની છાંટ પણ પુસ્તકમાં સારા પ્રમાણમાં હોવાથી તે માત્ર શુષ્ક માહિતીના સંગ્રહરૂપ નહિ પણ રસપ્રદ અને સુવાચ્ય બની રહે છે.

ભ. ક. વૈ.

## આકર્ષક અને રસપ્રદ

અધૂરું જીવન. મધુભાઈ શુક્લ (આર આર. શેઠની કંપની મુંબાઈ, રૂ ૫-૮-૦)

સ્ત્રીપુરુષનું એકમેક વિનાનું જીવન અધૂરું છે, એ મધ્યવર્તી વિચારવાળુ પ્રસ્તુત નવલકથાનુ વસ્તુ આપણા દેશના છેલ્લા પચીસ વર્ષના રાજકીય ઇતિહાસ અને ક્રાન્તિકારી બનાવો, એ સમય દરમ્યાન આપણા યુવાન વિદ્યાર્થીઓનાં મનોમંથનો, એમની આશા, અભિલાષા ને ઓરતાઓથી રંગાયેલુ છે. એટલે ગાંધીજીની ૧૯૨૧ના સત્યાગ્રહની લડતથી માંડી છેક 'જય હિંદ'ની ચળવળને લગતા બનાવો આ નવલકથામાં પથરાયેલા છે

વાર્તાની શરૂઆત કેદારા ગામની ગામઠી નિશાળમાંથી થાય છે એ નિશાળના વડા મહેતાજી કરુણાશંકર અને મહેતીજી નરમદા બાનુ સુંદર, સુભગ દામ્પત્યજીવન, બન્નેએ એક બીજાની સહાયતાથી અને સ્વાશ્રયથી સાધેલો વિકાસ, બન્નેની સાધારણ આર્થિક સ્થિતિ અને એમ છતા પોતાનાં પુત્ર-પુત્રી માટેની મહત્ત્વાકાંક્ષા આ સઘળુ આપણી સમક્ષ તરવરી રહે છે. અહીં જ મહેતાજીની નાની પુત્રી અને આપણી વાર્તાની નાયિકા કુમુદનુ પહેલવહેલુ દર્શન થાય છે. એનામાં રહેલી ચમક અને તેજસ્વિતા એના થોડાં વાક્યો અને કાર્યકુશળતાથી માલૂમ પડી જાય છે વળી અહીં જ મહેતાજીના પુત્ર ને કુમુદના ભાઈ હરિહરનો થોડોક ખ્યાલ એના આવેલા પત્ર દ્વારા મળી રહે છે.

પછી એ સુખી દંપતીના અવસાન થતા વાર્તા પર કરુણતા છવાય છે. પ્રસંગ બદલાય છે અને આપણે કમુ અને હરિહરને પોતાના પિતાના સ્નેહી શેઠ લક્ષ્મીદાસ કાકા અને જેઠી કાકીને ઘેર આશ્રય લેતાં જોઈએ છીએ મુંબઈમાં પગ મૂકતા જ કમુમાં અસાધારણ ફેરફાર ઝડપથી થઈ જાય છે, એ અપ્રતીતિજનક છે ગુજરાતી પાંચમી ભણીને આવેલી કમુ એક કુશળ ડાક્ટર બને છે

કમુનો ભાઈ હરિહર વાર્તાનો ઉપનાયક છે. તે કૉલેજની દરેક પરીક્ષામાં 'પહેલે નંબરે' પાસ થયા કરે છે. ગરીબાઈમાં ઉછરેલા અને સ્કૉલરશિપથી ભણેલા હરિહરનો વિકાસ કંઈક જુદી જ રીતે સધાય છે. શરૂઆતમાં આપણને ભાવિની ઉજ્જવળ આશા આપતા અને પોતાની બહેનને એકલે હાથે આટલી આગળ વધારનાર હરિહર પ્રત્યે અંતમાં આપણે એટલા સમભાવથી જોઈ શકતા નથી. એનું બીજું કારણ એ પણ છે કે એણે પોતાની આશ્રયી વસુને અન્યાય કર્યો છે અને એને માટે તરફડતી એ યુવતીનો હૃદયભંગ કરી એના આપઘાતનું નિમિત્ત બન્યો છે.

પણ વાર્તામાં સૌથી તેજસ્વી અને આગળ તરી આવતું પાત્ર તો છે વાર્તાના નાયક અનંતનું. ઘડીમાં એને આપણે ભાષણો આપતો જોઈએ તો ઘડીકમાં ક્રાંતિકારી કાર્યમાં રોકાયલો. એનું પ્રથમ દર્શન હરિહરને ઘેર થાય છે. કમુ અને એનો પહેલો મેળાપ પણ અહીં જ થાય છે. પ્રથમ નજરે જ કમુને અનંત પ્રત્યે સમભાવ જાગે છે, જે પ્રેમમાં પરિણમે છે. પણ એ પ્રસંગનું કમુનું અમુક વર્તન ગુજરાતી કન્યા માટે અસ્વાભાવિક તથા આ સ્થાને લાગ્યા વિના રહેતું નથી.

સત્યાગ્રહની લડત શરૂ થતાં અનંત એમાં આગળ પડતો ભાગ લેતો જણાય છે. તે જેલમાં જાય છે. કાવતરાં કરી છૂપે વેશે ફરતો હોય છે. હરિહર વિલાયત આગળ ભણવા ચાલ્યો ગયો હોય છે ને કમુ ડૉક્ટર બની ગઈ હોય છે. અનંત કમુને વખતોવખત મળતો હોય છે. કમુ પ્રત્યે એને પણ પ્રેમ તો છે જ પણ કમુની પરણવાની માગણી એ ઇન્કારે છે અને એના કારણમાં સ્વાતંત્ર્યસિદ્ધિનું ધ્યેય રજૂ કરે છે. પણ કમુની સાથેના વર્તનમાં જોઈએ એવો સંયમ તે દાખવી શકતો નથી. બાકી અનંતનું પાત્ર જીવંત, આકર્ષક અને સચોટ રીતે ચીતરાયલું છે.

એક બીજી પણ વાત અહીં નોંધવી જરૂરી છે. કમુનો વિવાહિત પતિ રવિ અને એના મિત્રનો વાર્તાલાપ શિષ્ટતાની હદ ઓળંગી જતો હોય છે. વળી રવિના સ્પર્શ પછી સ્નાન કરતી કમુ બારણું ઉઘાડાં ઓથો અણિયો પહેરી જાય એ ગુજરાતી છોકરી માટે કેટલું અશક્ય છે! પછી પોતાનો ભાઈ આવ્યો હોય તો યે શું? હિંદી સ્ત્રીઓ એ માટે વધારે જાગ્રત અને સભાન હોય છે.

આટલું એના વસ્તુ વિષે જોઈ લીધા પછી સમગ્ર નવલકથાને અવ-

લોકોએ. તો જણાશે કે આખી નવલકથાનું પ્રસંગાલેખન આકર્ષક અને રસપ્રદ છે. એનાં મુખ્ય અંગ સંવાદ અને પાત્રનિરૂપણ પણ અસરકારક છે. જો કે વર્ણનના અંશો કેટલેક ઠેકાણે પોતાનો ભાર લાદતા હોય છે; આખીયે નવલકથા આધુનિક કેળવણી લીધા પછી ન પરણવાના કે લગ્નને બેડી માનવાના ભ્રામક ખ્યાલ સેવતી યુવતીઓને જવાબ આપે એવી છે.

સાથે સાથે એ વાત પણ અહીં કહેવી પડે છે કે લેખકે પોતાની નવલકથાની પ્રસ્તાવનામાં કરેલાં કેટલાંક વિધાનો સાથે આપણે સંમત થઈ શકીએ તેમ નથી. તે ઉપરાંત એ પ્રસ્તાવનામાં સહેજ કડવાશનો પણ ભાસ થાય છે. એઓ કહે છે, "સાહિત્યકૃતિની સફળતા કહો કે ઉત્તમતા કહો મારે મન તો એટલામાં જ સમાઈ છે કે વાંચનાર અને લખનારને આનંદ આપે. એથી બીજું કોઈ ધ્યેય કળાનું હોય શકે નહીં." કળાકૃતિ આનંદ જ આપતી હોય તો તેથી કંઈ ઉત્તમ બની શકતી નથી, તેમ જ એનું ધ્યેય માત્ર આનંદ આપવાનું હોતું નથી. કેલવાદ (કળા ખાતર કળાનો સિદ્ધાંત) હજી આપણે ત્યાં સ્વીકારાયો નથી. "સામયિક વાઙ્મય કે વહેતાપાણિયું લખાણ એ સાહિત્ય નથી." એમ જે લેખક કહે છે એ સામે પણ આપણો વિરોધ હોઈ શકે. નવલકથા કે લલિત સાહિત્ય એ જ માત્ર સાહિત્ય નથી. સામયિક વાઙ્મય એ પણ સાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર છે. એ ચિરંજીવ પણ બની શકે છે. એડિસન તથા સ્ટીલનાં લખાણોમાં સામયિક સાહિત્ય જ હતું અને આજે પણ તે વંચાય છે. આવાં એમનાં કેટલાંક વ્યાપક રીતે કરેલાં વિધાનો આપણે માન્ય કરી શકીએ તેમ નથી.

કુંજવિહારી મહેતા, એમ. એ.

## બે નાનાં પદ્મપ્રકાશનો

**આપણા નેતાઓ.**

લે.–યુસુફ મહેરઅલી, અનુવાદક:–નન્દકુમાર પાઠક. પદ્મપ્રકાશન રૂ. ૧–૦–૦ પૃષ્ઠ સંખ્યા ૬૨.

**આપણી કોંગ્રેસ.**

લે. રમણિકલાલ શાહ. પદ્મપ્રકાશન. રૂ. ૨–૮–૦ પૃષ્ઠસંખ્યા, ૧૩૮.

આમાંનું પહેલું પુસ્તક, "લીડર્સ ઑફ ઇંડિયા" નામના મિ.

મહેરઅલીના અંગ્રેજી પુસ્તકનો સરળ અનુવાદ છે. મૌલાના અબુલ કલામ આઝાદ, સરદાર વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સુભાષચંદ્ર બોઝ, સરોજિની નાયડુ, ખાન અબ્દુલ ગફારખાન, ચક્રવર્તી રાજગોપાલાચારી, સિકંદર હયાતખાન અને જયપ્રકાશનાં સંક્ષિપ્ત જીવનવૃત્તાંતો આમાં આપવામાં આવ્યાં છે.

લેખકના કહેવા મુજબ ગાંધીજી, જવાહરલાલ નહેરૂ અને મિ. ઝીણાનાં જીવનવૃત્તાંતો આપવામાં આવ્યાં નથી કારણ કે એમને વિષે ઘણું લખાયું છે. ગાંધીજી અને પં. જવાહરલાલ વિષે તે ઘણું લખાયું પણ મિ. ઝીણા ઉપર એટલું બધું પ્રગટ થયું હોય એમ જણાયું નથી. હાલના રાજકારણમાં મિ. ઝીણા અગત્યનો અને મોખરાનો ભાગ ભજવતા હોવાથી એમના જીવન પર જો થોડો પણ વેધક દૃષ્ટિપાત કરવામાં આવ્યો હોત તો તે જરૂર અવકારપાત્ર લેખાત.

બીજું પુસ્તક કોંગ્રેસના ઇતિહાસનો ચિતાર આપે છે, અને ઈ. સ. ૧૮૮૫ થી માંડીને આજ સુધીનું એનું વિહંગાવલોકન હિંદના રાજકારણનો ઠીક ઠીક ખ્યાલ આપે છે. ભાષા તદ્દન સાદી છે. ઘણે સ્થળે તો તે અહિંસક બની જાય છે. જે સાહિત્યરસિક ફોરમનો છંટકાવ પહેલાં પુસ્તકમાં અહીંતહીં દૃષ્ટિગોચર થાય છે તે આ પુસ્તકમાં નથી. પુસ્તકને અંગે આપણને એમ જ લાગે કે આપણે સીતારામૈયાની પુસ્તકની સંક્ષેપવૃત્તિ વાંચતા હોઈએ. વળી આવા સામાન્ય કોટીના પુસ્તકની કિંમત રૂ. ૨-૮-૦ રાખી છે તે ઘણી વધારે પડતી કહેવાય.

ર. છો. વે.

## શ્રી અરવિન્દ–સર્કલનાં ચાર નવાં પ્રકાશનો

1. Letters of Sri Aurobindo ( 1947 ) Rs. ( 6-8-0 )
2. Sri Aurobindo Circle: Fourth Number ( 1948 ) (Rs. 6)
૩. श्री अरविन्द–दर्शनः प्रथम वार्षिक पुष्पः १९४७ ( रु. २. )
૪. આરાધિકા: પૂજાલાલ ( ૧૯૪૮; રૂ ૧।)૧

૧. ચારસોથી ય વધુ પાનાના આ પત્રસંગ્રહના આઠ વિભાગોમાં

૧. આ ચારમાંનાં પહેલા તથા ત્રીજા પર પ્રકાશનસ્થાન, આ ત્રૈમાસિકમાં ગયે વર્ષે (જૂન-અંકમાં) આવેલાં પ્રકાશનોની પરિચયનોંધમાં આપેલું તે જ છે. સહેતુ ( નં. ૨ તથા ૪ પરનું )નવું સરનામું: 32, Rampart Row. Fort, Bombay 1.

મોટાનાનો મળીને સવાસોથી ય વધુ પત્રો છે. ભૌતિક, આધ્યાત્મિક તથા અતિમાનસિક[૨] યા તો વિજ્ઞાનાત્મક ('સુપ્રામેંટલ') ઉત્ક્રાન્તિ; ભગવાન પ્રત્યેનું અંતરંગ તથા પૂર્ણ અભિગમન; યોગનું તત્ત્વ તથા પ્રક્રિયા; સર્વતોમુખી (total) ચેતનના ભાગો; યોગવિષયક દર્શનો, અનુભૂતિઓ, સાક્ષાત્કારો; માનવ તથા ભાગવત (દૈવી, Divine) પ્રેમ; યોગમાર્ગની મુશ્કેલીઓ; પ્રકૃતિવિજ્ઞાન (યા તો ભૌતિકશાસ્ત્ર, science), તર્કસરણી તથા યોગાનુભવ, અવતાર તથા પ્રતીકો, યોગબળ, સૌન્દર્ય તથા કલા આદિ આટલાં મુખ્ય વિષયનામ અનુસાર એ પત્રોનું વર્ગીકરણ કરાયું છે. પુસ્તકના આદિ વચનમાં K. H. G. એ શ્રીઅરવિન્દના પ્રજ્ઞાનને "...that High Wisdom that comes from the constant living in the Spirit's complete truth" તરીકે ઓળખાવ્યું છે. એવું પ્રકૃષ્ટ જ્ઞાન ઈશ્વરકૃપાએ જેને લાધ્યું હોય તે જેમ પોતાના તત્ત્વદર્શનને અધિક ગહન રૂપમાં તેમ એ જ વિષયનું અન્ય વાઙ્મય મુકાબલે ઓછી અઘરી કે વધુ સુગમ રીતે પણ રજૂ કરી શકે. આ બીજા પ્રકારનાં (અને તો પણ પૂર્ણયોગદ્રષ્ટાની દર્શનોના પ્રોજ્જ્વલ અધિકૃતપણાની-luminous authenticity-મુદ્રાએ મુદ્રાંકિત) લખાણો આ છે. પૂરતું ઇંગ્રેજી જાણનાર પ્રત્યેક સહૃદય સામાન્ય વાચકને માટે અહીં પૂર્ણયોગશાસ્ત્રનાં અંગોપાંગ હસ્તામલકવત્ કરેલાં છે. દૃશ્યાદૃશ્ય સૃષ્ટિઓમાં પૂરી આસાનીથી વિહરતી આ દ્રષ્ટાની લેખની ભક્તિ-જ્ઞાન-ઉભયની સમુન્નતિ માટેની ઝીણી ઝીણી અનુભૂતિસિદ્ધ વાતો વિરમ-જનક ચોકસાઈથી, ધાર્યો નિશાન વીંધતી દલીલોથી પણ ઘણીવાર, વારંવાર પ્રસ્તુત છતાં રસિક રીતે એક ને એક જ વાતની પુનરાવૃત્તિ કરીને પણ, ભારઝલી તો પણ પ્રવાહવતી શૈલીમાં-ક્યારેક સૂક્ષ્મ વિનોદની છાંટ સહિત સુંદર-એમનું કથયિતવ્ય રજૂ કરતી હોય છે. સાધનાના જૂના અભીપ્સુઓ તેમ જ નવા જિજ્ઞાસુઓ, બંનેને આ પત્રો બહુ ઉપયોગી થાય તેવા છે.

(૨) આગલા ત્રણ અંકોની જેમ મનભર અને શ્રીમાતાજીના અદ્ભુત

૨. "(overmind) અધિમાનસ, 'અતિમાનસ (supermind)'". આ રીતે 'દક્ષિણા'ના એપ્રિલ ૧૯૪૮ના અંકમાં (પૃ ૨૨૧) છે. એમાંના બીજા પરથી વિશેષણ ઉપર યોજ્યું છે. અગાઉનો 'આતમનસ્' 'ઓવરમાઇન્ડ' માટે અને 'વિજ્ઞાન' 'સુપરમાઇન્ડ' માટે એ શબ્દપ્રયોગો એક રીતે વધુ સારા હતા. કારણ, નવી શબ્દરચનામાંના 'અધિ' તથા 'અતિ' કોઈક વાર સુલેખ ને હાથે પણ અદલબદલ થઈ જઈને, અર્થભેદ વાચકને નહિ સમજાવાનો સંભવ રહ્યો છે.

પ્રભાવ તથા પ્રસાદનું ઉત્તરોત્તર અધિક દર્શન કરાવતા 'દક્ષિણા'માં (એપ્રિલ) તેમ શ્રીઅરવિન્દ-સર્કલના આ ચતુર્થાંકમાં પણ શ્રીમાતાજીની ચિત્રકૃતિ 'સત્ય પ્રતિ આરોહણ' આપવામાં આવી છે. ઊર્ધ્વગમનના અભીપ્સુમાત્રને માટે રહસ્યસૂચક એ ચિત્રની જેમ 'સર્કલ'ના આ ચતુર્થાંકમાં શ્રીઅરવિન્દની એક અપ્રકટ, ઊંડો ને પ્રશાન્ત પ્રેરણાસ્રોત સ્રવતી છબી પણ છે. દોઢસોથી ય વધુ પાનાંના એ અંકમાંના ચાળીસેક જુદી જુદી રીતે ઉદ્બોધક રમણીય કાવ્યોમાંનું પહેલું તો આ અંકની મંજૂષાના આરંભે મૂકીએ છીએ. અગિયાર ગદ્યલખાણોમાંનાં મુખ્ય તો સ્વાભાવિક રીતે જ પહેલાં બે છે: Prayers & Meditations of The Mother તથા [૧૩] Letters of Sri Aurobindo. આરોહણશીલ એકતા વિશેના, "It may be even that this ascending rebirth is ...... a progress to some great display of the Divinity......" ઇત્યાદિ અન્ત્ય શબ્દોથી વસ્તુ સૂચવતા પૂર્ણયોગદ્રષ્ટાના મર્મગામી તેટલા જ બુદ્ધિલક્ષી તર્કાનુસારી લેખ ઉપરાંત, Shakespeare and "Things to Come"માં (કે. ડી શેઠના) અમારા વાચકોને વિશેષ રસ પડશે. આ વિશિષ્ટ યોગદષ્ટિએ માયાવિચાર, પુનર્જન્મ, સત્ય તથા એકાંત (મિ. જે એન. ચબનો આ લેખ ફ્રોઇડ-માર્ક્સની બેલડીને નામે નાહક ને વધુપડતા ઊંચાનીચા થયા કરતા સૌ કોઈનાં આંખકાન ઉઘાડે તેવો છે.)— આ તથા અનુષંગી વિષયો પર સરસ રીતે બાકીના લેખોમાં લખાયું છે.

(અપૂર્ણ) વિ. ક. વૈ.

રણછોડલાલ અને બીજાં નાટકો: યશોધર ન. મહેતા (ગુજરાત સાહિત્યસભા, અમદાવાદ; રૂ. ૨ા.)

આ સુન્દર નાટિકાસંગ્રહની જેમ થોડાં જ ગુજરાતી નાનાં નાટકો વિશે ખરેખર કહી શકાય કે આના વિના ગુજરાતી નાટ્યસાહિત્ય ગરીબ રહી જાત. સવિવેક વિષયપસંદગી ધર્મ, રાજ્ય કે સમાજના ઇતિહાસમાંથી; પાત્રો એમના આગવા વ્યક્તિત્વવાળાં, નિજ ક્ષેત્રે પરાક્રમી તથા એમનું આલેખન એમને જાણે સંજીવની પાઇને સ્મરણભોમમાંથી પુનર્જીવિત કરે એવું કલાવન્ત, ઉચિત અસરકારક પ્રસંગોની તેમજ લાઘવયુક્ત, બહુ સ્વાભાવિક, પ્રતિભા-ઝળકે ઝળકતા સંભાષણની સાથે સાથેસું; અને તેથી, સમગ્ર શૈલી પણ વાચન-અભિનય ઉભયને બહુ અનુકૂળ: આવા નાટ્યગુણોપેત આ પાંચ નાટકોમાંની પહેલી 'રણછોડલાલ' પ્રકાશકો કહે છે તેમ

'કોઈ પ્રેરિત અને ધન્ય ઘડીમાં'' લખાઈ હોય તેવી મનોગમ છે તો બીજી ('ડેન્માર્કનો મુસાફર') એમાંના વસ્તુની નવીનતાથી તેમ પાત્ર-પ્રસંગના શોભીતા વૈવિધ્યથી પણ રમણીય બને છે. 'રણછોડલાલ'-ની એક વધુ વિશેષતા પણ છેઃ નર્મદયુગની જીવન-ઝાંખી કરાવતું, 'નર્મદ' (ચન્દ્રવદન મહેતા) તથા 'દુર્ગારામ મહેતાજી' (શારદાપ્રસાદ વર્મા) પછીનું આ પ્રકારનું આ ત્રીજું અને કેટલીક (મૂળ પ્રતિ વસ્તુનિષ્ઠતા તથા સરળ નાટ્યતત્ત્વ તેમ જ સુરુચિતા જેવી,) બાબતોમાં તો ત્રણેમાં ઉત્તમ, નાટક છે. બાકીનાં અહીં અપાયલાં નાટકો એટલે બૌદ્ધકાલીન, અનન્ય એક ભાવન ભક્તવિષયક 'હુએનસંગ' અને ઇસ્લામયુગમાંથી વસ્તુ લેવાયલાં 'અનીઅર' તથા 'સીદી બશી'. (આમાંના પહેલામ ''એક બિન્દુ પર એકાગ્રતા' સાધવાનો જ કર્તાનો આશય સ્પષ્ટ છે. તેમણે એનું નામ 'હુએનસંગનું હિંદ' કે એવું કાંઈક રખીને વસ્તુ માત્ર એ પરિવ્રાજક વિશેનું લીધું હોત તો જ હર્ષકાલીન ભારત આલેખવાનો 'લોભ' જતો કર્યાની પ્રવેશકલેખક પ્રા. ઠાકોરની અસન્તુષ્ટતા માટે ખરું કારણ મળત'.

સંગ્રહમાંની પાંચે રચનાઓ ભિન્ન ભિન્ન રીતે, જો કે નાના શા ફલક પર જ, આર્યસંસ્કારિતા જ્યારે અન્ય પ્રજાની સંસ્કારિતાના સંબન્ધમાં આવે ત્યારે કેટલી ઉદારવિશાળતાથી વર્તે છે, પોતાનાં લાક્ષણિક અંગોની કેવી સરસ છાપ પાડે છે, તેનાં પણ સરસ દૃષ્ટાન્તો છે.

વિ. ક. વૈ.

## પ્રાપ્તિ—સ્વીકાર

૧

નવજીવન પ્ર. મન્દિરનાં (અમદાવાદ): સંસાર અને ધર્મઃ કિશોરલાલ ઘ. મશરૂવાળા (૧૯૪૮; રૂ. ૨).—અર્થશાસ્ત્રની પરિભાષા; વિઠ્ઠલદાસ મ. કોઠારી (૧૯૪૮; રૂ. ૦-૧૪-૦).—પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો; જુગતરામ દવે (૧૯૪૮: ૧૦ આના)-ખેડૂતપોથી વિ. ૫, કોઠારી, ન. સો. શેઠ (૧૯૪૮; રૂ. ૨ા).—દિલ્હી ડાયરી; ગાંધીજી (રૂ. ૩.).—પ્રેમપન્થ, ૧. વાલજી ગો. દેસાઈ. (રૂ. ૦-૪-૦).—સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ: ગાંધીજી (રૂ. ૧).

સન્દેશ લિ. અમદાવાદ: સમતા: 'ઉર્માકાન્ત' (૧૯૪૮: રૂ. ૫-૪-૦).—ગરાસણીઃ પ્રાણલાલ દી. મુનશી (૧૯૪૮: રૂ. ૫ા).—જમકુવ અને મિયાં ફુસકીઃ જીવરાજ જોષી (૧૯૪૮: રૂ. ૧ા).

પ્રકીર્ણ: વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો. ભોગીલાલ જ. સાંડેસરા (૧૯૪૮: જૈન ઓફિસ–ભાવનગર રૂ. ૨)–પ્રજાબન્ધુનો સુવર્ણાંક. 'બુદ્ધિપ્રકાશ' 'જીવનપ્રકાશ' તથા 'નૂતન શિક્ષણ'ના ગાંધી અંક.

૨

ગુજ. વર્ના. સોસાયટીનાં (અમદાવાદ) માનસરોગવિજ્ઞાન: પ્રો. બળવંતરાય અ. પાઠક રૂ. ૧).–સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જરકાવ્ય સં. ભોગીલાલ જ. સાંડેસરા (રૂ ૧) :: શ્રીસયાજી સાહિત્યમાળાનાં (વડોદરા) ભારતીય તર્કશાસ્ત્રપ્રવેશ. કોકજેશાસ્ત્રીકૃત: દીપકકુમાર શિ. દેસાઈ (રૂ. ૨॥). નૂતન માનસવિજ્ઞાન: ચન્દ્રભાઇ કા. ભટ્ટ (રૂ. ૧-૬-૬)–માથેરાન, હ. મોહંમદ (સ. હ.), પશુચિકિત્સા ગામડાં અને સહકાર. ગામડાં અને આરોગ્ય (આ ચારની વીગત હવે પછી) :: એન. એમ. ત્રિપાઠી લિ. નું (મુંબાઈ) ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો, સંશોધિત બીજી આવૃત્તિ: કૃષ્ણલાલ મો. ઝવેરી (રૂ. ૩॥) :: ગતિ–પ્રકાશનો: ધૂમ્રસેરો ગુણવન્તરાય પોપટ, ધનસુખલાલ મહેતા (રૂ ૧)–મોતી, સ્ટાઈનબેકકૃત: જયન્તી દલાલ રૂ. ૦॥) :: પ્રકીર્ણ, બાપુ: મીનુ દેસાઈ (રૂ . ૬), ગાંધીજી સ્મા.–ફંડમાં (સચિત્ર).–મેઘદૂત: નટવરલાલ બે. જાની (૫ આના).–ભૂલભુલવે: શ્રી ચન્દ્રસિંહજી ક. પરમાર, કંજરી સ્ટેટ: પંચમહાલ (રૂ. ૧॥).

# કાવ્યમંદિર : ૩

## નાવડું

તાપીકાંઠે પડેલા સૂરત નગરના બંદરે, દૂર ધ્યેયે
ધારી હૈયું, ઊડંતાં અનિમિષ નયને પ્રાર્થતા ચિત્તતંતું,
એટે એઠું અટૂલું, નિરવધિ ભવનો અબ્ધિ ઓળંગવે જે
વાંછે તૃષ્ણા સુકાને ભગવતકરને નાવડું: એ જ આ હું.

દેશળજી

## શ્રીચરણમાં

'વિના સ્વામી હોયે જીવન કદિયે એક ક્ષણ શું ?'
વદી ઘેલું હૈયું વિકટ વનનો પંથ ગ્રહતું.
અને હૈયા પાસે ક્ષણ ક્ષણ જતી જે અનુસરી,
રહી અધે આધે પ્રિયરહિત ક્યાંથી જીવી શકે?

હજી જીવે સીતા ? હૃદય નવ માને વચનને.
— વદે ઘેરા શોકે રઘુવર ઊભેલા અનુચરે.*
"જીવે ક્યાંથી દેવી ? વિરહક્ષણુ જ્યાં વર્ષ સરખી,
અને જ્વાલા દેતી પ્રતિક્ષણુ રહે રક્ત ભરખી,
રહે હૈયાસૂતી અનિલભર અન્નોદક તજી,
છતાં જીવે દેવી વ્યથિત ઉર અગાર સરજી;
પ્રભો, મારું માનોઃ" રઘુવર રહ્યા સ્થિર નિરખી,
અને આકાશેથી રવિ પણુ સુણે વ્યાકુળ બની.
"બધી વૃત્તિ રોકી પ્રતિક્ષણુ સતીએ ગરણમાં,
પરન્તુ ક્યાં સ્પર્શે યમ જીવિત જે શ્રીચરણમાં ?"

ચંપકલાલ વ્યાસ

*સીતાજીની ભાળ લાવનાર હનુમાન પ્રત્યે શ્રીરામ આમ બોલે છે. પછી હનુમાન શ્રીરામને લાક્ષણિક જવાબ આપે છે.

## મળી લડત

મને મરણુનો નથી ડર કશો, છતાં જિંદગી
પવિત્ર બનતી રહે પ્રતિપલે, સ્પૃહા છે ખરી.
પડે મરવું તો ય તે મરીશ હું નહીં, જ્યાં સુધી
દરેક રિપુનો પરાજય કરી શકું હું નહીં.
નથી વિજયમાળની બહુ તમા, છતાં શત્રુના
જવું શરણુમાં નથીઃ નહિ સહું પરાધીનતા.
લડી લઈશ હું સુખે સહીશ ઘા હસી છાતીએ
રિપુક્ષય કરી બીજી જ પળ છો મરું; સાર્થ એ.
થશે જીવન તો. મને લડતમાં મઝા છે નવી.
મળી લડત તો લડી લઈશ ધન્ય માની ઘડી.

પારાશર્ય

## પ્રકૃતિ

મારા પુષ્પપરાગને અનુભવી રહેજો ખુશી જે વને
એવા હંસ નથી, વિહંગમ બીજા શું નૈ ઉપેક્ષા કરે ?
કો એવાં અનભિજ્ઞના ડર થકી વ્યાકુળ થઇ પોયણી
નૈસર્ગિક વિકાસને અવગણી ખીલે નહીં કે ખરી ?

પારાશર્ય

# મનન–પૂર્તિ

## ૧૭. વિશ્વશાન્તિ વિશે મિ. હક્સ્લી

વિજ્ઞાન, વ્યક્તિસ્વાતંત્ર્ય તથા વિશ્વશાંતિ (Science, Liberty and Peace) એ નામના નાના પુસ્તકમાં, લૉસ ઍન્જેલ્સમાંની વેદાન્ત સોસાયટીવાળા રામકૃષ્ણ મિશનના એક સ્વામીજી પાસે અધ્યાત્મસાધના કરતા સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક મિ. આલ્ડસ હક્સલી અર્વાચીન જમાના માટે એક ઘણું ઉપયોગી દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. ટૂંકામાં તે આ પ્રમાણે છે: વૈજ્ઞાનિક સંશોધનોના ઉપયોગ જગતમાં સત્તાધારી મનુષ્યો તથા પૈસાપાત્ર ઉદ્યોગપતિઓ, જો કે સમાજમાં કે દેશમાં તેમની સંખ્યા જૂજ હોય છતાં, મોટા ભાગના માણસોને કેવળ પરવશ તથા ગરજાઉ સ્થિતિમાં મૂકી દેવામાં કરે છે એ હકીકત ઉપર અને દુનિયાભરને આવરી રહેલા આ અનિષ્ટના નિવારણ કાજે ઉદાર વૃત્તિવાળા રાજપુરુષોના તેમ જ જે વૈજ્ઞાનિકો જગતને નિઃસ્વાર્થ ભાવે ઉન્નતિના માર્ગે લઈ જનારાં સંશોધનોમાં જ પ્રવૃત્ત રહે તેવા હોય છે તેમના કર્તવ્ય પ્રત્યે લક્ષ દોરવાનો પ્રબળ યત્ન લેખકે કર્યો છે.

વિજ્ઞાનબળે પ્રાપ્ત થયેલાં અર્વાચીન યુદ્ધનાં સાધનોથી (ટૅંક, ફ્લેમ-થ્રોઅર તથા બૉમ્બરથી) લડાઈ કરનારા દેશોના સત્તાધારીઓ અનેક મનુષ્યોનો સંહાર થોડા જ વખતમાં ઘણી સહેલાઈથી કરી શકે છે. એવાં સાધનોની સામે નિઃસહાય થઈ ગયેલો જનસમુદાય કાં તો ગાંધીજીએ શીખવેલા સત્યાગ્રહનો માર્ગ ગ્રહણ કરે અથવા તો ગુલામી દશામાં યમયાતના ને મૃત્યુ શરણ થાય. (સત્યાગ્રહના માર્ગ વિશે પુસ્તકના આઠમા પાના પર લેખકે ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણીનો અભિપ્રાય ટાંકીને સૂચવ્યું છે કે એ માર્ગ (સત્યાગ્રહ) હિંસક યુદ્ધોની જેમ જાહેર ગુણો, સ્વાર્થત્યાગ, વ્યવસ્થા તથા શિસ્ત હોય તો જ ફત્તેહમંદ થાય છે અને આ ગુણો પૂરાં કરતાં

પશ્ચિમના દેશોમાં વધારે હોવાથી સત્યાગ્રહને પશ્ચિમમાં સફળતા મળવાનો એકંદરે સંભવ વધારે છે )

સંયુક્ત પ્રજાઓનું રાજ્યતંત્ર દુનિયા પર ચાલે અને તેના આદેશ અનુસાર સર્વ પ્રજાઓ વર્તે એ આદર્શને વ્યવહારમાં મૂકતાં કેટલી મુશ્કેલી નડે છે તે તો આપણને સર્વને સુવિદિત છે. આવી પરિસ્થિતિમાં સૌથી ઉત્તમ માર્ગ તો એ છે કે વિજ્ઞાનના શોધકોએ સત્યની શોધમાં જ—અને તેટલા નિષ્કામભાવે જનહિતકારી સંશોધનોમાં જ—પ્રવૃત્ત રહેવું અને એવી શોધખોળના પરિણામનો કોઇ પણ કાળે દુરુપયોગ થાય નહિ એટલે એ બાબતમાં જાગ્રત રહેવું વળી તેમણે પોતપોતાના રાજ્યના ધુરીણોને પણ વિજ્ઞાનના ઉપયોગવાળાં હિંસક કાર્યોમાં મદદ કરવાની ચોખ્ખી ના કહેવી જોઇએ. બીજું, ધનની મદદથી ગજાને વશ રાખનાં વિઘાતક વિજ્ઞાનબળોનો ઇજારો લઇ લેતા ધનવાનોની જાળમાં પણ નહિ ફસાવાનો નિશ્ચય લોકોએ કરીને તેવા હાનિકારક ઉદ્યોગમાં કશો પણ હિસ્સો નહિ આપવાનો દૃઢ નિશ્ચય લોકોએ કરીને એ નિશ્ચયનો પૂરેપૂરો અમલ તેમણે કરવો તથા કરાવવો જોઇએ ઉપરાંત, પ્રજાના જુદા જુદા વર્ગોએ તેમ જ વ્યક્તિએ વ્યક્તિસ્વાતંત્ર્ય કેળવી અને કેળવતા દઈ નાના ઉદ્યોગો તથા એને લગતી પ્રવૃત્તિઓ દેશના જુદા જુદા ભાગમાં ખીલવવી જોઇએ, જેથી કરી મોટા પાયા પર ચાલતા ઉદ્યોગોની તથા એ સર્વેના માલિકોની ચૂડમાંથી પ્રજાજનો મુક્ત રહીને પોતાના જીવનની સઘળી મુખ્ય વાજબી જરૂરિયાતને સ્વાભાવિક રૂપે પોષવામાં પહોંચી વળી શકે.

મિ. હકસલી જેવા વિચારવંત પુરુષનું ઉપર બહુ ટૂંકામાં રજૂ કરેલું મંતવ્ય છેક અવ્યાવહારિક છે એમ તો ન જ કહી શકાય. (કેમકે તેનું વ્યાવહારિક આયોજન એટલે 'ટેકનીક' પણ તેમણે સૂચવ્યું છે) પણ સાધુવૃત્તિવાળા વૈજ્ઞાનિકો રાજ્યપુરુષો અને આધુનિક જીવનની અનેક નાની મોટી જરૂરતોથી ઘેરાયેલા આ જમાનાના મનુષ્યો માત્ર નાનાં વર્તુલમાં રહી ઉપર્યુક્ત રીતે વ્યક્તિસ્વાતંત્ર્ય જાળવી શાંતિ જગતમાં સ્થાયી રૂપે સ્થાપવા પ્રયત્ન કરે એ સંભવિત લાગતું નથી.[1]

ભ. કે. વૈ.

---

૧. તંત્રીની નોંધ: એ જ પુસ્તકમાં (પૃ. ૨૨) લેખકે મનુષ્યની ભૌતિક તથા માનસિક જરૂરતો ઉપરાંતની અગત્ય પણ નિર્દેશી છે: And beyond these primary psychological needs lies man's spiritual need–the need,

૧૮. 'અબૂઝ પૃથગ્જન' કોણ ?

પ્રિયભાઈ વિજયરાય,

ધૂમકેતુની પેઠે વિરલ અને અત્યંત અનિયમિત દર્શન આપી આશ્ચર્યચકિત કરનારા તમારા ત્રૈમાસિકનો માર્ચ, ૪૮' અંક અકસ્માતે નજરે પડ્યો,–અને તે વળી ફારસી-ઉર્દૂની પેઠે જમણીથી ડાબી તરફ વંચાય એવો, છાપેલાં અને બાંધેલાં પાનાંવાળો! અજબ થઈ આ વ્યતિક્રમવાળાં પાનાં ફેરવતાં પૃ ૧૨-૧૩ પર છપાયેલો રા. 'કાન્તિલાલ'નો પત્ર નજરે પડ્યો તે વાંચ્યો. એ પત્રમાં એમના પહેલા લેખ કરતાં સૂર કાંઈક ઊતરતો જણાય છે, પણ એમ વળી એમણે મારા મૂળલેખ વિષે બે આક્ષેપ કર્યા છે. એ આક્ષેપોનો મારો જવાબ આ છેઃ

( ૧ ) પોતાના પહેલા લેખમાં સૂરીવાદ platonic love, અને 'અપ્રદપરસ્તી' માટે પૂરતી તપાસ કર્યા વગર બે ત્રણ ઠેકાણે લખી હવે એઓ કહે છે કે "આખો પ્રશ્ન જ અપ્રસ્તુત છે." અપ્રસ્તુત હતો તો પોતે તેનો આટલો ઊહાપોહ શા માટે કરેલો! પણ ના! મૂળ લેખથી થયેલો પ્રક્ષોભ શમાવી શાંત મને ફરી તે વાંચશે તો એઓ પોતે જ જોશે કે મેં એ વિષયોની કરેલી ચર્ચા પ્રસ્તુત જ નહીં, તદ્દન અનિવાર્ય છે. બાલાશંકરે હાફિઝની ગઝલોનું ભાષાંતર કરેલું, એ કવિનાં જીવન અને સૂરીવાદ પર ઠીક વિસ્તૃત લેખ લખેલો, અને ટીકાના જવાબમાં સૂરીવાદ પર પ્રવચન કરેલાં, એટલું જ નહીં પણ વળી પોતાના જીવનમાં એ સૂરીવાદ 'વ્યવહારુ' રીતે ઉતારેલો. આ છેલ્લા વિધાનના પ્રમાણ તરીકે મેં સ. આનંદશંકર ધ્રુવ જેવા સમદર્શી અને બહુ જ ચોક્કસ વિદ્વાનના જે શબ્દો ટાંકેલા તે. રા. કાન્તિલાલનો ભ્રમ દૂર કરવા અહીં ફરીથી આપું છું. "મસ્તી અને પ્રેમ એ સૂરીવાદનાં જે બે તત્ત્વો" તેનો નિર્દેશ કરી આનંદશંકરે પોતે જાતે જેઓ સાથે નિકટ સંબંધમાં આવેલા તે કવિઓ માટે લખેલું કે "એ [કવિઓ]માંના કેટલાંકનાં તો જીવનનાં પ્રધાનસૂત્રો પણ એ બે શબ્દોમાં જ હતાં. તેમાં બાલાશંકર અને મણિલાલમાં

---

in theological language, to achieve his Final End, which is the unitive Knowledge of ultimate Reality, the realization that Atman & Brahman are one, that the body is a temple of the Holy Ghost, that Tao or the Logos is at once transcendent and immanent.

સૂફીવાદનું સંપૂર્ણ અનુસરણ છે. " [ 'દિગ્દર્શન', પા. ૨૩૩ ].૧ અને વળી બાલાશંકરનાં કાવ્યોના સંપાદકને પોતાને જે 'અગ્રદપરસ્તી'નો સંશય આવેલો તેનો પણ નિર્દેશ મેં કરેલો જ છે, તો " એ આખો પ્રશ્ન જ અપ્રસ્તુત છે " એમ કયો 'પૃથગ્જન' કે 'અપૃથગ્જન' કહી શકશે ?

( ૨ ) મેં Porphery અને Porphyrius એ એક જ નામના બે પર્યાય એક જ વાક્યમાં વાપર્યા તેથી ભાઇ કાન્તિલાલ બહુ જ મૂંઝાઇ ગયા છે, અને ફરીથી પૂરી તપાસ કર્યા વગર લખે છે કે " એન્સાઇક્લોપીડિયાની નવમી આવૃત્તિ તથા ચૌદમી બંને જોતાં પૅર્ફિરી નામ મળે છે, પૉર્ફિરિયસ નહીં અ વિકલ્પ સાચો હોય તો શ્રી સંજાના સાહેબ એ માટેનો કોઇ આધાર આપશે (પુસ્તકનું નામ, લેખકનું નામ, અને પાનાનો નંબર) તો મારા જેવા અબુઝ પૃથગ્જનો પર મોટો ઉપકાર થશે " રા. કાન્તિલાલને મારી વિનતી છે કે એમનો એક અને અદ્વિતીય આક ગ્રંથ જે Encyc. Brit. તેજ જરા વધારે કાળજીથી જોઈ જાય. એમ કરશે તો એમને એ મહાગ્રંથના ૨૪મા ( સૂચિ ) પુસ્તકમાં પા. ૭૫૦ પર આ 'દાખલો' જડશે: porphyrius, see Porphyry. વળી Encyclopaedia of Religions ના ૧૩મા (સૂચી) પુસ્તકમાં પણ પા. ૪૬૭ પર બરાબર એ જ 'દાખલો' મળશે. વળી 'બ્રિટાનિકા'ના ૧૮મા પુસ્તકમાં Porphyry નો જે વૃત્તાંત આપ્યો છે ત્યાં આરંભમાં જ એનું આખું નામ ગ્રીક અક્ષરોમાં porphurios એમ આપેલું મળશે (ph માટે ગ્રીકમાં એક જ અક્ષર છે તે લેટિન કે અંગરેજીમાં વપરાતો નથી). ગ્રીકમાંથી લેટિનમાં કોઇ શબ્દ આવે ત્યારે નિયમ તરીકે અંત્ય os નું us રૂપ થાય છે; અને upsilon ( u ) અક્ષર y માં ફેરવાઈ જાય છે, દા. ત, ગ્રીક muthos, લેટિન mythus, અંગરેજી myth,-તેજ પ્રમાણે psychic, mystic વગેરેમાં u નો y થાય છે બીજું, અંગરેજીમાં અને ફ્રેન્ચમાં અનેક લેટિન કે ગ્રીક વિશેષનામો anglify કે frenchfy કરેલાં જ વપરાય છે, દા. ત. અંગરેજીમાં Homerosને બદલે Homer Terentiusને બદલે Terence, Horatiusને બદલે Horace, Plutarchos ને બદલે Plutarch; અને ફ્રેન્ચમાં Plotinus ને બદલે Plotin, Plutarchos ને બદલે Plutarque વગેરે. એટલે હવે રા. કાન્તિલાલ જોશે કે Porphyry-નું વધારે 'શાસ્ત્રીય' રૂપ તે Porphyrius છે; મારી ભૂલ કે છપ-ભૂલ નથી.

૧. ઉતારાના બાકી ભાગમાં પ્રેમ-પરમાત્માનું ઐક્ય પણ સૂચવ્યું છે.-તંત્રી

અંતમાં કૃપા કરી રા. કાંન્તિલાલ કહેશે કે 'પૃથઃજન' એટલે શું ! [ એટલે, સામાન્ય માણસ; જીવન જોડણી કોશમાં—તંત્રી ] મને તો એવો કોઇ શબ્દ ગુજરાતી કે સંસ્કૃત કોશોમાં જડતો નથી પણ એમના વાક્યનો સંદર્ભ જોતાં એમને અભિપ્રેત અર્થ ' રોડાઓ ' હશે એમ વાજબી રીતે જ અનુમાન કરી શકાય છે.

મુંબઇ, તા. ૨૮-૬-૧૯૪૮ લિ. જ. એ. સંજાના

૧૯. બોલપટ ગુણસુન્દરી

ચિ પ્રિયભાઇ શરદ

......સંગીત પરિષદ પર હું રાજકોટ ગયેલો ત્યારે મિત્રો સાથે 'ગુણસુંદરી'-ની ફિલ્મ હું જોઇ આવ્યો છું. ચિત્ર મઝાનું છે. ગુજરાતી ભાષામાં છે એટલે જોનને સમજનારો વર્ગ ઘણો મોટો છે

આ ફિલ્મ ઘણી રીતે વખાણવા લાયક છે છતાં ફિલ્મના અંતભાગમાં જે પ્રસંગ પર પ્રેક્ષકો બહુ ખુશ થાય છે તે પ્રસંગની વિરુદ્ધમાં મારો અભિપ્રાય તને લખી જણાવવો યોગ્ય લાગે છે.

મૂળ વાર્તા આટલી છે. ચન્દ્રકાન્ત નામે યુવાન, પિતાની ઇચ્છાને રોતઘ ગણી ગુણસુંદરી સાથે લગ્ન કરે છે બન્નેને પરસ્પર પ્રેમ છે પંતુ ચન્દ્રકાન્તની ઓપુરુષનાં પ્રણયનાં તોફાનોમાં રાચવાની વૃત્તિ બળ કરે ત્યારે પત્ની ગુણસુંદરી કુટુમ્બજાળમાં ગૂંચાઇને એ તોફાનોમાં ભળી શકતી નથી. દરમિયાન નીલમણિ નામની ગણિકાના પરિચયમાં આવી ચન્દ્રકાન્ત તેના પ્યારમાં પડી, શરાબ' બની ગુણસુંદરીને ધિક્કારવા લાગે છે. પત્ની પતિને એ રસ્તેથી પાછો વાળવા રચી મચે છે. ચંદ્રકાંતના પિતાને પુત્રની બદીના ખબર પડે છે. તેને પોતાની પેઢીમાંથી પૈસા ઉપડવાની બંધી કરે છે. ને વસિયતનામું કરી ગુણસુંદરીને વારસદાર કરે છે. ચન્દ્રકાંત નીલમણિને ધન આપી સંતોષી શકતો નથી તેથી પિતા પાસે પોતાનો હિસ્સો માગવા જાય છે, પિતા તેને સાફ ના કહીને પોતાનું વસિયત ગુણસુંદરીને સોંપે છે. ગુણસુંદરી એ વીલ પોતાના પતિને સોંપે છે. આથી નારાજ થઇ - ચન્દ્રકાંતના પિતા વસિયતનામું સુધરાવે છે કે જેને અંગે જો ચંદ્રકંત ગુણસુંદરી સાથે ના રહે તો પૈસા ટ્રસ્ટીઓના જ હાથમાં રહે. ચંદ્રકાંતને પૈસા મળતા નથી. નિર્ધન થયેલ ચન્દ્રકાંતને નીલમણિ થપ્પડ મારી ધોલી કાઢે છે. ચન્દ્રકાંત રસ્તામાં મોટર અકસ્માતથી બેભાન થાય છે. બીજી બાજુ તેનો પિતા મરણ પામે છે. ચન્દ્રકાંતનાં બિરો ચૂકવી ગુણસુંદરી નિર્ધન બની નાના ઘેર વિદુને લઇ

ક્યાંક રહે છે અને એક વખત દૂધ લેવા જતાં દૂધ ઢોળાઈ જાય છે. માર્ગે જતો કોઈ માણસ તેના હાથમાં બેઆની મૂકે છે, જે નીચે પડી જાય છે. એ લેવા તે નીચે નમે છે ત્યાં એ બેઆની ઝૂંટવવા એક ભીખારી પુરુષનો હાથ લંબાય છે, અથડાય છે. બન્નેની નજર મળે છે. એ ભીખારી પુરુષ ચન્દ્રકાંત પોતે છે, ગુણસુંદરી તેને પોતને ત્યાં ખેંચી જાય છે. અને દ્રષ્ટીઓએ છાપામાં છપાયેલ વારસાની શરત વાંચી બધાં હરખાય છે.

ઘણી સામાન્ય પ્રકારની આ વાર્તાનું નિરૂપણ આકર્ષક છે પણ મારે એ વાર્તાના અંતભાગ વિષે થોડું વિરુદ્ધ કહેવું છે, ચન્દ્રકાન્તનો અધઃપાત ચિત્રમાં ક્યાં સુધી નિરૂપ્યો છે? નીલમણિના હાથની થપાટ ખાવા છતાં તેને વળગવા જાય છે ત્યાં સુધી? ના ત્યાં સુધી જ નહીં. આ ફિલ્મમાં તો એ એથી વધુ બતાવાયો છે. ફિલ્મ જોવા જનાર ઘણા, નીલમણિની થપાટ ખાઈ પાછા ફરતા નિર્ધન ચન્દ્રકાંતની દયા ખાય છે. એને મોટર-અકસ્માત થયા પછી તો તેના પ્રત્યે વધુ સહાનુભૂતિ બતાવે છે. અને છેવટે, બેઆની લેવા જતી ગુણસુંદરીના હાથમાંથી ચન્દ્રકાંત પોતે પણ બેઆની ઝૂંટવવા જાય છે ને ત્યાં મળે છે એ મિલનથી પ્રેક્ષકો ખુશ થાય છે. એ પ્રસંગ વિરુદ્ધ મને વિચાર થાય છે.

ફિલ્મકારે આ માટે ચન્દ્રકાંતનું સુભગ પરિવર્તન ન બતાવ્યું? ગુણસુંદરીના પુનઃમિલન પછી તેને હસતો જોવાથી તે સુધરી ગયો એમ કેમ સમજાય છે? એમ માનવું એમાં પણ ભૂલ થાય છે. ખરી રીતે તો અધઃપાત પામેલો ચન્દ્રકાંત એક ભીખારી જેવી સ્ત્રીના હાથમાંથી બેઆની ઝૂંટવવા જેટલી હદે જાય છે એ હકીકત જ એક વધુ મોટો અધઃપાત બતાવે છે. મિલન માટેની તક રજૂ થાય છે પણ ચન્દ્રકાંતનું રહ્યુંસહ્યું સત્ત્વ ત્યાં ખૂટી જાય છે. એ વધુ પડેલ મનુષ્ય દેખાય છે. એ તરફ પ્રેક્ષકોની દૃષ્ટિ ન જાય તે ઈષ્ટ નથી.

ખરી વાત એ છે કે ચન્દ્રકાંત ફરી હતો તેવો થઈ રહ્યો એ બતાવવા માટે, મિલન માટે, કોઈ બીજો પ્રસંગ યોજી શકાત. પોતે જે વિનિપાતનો ભોગ થયો તેનો પશ્ચાત્તાપ, તેમાંથી ઉદ્ભવતી કર્તવ્યપરાયણતા અને સેવાભાવ બતાવવા, એકાદ નાનો એવો પ્રસંગ યોજીને નિર્માતા ચન્દ્રકાન્તને યોગ્ય ન્યાય આપી શકત. ફિલ્મ લાંબી છે એ વાત ખરી છે પણ આવો પ્રસંગ વધારે 'ફીટ' માગે તેમ હું માનતો નથી. લાગે છે તો એવું કે ચન્દ્ર-

કાંતનું આખું મિલન વખતનું વર્તન કેટલું, માનસશાસ્ત્રની દૃષ્ટિએ, કઢંગું છે તેનો ખ્યાલ લેખક કે નિર્માતાને પોતને આવ્યો જણાતો નથી. એ તરફ ઘણા પ્રેક્ષકોની દૃષ્ટિ પણ નથી ગઈ. એટલે મને લાગે છે કે માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોવાની, સમજવાની અને ઉકેલ શોધવાની આપણા સમાજની એક ખામી તો ઘણી મોટી છે.

ગુણસુંદરીના ચિત્રને ઉતારી પાડવા માટે મેં તને આ લખ્યું નથી. મેં દોષ બતાવ્યો છે પણ એ નિવારી શકાય તેવો છે તે શક્યતા બતાવવા જ લખું છું. હું ઇચ્છું છું કે ચિત્ર જોવામાં તને એ મદદરૂપ થશે.

એ ચિત્ર તું જોઈ આવે પછી તને કેમ જણાય છે તે લખજે.

તારી કુશળતા ઇચ્છું છું.[1]

લી. તારા મોટાભાઈના આશિષ

## મનન-પૂર્તિ તંત્રીવિભાગ

### ૨૦ ઐહિક લોકશાસનનાં ભયસ્થાનો*

ગયે વર્ષે હિંદનું રાજ્યબંધારણ ઘડાવા લાગ્યું ત્યારે પ્રજાજનોના મૂળભૂત હકોના હકનામાની શરૂઆતમાં, રાજ્યની સત્તાનો ઉદ્ભવ પ્રજામાંથી છે એવા ભાવાર્થના વિધાનની ચર્ચા સ્વ. કામાક્ષી નટરાજને કરી હતી. બીજા બે કે ત્રણ દેશોનાં એ વિષયનાં ઈશ-શ્રદ્ધાસૂચક લખાણનો, તેમ જ ઈશ્વરેચ્છા વિના પાંદડું પણ ફરકતું નથી એવી ત્યારે તો વિદ્યમાન પણ હતા તે ગાંધીજીની માન્યતાનો દાખલો આપી, ઉત્તર વયમાં તો સવિશેષ અધ્યાત્મલક્ષી હતા તે એ સમર્થ ચિન્તકોમાંની 'પ્રો. રીઇાર્ડ'ર'ની એ ચર્ચા દરમ્યાન સૂચવેલું કે આદિકાળથી જ ધર્મમૂલક જીવનદૃષ્ટિવાળી હિંદની પ્રજાના સ્વાતંત્ર્યના હકનામામાં પણ એમ જ કહેવાવું જોઈતું હતું કે સત્તામાત્રનો અને તેથી રાજ્યસત્તાનો ઉદ્ભવ ઈશ્વરમાંથી જ છે.

એ જ વાત કાંઈક જુદી રીતે, વધારે વિસ્તારથી તેમ જ ઉચ્ચતરી તર્કબદ્ધ વિચારસરણી ઉપરાંત મર્મગામી અધ્યાત્મદૃષ્ટિથી 'પ્રબુદ્ધ ભારત'ના

---

૧. આ પત્રરૂપ નોંધ અમારી વિનંતિ પરથી રા. મુકુન્દરાય વિજયશંકરે ('પારાશર્ય') લખી આપી છે.—તંત્રી

*ઐહિક, secular. આ અંગ્રેજીના બીજા મુખ્ય પર્યાયો પણ છે: લૌકિક પ્રાપંચિક, સાંસારિક, વ્યાવહારિક, Religiousથી ઊલટો ભાવ દર્શાવનાર તરીકે એને માટે ધર્મેતર ધર્મભિન્ન ધર્મનિરપેક્ષ, કે બિનધર્મી પણ કામ ચાલે.

(જુન) તંત્રીલેખ 'એ સેક્યુલર ડેમોક્રસી'માં પૂરી નિર્મમતાથી. એટલી જ સમતોલતાથી પણ-છતાં, પ્રસંગે સુધડ તથા કંઇક તીક્ષ્ણ કટાક્ષયા-રજૂ થઈ છે. એના લેખક સ્વામી બ્રહ્માયાનન્દે આપણા હાલના શાસકો તથા શાસનવિધાયકોની ગંભીર મર્યાદા જે ટીકા કરીને દર્શાવી છે તેનો ભાવાર્થ ટૂંકામાં આ બે મુદ્દા તરીકે અપાય: (૧) એ સૌ પાશ્ચાત્ય પ્રકૃતિવાદ યા તો ભૌતિકવાદ તથા બહિર્મુખ માનવતાવાદથી પ્રેરાયા હોઇને, તેમનું જીવન-દર્શન કેવળ ચેતન-મનનાત્મક શ્રદ્ધાવાળું (The philosophy of faith in sensation and reflection) થઇ ગયું હોઇને, ઉપસક છે એવી રાજકીય-આર્થિક બાબતોમાં ગૂંચવાઈ રહે છે; અને, (૨) હિંદની પ્રજાની આત્મપ્રકૃતિ ('જીનિયસ) તો આધ્યાત્મિક હોવાથી તેની એ પરંપરાને યથાર્થતાથી સમજનાર નરનારીઓ જ સ્વતંત્ર હિંદનું સ્થાયી બંધારણ ઘડી કે રાજ્ય ચલાવી શકે તેમ છે.

પ્રજાકીય પરંપરાને લગતી આ છેલ્લી બાબતને અંગે ઇંગ્લંડ તથા અમેરિકાનાં ઉદાહરણો આપીને લેખકે સમજાવ્યું છે કે એમાંના પહેલની પ્રજા (ત્રુટીઓ છતાં) સિબરલ લોકશાસનના તથા ખ્રિસ્તી સિદ્ધાન્તો જોડે સંલગ્ન છે અને બીજાની પરંપરાના (હવે યંત્રવાદના બળે ઘસાતી જતી હોવા છતાં) મૂળમાં "પિલ્ગ્રિમ ફાધર્સ"નાં ધર્મ, પ્રેમ તથા ઉચ્ચ નૈતિકતા રહેલાં છે. એ જ રીતે, (દેખીતા ઢંગ ગયાં ૧૦૦-૧૫૦ વર્ષથી જુદા છતાં) હિંદની પ્રજાકીય પરંપરા, તત્ત્વતઃ, અધ્યાત્મસંસ્કારમૂલક છે અને તેથી તેનો ધર્મ તથા સમાજ સર્વે પ્રજાવર્ગોના બાહ્યાન્તર નિત્યજીવન તથા ઉત્સવાદિ સુધી બધી રીતે એ દૃષ્ટિએ જ ઘડાયા હોઇને ધર્મલક્ષી સર્વસમાનતાવાળું વેદાન્તી લોકશાસન આપણા રાજ્યતંત્રમાં તેમ જ પ્રજાજીવનમાં પ્રવર્તવું જોઇએ.[1] આ વિચારસરણીમાં એક બાજુ જો સનાતન ધર્મના શાશ્વત ગુણપ્રમેયો-values-પર ભાર મુકાયો છે તો બીજી બાજુ પશ્ચિમી દેશોની વિજ્ઞાનશોધો, વ્યવસ્થાશક્તિ આદિનો પણ શુદ્ધ તથા લોકહિતકારી રૂપે સ્વીકાર પણ છે. વળી એમ પણ કહ્યું

1. વચ્ચે નોંધી લઇએ કે 'હરિજન'-મન્દિરપ્રવેશ માત્ર રાજકીય હક તરીકે અન્ત્યજવર્ગને સત્તાબળે અપાય છે તેની સામે અને શિક્ષિત હિંદુઓ મન્દિરોને માત્ર કલાકારીગરીના નમૂના તરીકે વખાણીને બેસી રહે છે તેની સામે લેખક નાપસંદગી સૂચવી છે.

એમ. ફોર્સ્ટર ('મિરર' અં. ૧ લો) કહે છે કે પોતાને સમજાતું જ નથી કે એ પાંજરું ઘડ્યું કોણે, વળી એ ઇચ્છાશક્તિને એમાંથી છૂટી કરવી શી રીતે જે વિવાદસંસદમાં (symposium) ભાગ લેતાં તેમણે એ 'આ કાળનું આહ્વાન' નામે લેખમાળામાં આ વિષય પર લખ્યું છે તેમાંના આગલા બે લેખકો (એક વિવેચક, એક ઐતિહાસિક)ની પેઠે સમકાલીન જગતની સમસ્યાઓપરત્વે પોતે આશંકામાં છે, આહ્વાન સમજાતું જ નથી તો એનો ઇલાજ કરવો કેમ એવી સ્વાભાવિક મૂંઝવણ રજૂ કરે છે. જગતદુઃખ ટાળવાની વાતો કરનાર ભૌતિક વિજ્ઞાનીઓ પર તેમને બે કારણે વિશ્વાસ નથી: એમનાં નિયોજનો માત્ર આપણાં ખાનપાન-રહેઠાણની યોજનાઓ કરવાને બદલે આપણું વ્યક્તિસ્વાતંત્ર્ય હરી લે છે; બીજું, રાજકારણી આગેવાનોની કુહાડીના હાથા બનવા સદૈવ તૈયાર વિજ્ઞાનીઓ-ને તેઓ તૈયાર ન થાય એમ, તો સખ વેઠે છે-ખરી રીતે, પોતપોતાની (જાણે સાહિત્યકારોના કહેવાતા દંતૂશળી મિનારા યાને ivory tower જેવી) જે ivory laboratory માં જિંદગી ગાળતા હોય છે, તેથી પ્રજાહિતની વાતો ગમે તેટલી કરે પણ પ્રજામાંની માણસાઈથી તો વેગળા ને વેગળા રહેતા હોય છે.

એ લેખમાળામાં જ લખનાર પ્રાકૃત વિજ્ઞાની પ્રા. બર્નલના દૃષ્ટિબિન્દુને અધૂરું, એકતરફી અને યાંત્રિક કહેવા સાથે મિ. ફૅારસ્ટર સ્પષ્ટ કહે છે કે જગતને ખરી જરૂર ઉત્તમ કલા જેવી સંવિત્-પોષક વસ્તુની છે, કેમ કે સુર્યવાય તથા આન્તર સંવાદિતાયુક્ત ઉત્તમ કલાએ જ જેમ માનવને એની પાશવ દશામાંથી ઊંચો આણ્યો તેમ આજની તિમિરમય દશામાંથી પણ તેને છોડાવશે.

તેમના એ અભિપ્રાયમાં એટલું ઉમેરવું પ્રાપ્ત થાય છે કે જે કલા સર્જનને માટે કલાવન્ત મનસ્ કરતાં ઉચ્ચતર સંવિત્-પ્રદેશોમાંથી પ્રેરણા પમે છે તે જ ખરાપૂરાવ્યાપક અર્થમાં ઉત્તમોત્તમ કલા હોવાની, બીજી નહિ.

વિ. ક. વૈ.

તા. ક. ઉપલી નોંધની શરૂઆતના વાક્ય સાથે ગાંધીજીનું નીચેનું વિધાન સરખાવવા જેવું છે:

I feel like a child in the arms of a great power, wrestling with it for that which I feel sure it wishes me to grant.

ખ્રિસ્તસન વિધાનમાં વૈશ્વ ઇચ્છાશક્તિ પાંજરે પુરાયલી, તો આમાં તે એક ઉચ્ચારથી કર્મવીરમાં સક્રિય થવા મથતી દેખાય છે. ગાંધીજીનું ઉપલું વાક્ય ટાંકીને ફાધર લખ્યું. વૅલ્શ એમની પ્રાર્થનામાંની અખૂટ શ્રદ્ધ નો ઉલ્લેખ પણ કરે છે અને આપણા સન્તનું એક વધુ વાક્ય પણ ટાંકે છે: Has not an English divine said that 'duty will be merit when debt becomes a donation.' (ધ. ન. રીફૉર્મર: ૭-૨-૧૯૪૮.)

૨૩. રા. મુનશીનો એક ભય

જે સૌન્દર્ય તથા ઉન્નતતા માનવ વ્યક્તિત્વના પૂરેપૂરા અખંડત્વમાં રહેલાં છે તે અર્વાચીન માનસ ધરાવનાર મનુષ્યો પ્રીછી શકે એ ઉદ્દેશથી અપાયલી વ્યાખ્યાનમાલા 'ભગવદ્‌ગીતા ઍંડ મૉડર્ન લાઈફ'માં રા. મુનશી કહે છે: "જો શ્રી અરવિન્દ આર્ય સંસ્કારિતાના દ્રષ્ટા છે તો મહાત્મા ગાંધી એની સૌથી પરિણામકારક આધુનિક ઉત્પત્તિ છે." (પૃ. ૧૧૬) આજ જગતમાં વર્તાઇ આવે તેવાં પરિણામ નીપજાવનાર તરીકે ગાંધીદર્શન શ્રી-અરવિન્દદર્શન કરતાં વ્યાખ્યાનકારને આમ વધારે આકર્ષક લાગે છે-કે પછી, તેમને યોગી શ્રીઅરવિન્દની પૂર્તિ સમાન કર્મવીર ગાંધીજી લાગ્યા હોય એવું દીસે છે—એ તેમના એક પત્રમાંથ (મુનશીઃ હિઝ આર્ટ ઍંડ વર્ક' પૃ. ૫૦) પણ સમજાય છે, કેમ કે ત્યાં એવું સ્પષ્ટ સૂચન છે કે ગાંધીજીએ ઘડેલા અહિંસાના શસ્ત્ર વિના પૂર્ણયોગ માત્ર તત્ત્વજ્ઞાનમત કે પછી ગૂઢ સાધનાનો વિષય રહ્યો હોત; આવો અંદેશો તેમને રહેતો જણાય છે.

આ દૃષ્ટિબિન્દુમાં સૂચવાયલી સરખામણી બરાબર નથી કેમ કે પ્રત્યેકની ભૂમિકા જુદી છે: અહિંસાપ્રયોગની પ્રેરણા તથા ક્રિયા મનોમય સૃષ્ટિની રેખ, એની ગંભીર મર્યાદાઓ એને નડી છે તેમ નક્કી કરવાની; પૂર્ણયોગ તો જ્યાં કશું ય અપૂર્ણ નથી ત્યાંની દિવ્ય ચેતનાને જ જીવનમાં ઉતારવાની સાધના છે એટલે માનવજાતિ એ વિજ્ઞાનમય યાને supramental ભૂમિકામાંથી પમાતી પ્રેરણા અને એ રીતે થયેલી ક્રિયાઓવાળું સમગ્ર જીવનને કરી શકશે-બલ્કે એ કરવા માટે જ શ્રી-અરવિન્દ જેવાનો અવતાર હોય છે-ત્યારે એ રા. મુનશીને ભય છે તેમ, માત્ર તાત્ત્વિક કે ગૂઢ વસ્તુ રહેશે નહિ; ત્યારે, પ્રાણમય સૃષ્ટિની ઉથલપાથલોની ભોગ અનિવાર્યપણે બને તેવી હાલની અહિંસાને માટે અવકાશ પણ નહીં રહેવાનો એ નક્કી સમજવું.

પૂર્વોક્ત ગીતાવિષયક પુસ્તક વાચકોના ધ્યાન પર લાવવા જ આ નોંધ લખવા માંડી હોવાથી, તેમાંનાં અનાયાસે જોવામાં આવેલાં કોઈ કોઈ ચિન્ત્ય બિન્દુ વિશે સ્પર્શ કરી લઈશું. પહેલા જ વ્યાખ્યાનમાં અર્વાચીન આર્યાવર્તની ભિન્નભિન્ન પ્રકારની ઉચ્ચ સંસ્કારસિદ્ધિ તરીકે જે આઠ નામ આપ્યાં છે ( દયાનન્દ, રામકૃષ્ણ, વિવેકાનન્દ, ટિળક, મ. અરવિન્દ, માલવીયજી, રવીન્દ્રનાથ, ગાંધીજી ) તે બરાબર છે; પરન્તુ એ આઠના જીવન તથા જીવનકાર્યમાં જે કાંઇ ઉત્તમોત્તમ છે, તેનો પૂરતો લાભ ( એ પામવાનું અસલ છાપની આત્મજામતિ સિવાય અશક્ય માટે) સમકાલીન તથા ભાવિ હિંદ તો જ લઇ શકશે જો તે કાર્લાઈલની એક જાણીતી ઉક્તિને આમ સંયોજીને, એને અનુવર્તી શકશે: Close your Freud, close your Marx; open your Vivekananda, open your Shri Aravind.

ચાતુર્વર્ણ્ય વિશેના મહત્ત્વના વ્યાખ્યાનમાંનું આ મંતવ્ય (પૃ. ૯૧) પણ પ્રવર્તમાન વાતાવરણમાં ઊંડાણથી વિચારવા જેવું છે કે: (૧) પ્રજાને રાષ્ટ્રીય કેન્દ્ર સંસ્કારી જીવનવ્યવસ્થાનું મળે માટે રાજકીય સત્તા હોવી જોઇએ ( આ તો હવે મળી ) એ ખરું, પણ (૨) માત્ર રાજ્યસત્તા પર આધાર રાખનાર સરકારિતા તો પાતળા બરુ પર ટેકવાયલી છે; માટે, એ સત્તાનો સાધન તરીકે વિનિયોગ વ્યાપક સંસ્કારી જીવનરૂપી સાધ્ય માટે જ થવો ઘટે, મુખ્યત્વે ને સર્વકાલે આ સિદ્ધ થવું બાકી છે. )

૨૪. ' વડે ' વિરુદ્ધ '–માં '

જે કવિ અધ્યાત્મલક્ષી હોય તેના નિબન્ધમાં પણ ઝળકતાં ગદ્યરત્નો મળી આવવાનાં જ—જેમ કે, 'ફોર્મ એન્ડ ફોર્મેલિઝમ'માં ફ્રાન્સિસ ટોમ્સને મનુષ્યની વિચાર કરવાની બે રીત વચ્ચે દર્શાવેલો આ ભેદ :

Many think in the head; but it is the thinking in the heart that is most wanted.''''''''It [ a passage in *Ruskin's Ethics of the Dust* ] is an example., not of thinking in the heart ( which I have averred to be so much needed ). but of thinking with the heart, which is quite another thing, and the peculiar curse of sentimentalists.

આમ, આ અભિપ્રાય મુજબ હરકોઈ વિષય પર.. માત્ર મગજ વડે યા તો હૃદય ' વડે ' વિચારીએ ત્યાં લગી આપણે માત્ર હૃાલ્લક, લાગણીવા

–ખરી રીતે, વેવલાં- માણુસો રહીએ, પણ હૃદયમાં વિચારીએ એટલે કે વૃત્તિઓનું રૂપાન્તર અન્તઃકરણની જ્યોતિ, તમસ્ અને રજમનાં તત્ત્વોમાં કરી શકીએ તો જીવનમાં, આપણુ સમાન્ય જનતનાં જીવનમાં પણ, સાધુતા આવે સંતત મહોરે, પામર મટી સાચ સંસ્કારી આપણે થઈએ. આ બીજી સ્થિતિ શક્ય છે હૃદયની ધ્યાનદશા વડે; અને પહેલી જે કહી તે તો કેની ધમાલદશા, તેથી વર્જવાની. એ જ નિબન્ધમાં, અર્વાચીનમન્યોના અધ્યાત્મવિરોધ વિશે આ બે સરસ વાક્યો છે :

*The modern World profoundly and hopelessly disbelieves the power of prayer. It is not always scornful, this modern world; it simply does not comprehend, and is doubtful whether anything may lawfully be supposed to exist which it cannot comprehend.*

સંશયવાદના આવા મરજ્યી દમણાં તો જગત, ભારત, ગુજરાત દહાડે દિવસે વધારે પીડાતાં જાય છે; એ મટવાનો હરી સારે મટશે, અસારે જૂઠી ને અશક્ય ને અલભ્ય લાગતી સાધનાની જ સાહાય્યથી—હાલનાં નખોનકોર બુદ્ધિલક્ષી વાચનથી, ભાષણથી, શિક્ષણથી, બહુવિધ પ્રચારણ-થી કદી નહિ.

## ૨૫. શિક્ષણની ત્રણેક સમસ્યા

હવેના સ્વાધીન હિંદને જેમ હજી ઘણી બાબતોમાં એના પરાધીન દિવસોનો વારસો વેઠવો પડે છે તેવું જો કે જુદાં કારણે–ઇગ્લંડમાં પણ થતું લાગે છે. આપણે બ્રિટિશ સામ્રાજ્યવાદનાં વારસારૂપ અનિષ્ટોથી પીડાઇએ છીએ તો એ લોકો યુદ્ધોત્તર અતિમાઠી અવદશાના ભોગ બન્યા છે, પણ કેળવણી જેવા તત્ત્વે બિનરાજકીય વિષયમાં પણ બંને દેશોમાં માઠાં પરિણામ તો સરખાં જેવાં જ હેઇને, કેળવવાની સમસ્યાઓ પણ સરખી બની છે. આ વિચારો 'સ્પેક્ટેટર'ના (તા. ૯–૧–૪૮) એક જ અંકમાં કેળવણીવિષયક ત્રણ ટૂંકાં લખાણો વાંચીને આવે છે : (૧) ૧૯૩૮–ની સાલમાં શિક્ષણ-વ્યવસાયમાં ૧૬ ટકા સ્નાતકો હતા ને હવે પાંચ જ ટકા છે કેમ કે જુવાનજુવતીઓ વધારે પગારવાળી ઓદ્યોગિક યા તો રાજ્યવહીવટી કારકિર્દી વધુ પસંદ કરે છે તેથી માધ્યમિક શાળામાં જેમ પ્રથમ પંક્તિનાં શિક્ષકો નથી તેમ બીજીત્રીજી પંક્તિના માસ્તરો હેઠળ શીખેલાઓ જ્યારે યુનિવર્સિટીમાં કે કોલેજોમાં જાવે ત્યારે એમનાં ઘણું

ઉચ્ચ શિક્ષણ પામનારને ગેરલાયક હોય છે કેમ કે તેઓ (અહીંની જેમ જ) કચાશભર્યા શાળાશિક્ષણનાં શિકાર બન્યાં હોય છે. (૨) રગ્બી જેવી નામાંકિત ઇંગ્લિશ સ્કૂલના સંચાલકોએ પણ શાળા-સંચાલનો જ વડો તેણે બનવાનું હોય તેમ એના હેડમાસ્તર-પદે (કોઈ વિદ્વાનને નહિ પણ) લંડનના કોઈક જાણીતા સોલિસિટરને-અને તે, એવો વ્યવહારદક્ષ વ્યવહારપરાયણ જ ઉત્તમ રીતે વહીવટ ચલાવીને શાળાની બગડેલ આર્થિક સ્થિતિને સુધારી શકવાનો એવી માન્યતાથી,- નીમ્યો છે. (૩) કહેવાતા વિજ્ઞાન નામ 'સાયન્સ' તથા વિપરીત યુગબળે એ સંસ્કારપોષણ-દાયક ક્લાસિકલ સાહિત્યના અભ્યાસને પછાત પાડી દીધાથી નવી પેઢી ખરાં જીવનમૂલ્યો ખોતી જ જાય છે; એવું થતું અટકાવવા, એ ભાષાઓના (આપણે ત્યાં સંસ્કૃત, અરબી આદિના) અઘરાપણાને શિક્ષણપદ્ધતિમાંથી ટાળી, સુમેળ-સાધક અભ્યાસક્રમો સાહિત્ય, 'સાયન્સ' ઉભયના ગોઠવી શકાય છે તેમ ગોઠવી, પ્રજાના વિશિષ્ટ ગ્રન્થોનો પાંડિત્યલક્ષી નહિ તેટલો રસ-ચિન્તન-લક્ષી અભ્યાસ, શૈલીએ જેનો શોચ કરેલ તે 'that unrest which men miscall delight" ઊગતી-આવતી પેઢીઓમાંથી નિવારવા માટે, કરાવવો જોઈએ. એવો સુયોગ્ય રીતે કરાવાયલો અભ્યાસ, લોર્ડ ગ્રીને એક વ્યાખ્યાન 'ક્લાસિક્સ ઍન્ડ ધ સોશ્યલ રેવોલ્યુશન ઑફ અવર ટાઇમ'માં સૂચવ્યું છે તેમ આ સર્વ હવે તે અધિક આવશ્યક ગુણોને પોષનાર છે : Integrity of mind, accuracy of thought, reasoned criticism distrust of catchwords, rejection of what is slovenly or superficial.

૨૬ શ્રી અરવિન્દનો યુગ

ગયે વર્ષે જ, 'શ્રીઅરવિન્દ ઍન્ડ ઇન્ડિયન ફ્રીડમ' (પ્રેમમન્દિરનો જયન્તી-અંક, પૃ. ૧૯૮) એ લેખમાં એના વાચકના ધ્યાન પર લવાયું હતું કે ૧૯૧૦માં શ્રીઅરવિન્દે 'ઇન્ડિયા' નામે તમિલ સાપ્તાહિકને આપેલી મુલાકાત વખતે કહેલું કે જગતમાં ચારેક વર્ષ પછી થનાર કેટલાંક ઉત્પાતો બાદ ભારતવર્ષ સ્વાતંત્ર્ય પામશે. ૧૯૧૪માં તથા ૧૯૩૯માં શરૂ થયેલાં મહાયુદ્ધોરૂપે માનવજાતિએ એ આપત્તિઓ વેઠી. આમાંના બીજા દરમ્યાન પણ તેમણે મિત્ર પ્રજાને ટેકાવાની ભલામણ આગ્રહપૂર્વક કરીને, હિટલર આસુરી બળોનું સાધન છે ઇત્યાદિ કહ્યું હતું. એ પણ ખરું પડ્યું. ત્યાર પછી, એ યુદ્ધ દરમ્યાનની જ "ક્રિપ્સ ઑફર" (૧૯૪૨) જેવી બાબ

અસ્વીકાર્યતા છતાં સ્વીકારવાની સલાહ પણ તેમણે આપેલી. એના જવાબમાં "ના" સંભળાતી પરિમિત જ મનોમય ભૂમિકા પર જીવનાર દેશનેતાઓએ. તેઓ માન્યા હોત તો હિટલર–પરાજય અધિક પ્રમાણમાં તો થાત જ, પણ હિંદ–સ્વરાજ્ય પણ દેશને અખંડ રાખીને (અને આ સિદ્ધને માટે ક્રિપ્સ–યોજનાના સ્વીકારને સોપાન ખુશીથી બનાવી શકાત) આપણે પામ્યા હોત. નેતાઓ એવી ટૂંકી દૃષ્ટિના દાસ થયા તે હિંદવિરોધી, વિપરીત, અદીઠ છતાં ભારે અસરકારક આસુરી બળોનું પ્રાબલ્ય તેવામાં વધુ તેથી જ. એ બળોનો વિજય જગતે આ દેશના ૧૯૪૨–૪૭ના ઇતિહાસરૂપે જોઈ વાળ્યો છે. આ બધું છતાં, ઇશ્વરકૃપાથી, ઇશ્વરપ્રેરણાથી, ઇશ્વરની પ્રત્યક્ષ સાહાય્યથી, નવયુગનિમીતા યોગીન્દ્રનું આધ્યાત્મિક કાર્ય તો ચાલુ રહ્યું અને (હજી યે અનેક વાતે અધૂરું છે તેવું) સ્વરાજ્ય તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭ને દિને આવ્યું જ. એ દિવસને પ્રસંગોચિત સન્દેશા વડે પોંડિચરી આશ્રમે પણ સાંકળ્યો એ આપણે જાણીએ છીએ. ('માનસી' માર્ચ '૪૮ પૃ. ૯)

એ શુભ પ્રસંગ પછી એક વર્ષે શ્રીઅરવિન્દયુગનું વિજ્ઞાપન થતું જોઇ ('ધી અડવંટ' ઓગસ્ટ ૧૯૪૮: પહેલી તંત્રીનોંધ તથા રા. પ્રમોદકુમાર સેનનો લેખ) હિંદહિતચિન્તન અધ્યાત્મદૃષ્ટિએ કરવાની અગત્ય સમજનાર દરેક વાચકને આનન્દ થશે. એ લખાણોનું સારસર્વ એવું છે કે પૃથ્વીના વાતાવરણમાં પ્રવિષ્ટ થઇ ચૂકેલ દૈવી અગર ભાગવત જીવનના ઉચ્ચપ્રાદ્દને અશક્ય, અસાધ્ય એવી વૃથા કલ્પના માની લેવી એ ખોટું છે કેમ કે હજારો વર્ષથી બાહ્ય જગતનાં દુઃખો તો એ ને એ જ છે અને એના નૈતિક કે ધાર્મિક સુધારકો એનું કશું મૂલગત પરિવર્તન કરવામાં ફાવ્યા નથી–ફાવે તેવું જ નહોતું–માટે હવે આ યુગમાં પૂર્ણયોગપ્રણીત દૈવી જીવનાર્થ સિદ્ધ કરવાનો આ ભવ્ય અદ્દભુતતમ મહાપ્રયોગ માનવજાતિના કલ્યાણ માટે થાય છે તે આવકારાઈ બનવો જોઇએ; કારણ, આમાં તો પૂર્ણતા જ પ્રેરકબળ તેથી આગલા પ્રયોગોની જેમ એ નિષ્ફળ (કે આલ્પસી અલ્પફળદાયક) નહિ બને. બીજું, માનવે પોતાના આદિકાળથી જ આદરેલી અધ્યાત્મસાધનાને હવે ઠંડાગાર ભંડારમાં (cold storage) મૂકી છાંડવી ને રાજકીય–આર્થિક નિયોજનોમાં જ રચ્યાપચ્યા રહેવું એ સલામતી કે ડહાપણનો માર્ગ જ નથી. એથી, ઊલટું, સંસ્કૃતિઓની જનેતા એવી ભારતમાતાએ, પોતે હવે પરસંસ્કારોની અસરથી મુક્ત થવા માંડી હોય, માનવના આજ લગીના અન્ન–પ્રાણ–મનોમય જીવનની મર્યાદાઓને રૂપાન્ત-

રિત કેમ કરવી, એ વિચારવામાં તથા અનુવર્તવામાં મગ્ન થવું જોઈએ; અને એ માટે એકમાત્ર અધ્યાત્મશાસ્ત્રીય ઉપાય, તે આ શ્રીઅરવિન્દપુરે જગતને ક્રમાત્રી આપેલો પૂર્ણયોગનો અભિનવ જીવનમાર્ગ છે, જેનો આદિ અહંકેન્દ્રિત જીવભાવના ત્યાગમાં છે, મધ્ય ભગવત્સમર્પિત ઉચ્ચજીવનમાં છે, અને અન્ત ઘટઘટમાં વ્યાપેલા તેવા જ અન્તર્યામી પરમાત્માના આપણે સર્વત્રૈવ કરવાના અનુભવમાં છે.

વિ. ક. વૈ.

## ૨૭. માયા ને મતિભ્રમ ?

Religion is a matter of faith and not proof There are persons. who possess some small direct knowledge of spiritual invocations. Are they victims of illusion ? This would be a rash conclusion. It would be a travesty of science and the scientific method to dismiss summarily everything that cannot be tested in a tube with the aid of an acid—C. Y. Chintamani ('Triveni': April-May '48; p. 500.)

—એ લેખક તો કોઇ જૂના-નવા ધર્મપ્રચારક નહિ પણ ઉદારાશયી પત્રકાર હતા, એટલે તેમનું કહ્યું, આપણમાંના જેઓ ઇન્દ્રિયાતીત અનુભવમાત્રને કોઇ ને કોઈ તરેહનું સ્વપ્ન, માયા કે મતિભ્રમ માનવાનું ભણાવતી-પરદેશરંગી એકતરફી અતિઅધૂરી, બુદ્ધિવાદ પણ એનો કાચા અપ્રકાશિત રૂપે જ આપણને ભણાવ્યે જતી-'કેળવણી'ના કુપ્રભાવે કરીને માનતા થયા છે, તેઓ કાન ધરતા થાય તો શિષ્ટ સમાજે તેમની તરફ વધારે માનની દૃષ્ટિએ જોવા મંડશે એમ કહેવું પ્રાપ્ત થાય છે. અવતરણમાંના ઉલ્લા શબ્દો પરથી, ૧૯૪૩ના સપ્ટે-ઑક્ટોમાં કોઇકને ગાંધીજીએ આપેલો ટૂંકો જવાબ યાદ આવે છે કે જેઓ પરમાત્માનો સ્વાનુભવ પામ્યા છે તેઓનું કહેવું જે એવું થાય છે કે પોતપોતાની ચેતના પર કરેલા સાચા પ્રયોગનું એ અનુભવપરિણામ, તેથી ત્યાં પણ વૈજ્ઞાનિક પદ્ધતિ તો છે જ. પોતે આટલું સ્વીકારતા તો પણ મનોમય ભૂમિકામાં આ સમયમાં, હોઈ શકે તેટલા સત્યના એ પરમ આગ્રહીએ પોતે કદી યોગના એવા અનુભવનો અભિયોગ (યાને દાવો) કદી કર્યો નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે. એમની સ્વ-સ્વીકૃત એ મર્યાદાને કારણે, (જેમ એમનાં જુદાં જુદાં અનેક

ધર્મ વિષયક મન્તવ્યો પરથી) એપ્રિલના 'દક્ષિણા'માં ગુજરાતીમાં અંગ્રેજી શ્રી. કે. ડી. શેઠનાના લેખમાં આ વિષયની ખરી અધ્યાત્મદૃષ્ટિ રજૂ થયેલી જોઈએ છીએ કે પં. નહેરુના લખાણમાં અમુક સ્થળે અમુક રૂપે વર્તાતા વેદાન્તી વલણને વેગ આપી શકે તો શ્રીરમણમહર્ષિ કે શ્રી-અરવિન્દ જેવા યોગી જ, કેમ કે એ મહાન કર્મશાલી સન્તજન એમના રાજકીય ગુરુ થઈ શક્યા તે ગાંધીજીમાં એવી આન્તર ઉદ્‌ઘાટનની શક્તિ હતી નહિ. આ સંદર્ભમાં એ જ લેખકના લેખનો ('બોમ્બે ક્રોનિકલ તા. ૧૬-૫-૪૮ એમાંની આ પ્રશ્નને નકારમાં ઉત્તરતી કંડિકા Was Gandhiji a mystic ?–એનો ટુરતમાં ઉલ્લેખ કરી રાખવો જ બસ છે.

આગાઉ ઘણી વાર તેમ 'દિલ્હી ડાયરી'માંના (પૃ. ૪૭, ૪૮) એક પ્રવચનમાં ગાંધીજીએ તો પોતાને સામાન્ય માણસ (જો કે સામાન્યો કરતાં ઘણી બાબતમાં નબળા તો પોતાની પ્રજ્ઞબદ્ધ એવાઓ કરતાં દહતર, એમ ઉમેરીને) ગણેલ. એ દિલ્હીનિવાસ દરમ્યાન જ તેમણે (આ વાંચેલું એક અદ્‌ભૂત વૃત્તપત્રમાં) કહ્યું હતું કે પોતાને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો નથી કેમ કે થયો હોત તો પોતાને આટઆટલું બોલવું ન પડત; પોતાના વિચારો સહજભાવે, આપોઆપ શ્રોતાઓમાં પ્રવેશત અને એને તેઓ અનુસરત.

તેમનું આ વિધાન જે કોઈ વ્યક્તિ માનાર્દ ગાંધી-દર્શનને જગતનું એક-માત્ર, અને 'ન ભૂતો' ઉપરાંત 'ન ભવિષ્યતિ' એવું આખરી જીવનદર્શન કે જીવનમાર્ગ માને છે, તેમણે અન્તરાત્માને બરાબર જગાડીને, એની મદદથી ચિત્તમાં પ્રતિદિન, પ્રતિપ્રહર, પ્રતિપળ વાગોળ્યા કરવા જેવું છે.

વિ. હ. વૈ.

## મંજૂષા

## Man the Enigma

[ શ્રીઅરવિન્દ: 'શ્રીઅરવિન્દ-સર્કલ': ચોથું આહ્નિક ]

*A deep enigma is the soul of man.*
His conscious life obeys the Inconscient's rule,
His need of joy is learned in *sorrow's school,*
His heart is a chaos and an empyrean.

His subtle Ignorance borrows Wisdom's plan;
His mind is the infinite's sharp and narrow tool.
He wades through mud to reach the wonderful,
And does what, matter must or Spirit can.
All powers in his living's soil take root.
And claim from him their place and struggling right,
His ignorant creature mind crawling towards light.
Is Nature's fool and Godhead's candidate,
A demigod and a demon and a brute,
The slave and the creator of his fate.

## સ્વપ્નોની સત્યતા

[શ્રીઅરવિંદ : 'સાવિત્રી' - ખંડ બીજો, સર્ગ ૧૧મો, પા. ૬૭-૧૧૨]

All things are real that here are only dreams,
In our unknown depths sleeps their reserve of truth,
On our unreached heights they reign and come to us,
In thought and muse trailing their robes of light
But our dwarf will and cold pragmatic sense
Admit not the celestial visitants :
Awaiting us on the Ideal's peaks
Or guarded in our secret self unseen
Yet flashed sometimes across the awakened soul,
Hide from our lives their greatness, beauty, power.
Our present feels sometimes their regal touch,
Our future strives towards their luminous thrones
Out of spiritual secrecy they gaze,
Immortal footfalls in mind's corridors sound :
Our souls can climb into the shining planes,
The breadths from which they came can be our home.

## સ્વદેશભાવના

[ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય : 'લાઇફ ઍન્ડ માયસેલ્ફ' : પૃ. ૨૨૧ ]

We caught a boat at Brindizi and sailed homewards. Already in our hearts there was a feeling of homesickness. Truly, one's own country is more than just mud and rivers and mountains and peculiarly kindled horizons and stars twinkling in a particular way. *Each body a country shapes is, in a mysterious* and psychic manner, indivisible part and parcel of that country. It is not something apart from the food that feeds and nourishes it, from the soil which grows that food. Each man is his nation in more than a mere symbolical sense. His nature is blended with the nature of the land and derives its sustenance, even beyond its own knowledge, from the winds that blow across it, the harvests that laugh out of its depths, the sun that rises above it pouring forth its benediction of warmth and transforming glow.

### શ્રીઅરવિન્દ-આશ્રમ વિશે ગાંધીજી

એઓ [ દિલીપકુમાર રાય ] પોંડીચેરીમાં આવેલા ઋષિ અરવિન્દના આશ્રમના સભ્ય છે તમારે સૌએ જાણવું જોઈએ કે એ આશ્રમમાં જાતિ, વંશ અગર ધર્મને કારણે કશો ભેદ કરવામાં આવતો નથી. મરહૂમ સર અકબર હૈદરી એક વાર આશ્રમની યાત્રાએ ગયેલા એવું મને યાદ છે. સ્વાભાવિક રીતે જ દિલીપકુમારમાં પણ અરવિન્દબાબુના જ ગુણો જોવાના મળે છે અને તેથી કોઈની સામે તેમને કશો પૂર્વગ્રહ નથી.

—દિલ્હી ડાયરી, પૃ. ૧૩૯-૪૦

### બે મુક્તકો

[ રજનીકાન્ત મોદી 'અર્ચના': પૃ. ૨૫ ને ૨૮ ]

**આશા**

: શાર્દૂલવિક્રીડિત :

પેલા કાદવમાંહિથી ય કમળો જન્મે, સુગન્ધે ભર્યાં,
મીઠાં નિર્મલ નીર શ્યામવરણા મેઘોમહીંથી ઝરે,
સોહ્યું હીરક આદિ થાય તિમિરે વ્યાપેલ ભૂગર્ભમાં;
તો શાને પરચેતના ન પ્રગટે આ માનવી-માનસે!

## તવ સ્મૃતિ

: પૃથ્વી :

મનુષ્યતણી છાય દીર્ઘ થઈ જેમ સન્ધ્યા સમે
અસીમ તિમિરે વિલીન બનતી રવિ ડૂબતાં,
તવ સ્મૃતિ ય તેમ આ, લય અહંત્વકેરો થતાં,
અતીવ મુજ અન્તરે વધી જઈ અનન્તે નમે.

## રસનિર્ઝરી

[ પૂજાલાલ : 'આરાધિકા' ]

### અર્પણ

શૈલ શા હૃદયે મારે જન્મેલી રસનિર્ઝરી
સ્નેહનો સિન્ધુ મા ! તારો શોધે છે સ્મરતી તને.

× × ×

ઊંડે ગર્તે અમે આ અધમ ભુવનના પિંડભાવે પડેલા
અંધારે આથડીએ અપથ વિપથ, તે આવશું ઊર્ધ્વ ક્યાંથી!
તારું વાત્સલ્ય કિંતુ સ્મરણ અમ કરી હોય બોલાવતું તો
શૃંગેથી શુભ્ર તારા કરણ કિરણની કેડીઓ ત્યાં ઉતાર ૧૦

× × ×

માયાની રાત્રિ પૃથ્વી ઉપર વરસતી મૃત્યુનાં માત્ર વારિ
જામી તી કૈં જુગોથી તિમિરઘનઘટાઘોરઘેરાવ ધારી,
ત્યાં ઘાં યે ભાગ્ય ખૂલ્યાં અમ ભુવનતણાં કૈં પ્રભા પ્રાણ પ્રેમ
દેતી મા! તું પ્રકાશી મુખ અમરધરી પૂર્ણિમા નિષ્કલંકી ! ૧૫
નાના શા અણુનાં ય તું સુણી રહે સ્પંદો બધાં વિશ્વનો
ગેબી નાદ થતો અનાહત સદા, સર્વત્ર સંચારિણી !
તો યે પ્રાર્થનમાત્ર તું ન સુણતી લોકોતણાં, તેહનું
લાગે કારણ આવું, 'આત્મમુખથી ના પ્રાર્થનાઓ થતી !' ૨૧
આ તારી મૃદુતા અને મધુરતા જાણી નથી જેમણે
તેઓ માત્ર વદન્ત કે અસુર તું સંહારતી નિર્ઘૃણા;
હું માનું નહિ એ; મને અનુભવે આ સત્ય દેખાય કે
તારી અદ્ભુત માધુરીમહીં જ સૌએ તો જતા ઓગળી. ૨૨
શોભે જે સ્મિતબિંબ મા ! તવ મુખે તેની જ શ્રીનું ધિવે !
ઝીલીને પ્રતિબિંબ નીલ નભનાં નક્ષત્ર સૌ ખીલતાં;

તે તારા સ્મિતની પ્રભા પ્રભુમયી ! પૂર્ણ પ્રસન્ન છતાં
ઝાંખી જીવનજ્યોત હોય મુજ તો તે દોષ માલિન્યનો. ૨૪
એવું શું અમમાં દીઠું જનની ! તેં કે મિષ્ટ માંગલ્યનું
આ તારું મુખડું અખંડ ઝરતું આવાં અનેરાં અમી !
કે આ માનવ બાલુડાં વ્યથિત જે સંતાપથી કાળના
તેઓના સહુ દાહ શીઘ્ર હરવા વાત્સલ્ય તારું વહે ! ૨૫

## શ્રમણ–હરિયાળી

આદિમ વર્ગે ત્રીજે વર્ણે દ્વિજનું શરણ લીધું રે;
અંતિમ સ્વર એ ભાળી દોડે યદ્યપિ ભારી દંડે રે.–૧
એ આલિંગે કંઠમને કંઠે શિશુ જનનીને, રંગે રે;
જગ આનંદે નામકરણથી ભારતના ઋષિવરના રે.–૨
નાવ સૂર્ય ને જેમ ખડ્ગના મુખ માંહે જેનું ધામ રે
સાધે મૈત્રી એ સુરભિની; મિલન પદોનું મધનું રે.–૩
પ્રચુર ઉચ્ચારી બનતા બ્રાહ્મણ જાણી લાજે વ્યંજન રે;
પ્રણવથી અળગો થઈ એ આપ્યે પદયુગલ પાય સમારે રે-૪
નામનિષ્પત્તિ પદત્રયીથી ભ્રાન્તિ અનેરી કરતી રે;
જૈન ગણે અભિધા ગણધરની, તથાગત નિજ જિતની રે.–૫
સંશય ભાંગ્યે બુદ્ધ થવાશે જાણો યાની આ છે રે;
આ હરિયાળી શ્રમણાધિપતી રચી રસિકસુત હીરે રે.–૬

સ્પષ્ટીકરણ—ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ (સાપ્તાહિક)ના તા. ૫-૭-૪૮ના અંકમાં ઉપર્યુક્ત હરિયાળી છપાઈ છે, પણ આના સ્વરૂપથી બહુ જ ઓછી વ્યક્તિ પરિચિત હોવાથી એની સંકલના-ભાવાર્થ સમજાવવાની જરૂર છે એમ આ તંત્રીજીનું કહેવું થતાં એ હું અત્ર ટૂંકમાં દર્શાવું છું :

વર્ગ પાંચ છે: (૧) ક-વર્ગ, (૨) ચ-વર્ગ, (૩) ટ-વર્ગ, (૪) ત-વર્ગ અને (૫) પ-વર્ગ. એમાં આદિમ એટલે પ્રથમ વર્ગ તે ક-વર્ગ છે. એનો ત્રીજો વર્ણ અર્થાત્ અક્ષર 'ગ' છે.

'અ'થી 'ઔ' સુધીના સ્વરોમાં 'ઔ' અંતિમ યાને છેલ્લો છે. એ બધા સ્વરોમાં કાના અને બે માત્રાથી વિભૂષિત 'અ'ના આકારનો હોવાથી 'એને મેં અહીં દિલે ભારી કલ્પ્યો છે. એ કંઠ અર્થાત્

કંઠસ્થાન 'ગ્' ને ગળે વળગે છે આમ 'ગૌ' બને છે અને એ ભારતના એક યોગીરાજના નામનું આદ્ય પદ છે.

નાવને માટે તરી, સૂર્ય માટે તરણિ, જોમ માટે તગડ અને ખડ્ગ માટે તરવાર શબ્દ છે. આ બધાના પ્રારંભમાં 'ત' છે. એ 'ત' સુરભિની એટલે કે ગાયવાચક 'ગૌ'ની દોસ્તી કરે છે. તેમ થતાં 'ગૌત' એમ બે પદ ભેગાં થાય છે.

પ્રણવ એટલે ઓંકાર. ઓંકારનો જાપ માત્ર કરવાથી પોતાની જાતને કેટલાક બ્રાહ્મણ ગણાવતા. એથી 'ઓંકાર'માંનો 'મ્' શરમાયો અને એનાથી જુદો પડી 'ગૌત' પાસે આવ્યો. આ એક મારી કલ્પના છે. એ પણ ખોડો હતો તેને 'અ'નો ટેકો આપી એના પગને આ બે પદે આખો કર્યો.

આમ ત્રણ પદો વડે 'ગૌતમ' નામ બન્યું. એટલે જૈનોને એમ લાગ્યું કે નિર્ગ્રન્થ મહાવીરસ્વામીના પ્રથમ ગણધરનું આ નામ છે, કેમ કે એ ઇન્દ્રભૂતિનું એમના 'ગૌતમ' એ ગોત્રના નામથી સંબોધન કરાયું છે. તાથાગત અર્થાત્ બુદ્ધના અનુયાયીઓને એવો ભ્રમ થયો કે આ તેમના તીર્થંકર મહર્ષિ બુદ્ધનું નામ છે, આ ભ્રાન્તિ દૂર કરવા માટે પછીની પંક્તિમાં 'બુદ્ધ' એવો મેં સ્પષ્ટ નિર્દેશ કર્યો છે. એટલે આ ગૌતમ બુદ્ધની—શાક્ય શ્રમણોના અધિપતિની હરિયાળી છે. અંતમાં મેં મારું અને મારા પિતાનું નામ રજૂ કરેલ છે.

## ચાર જૂનાં—નવાં પુસ્તકો

એ ચારે અંગ્રેજીમાં છેઃ (૧) પ્રા. જગદીશચન્દ્ર જૈનનું 'લાઇફ ઇન એન્શ્યંટ ઇંડિયા, ઍઝ ડીપિક્ટેડ ઇન ધ જૈન કેનન્સ. રૂા ૩૫ની કિંમતના એ મોટા ગ્રન્થનાં ૭ પ્રકરણમાં જૈન આગમો અનુસાર ધર્મ, રાજ્યવહીવટ, આર્થિક ને સામાજિક સ્થિતિ, ઇતિહાસ ભૂગોળ તથા કલા ને કેળવણી અનુસાર—ણી, રામાયણમહાભારત તથા જાતકોનાં સમાન્તર અનુસંધાનો સહિત બહુ વીગતવાર લખાયું હોવાથી પ્રાચીન ભારતના ઇતિહાસના અભ્યાસીઓને એ ઘણું ઉપયોગી થાય તેવું છે; વધુમાં, એ વિષયની આટલી ભરપૂર માહિતી એકત્રિત તો એમાં જ પહેલી વાર થઇ છે (૨) હિંદના એક વિદ્વાન મિ જહાંગીર આર. પી. મોદીએ લખેલા રૂ ૧૫)ના 'વોન્ડેલ ઍન્ડ મિલ્ટન'માં. ડચ સાહિત્યનું જે સૌથી મોટું નાટક 'લ્યુસિફર' નામે છે વોન્ડેલકૃત તેનું મિલ્ટનના પ્રસિદ્ધ બૃહત્કાવ્ય 'પૅરેડાઇસ લૅાસ્ટ' પરનું ઋણ (જ્યા પહેલાં જેની થોડાને જ ખબર હતી તે) વિદ્વત્તાપૂર્વક

અને કવિકૃતિઓના નિરૂપણરૂપે દર્શાવાયું છે. (૩) ચમનલાલકૃત 'હિંદુ અમેરિકા'માં (રૂ. ૧૫) પ્રાચીન આર્યોની અમેરિકન ઇન્ડિયનો પરની જે અસર સ્ફુટ કરી બતાવી છે તે ગ્રન્થ આ. સર્વપલ્લી રાધાકૃષ્ણનનું આદિ વચન ('ફોરવર્ડ') પામી શક્યું છે એ જ તેનું કીમતીપણું દર્શાવે છે. (૪) એ. રા. બરોડે શુક્રના ગ્રહ વિશે રૂ. ૮) નું 'એરોપ ઓન વીનસ' લખ્યું છે તે રંગદર્શી હોઇ ચિત્તાકર્ષક છે. (ચારેની આ ટૂંકી પિછાન મે '૪૮ના 'ન્યુ બુક ડાઇજેસ્ટ' પરથી.)

૨૮. સુચેતસની શોધ

ભારતીય વિદ્યાભવનના માનનીય સંસ્થાપકે એમાંના ગુરુજનોને ધ્યાનપાત્ર ઉદ્બોધન કર્યું છે ('ધ ન્યુ ડેમોક્રેટ' ૨-૭-૪૮) કે તમારે સૌએ આ સામાન્યજનયુગમાં પણ અસામાન્ય મનઃશક્તિ (uncommon mind; સુચેતસ્) ધરાવનાર વિદ્યાર્થીઓની શોધમાં રહીને, એ જડયેથી એના વિકાસ માટે પ્રયત્નશીલ રહેવું કેમ કે સામાન્ય જનોને તો આપણે બાલ જીવનનાં સુખ-સગવડ તથા તકો આપવાની છે, પણ હિંદના વહીવટથી માંડીને સાહિત્ય-સરકારિતાવિકાસ, એની નિર્યાત (આ શું, એ તો દરેકે યથામતિ સમજી લેવા બાકી રાખ્યું જણાય છે.) સુધીનું એનું ખરું કલ્યાણ એવાં સુચેતસ્ નરનારીઓ જ કરી શકવાનાં છે. આર્યાવર્તના ગુરુઓ (ઉદાહરણ હોમેરીએ કે પ્રાચેતસ મુનિ વાલ્મીકિ જેવા) એમ કરતા, પ્લેટો તથા પ્લેટો-શિષ્યથી માંડી ઇંગ્લંડના મહાન શિક્ષકવર્યો પણ સુચેતસોની શોધમાં રહેતા; ને થી, એ સર્વેએ જ જગતનું સંસ્કારજીવન ઘડયું ને ઉજાળ્યું એવું સૂચન પણ તેમાંથી જ નીકળે છે. લેખક, પોતે ભણતા ત્યારના પ્રાધ્યાપક શ્રી અરવિન્દની દૂરતાનો વાંક કાઢવા જેવું કર્યું છે એની ચર્ચામાં ઊતર્યા વિના અમારા વાચકોને સૂચવીએ છીએ કે એ ચિન્તકવર્યકૃત-'બ્રેઇન ઑફ ઇંડિયા'માંનો ખરો આર્ય શિક્ષણાદર્શ હિંદ જાણે ને જીરવે, આત્માને વિશે અધિષ્ઠિત એવી શિક્ષણપ્રણાલી (આનો સહેજ ઇશારો, ૧૯૪૭ના માર્ચ-જુનના 'માનસી'માં પૃ. ૧૫૪ ઉપર ટપકાવી રાખ્યું છે તેમ, આચાર્ય રાધાકૃષ્ણને પણ કર્યો હતો)-એવી પ્રણાલી આપણી પ્રજા ઘડે ને અપનાવે એ ઇષ્ટ છે. ચાતુર્વર્ણ્યને મળતી આવે તેવી સંયોજિત સમાજવ્યવસ્થા પણ આ કાર્યની સિદ્ધિ માટે, અધાવત રૂપે છતાં પ્રાચીન આદર્શોન તત્ત્વ પર રચેલી, પણ બહુ આવશ્યક છે. લેખમાં, આજકાલના બહાર પડવાના પિપાસુ 'લોક'શાસની તંત્ર-

રચનાને વાપરી ખાનાના, હડતાળ-ગંડુ વિદ્યા-અનર્થીઓને bully, adventurer, bustler, go-getter આદિ શબ્દપુષ્પે વધાવ્યા છે તે આપણા દુર્ભાગ્યે વસ્તુસ્થિતિ રજૂ કરનાર જ છે; સંચાલકપક્ષે અગર શિક્ષકપક્ષે, the ashram touch પણ આજની કેટલી શિક્ષણ-સંસ્થામાં હોય છે?

વિ. ક. વૈ.

૨૯. જૂનાનવા શબ્દો : ૨

(૧) 'નિગમસભા'નો અર્થ 'નાગરિકોની લોકસભા' (સાર્થ જોડણી-કોશ) થાય છે; આ પરથી, કોઇ પણ સંસ્થાના 'જનરલ બોડી'ને નિગમસભા કહેવા માંડીએ તો શું ખોટું એ વિચારવા જેવું. (૨) "એક મિનિટમાં આવ્યો "ને બદલે "એક ઢીપળમાં આવ્યો" એમ કાં ન કહેવાય! આ પ્રશ્નનો પ્રસંગ એ હતો કે એક નાની સરખી વિદ્વન્મંડળી 'મિનિટ'નું ગુજરાતી શોધવા મંડેલી, તેણે ચર્ચા કરતાં કરતાં ઠરાવ્યું કે એક મિનિટ એટલે અઢી પળ, ને આ તો બોલવો લાંબો પડે માટે એ અવનવા શબ્દ-સિક્કામાંથી પાવલું ભલે કાપી નાંખીને, 'મિનિટ'ને સારૂ જેને 'ઢીપળ' વાપરવો હોય તે ભલે વાપરે. (૩) ત્યાં જ આમને દિવસે જાણેલું કે 'નિખાલસ' એવો કોઇ શબ્દ જ અરબીફારસીઉર્દૂમાં નથી; જે છે તે 'ખાલિસ' ને એનો અર્થ 'શુદ્ધ;' એને 'નખાલસ' કહો તો 'અશુદ્ધ' એવો અર્થ છે. નિખાલસ'ના આ બંને અર્થ વિદ્યાપીઠના રાષ્ટ્રભાષાકોશની પહેલી આવૃત્તિમાં છે; બીજીમાં માત્ર પહેલો અર્થ ('શુદ્ધ') છે. 'નિખાલસ' પરથી નામ 'નિખાલસાઇ' એ 'નિખાલસતા' કરતાં વધારે બિનવર્ણ-સંકર ગુજરાતી ગણાય એમ લાગે છે; (૪) 'શબીહ 'પરથી 'સબી' થયો પણ તસવીરના અર્થમાં આને, હવે, રૂઢ 'છબી'ને સ્થાને બેસાડવો મુશ્કેલ. આ 'છબી' ફોટોગ્રાફના અર્થમાં નર્મગદ્ય-પ્રકાશન-સમય (૧૮૬૫)થી શરૂ? ત્યાર પછી તુરત " શું જોશો તનની છબી..." વગેરેને અંગે ચકચાર ચાલુ થયેલી. ગુ. વ. સો. ના અરબી-ફારસી કોશમાં તો 'નિખાલસ' છે; એમ કેમ?

વિ. ક. વૈ.

૩૦. રવીન્દ્રનાથની સૌન્દર્યભાવના

તેમનું જીવન પ્રત્યેનું દષ્ટિબિન્દુ એટલું બધું વિશાળ અને વ્યાપક છે કે એમની વિચારસામગ્રી આપણને પ્રત્યેક કાર્યમાં માર્ગદર્શક બની શકે

તેવી છે. મનુષ્યજીવન અને સમાજ સૌંદર્યની ઉપાસના વગર અધુરા રહે એમ તે માને છે. સૌન્દર્ય કોટિ એ બીજી બધી કોટિઓ કરતાં ઊંચી કક્ષાની છે. ટાગોર આપણને એમ કહે છે કે કોઇ પણ વસ્તુ હંમેશની આપણી થતી નથી, જ્યાંસુધી તે આપણને કાયમ આનન્દ આપી શકે નહિ. આનન્દ જેમાંથી ઝરે છે તે વ્યાપક તત્ત્વ છે. આપણી પોતાની સાધના માટે આ દૃષ્ટિએ જીવન સમજવાની જરૂર છે એવો તેમનો મત છે. નીતિના નિયમો જાણવાથી મનુષ્ય કર્મની બાબતમાં વધારે સ્વતંત્ર બને છે પરંતુ વ્યક્તિગત જીવનને ઈશ્વરી જીવન જેવું બનાવવું હોય તો આપણી આજુબાજુની વસ્તુને પ્રેમથી જોવી; અને એ પ્રેમ જ આપણને પ્રફુલ્લિત કરે છે. સૌન્દર્યના દર્શનનો આહ્લાદ એ વિશ્વમાંના વ્યાપક આહ્લાદમાં ભાગ લેવા બરાબર છે. આ વ્યાપક આનંદ પ્રભુરૂપ જ છે. જેના વગર કોઈ જીવને જીવનમાં રસ ન રહેત. સૌન્દર્યના તત્ત્વમાંથી આપણને પ્રેમનું નિમંત્રણ મળે છે. આ માર્ગદ્વારા જ આપણે વિશ્વને સારી રીતે સમજી શકીએ. સૌન્દર્યદર્શનથી વસ્તુનું આંતર તત્ત્વ સમજી આપણે વ્યક્તિ મટી વિશ્વ સાથે તાદાત્મ્ય સાધતા થઇએ છીએ. એ સાધનાનો રાજમાર્ગ છે. બળ કે સત્તાના દર્શનથી આપણી વ્યક્તિગત સ્વતંત્રતાને આઘાત પહોંચે છે. એમ જાણે આપણા માનસ ઉપર બળજબરી છે. સૌન્દર્યમાં કશી બળજબરી નથી. એ તમને કશો હુકમ કરતું નથી. એની અવગણના કરો તો તમને કશું નુકસાન નથી. પણ એનું નિમંત્રણ હંમેશનું છે. તે તમને પ્રેમ કરવા તેડે છે અને પ્રેમમાં જ દ્વૈતનું અદ્વૈત છે, કર્મમાં સ્વરચના છે, ગતિની શાન્તિ છે.[1]

વિ. ર. ત્રિ.

---

૧. કવિવરની પુણ્યતિથિ નિમિત્તની સભામાં ( એમ. ટી. બી. કૉલેજ, સુરત તા. ૧૦–૮–૪૮ ) પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ કરેલા ભાષણની નોંધ લેવાયલી, તે એમના પુનરીક્ષણ તથા ઉમેરા પછી અહીં છાપી છે.–તંત્રી

## સ્વાતંત્ર્યપર્વે

**૧**

અમે નથી માનતા કે હિંદ કદી પણ મૃત્યુ પામ્યું હોય યા તો અથાગ આધિમાં સપડાયું હોય. તેનો આત્મા ભલે કે હમેશાં મોખરે નથી રહ્યો તો પણ હમેશાં એક જીવન્ત શક્તિ તરીકે હસ્તીમાં રહ્યો છે અને પોતાના જીવનક્રમને તે ઘડતો અને દોરતો રહ્યો છે.–દક્ષિણા ( 'ઓગસ્ટ'૪૭: પૃ. ૪૩. )

જેઓ પૂર્ણયોગની અભિનવ જીવનદૃષ્ટિ અનુસાર આવી શ્રદ્ધા પ્રકટ કરે છે તેઓ 'આત્મા' શબ્દનો વિનિયોગ (બીજા ઘણાની જેમ) રૂપક તરીકે કરતા નથી. તેમનાં સિદ્ધજનોએ જોયું છે અને તેથી એનાં સાધકો જાણે છે તથા માને છે કે આજે મૃતપ્રાય બનેલા ભારત દેહનો 'સાંઘિક ચૈત્ય પુરુષ' (collective psychicbeing) સૂક્ષ્મ લોકમાં નિવૃત્તિસેવન કરતો વિદ્યમાન હતો અને છે; એટલું જ નહિ, ૧૯૪૭ના પહેલા સ્વાતંત્ર્યપર્વથી તો તે અગાઉ કરતાં અધિક સજાગ ને પ્રવૃત્તિમાન પણ થયો હોઈને ગયા બારચૌદ માસની (તેમ જ હજી થવાની આપણી અગ્નિપરીક્ષા તો—ગયા અંકના ધ્યાનમંત્રમાં સ્ફુટ થઈ છે તેવી પરીક્ષા) નવ-જન્મકાળની પ્રસૂતિવેદના સિવાય બીજું કશું ન હોવાથી, આ બીજા સ્વાતંત્ર્યપર્વે આપણે એ જાગ્રત, પ્રબળ સુન્દર ભારતાત્માની અમોઘ શક્તિમાં આ રીતે આસ્થા ધરાવતા, નિજ નિજ ધ્યેયના સોપાનમાં, ધ્યેયશિરોમણિ જે ભગવત્પરાયણ જીવનની સાધના તેમાં, આ રીતે એકાગ્ર થઈએ:

"જ્યારે રાષ્ટ્રના આત્માના ઊંડાણમાંથી એક નવો આદર્શ પ્રગટ થાય છે, સર્જનની એક નવી ભૂખ જાગે છે અને એ નૂતન તત્ત્વને સત્કાર કરવા માટે જીવનનું એક નવું વિધાન તેની દૃષ્ટિ સમક્ષ પ્રગટે છે ત્યારે રાષ્ટ્રઆત્મા પાછો સચેતન બની જાય છે., તેનામાં જીવન તરવરી રહે છે, શક્તિની ભરતી ચઢી વે છે."-દક્ષિણા, સદર.

૨

વ્યક્તિજીવનનું તેમ રાષ્ટ્રજીવનનું એવું વિધાન કરવા માટે, જેઓ હજી નવીન પૂર્ણયોગ વિહિત સાધના ભણી વળ્યા નથી તેમને એ યોગદર્શન સાંગોપાંગ નિરર્થક, દેશના તાત્કાલિક રાજકીય–આર્થિક કોયડાના ઊકેલ માટે વન્ધ્ય સુદ્ધાં, લાગે છે. ઉપરકહ્યું તેવા વિશિષ્ટ ભારત આત્માનું અસ્તિત્વ જ એમને અશક્ય ભાસે છે તો પછી એની શક્તિ–ભરતી પ્રજાનાં દેહ–પ્રાણ–મનમાં થવાની વાત જ તેઓ ક્યાંથી સાંભળે? તેમનામાંથી જેઓ એને વાંચી લેવાના, વાંચી રાખવાના કે વાંચીને ભૂલી જવાના સારા એક તરંગ તરીકે સમજે છે તેઓ પણ એ દિશામાં એથી આગળ જવાની હામ ભીડતા નથી. આવામાંથી કોઈ કોઈ તો એને હિંદમાંના કુડીબંધ (કે સેંકડો?) સંપ્રદાયોમાંનો એક ધારી લઈ, શ્રીઅરવિન્દ પોતાની વ્યક્તિપૂજા થવા દેનાર યા તો કરાવનાર ચલણી છાપના ધર્માચાર્ય કે મહાધિપતિ "થયા કે...ઓહ! થશે..." એવા ભયે ભયગ્રસ્ત છે;

કેટલાક અનામદર્શી વિચારકો ( જેવો અમારો ગતાંક ) અદ્વૈતદર્શન પર સુપ્રતિષ્ઠિત આ યોગને-પેલા અરલેસૂલ ઋષિમુષિઓની ઢમેનવાગરી ઉપજાવી કાઢેલ, અર્વાચીનત્વઘાતક એક ભૂલભુલામણી (maze) માનવા ઉપરાંત એના સ્વાભાવિક ક્રમે વચ્ચે જતા સુપ્રચારથી ભડકે-ભડકાવે છે; તો વળી કેટલ ક કોલાહલી રાજકીય પ્રચારકો (મહાશય જ. પ્ર. નારાયણ તથા બંગાળી સંકટગ્રસ્તો જેવા) શ્રી અરવિન્દને 'અનુરોધ' લાચારીથી કરે છે કે હવે તો તમે તમારા એકાંતવાસમાંથી નીકળીને અમારા સરખાનો અનેકાન્તવાસ જ સેવો કેમ કે તમારા નેતૃત્વની અમે ચાતકથી ય અધિકતર ઉત્કંઠાપૂર્વક રાહ જોતા બેઠા છીએ. આવ એ એમ પણ માનતા હોય તો નવાઇ નહિ કે શ્રીઅરવિન્દનો પોતાનો સર્વદેશી ઉદ્ધાર પણ, તે મહાપુરુષ ફરીથી ( પણ આજનો 'કૉમન મૅન' માગે છ તેવા 'પીળા') પત્રકારત્વમાં પડશે નહિ અને 'ટગ-થંપર' તરેહના સભા-ગજાવનહાર થશે નહિ તો કદી, કદી પણ થનાર નથી. અને ગયા વર્ષમાં હિંદ એક એવો 'આઝાદ'-કલમી કતારનવેશ વેઠવો પડ્યો છે જે બે-સમજ માણસના આ વિષયની અજ્ઞાનમૂલક નિન્દાવાળા અંગ્રેજી ફકરાનું ગુજરાતી વગરખુલાસે છાપ્યે જવામાં અમદાવાદનું એક સારું સાપ્તાહિક પણ ગૌરવ લે છે.

વસ્તુસ્થિતિ તો આ પ્રકારની છે, પૂર્ણયોગદષ્ટિએ ભારતની ખરી આત્મજાગૃતિને બહુ પ્રતિકૂળ. આમ છતાં જેમણે એ દષ્ટિને એના યથાર્થ સ્વરૂપે જુદી જુદી રીતે (અહીં રહીને વાચનમનન નિદિધ્યાસનથી, કે પોંડિચરી જઇ આવીને દર્શનલાભ પણ પામીને) સમજવાના નેક પ્રયાસ કર્યા છે તેમની તો દઢ પ્રતીતિ છે અને રહેવાની છે કે આ યોગમાર્ગે જેમ પામર વ્યક્તિઓનાં જીવન સંસ્કારી કર્યાં છે અને સંસ્કારસંપન્નોને ભગવાનની નિકટ ને નિકટતર આણીને એમના આશ્રમમાંના કે બહારના સમગ્ર જીવનમાં (કોઇ માત્ર ડાળપાંદડાંની હોવા છતાં 'સમૂળી' મનાવાતી ક્રાન્તિ નહિ પણ) પરમસત્યમૂલક સમુત્ક્રાન્તિનો અનુભવ તેમને કરાવવા માંડ્યો છે, એ રીતે એમનાં કાર્યોમાં અગાઉ કરતાં અધિક અંશે સાત્ત્વિકતા, સહૃદયતા તથા કૌશલ પણ વર્તે છે-આ પૂર્ણયોગે જેમ સિદ્ધ કર્યું છે તેમ એ એકમેવાદ્વિતીય મહત્તમ યોગ-માર્ગ જ ત્રિલોકમાં એવો છે જેના વડે ગુજરાતનું ભારતનું જગત

સમસ્તનું રચાથી ઐહિક હિત અને ચિરન્તન એવું આધ્યાત્મિક કલ્યાણ થઈ શકે તેમ છે.

ઉપલી વિચારસરણી આજનાં ઘણાંખરાં મનુષ્યોને અગ્રાહ્ય રહેવાની, જ્યાં સુધી તેઓ અમુક કેળવણી પામીને જે ભણ્યાં છે તે ભણેલું ભૂલે નહિ ત્યાં સુધી. એ ભણતરે તેમ જ અભણોના પૂર્વસંસ્કારે તથા પ્રવર્તમાન પરિવેષ્ટને માણસજાતના બહુ મોટા ભાગનાં સ્ત્રીપુરુષોનું માનસ અને જીવન અનીશતામય કરી નાંખ્યું છે. એ કારણે એમનો પશુભાગ જ એમના બાહ્યજીવનમાં કાર્ય કરતો હોય છે અને આન્તર જીવન પણ ('સુશિક્ષિતો'નું યા તો સંસ્કારી ભાસતાંઓનું સુદ્ધાં) જડ બુદ્ધિવાદ વડે મુખ્યત્વે જીવાતું હોવાથી એનો મનુષ્યભાગ પણ મૂર્છિત બન્યો હોય છે, તો પછી અન્તર્ગૂઢ દેવત્વ એમનામાં જાગ્રત થવાની વાત જ શી! (અપૂર્ણ) વિ. હ. વૈ.

આભાર-સ્વીકાર. ૨: મહાદેવભાઇની ડાયરી. વસુદેવ હિંદી. વિશ્વદર્શન. સત્યાગ્રહની મીમાંસા, હિંદી રા. મ. સ. નું બંધારણ. અજંતાના કલામંડપો. શિલ્પપરિચય. શહેરની શેરી. પાવક જ્વાળા. ગામડું બોલે છે. જય ગિરનાર. આજનો વારસ. દૂધપૌંવા. ગામભજનસંગ્રહ. અલંકારપ્રવેશિકા. ભાલણનાં પદ. કવિ કાલિદાસનાં ત્રણ નાટકો. ભગવાનની લીલા. દંતવિજ્ઞાન, ત્રિવિધ તાપ ઓસડ (૩). ગુલાબ અને કંટક પનઘટ, આ. આનંદશંકરભાઇ જીવનરેખા, સંસ્મરણો. સમરભૂમિ, મેંદીનાં પાન, દૂધગંગા. મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ. યંત્ર અને તેનાં લક્ષ્ય, જગન્નાથનો રથ. (નોંધ: આ સર્વની વીગતો આવતા અંકમાં)

# પ્રાસંગિક મનન

ગાંધીજીનો દેહ પડ્યા[1] પછીના ૪૮ જ કલાકમાં આચાર્ય સ. રાધાકૃષ્ણને ઑક્સફર્ડમાં તેમને વિશે આપેલું વ્યાખ્યાન ઑગસ્ટના 'ત્રિવેણી'માં છપાયું છે. એ મહાપુરુષના આત્યન્તિક સમર્પણ, સત્યોપાસનામય જીવન, ઉદાત્ત ચારિત્ર, અનન્યસાધારણ વ્યક્તિપ્રભાવ આદિનું પાંચેક પાનાંમાં થયેલું એ સુન્દર નિરૂપણ અંગ્રેજી વાંચી જાણનાર દરેકે વાંચવા જેવું છે એટલું જ કહી જુદી જુદી દૃષ્ટિએ એમાંનાં સૌથી મહત્ત્વનાં લાગે છે એ ત્રણ વાક્ય ઉતારીએ છીએ.

This lonely symbol of a vanishing past is also the prophet of the new world which is struggling to be born. He represents the conscience of the future man.

The division of the country is a grievous wrong we have suffered. Our leaders caught in a mood of frustration, tired of communal 'killings' which disgraced the country for some months past, anxious to give relief to the harassed distraught multitude, acquiesced in the partition of India against their better judgment and the advice of Gandhi.

The world does not become one simply because we can go round it in less than three days...The

---

૧. આને અંગે લેખકે 'fallen' શબ્દ બે વાર લેખના આરંભમાં જ વાપર્યો છે. આ પરથી સમજાશે કે શ્રીઅરવિન્દે ગાંધીજીને fallen [સંગ્રામમાં સૂતેલા] leader કહ્યા ત્યાં વિશેષણનો 'પતિત' અર્થ છે એવી અમદાવાદના બે જુવાન કવિશ્રીઓની સંભળાતી માન્યતા કેટલી બધી દુર્ગંધ-દૂષિત છે.

oneness of the world can only be the oneness of our purposes and aspirations,...A united world can only be the material counterpart of a spiritual affinity.

× × ×

આમ, નર્યો સ્થૂળ વેગ એ જગતનાં તાત્ત્વિક ઐક્યનું પ્રેરકબળ બની શકતો નથી. એવા ઐક્ય માટે તો મનુષ્યજાતિનું-એના સમાજ કે સમાજોનું, જૂથ કે જૂથોનું-પ્રેરકબળ એના જીવનહેતુઓની તથા ઉચ્ચાભિલાષોની અભેદમયતા જ હોઈ શકે.

માનવની પ્રવૃત્તિમાં એવી અન્તર્હિત એકતા નથી તેથી બાહ્ય એકતા પણ નથી. એની મોટી પ્રવૃત્તિઓમાં તેમ નાનીમાં પણ, આવું બને છે કેમ કે માનવ-મનમાં અશુદ્ધિ ઘણી વધી છે:

મનમાં બે પ્રકારની અશુદ્ધિ રહેલી છે. એક છે જડતા કિંવા અપ્રવૃત્તિમાંથી, નિષ્ક્રિયતામાંથી પ્રગટ થતી અશુદ્ધિ એ તમોગુણમાંથી જન્મે છે. બીજી છે હતેજના કિંવા કુપ્રવૃત્તિમાંથી પ્રગટ થતી અશુદ્ધિ. એ રજોગુણમાંથી જન્મે છે.'૨

આવું આપણા દેશમાં સૈકાઓથી ચાલે છે. આર્યોની જે સંસ્કૃતિ ગણાતી, જે હજી અલ્પ પ્રમાણમાં જોઈએ છીએ, "તે પ્રધાન રૂપે સત્ત્વગુણની ઉપાસના છે." આવી ઉપાસના, બીજે બધે તે ઠીક પણ આપણી સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં ય છે ખરી-? "ના, નથી." એવો જ એ પ્રશ્નનો પ્રામાણિક ઉત્તર આપવો પડે તેવી અવનતિ-અહૃ થોડા ઉન્નત શિખરરૂપ અપવાદ સિવાય એ જીવનક્ષેત્રોમાં થઈ છે. સ્વાધીન ભારતની અહીં યે પરાધીનતા હજી કાયમ છે; ઉપરકહી બેવડી મન-અશુદ્ધિનું દાસપણું હોંસેહોંસે નિજ હૈયે ચાંપી રહ્યાં છે, હજી યે, એનું સાહિત્ય, એનું શિક્ષણ, એનું પત્રકારત્વ.

× × ×

ઉપરની સિદ્ધાન્તચર્ચા ગુજરાતના સંસ્કારજીવનમાંથી દૃષ્ટાન્તો આપીને સ્પષ્ટ કરવા જેવું છે. પૂરતી સાત્ત્વિકતાવાળો કોઈ જવાબદાર પત્રકાર એ ફરજ કોઈક વાર બજાવશે તો બતાવી શકશે કે:

---

૨ શ્રીઅરવિન્દકૃત 'જગન્નાથનો રથ' માંનો 'આર્ય આદર્શ અને ત્રણ ગુણો' માંથી; પૃ. ૧૦, ૧૧.

(૧) ગયાં પચીસત્રીસ વર્ષની ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં–એનાં લખાણોમાં તેમ એની સાહિત્યપરિષદમાં–મનની બંને પ્રકારની અશુદ્ધિ સારા પ્રમાણમાં છે. (૨) ઉચ્ચ શિક્ષણની જ વાત કરતાં, (ક) ગુજરાત વિશ્વવિદ્યાલયના સ્થાપકો એ કાર્ય માટે બિનકુદરતી એવા એરાપ્સેનિયા વેગે એક બાજુ કામ કરતા હોય અને બીજી બાજુ ચાનેતર વિષયોના બળવાન અભિમતો વડે જકડાયા હોય, એમનું હમણાં સુધીનું કાર્ય તો એવું પક્ષિલ, સંકુચિત જ માનસવું જણાયું છે કે પ્રકૃત વિષયની જે ગુજરાતના પ્રમાણમાં માતબર વિચારણા પ્રાધ્યાપકો ડોલરરાય તથા વિષ્ણુપ્રસાદના તેમ જ રા. ઉમાશંકરના લેખમાં–ઉમેરવાની છૂટ લઈએ કે આ અંકમાંની ઉત્તરાવલિમાં–રજૂ થઈ છે તેમાંથી તત્ત્વાર્થગ્રહણ કરીને તેનો અમલ તે કરી શકે તેમ લાગતું નથી.

(ખ) યુનિવર્સિટી ઑફ બૉમ્બેએ કૉલેજોમાંના અર્વાચીન ભારતીય ભાષાઓના શિક્ષણને જે ફટકો નિરંકુશતાથી માર્યો છે તેની બાબતમાં એના ગ્રેજ્યુએટો પૂરેપૂરા કર્તવ્યભ્રષ્ટ માલૂમ પડયા હોઈને, એ મજબૂત પીઠબળ વિનાનો ગયા વર્ષવાળો આગણમાં રઘવાયલો અધ્યાપક સંઘ (ન છૂટકે આ શબ્દો વાપરવા પડે છે કે) અધૂરે ગયેલા બાળક સમાન નીવડયો છે; અને એની સમિતિના સાતે જણ, જેઓએ તેમને એ સ્થાને નીમ્યાની રીતે ચૂંટયા તેમના પ્રત્યેની જવાબદારી અદા કર્યા વિના, બેશરમીથી એ સ્થાને જેવા ને તેવા હલ્યાચલ્યા સુદ્ધાં વિનાના ચીટકયા ને ચીટકયા રહ્યા છે. (અપવાદ મુંબાઈમાં પ્રા. મનસુખલાલ આદિની યોગ્ય પ્રવૃત્તિ.) દરમ્યાન, યુનિવર્સિટી કહેવાતી હોય તેવી હરકોઈ બૃહત્સંસ્થાનું તો ભાગે નાક જ વાઢી નાંખ્યું હોય–તેણે પોતે, પોતાને હાથે, તેવા બી. એ. ના લુખાસૂકા ઑનર્સ અભ્યાસક્રમને એના શીખનાર, શીખવનાર બંને, પાડાઓની પીડ પરના ભાર મિસાલ, મૂંગે મોંએ ને નીચી મૂંડીએ વહે જાય છે. અને એ જડતા, ઓછામાં ઓછું, કયામતના દિન લગી તો અમર રહેવાની એમાં લખ્ખણ હમણાં એ જયાંનાં છે.

(૩) દૈનિક–સાપ્તાહિકોમાંનાં ઘણાં હવે ધૂમ કમાણી કરે છે. એમાં સારા, ન્યાયસરના પગાર થોડાને મળતા થયા છે એ ખુશી થવા જેવું અને બીજાને મળવા જોઈએ એ ખરું છે પણ એ પત્રોના દેખાવથી માંડી બધી વાતમાં થવા ઘટતા સુધારનું શું? હજી યે એમાંનાં ઘણાંખરાં શુદ્ર, ગ્રાજવળિયા રાજકારણનાં જ દાસાનુદાસ છે; અને, તેમનામાંનો એક પણ તંત્રી કે સહતંત્રી એવી બુદ્ધિમત્તાવાળો નથી કે અભ્યાસપૂર્વક સાહિત્યનો

કે શિક્ષણનાં વિવિધ પાસાં નિયમિત રીતે પ્રજા સમક્ષ રજૂ કરી, તેની અસરકારક સાધકબાધક ચર્ચા ઉત્તેજે. ગુજરાતી પત્રકારત્વ સ્વાતંત્ર્ય યુગમાં પણ લગભગ બધી રીતે જાણે ગુલામોનું જ પત્રકારત્વ રહ્યું છે.

× × ×

અંગતઃ (૧) ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાંનાં આ લેખકનાં પાંચ વ્યાખ્યાન (વિષય, Twentieth Censury literature in Gujarat: main currents & some personal forces") તા. ૧૩-૧૭મી સપ્ટેમ્બર ૧૯૪૮ના દિવસોએ ઈશ્વરકૃપાએ નિર્વિઘ્ને અપાઈ ગયાં. એ કામ સોંપવા બદલ યુનિવર્સિટીનો પુનઃ પુનઃ આભાર માનતાં આનન્દ થાય છે. મુંબાઈની કૉલેજોમાંથી સેંટ ઝેવિયર્સ, વિલ્સન તથા સિદ્ધાર્થ કૉલેજોએ એ પ્રસંગે વ્યાખ્યાનકારને મિત્રમેળાપનો સારો લાભ આપ્યો હતો. સૂરતનાં જુદાં જુદાં મંડળોએ વ્યાખ્યાનકારનું તા. ૨૬-૯-૪૮ ને રોજ સન્માન સભા ભરીને અને 'પ્રભાકર' તથા 'શ્રીશક્તિ'એ તંત્રીસ્થાનેથી ગૌરવ કર્યું હતું તેની પણ સાભાર નોંધ લઈએ છીએ. (૨) બાવનમે વર્ષે વૃદ્ધે જે જતું અનારોગ્ય તંત્રીને ૧૯૪૯ માં પડેલી તકે કૉલેજની નોકરી છોડાવી ઘેર બેસાડે એવું વિધિનિર્માણ લાગે છે. "પછી શું ?" નો ઉત્તર પણ હમણાં તો અપાય તેમ નથી.

(૩) ચિ. બહેન કીર્તિદા ૨૩ની ઉંમરે વૈશાખ શુદ ૧૧ ને બુધવારે (તા ૧૯-૫-૧૯૪૮) સવારમાં સાડા સાતને સુમારે ભાવનગરમાં દેવલોક પામી. હૃદય જન્મથી જ નબળું છતાં તેણે સાત વર્ષ લગી મધુમેહના રોગ સામે, એરડી કન્યા માટે વિરલ એવા ધૈર્યથી ટક્કર ઝીલી. છેલ્લાં બે અઢી વર્ષથી તો રોગ જવા માંડ્યો હતો. પણ હૃદયે જ અન્તે-જાણે દગો દીધો તેથી છેલ્લી બાર પંદર કલાકની માંદગીમાં જ શરીર છૂટી ગયું.

એવા સંસ્કારી જીવાત્માઓ માત્ર સંકટસહન માટે હોતા નથી. કીર્તિદાએ સમજણી થઈ ત્યારથી છેક છેલ્લા દિવસ સુધી અનુપમ કુટુંબસેવા આવડતથી, ડહાપણથી, મીઠી ફરજ લેખે ઉમંગભેર પણ કરી; અને વાચકો જાણે છે તેમ પિતાની 'માનસી'સેવામાં પણ તેણે હોંસથી યત્કિંચિત્ સાથ આપવા માંડ્યો હતો. સંખ્યાબંધ આશ્વાસન પત્રોમાંના એકમાં એક સ્નેહી લખે છે તેમ, તે પોતે પણ હવે તો પ્રભુસ્વરૂપ 'પ્રભુનું ધન' બની ગઈ. એવા કર્તવ્યનિષ્ઠ પ્રેમાળ જીવને સદ્‌ગતિ જ હોય એ શ્રદ્ધાએ આપણે શાન્ત ચિત્તે પ્રભુસાન્નિધ્યે એનો અધિક વિકાસ વાંછીએ.

# મન્દિર-વૃત્ત

વિશેષ મદદની આ રકમો ગયા અંક પછી મળી તેના સાભાર સ્વીકાર કરીએ છીએ.

| | |
|---|---|
| ૧. રા. વિદ્યુતરાય ચ દેસાઈ (ભાવનગર) | રૂ. ૧૦૦ |
| ૨. રા. સન્મુખલાલ જ. પંડ્યા (મુંબાઇ) | ,, ૨૫ |
| ૩. શેઠ બી. એન. મહેશ્વરી ,, | ,, ૧૦ |
| ૪. શેઠ હોરમસજી જ. એન્જીનીઅર | ,, ૧૦ |
| ૫. "એક બન્ધુ" | ,, ૧૦ |
| | રૂા. ૧૫૫) |

અનિયમિતતા આ અંકે ઘટાડવી હતી, તે ઘણા પ્રતિકૂળ સંજોગોને લીધે ઊલટી વધી છે. સર્વ 'માનસી' પ્રેમીઓ એ દરગુજર કરે એવી વિનંતિ છે. શકય તે સર્વ ઉપાયો લઇને ૧૯૪૮ના બાકીના બંને અંક વર્ષ આખર લગીમાં આપી દેવાની આશા છે.

આર્થિક ભીંસ નડવી ચાલુ છે:

(૧) સંગીતમાર્તંડ પંડિત શ્રી ઓમકારનાથજીએ પ્રેમોભરભર્યા બન્ધુભાવે પોતાનો જલસો 'માનસી'ને આપવાની જે ઇચ્છા દર્શાવી છે તેનો ધનિક ગુજરાતીઓએ હજી અમલ કર્યો નથી. (૨) ધનિકનગરી અમદાવાદે આ. આનન્દશંકર-સંસ્મરણ-અંકની અમારી હુંડી શીકારવા આશા આપી છે. (૩) મોંઘવારીના કારણે દેવાદારી વધ્યે જ જાય છે.

પુસ્તક-પહોંચ: ઇશ્વરના સાન્નિધ્યમાં; મહાસભાના ઠરાવો; બાપુની પ્રસાદી; આરોગ્યની ચાવી; નવજીવન પ્ર. મં. નાં ગુજ. ને અં. સૂચિપત્રો: બિજલ; ( વીગતો આવતા અંકમાં. )

અમદાવાદ: વિ. ક. વૈદ્ય

તા. ૧૯-૧૦-૪૮ સં. 'માનસી'

# મંજૂષા–પૂર્તિ

## આપણી વ્યાપકતા અને મર્યાદા

[ પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી: 'જનગણ' (૯-૯-૪૮) ]

રાજપીપળાથી નીકળતું [આ] પત્ર પ્રજાતંત્રના રક્ષણ ઉપરાંત ભીલો જેવા આટવિકો અને વનવાસીઓની ખાસ સેવા કરી શકે. આ વર્ગમાં ભદ્ર લોકોનાં બધાં લક્ષણ લાવવાની જરૂર નથી. ગુજરાતી મધ્યમ અને ધનાઢ્ય વર્ગનું વેરલાપણું, સુખવાસીપણું અને ધનપૂજન આપણા વનવાસીઓમાં ન આવે તે જ ઇષ્ટ છે જે હીરથી તેઓ સારા સૈનિકો થઇ શકે તે તો જાળવાવું જ જોઇએ. પણ તે સાથે સારું જીવન જીવવાના માર્ગો બીજાઓ માટે ઊઘડે તેમ તેમને માટે ઊઘડવા જોઇએ, અને તેમના જીવનમાં સંસ્કાર પૂરવાનું કામ કરવું જોઇએ. એ કામ શાળાઓ કરે તેમ પત્રો પણ કરી શકે.

આ સેવાકાર્ય બહુ અટપટું છે. આપણે પ્રાન્તપ્રેમ જાગ્રત રાખવો છે, પણ દેશભક્તિના ભોગે નહિ; આપણે ગુજરાતી ભાષાદ્વારા બધું જાણવું છે, પણ તેમાં હિન્દી કે અંગ્રેજીનો દ્વેષ ન હોય, બલ્કે ગુજરાતી ઉપરાંત હિન્દી ભણવાની છે, અને બન્ને તો સાથે સંસ્કૃત અને અંગ્રેજી પણ ખરી. વળી આપણે આપણા શુદ્ધ પવિત્ર હિન્દુ સંસ્કારને સતેજ રાખી દૃઢ કરવાના છે, તેના મલિન અંશોને દૂર કરવાના છે. હિન્દુત્વના ત્યાગથી કે હિન્દુત્વને પાતળું પાણી જેવું બનાવી આપણે વિશેષ રાષ્ટ્રપ્રેમી કે માનવપ્રેમી થઇ શકીશું એ કલ્પના મિથ્યા છે. હિન્દુત્વ માનવપ્રેમનું, રાષ્ટ્રપ્રેમનું દ્વાર બની શકે એની વ્યાપકતા અને વિશાળતા સમાન ભાવે બીજા ધર્મોને તેમ બીજી પ્રજાઓને સ્વીકારે છે. આપણા રાષ્ટ્રત્વના મૂળમાં પોષક બળ તરીકે આ ભાવના કામ કરી રહી છે એટલે એને નિર્મૂળ કરવી તે રાષ્ટ્રત્વને જ વિઘાતક છે. આપણું હિન્દુપણું એ સર્વ ધર્મોનો અને પ્રજાઓનો બન્ધુભાવે સમાસ કરી શકે એમ છે. કટ્ટરતા છે તે જડતા કાટ, વિકૃતિ. આપણી કોઇ પણ ભક્તિ બીજી કોઇ સદ્વસ્તુના દ્વેષમાં પરિણમવી ન જોઇએ એટલે આપણી ભિન્ન ભિન્ન ભાવનાઓમાં મર્યાદાપાલન એ આપણી નીતિ રહેવી જોઇએ. કાર્ય અને લાગણીના દરેક

ક્ષેત્રમાં વ્યવસ્થા અને મર્યાદાપાલન હોવાં જોઇએ. એક બે નાની બાબતમાં હું ઉદાહરણ આપું. હું ગુજરાતી લખતો હોઉં તો "આઝાદી" કરતાં "સ્વતંત્રતા" શબ્દ વધારે પસંદ કરું. તેનું કારણ એ નહિ કે "આઝાદ" શબ્દ ઉર્દૂનો છે, પણ "સ્વતંત્રતા" આઝાદી ઉપરાંત "તંત્રનું હોવાપણું" વ્યવસ્થાનું "અસ્તિત્વ" સૂચવે છે. વળી મને "દુનિયા"નો અર્થ ઉદ્દિષ્ટ હશે તો તેને સ્થાને હિન્દી અર્થવાળો "સંસાર" શબ્દ પણ નહિ વાપરું.

વધારે મહત્ત્વની બાબત લઇએ તો મૂર્તિપૂજાનાં વિકૃત સ્વરૂપ જવાં જ જોઇએ. મલિન સત્ત્વોની મૂર્તિઓ કે નાગ અને નાળિયાની પૂજા જવાં જોઇએ. ઉપરાંત, મંગળાભોગ અને રાજભોગનો આડંબર કોઈ પણ દેવપૂજામાં ન જોઇએ. અને છતાં પ્રત્યેક ગામમાં એકાદ રામમંદિર કે શિવમંદિર કે રણછોડજીનું મંદિર હોય અને તે સર્વ જનતા માટે ખુલ્લું હોય એ ઇષ્ટ છે.

રોજગાર અને સામાન્ય કેળવણીના પ્રશ્નો ઉકેલતાં સંસ્કારિતા પ્રસારવાનો ધર્મ જનપદના નેતાઓનો રહે છે. અને એ કાર્યમાં આપણી લાગણીઓનું યોગ્ય શોધન થાય અને તેમનું યથોચિત તર્પણ થાય એ ઇષ્ટ ગણાવું જોઇએ.

•

સૂરત ] વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રન્થશ્રેણી

સપ્ટેમ્બર-ડિસેમ્બર ૧૯૪૮

આ અંકમાં

| | |
|---|---|
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | કૃષ્ણલાલ ઝવેરી |
| યશોધર મહેતા | ધનસુખલાલ મહેતા |
| કેશવચન્દ્ર ચક્રવર્તી | ગિરિન ઝવેરી |
| વજરાય દેસાઈ | પૂજાલાલ |
| રમણભાઈ પટેલ | ભદ્રસુખ વૈદ્ય |
| પતીલ | કુંજવિહારી મહેતા |
| નલિન પટેલ | જયન્ત જોષી |
| રતિલાલ જાની | પારાશર્ય |
| ત. હુસેન શમ્સી | ભગવાનલાલ માંકડ |

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# ધ્યાનમંત્ર

## સ્વધર્મી કે ધર્મચ્યુત ?

હિંદને પોતાને માટે [ જગતની એકતા આદિ ઉપરાંતના ] ગહનતર વિચાર્ય-વિષયો છે. પ્રલોભનવાળી અમુક દિશાઓને અનુસરવાથી તે, ધારી શકાય છે કે, બીજાં ઘણાં રાષ્ટ્રો જેવું બને: તે સમૃદ્ધ વહેપાર-ઉદ્યોગ ખીલવે; સામાજિક તથા રાજકીય જીવનનું શક્તિશાળી વ્યવસ્થાતંત્ર રચે; જબરદસ્ત સેનાબળ જમાવે.... પરન્તુ બાહ્યત: આવો મહાપ્રતાપી ઉત્તરોત્તર પ્રગતિક્રમ સાધતા જતાં તે સ્વધર્મ-ચ્યુત બને, પોતાનું આત્મસંવિત્ તજી દે તો પછી પ્રાચીન ભારત અને તેનો આત્મા સર્વાંશે લુપ્ત થાય; તો પછી બીજાં જેવું આ એક વધુ રાષ્ટ્ર બને અને આમ બનતાં ખરો લાભ જગતને કે આપણને થવાનો નહિ. પ્રશ્ન આ છે કે તે બાહ્ય જીવનમાં અપાયરહિતપણે અભ્યુદય સાધે અને એ રીતે પોતાનાં સમૃદ્ધ-પણે સંચિત તથા દૃઢીભૂત આધ્યાત્મિક અનુભૂત તથા જ્ઞાન સર્વથા ખૂવે, તો શું ? જે સમયે બાકીનું જગત આધ્યાત્મિક સહાયતા તેમ જ વિમોચનકારી જ્યોતિ અર્થે ભારત ભણી અધિકતર અંશે વળે છે, તે સમયે, તે જ ક્ષણે, તે પોતાના આધ્યાત્મિક વારસાનો પરિત્યાગ કરે એ તો વક્ર વિધિયોગ ગણાય. આવું ન બનવું જોઈએ, નહિ જ બને પણ એવો ભય નથી એમ કહેવાય નહિ... ભારતની ખરી નિયતિ સંસિદ્ધ કરવા માટે, બાહ્ય તેમ બૃહદ્ આન્તર પ્રગતિની આવશ્યકતા છે

[ શ્રીઅરવિન્દ: આન્ધ્રવિદ્યાપીઠજોગ સન્દેશમાંથી ]

# વિષયદર્શન

વર્ષ ૧૨: અંક ૩, ૪ : : પૂર્ણસંખ્યા ૪૭, ૪૮.

સપ્ટે-ડિસે-૧૯૪૮ (પ્રકટ, ફેબ્રુ. ૧૯૪૯)

# જાહેર ખબરો

હિંદ સાઇકલ્સ (૪૮૫) ઝંડુ ફાર્મસી (૪૮૭), રહાકાલી આશ્રમ (૪૮૯) ; શૅાંચ કંપની (૪૯૧) ઓરિએંટલ હોલેજ; મિ. ર. ગફુર (૪૯૩) એસ. ટી; માકેર; આર. ઓચ્છવલાલ (૪૯૫) ; એન. એમ. ત્રિપાઠી લિ. (૪૯૭) માનસી ગ્રન્થશ્રેણી : તંત્રી વિજયરાય ક. વૈદ્યઃ નાનપરા મેઈન રોડ, સૂરત. શાખાઓઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈઃ ગાંડીવ મુદ્રણાલય, સૂરત; સાધના પ્રેસ વડોદરા; રા. દામોદર, કે. ભટ્ટ. રામટેકરીઃ પોરબંદર. આનન્દ પ્રેસ; ભાવનગર. લવાજમ રૂા. ૫-૮-૦; પરદેશમાં રૂા. સાત; છૂટકના રૂા. ૧-૧૨-૦

સંગીતમાર્તંડ પંડિત શ્રી ૐકારનાથજીના સુવર્ણમહોત્સવ—નિમિત્તે આ વખતે તેમનો 'સ્કેચ' જ (કુમાર કાર્યાલયના સૌજન્યથી) આપીને સંતોષ માનવો પડ્યો છે, કેમ કે તેમના વિશેનો શ્રી. રમણલાલ વ. દેસાઈનો 'માનસી' માટેનો ખાસ લેખ વખતસર આવી શક્યો નહિ—તંત્રી

શુદ્ધિપત્રક-પૂર્તિ: 'ઇલિયટ'-લેખમાં, ચકિત (પૃ. ૪૪૯) છે. ત્યાં ચીત; બનાવિ (૪૫૦)નું ભાવાવિ; તથા ગેલાંટી (૪૫૬)નું ગેલપ્પી કરી લેવું. 'રણછોડલાલ'-અવલોકનમાં, સ્વીકારવાં (૪૬૭) છે તે સ્વીકારવાં, નટખી (૪૭૧) છે તે નટખી મનોવ્યાપાર તથા કેટલેક (૪૭૨) છે તે મનોવ્યાપારને તથા કેટલેક જોઈએ.

# માનસી

વર્ષ ૧૩, અંક ૩,૪] [સપ્ટે-ડિસે '૧૯૪૮

## ૧૭મું સાહિત્યસંમેલન

[એ સંમેલનની નોંધ મનન-પૂર્તિમાં છે. આ બે લેખોમાંનો પહેલો બોધભાષા-વિષયક ઠરાવ પરત્વે પ્રા. વિષ્ણુપ્રસાદનું ભાષણ છે; બીજો, એમનાં વ્યાખ્યાન 'અનુભાવના'ના અવલોકનાત્મક નિરૂપણનો છે ]

### ઉચ્ચ શિક્ષણનું વાહન

જે ઠરાવ શ્રી ઢેબરભાઈ તથા શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા જેવા નામાંકિત પુરુષોએ રજૂ કર્યો છે અને જેને, હું સમજું છું, શ્રી. મુનશીનો પણ ટેકો છે, તેનો વિરોધ કરતાં મને બહુ સંકોચ થાય છે. પણ આ ઠરાવ અસાધારણ મહત્ત્વનો છે. આવતી પેઢીઓનું બૌદ્ધિક ભાગ્ય એની સાથે જોડાયું છે, અને મારી દૃઢ પ્રતીતિ છે કે ઉચ્ચ શિક્ષણમાં હિન્દી-હિન્દુસ્તાની બોધભાષા થાય એ આપણા હિતમં-એટલે કે આપણી ઊંચી કેળવણી અને આપણાં ભાષાસાહિત્યના હિતમાં-નથી, તેથી તેનો વિરોધ કરવા હું આ સભા આગળ ઉપસ્થિત થયો છું.

રાષ્ટ્રભાષાદ્વારા ઉચ્ચ શિક્ષણ રાષ્ટ્રની સાંસ્કારિક અને રાજકીય એકતા ખાતર આવશ્યક છે એમ ભારપૂર્વક કહેવામાં આવે છે, બલ્કે આ પ્રયોજન સૌથી આગળ કરી આપણી દેશભક્તિને રમાડી લેવામાં આવે છે. દેશની એકતા અને સ્વતંત્રતા હિન્દીદ્વારા ઉચ્ચ શિક્ષણ ઉપર જ ટકે એમ હોય તો જેમ લશ્કર વગર છૂટકો નહિ તેમ હિન્દી-વાહન વગર છૂટકો નહિ. આપને મારે જણાવવાનું કે-દુનિયામાં આજે એવા-કેનેડા, રશિયા જેવા-દેશો છે જ્યાં રાજકીય એકતા છે છતાં અનેક ભાષાઓદ્વારા ઉચ્ચ શિક્ષણ અપાય છે. સામી બાજુ, શિક્ષણની ભાષા એક હોવા છતાં રાષ્ટ્રો તરીકે અલગ-અલગ અને કેટલીક વાર અન્યોન્ય વિરુદ્ધ પણ દેશો છે: બ્રાઝિલ ને આર્જેન્ટિના, કેનેડા ને અમેરિકા, આયર્લેન્ડ ને ઇંગ્લેન્ડ. એટલે આ ભય એક મિથ્યા ભય યાને હાઉ ઊભો કરવામાં આવ્યો છે.

હું ગેરસમજ તરત જ ટાળવા માગું છું. આપણા દેશને આન્તરપ્રાન્તીય વ્યવહાર માટે એક રાષ્ટ્રભાષા જોઈએ જ જોઈએ. હિન્દી–હિન્દુસ્તાની એ જ રાષ્ટ્રભાષા થવા યોગ્ય છે એમાં પણ કશો શક નથી. એનું જ્ઞાન પ્રત્યેક વિનીતને અને સ્નાતકને હોવું જોઈએ એ પણ સ્વીકારું છું. માધ્યમિક શિક્ષણમાં બે વર્ષ અને–અથવા મહાવિદ્યાલયમાં બે વર્ષ પ્રત્યેક વિદ્યાર્થી રાષ્ટ્રભાષાનો અભ્યાસ કરે એવો પ્રબંધ કેળવણીમાં થવો જોઈએ. સારા આન્તરપ્રાન્તીય વ્યવહાર માટે આટલું શિક્ષણ બસ છે. પણ આથી વિશેષ સ્થાન હિન્દી–હિન્દુસ્તાનીને આપવું એ માતૃભાષાનો દ્રોહ છે.

આપણી આજની રાજકીય એકતા શું એટલી નિર્બળ વસ્તુ છે કે ઉચ્ચ શિક્ષણમાં રાષ્ટ્રભાષા જ માધ્યમ હોય તો જ એ ટકે? સમગ્ર ભરતખંડની એકતા આપણા હૃદયનો એક પ્રબળ સંસ્કાર હતો; તેને જાગ્રત કરી આપણે પરદેશી સામે લડવા અને સફળ થયા. એ સંસ્કાર તો આજે છે અને ટકવાનો છે. એ કેવળ ભાષા ઉપર નિર્ભર નથી. ભાષાની એકતા તેને જાગ્રત રાખી શકે, સબળ બનાવે, જો ખરેખર ભાવનામાં એકતા હોય તો. અને આ કામ રાષ્ટ્રભાષાનું ઉપરકહ્યું તેવું ફરજિયાત શિક્ષણ કરશે. પણ સંસ્કારની એકતા નહિ હોય તો હિન્દી–હિન્દુસ્તાની ફરજિયાત હશે તો પણ આપણે તૂટી જઈશું. એ સંસ્કારની એકતા દૃઢ કરનારું બળ દેશની કોઈ પણ વર્તમાન ભાષા કરતાં સંસ્કૃતમાં વિશેષ છે. અને સંસ્કૃતના શિક્ષણનો પૂરતો પ્રબંધ કરવા આપણે તત્પર રહેવું જોઈએ. ભાષા હૃદયની એકતા આણતી નથી, વ્યક્ત કરે છે, તેનું આપણું અભિમાન જાગ્રત રાખે છે. હિન્દી અથવા હિન્દુસ્તાની પ્રત્યેક વિદ્યાર્થી ભણશે તો આ એકતની વિશેષ જાગૃતિ ચાલુ રહેશે. પણ એટલા સારુ માતૃભાષાને હટાવી ઉચ્ચ શિક્ષણમાં હિન્દી-હિન્દુસ્તાની બેસાડી દેવાની જરૂર નથી.

“માતૃભાષાને હટાવી” એમ હું સપ્રયોજન કહું છું. કેમ કે પોતાની ભાષા મારફત ઊંચામાં ઊંચું શિક્ષણ અપાય એ સ્વતંત્ર દેશજનનો પ્રાથમિક હક છે. માતૃભાષાનો એ અધિકાર છે. કયા સ્વતંત્ર દેશમાં માતૃભાષાદ્વારા કેળવણી, ઊંચામાં ઊંચી કેળવણી, નથી અપાતી? માતૃભાષા કેળવાયેલી ના હોય, એ પ્રારંભિક દશાની કે અપૂર્ણ હોય, તો એનો એ અધિકાર રહેતો નથી. હિંદુસ્તાનમાં આમ તો બોલાતી ભાષાઓ પુષ્કળ છે, પણ સારી રીતે કેળવાયેલી ભાષાઓ માત્ર દસબાર છે. એ

બધી યે ભાષાઓ પોતપોતાના પ્રદેશમાં ઉચ્ચ કેળવણીનાં વાહન બનવા અધિકારી છે. એમાં શતકોથી સાહિત્યસૌન્દર્ય વધ્યું છે અને વિચાર-વ્યક્તિ માટે સામર્થ્ય જણાયું છે. ગુજરાતી એમાંની એક ભાષા છે. અંગ્રેજી કે સંસ્કૃત જેટલી સમૃદ્ધ કે કાર્યક્ષમ એ નથી. પણ એને સ્થાને જેને મૂકવા માગો છો તે હિન્દી-હિંદુસ્તાની જેટલી તો એ સમૃદ્ધ ને કાર્યક્ષમ–ઓછામાં ઓછી એટલી તો–છે જ. સાહિત્યના કેટલાક પ્રકારોમાં (દા. ત. નાટકમાં) હિન્દી (અહીં હિંદુસ્તાની નહિ બોલી શકીએ) ગુજરાતી કરતાં ચઢિયાતી છે તો બીજા કેટલાકમાં ગુજરાતી (દા. ત. કાવ્ય ને ગદ્યશૈલીમાં) હિન્દી કરતાં ચઢિયાતી છે. એ ગમે તેમ હો, એ ભાષાઓ ચઢઊતરની એવી ભિન્ન કક્ષાની નથી કે હિન્દીને બદલે ગુજરાતી રાખવાથી મોટો બૌદ્ધિક ગેરલાભ થાય.

આપણે અંગ્રેજી માધ્યમની વિરુદ્ધ છીએ કેમ કે એમાં વિદ્યાર્થીની શક્તિનો ભારે દુર્વ્યય થાય છે. અંગ્રેજી સમજવામાં જ એટલો સમય જાય છે અને શ્રમ પડે છે કે શિક્ષણના વિષયનો સાક્ષાત્ સંબંધ થતો નથી. નાનપણથી જે ભાષા આપણી સિદ્ધ થઇ છે, જેમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયાની જેમ સહજતા અને સરળતાથી આપણે વિચારભાવ વ્યક્ત કરીએ છીએ, તે ભાષામાં કોઇ પણ વિષયનું નિરૂપણ થાય, ત્યારે વિદ્યાર્થીના ચિત્તનું અનુસંધાન વિષય સાથે સીધું થાય છે, ભાષાનું વ્યવધાન તેને સહેજે સમજાતું નથી. માતૃભાષા જેટલી જે ભાષા સિદ્ધ નથી, વિદ્યાર્થીના ઉરમાં ઊતરી ગઇ નથી, તેમાં શિક્ષણ અપાય તો વિષયના ગ્રહણમાં જરૂર વ્યવધાન અનુભવાવાનું. અર્થાત્, હિન્દી મારફત ઉચ્ચ શિક્ષણ અપાય તો વિદ્યાર્થીઓની શક્તિનો દુર્વ્યય, અંગ્રેજી જેટલો નહિ પણ અમુક અંશે, જરૂર થવાનો. દેશની રાજકીય અને સાંસ્કારિક એકતાને જરાય આંચ આપ્યા વગર આપણે કેળવણીમાંનો દુર્વ્યય અટકાવી શકીએ તેમ હોય તો શા માટે તેમ ન કરવું?

ગુજરાતી બોધભાષા હશે તો પણ કેળવણીનાં ઉચ્ચ ધોરણો જાળવવા અધ્યાપક પ્રયત્નશીલ જરૂર રહેશે. આજનો અધ્યાપક અંગ્રેજી ઉપરાંત કેટલીક યુરોપી ભાષાઓનો સંપર્ક સાધે છે. ખુદ ગુજરાતીનો અધ્યાપક મરાઠી, બંગાળી ને હિન્દી પુસ્તકોનો યોગ્ય લાગે ત્યાં ઉપયોગ કરે છે. એમ કહેવાય છે કે ઉચ્ચ કેળવણીનું માધ્યમ અંગ્રેજી છતાં ગુજ-

શોની સાહિત્ય પુષ્ટ થયું છે. ખરું છે. પણ તે લલિત વાઙ્મય કે સૌન્દર્યલક્ષી સાહિત્ય પૂરતું જ ખરું છે. જ્ઞાનવિજ્ઞાનલક્ષી બોધક વાઙ્મય માટે ખરું નથી. એ તો ત્યારે જ પુષ્ટ થાય જ્યારે ઊંચામાં ઊંચી કેળવણીની સંસ્થાઓમાં જ્ઞાનવિજ્ઞાનના વિવિધ વિષયોની ચર્ચા નિરન્તર ગુજરાતીમાં થયા કરે. એ વાઙ્મયવિકાસનું, ભાષાવિકાસનું મોટામાં મોટું ક્ષેત્ર બંધ કરો એટલે ભાષા અને વાઙ્મય કુંઠિત થવાનાં. અત્યારે અંગ્રેજીની અપેક્ષાએ આપણે નમન અનુભવીએ છીએ, ને હિન્દી ઉચ્ચ શિક્ષણનું માધ્યમ થતાં હિન્દીની અપેક્ષાએ અનુભવીશું. આપણા હિન્દી દ્વારા ભણેલા સ્નાતકો માધ્યમિક શાળાઓમાં શિક્ષકો થશે, તેમને ગુજરાતી કરતાં હિન્દીદ્વારા ભણાવવું વધારે ફાવશે, અને, પરિણામે, માધ્યમિક શાળાઓમાં પણ હિન્દીને માધ્યમ બનાવવાનો આગ્રહ થશે. તમે જે પગલું સૂચવો છો તેનું આ સ્વાભાવિક પરિણામ મને તો સ્પષ્ટ દીસે છે. હિન્દીનું વર્ચસ્વ ઉત્તરોત્તર વધતું જશે અને ગુજરાતી ભાષા વધુ ને વધુ સંકોચ પામશે. શ્રી. મુનશી આદિએ ગુજરાતી ભાષાસાહિત્યની ખૂબ સેવા કરી છે; ગુજરાતનું હિત તેમને હૈયે છે; સમગ્ર દેશના તેઓ હિતચિન્તક છે. પણ તેઓ સૂચવેલા પગલાનાં સ્વાભાવિક પરિણામનો તોલ નથી કરતા એમ મને લાગે છે. એમણે આપવા માગેલો અધિકાર હિન્દીને મળ્યા પછી પચાસ કે સો વર્ષમાં ગુજરાતી ભાષા નષ્ટપ્રાય થઈ જશે. જે અંગ્રેજી ના કરી શકી તે હિન્દી બહુ ઉતાવળે કરી શકશે, કેમકે હિન્દી સમાન ભાષાકુલની કુટુંબીભાષા તરીકે ગુજરાતીની બહુ નિકટ છે, અને પ્રમાણમાં સરળ છે. ગુજરાતી ભાષાના આત્યંતિક વિનાશ માટે આપણી તૈયારી હોય, એવી આપણી ઉદારતા હોય, અમે સંકુચિત નથી, પ્રાન્તીયતાવાળા નથી એમ સિદ્ધ કરવા માટે એવી ભારે કિંમત ચૂકવવાની હોય, તો મારે કંઈ કહેવાનું નથી.

પણ એક વ્યાવહારિક દૃષ્ટિએ તો વિચારો. આપણે ઉદારતાથી કે નિ-કૃષ્ટતાઅંધિથી હિન્દીને મહાવિદ્યાલયમાં માધ્યમનું સ્થાન આપીએ. પણ બંગાળ, મહારાષ્ટ્ર અને દ્રવિડ ભાષાના પ્રાન્તો હિન્દીને એ સ્થાન આપશે? એમને માર્ગદર્શક થવાની આપણી મોટપ નભી શકે એવી છે? એ પ્રાન્તો હિન્દીને માધ્યમનું સ્થાન ન આપે તો ગુજરાતને જ પોતાના વ્યક્તિત્વનું—જે સમગ્ર દેશની સંસ્કૃતિ અને એકતાને કોઈ રીતે હાનિકર નથી તેનું—આ માટે

વિસર્જન કરવું ! વહેપારવાણિજ્યમાં, વહીવટી તંત્રમાં, રાજકારણમાં, વિજ્ઞાન કેળવણી ફિલસૂફી અર્થશાસ્ત્ર આદિ અનેકાનેક ક્ષેત્રમાં ગુજરાતી નાગરિકે પોતાની શક્તિને અનુરૂપ સ્થાન પ્રાપ્ત કરવું જોઈએ, ગુજરાતી દ્વારા શીખવતી કૉલેજમાં એની મહત્ત્વાકાંક્ષા સમે દીવાસ ચશુપ જશે, અને તેથી ગુજરાતીને બદલે હિન્દી માધ્યમ જોઈએ, એમ દલીલ કરાય છે. ધારો કે એ વાત બરાબર હોય; તો એનો ઉકેલ સરળ છે. હિન્દી દ્વારા શીખવતી યુનિવર્સિટી હિંદુસ્તાનમાં હોવની જ ત્યાં એ મહત્ત્વાકાંક્ષી વિદ્યાર્થી એને એ વાત સાચી લાગશે તો જશે. ખુદ મુંબઈમાં જ આપણે હિન્દી માધ્યમવાળી યુનિવર્સિટી રચવી પડશે. ત્યાં એ જશે. અને નવા યુગમાં જયપુર દિલ્હી આગ્રા કાશી નાગપુર કંઈ બહુ દૂર નથી લાગવાનાં. અને મહત્ત્વાકાંક્ષા સતેજવા જ હિન્દી માધ્યમ જોઈએ એમ હોય તો હિન્દીથી શું કામ અટકવું ? જગતનો પ્રવાહ જોતાં તો અંગ્રેજી વધારે ઉપયોગી છે. હિન્દીનું સાધારણ જ્ઞાન હશે તો કંઈ નહિ, પણ અંગ્રેજીનું પાકું જ્ઞાન હશે તો દુનિયામાં અનેક ક્ષેત્રો ખૂલી જશે અને અનેક એલચીખાતાંને તથા આન્તરરાષ્ટ્રીય પરિષદોને આપણા ગુજરાતીઓ શોભાવી શકશે ! તે પછી જે છે જ તે શું ખોટું છે ? કેળવણીના જે વિશિષ્ટ પ્રયોજન ખાતર આપણે અંગ્રેજીને તેના સ્થાનથી ખસેડવા માગીએ છીએ તે તો સન્તું નથી. તો પછી અંગ્રેજીને ઉચ્ચ શિક્ષણની બોધભાષા તરીકે તેને સ્થાને રહેવા દઈ, હિન્દીને વધારાની ફરજિયાત ભાષા તરીકે મૂકવામાં શો વાંધો ?

આ મહત્ત્વાકાંક્ષાની દલીલ તો યુવાન કલ્પનાને ચઢાવવાની દલીલ છે. એ શુદ્ધ કેળવણીના શાસ્ત્રની દલીલ નથી. એ દૃષ્ટિ વેપારીની છે, નફાતોટાની છે. ગુજરાતી ઉચ્ચ કેળવણીનું વાહન હોય તો દસેક વર્ષ યોગ્ય અધ્યાપકો, યોગ્ય પાઠ્યપુસ્તકો અને ધોરણોની ઉચ્ચતા સંબંધી વત્તીઓછી મુશ્કેલીઓ રહેવાની. એ મુશ્કેલીઓનો પ્રતિકાર કરવામાં જ આપણા કેળવણીકારો અને નેતાઓનો પુરુષાર્થ છે. માતૃભાષાને બદલે હજી જેનું સાચું સ્વરૂપ નિશ્ચિત નથી થયું અને નિશ્ચિત થતાં ઘણાં વર્ષ લાગશે એવી રાષ્ટ્રભાષાને એ મુશ્કેલીઓના તોડ માટે મૂકી દેવી એ કોઈ મધ્યકાલીન યુગની શિક્ષણવ્યવસ્થા જેવું લાગે છે.

ફરી કહું: હિંદી-હિંદુસ્તાની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવી જોઈએ

અને એનું શિક્ષણ શાળા યા કૉલેજમાં યા બંને સ્થળે ફરજિયાત જોઈએ એ સ્વીકારું છું. હિંદીના થઈ શકે તેટલા ઉચ્ચતમ અભ્યાસનો મારા મતમાં કશો નિષેધ નથી. બલકે હિંદી, બંગાળી, મરાઠી, તેલુગુ આદિનો પરસ્પર સંપર્ક વધે, તેમાંનાં ઉચ્ચતમ પાઠ્યપુસ્તકોનો અનુવાદદ્વારા વિનિમય થાય, તેમાંની પરિભાષા એક જ હોય એ બધું શિક્ષણના ધોરણની ઉચ્ચતા માટે હિતકર કે આવશ્યક છે. પરંતુ બોધભાષા તરીકે ગુજરાતીનું સ્થાન હિંદી ઉચ્ચ કેળવણીમાં પણ ના લઈ શકે એટલો જ મારો આગ્રહ છે. એવું સ્થાન હિન્દીને મળે એ ગુજરાતી માટે વિનાશ નોતરવા બરાબર છે ગુજરાતી સાહિત્યપરિષદ જે ગુજરાતી ભાષાસાહિત્યના ઉત્કર્ષને માટે સ્થપાઈ છે તેને જ હાથે તેના સાચા ઉત્કર્ષનું મોટું ક્ષેત્ર બંધ કરવામાં આવે, એના જેવી દુઃખકારક ઘટના અર્વાચીન ગુજરાતના સાંસ્કારિક ઇતિહાસમાં બીજી નહિ જડે. *

સૂરત વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી

તા. ૨૪-૧-૧૯૪૫

* ઉચ્ચ કેળવણીના માધ્યમ અંગે જુનાગઢ સાહિત્યસંમેલન સમક્ષ આપેલા ભાષણો સર સુધારી તથા વિસ્તારીને અહીં આપ્યો છે. વિ ર. ત્રિ.

## ભાવકનું કર્તવ્ય

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં........મહાન કવિતા ઓછી છે. પણ રમણીયતાનાં સરોવરો, ઝરણાં ને નદીઓએ ગુજરાતી હૃદયને આહ્લાદ આપ્યો છે ને કેળવ્યું છે......પ્રેરણાનું ધામ પોતે બને એવો આપણો મહાકવિ ક્યાં છે?......હું ચારે કોર જોઉં છું આ ઉપાધિનને લઈ આવતાં પખીઓનાં ગાન વનોપવનમાં સંભળાય છે ને હું પર્યુત્સુક બનું છું.......હું સાહસ પલાણું છું છતાં હું રોધું છું, ચન્દ્ર ને સૂર્ય. મારે ગંગાના પ્રવાહમાં ઝીલવું છે. ઉમાશંકર અને સુન્દરમ્ ઉપર હું મીટ માંડુ છું. તેમનાં સર્જન જે નકારશે તો મારે કદાચ એક આખી પેઢી વાટ જોવી પડશે....[કવિ] ! હું વાટ જોઉં છું. આ વિસ્તાર કરનાર પરમ તત્ત્વ તને કલાનિર્મિતિદ્વારા મારી સાથે જોડે.

—અનુભાવના, પૃ. ૧૮-૨૦

આ અવતરણમાં આપણી કાવ્યસૃષ્ટિનું કેટલું સુંદર સત્યાનુરૂપ મૂલ્યાંકન છે ! વ્યાખ્યાનના નામને એક રીતે સાર્થ કરતી એ આપણી કાવ્યસૃષ્ટિની વકતાપૂર્ણ અનુભાવના છે. જીવન મહાન પર કર્ય છે, એ પર કેમને યોગ્ય ઉત્સાહ કે આનંદિકા જગતમાં વિલસી રહેલ મધુર

સૌન્દર્યનું પ્રસન્ન પ્રજ્ઞાપૂર્વક સેવન કરી પોતે સૌન્દર્યરૂપ બનવાથી જન્મે છે. વ્યષ્ટિસમષ્ટિનું સૌન્દર્ય એકરસ થાય એ જ જીવન પરાક્રમની સિદ્ધિ. કાવ્ય એનું કરણ છે અને કવિ એનો કર્તા છે, આ તાત્ત્વિક મંતવ્યને અનુલક્ષીને થએલું, સાહિત્યવિભાગના અધ્યક્ષપદને શોભાવે એવું આ વ્યાખ્યાન છે. એમાં વિષયનું ઔચિત્ય છે; વિચારની ઉચ્ચતા છે, ઊંડાણ છે, દૃઢતા છે; તલસ્પર્શી વિશાલગામી સ્થિર સમગ્રદૃષ્ટિ છે; સર્વગ્રાહી સાદ્યન્ત મૂલ્યવિવેક છે; સાહિત્યની તથા જીવનની ( અને કહું ય, કહીએ તો કેળવણીની પણ ) પ્રતિષ્ઠા છે—એ પ્રતિષ્ઠાનું માર્ગદર્શન છે, પ્રસ્થાનનું ઉદ્બોધન છે, 'હું અધ્યક્ષ તમારો ઉદ્બોધક છું' એવા લેશ માત્ર સૂચન કે ધ્વનિ સિવાય. 'સૌન્દર્ય પામવા માટે સૌન્દર્ય બનવું પડે' એમાં દર્શાવેલી નિશ્ચયતાથી ને હૃદ્ગત સૌજન્યપૂર્વક, કાવ્ય શું? કાવ્ય( સાહિત્ય ) વાચન એટલે શું? એનું લક્ષણ ઘટાવી આપે એવું એનું નામ કયું? એનું સ્વરૂપ શું? એ શા માટે? એ મૂલગામી પ્રશ્નો વિષે પોતાના મન્તવ્યનું આ બહુશ્રુત સંવેદનપટુ વિવેચકે અહીં નિરૂપણ કર્યું છે.

વાચક સહેલમાં સમજી જાય એટલા નીચા ઉતરી પડવાનું પોતે પસંદ કર્યું નથી, છતાં હરકોઈ વાચકને સત્ત્વાનુરૂપ કાંઇ ને કાંઇ મળી જ રહે એવી આ વ્યાખ્યાનની યોજના છે. સમસ્ત ગુજરાતના ચૂંટેલા સાહિત્યાધિકારીઓ જ્યાં એકત્ર હોય ત્યાં ઘણું ઘણું માની લઇને વ્યાખ્યાન થાય. ગુરુભાવ ધારણ કર્યા વિના વર્તવામાં, વાચકના ગૌરવની અપેક્ષામાં, આજે નહિ તો કાલે એ વાચક યથાસ્થાન આવી મળશે એ શ્રદ્ધામાં વિષયનું ગૌરવ સચવાય છે—વિષયનું સાચું પોષણ થાય છે. કૌતુકશીલ ભાવનાવાદ કે આદર્શવાદ(romantic idealism)નું ગુજરાતમાં ગણાઇ ગયું હતું એવું સસ્તું ને છીછરું સ્થાન નથી, ન હોઇ શકે એમ આજે સિદ્ધ થયું; એના પાયામાં જોઇતી તત્ત્વચર્ચાનું આજે પૂરણ થયું; પરિપૂતરૂપે આજ આપણને એનું દર્શન થયું.

એ તત્ત્વચર્ચા પાયામાં છે કે એટલું જ. અહીં ચર્ચા તો સાહિત્ય-તત્ત્વની જ છે, કેમ કે પરિષદના સદસ્યોનો સત્ત્વાનુરૂપ ધર્મ સાહિત્ય સેવન છે. સાહિત્ય વા કલાનો સાર્વજનીન ધર્મ પોતાનું સાર્વજનીનત્વ;

સાચવી શકે માટે પ્રણાલિકાગત ધર્મ કે દર્શનના વાડાની પરિભાષાથી એને બચાવવાની જરૂર છે તેથી, અને વિલસી રહેનાર તત્ત્વ મૂળમાં ભલે એક હોય પણ તાત્કાલિક અનુભવના વૈશિષ્ટ્યમાં જ એનું મહત્ત્વ અને સાર્થક્ય છે તેથી, કાવ્યાનુભવ આનંદસ્વરૂપ છે કે બ્રહ્માસ્વાદસહોદર છે એવી સંસ્કૃત કાવ્યશાસ્ત્રની પરિભાષાને સ્થાને કાવ્યાનુભવનું સ્પષ્ટ વૈશિષ્ટ્ય સાચવી શકે એવી પરિભાષા પ્રાચીન કાવ્યશાસ્ત્રને આધારે અહીં યોજી છે: કાવ્ય રચવાની ક્રિયા તે *ભાવના*, પણ ભાવનાના ગુજરાતી રૂઢ અર્થ સાથે અથડામણ ન થાય માટે વિભાવના; જગતના અનુભવે કરી કવિથી થતી ભાવના સામાન્ય છે, વિશિષ્ટ છે માટે એ વિભાવના; એ વિભાવનાને અનુરૂપ–સર્જનને અનુરૂપ વાચકભાવકની કાવ્ય માણવાની કલ્પનાપ્રેરિત સાધન્ત ક્રિયા તે અનુભાવના. આ અનુભાવના એક સળંગ ક્રિયા છે ને તેને અંતે પરિણમતી ભાવકના સત્ત્વની, તેની સંવિત્‌ની, અવસ્થિતિ પણ છે.

ભાવકનું પ્રતિકર્તવ્ય સાર તારવવામાં કે રહસ્યદર્શનમાં નથી. કવિએ કલ્પેલા રસની ભાવકના સત્ત્વમાં સિદ્ધિ થાય એમ આપણે માની શકીએ, પણ આપણા પ્રાચીનોએ સ્થાપેલી રસમીમાંસાની પ્રણાલી વિભાવ અનુભાવ અને સંચારિભાવની ખોજમાં તર્કજની કડ કૂટમાં પડી જાય છે, સમસ્ત કાવ્યાનુભવને આવરી શકતી નથી, કાવ્યનિર્મિતિનો હેતુ મર્યાદિત કરી દે છે, પોતે નક્કી કરેલાં આઠદસ ચોકઠાંમાં મનુષ્યજીવનના સમૃદ્ધ અનુભવોને વર્ગીકરણ કરી ગોઠવી દેવામાં જ આત્મપર્યાપ્તિ સમજે છે, ઇત્યાદિ કારણે એની પુનઃ પ્રતિષ્ઠા ગુજરાતી વિવેચનામાં કરવાની હાનિ છે. કાવ્યાનન્દને સમસંવેદન કે સમાન લાગણી કહેવામાં પણ સત્ત્વના એક જ અંશને સ્થાન અપાય છે. આદર્શ અનુભાવનમાં વાચકનું આખું સત્ત્વ કામ આવે છે, સત્ત્વની 'સર્વ શક્તિઓનો સમગ્ર અને યુગપત્ અનુભવ' એ કરે છે: સમગ્ર સત્ત્વમાં સંવેદન જાગ્રત થાય, સત્ત્વના સર્વે અંશો ગતિમાન થાય, એટલેથી કાવ્યાનુભવ પૂર્ણ થતો નથી. એ અનુભવે ભાવકના ચિત્તમાં આકાર ધારણ કરવો જોઈએ. એ આકારનું સૂચન સંવેદન શબ્દથી થતું નથી. સંવેદન શબ્દ બંને પક્ષે, કર્તામાં તેમ જ ભાવકમાં, ક્રિયાત્મક સર્જનાત્મક પ્રવૃત્તિ થાય છે, એ સંસ્થિતિનો વિભાવના-અનુભાવનાની પરિભાષામાં સમાવેશ થઈ શકે છે.

મનુષ્યના માનસની ઘટના એવી છે કે અનુભાવનની આ શક્તિ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ અમાપ હોઈ શકે. માટે કોઈ પણ કૃતિમાં સાકાર થઈ

શકે, કોઈ પણ લાગણીમાં તલ્લીન થઈ શકે. પણ તેમ કરી શકવાને કવિભાષાનું, કવિરીતિનું અને ઇતર ભૂમિકાજ્ઞાન, સહૃદયતા, અહંકારનું વિગલન એવી કેટલીક આવશ્યકતા છે. વ્યવહારપરાયણતાથી કે નીતિ અને ધર્મના અતિવાદથી જીવનનાં સૂક્ષ્માસૂક્ષ્મ અન્ય તત્ત્વો પ્રત્યે આવતી નફરત કે હૃદયની સંકુચિતતાનું નિવારણ પણ એ શક્તિની સિદ્ધિને આવશ્યક છે. એટલું થાય તો ભાવકને અનુભાવનાનાં દ્વાર ઊઘડે.

આ કવિભાવકની વચ્ચે કે સાથમાં વિવેચકનું સ્થાન ક્યાં ? જીવન કે જગત પરત્વે જે સ્થાન તત્ત્વવેત્તાનું છે તે સ્થાન સાહિત્ય પરત્વે વિવેચકનું છે. સાહિત્ય જગતની સ્થિતિનું સમર્થન કરવા, તેને પોષે એવાં નવીન તત્ત્વોને એમાં સ્થાન અર્પવા વિવેચક આવશ્યક છે. એનો અર્થ એ નથી કે વિવેચકના પ્રયત્ને કરી પ્રતિભાએ ઉત્તમ કવિ નીપજે છે વળી અનુભાવના પણ ભાવકની પોતાની કૃતિ છે.–બને કે કોઈ વિશેષ અધિકારી ભાવક એમાં એને સહાયભૂત થયો હોય, પરન્તુ વિવેચક તો તત્ત્વાન્વેષણની તથા આયોજનના અન્વીક્ષણની ભૂમિકા પર દેખા દે છે. જેમ જીવનનાં તરેહવાર પ્રવાહોને સાહિત્ય સમાવી લે છે તેમ 'વિવેચનની તત્ત્વચર્ચા પણ સાહિત્યની નવી નવી સૃષ્ટિનો સમાસ કરતી આગળ વધે છે.' ને તેથી જ લેખક આપણને અનુરોધ કરે છે: નાનાલાલીય લયનો આદર કરો કેમ કે તેમાં અવ્યવસ્થા નથી, સૌષ્ઠવ છે, સામાન્ય વાતચીત અને પરાક્રમી ઉદ્ઘોષ બંનેને વ્યક્ત કરવાનું સામર્થ્ય છે. પ્રો. ઠાકોરની કાવ્યવિચારણાનું તાત્પર્ય સ્વીકારો. શુષ્ક તર્કશ્રેણી કે કેવળ સિદ્ધાન્ત પ્રતિપાદન ઊંચું કાવ્ય આપી શકે એ ભ્રમ છોડો; પરન્તુ ઊર્મિ અને કલ્પનાના રંગે રંગાઈને આવતા વિચારને પણ ગુજરાતી કવિતાના સાચા વિકાસ અર્થે સ્વીકારો. કોઈ કોઈ કવિની ઊર્મિ ઝીલી આનંદ પામો, તો તેની કે બીજા કવિની જીવનને ગંભીરતાથી આલોકતી કવિતાની પણ અનુભાવના કરવા તત્પર રહો. જેટલી વિવિધ અને વિશાળ સાહિત્યસૃષ્ટિની અનુભાવના કરવા તમારી કલ્પનાશક્તિને–તમારા સત્ત્વને નિયોજશો તેટલો જ તમારા સત્ત્વનો વિકાસ થશે, તમારું સત્ત્વ સમૃદ્ધ થશે-વિકાસની પ્રસન્નતા અને પ્રજ્ઞાનો પરિતોષ તમે અનુભવશો.

શિષ્ય વિકસીને ગુરુમય થાય તેમ ભાવકે વિકસીને કવિમય થવું જોઈએ, તો સમય સાથે જેમ જેમ જીવન આગળ ડગ માંડે તેમ તેમ

તેને કવિઓએ સાહિત્યસૃષ્ટિમાં સમાવેશ કરવો જોઇએ, કેમ કે આપણો જી નનો આદર્શ સાહિત્યરૂપે મૂર્તિમંત થાય છે. એ આદર્શની–એને પ્રભુ કહો કે પરમ તત્ત્વ કહો–કવિએ કરવાતી અનુભાવના તે એની કલાનિર્મિતિ-ની, કૃતિની વિભાવનારૂપે આપણે પામીએ છીએ ને તેની અનુભાવના કરીએ છીએ. એ બને અનુભાવનાનાં વહેણ સુકયાં તો જીવનનાં વહેણ પણ સુકાયાં સમજવાં. 'Bliss was it in that dawn to be alive, but to be young was very heaven' જેવા સમયમાં આપણે જીવીએ છીએ ત્યારે આપણો તેનો કવિ ક્યાં છે?

એ પ્રશ્નના ઉત્તરમાં કેમ્બ્રિજના ઉપસ્નાતકો સમક્ષ થયેલ પ્રો. ક્વિલરકૂચના કથનને ઉતારું:

It may seem a brutal thing to say and it is a sad thing to say; but, as a matter of hard fact, the theory that poetical genius bloweth where it listeth and equally in poor and rich holds little truth......I argue that until we can bring more intellectual freedom into our State, more 'joy in widest commonalty spread', upon you, a few favoured ones, rests an obligation to see that the springs of English poetry do not fail......It is the impetus of the undistinguished host that flings forward a Diomed or a Hector......the age when men are eager about great work is the age when great work itself done.

*The Art of Writing, pp. 33-35.*

નવરાય મુકુન્દરાય દેસાઇ



કવિ હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી



પંડિત ઓમકારનાથજી

(સ્કેચ : રવિશંકર રાવળ)



નંદાદેવી

યશોધર નર્મદાશંકર મહેતા

# નન્દા

## પ્રાસ્તાવિક

નંદાનું વિધાન જે સંયોગોમાં થયું તે બદલ બે શબ્દોની જરૂર છે.

મસૂરીમાં તથા નૈનીતાલમાં હિમાલયનું જે દર્શન મને થયું તેમાં હિમાલય મને માનદંડ ન લાગ્યો કે તે ઉત્તરમાં છે કે દક્ષિણમાં એવી ભૌગોલિક વીગત પણ મારા રસાસ્વાદને જરૂરની ન લાગી. મેં હિમાલયનું એક શિખર જોયું અને મારી આંખ ત્યાં ઠરી. તે શિખરમાં મને જીવનનો સ્પંદ જણાયો અને નંદાદેવીનાં ઉચ્છ્વાસો હિમરતનોમાં મારી કલ્પનાએ શ્વાસપ્રશ્વાસ અનુભવ્યા. નંદાએ મારી તરફ જોયું અને એ દષ્ટિની હૂંફથી મારો આત્મા કૃતકૃત્ય થયો. ઊંડો શ્વાસ ખેંચીને આનંદની આતલંહરીઓ ઉપર વણાતો તણાતો જ્યારે હું મારે મુકામે પાછો ફરતો ત્યારે મારું અવ્યક્ત ગુંજન સૌ લીલબહેન આગળ થતું. એ સહૃદય આત્માએ મારા અંતરના ઉછાળામાં અથડાતી નંદા નિહાળી અને બસ લખવું પડશે એવા સ્નેહપૂર્ણ આદેશના પરિણામે યુગોથી ઉન્નત છતાં દબઈ ગએલી, અવિસ્મરણીય છતાં વિસરાઇ ગએલી, નિતાંતસુંદર નંદા પુનર્જીવનને પામી. એ સ્નેહાદેશ વગર, એ પ્રોત્સાહન વગર, નંદા, બીજી અનેકોની પેઠે મારા હૃદયમાં જન્મીને હૃદયમાં જ શમી જાત.

મસૂરીમાં સને ૧૯૪૫ના મે-જૂનમાં નંદાના પહેલા ૪૧ શ્લોકો; બાકીના સને ૧૯૪૮ના મે નૈનીતાલમાં લખાયા.

જેને ભૌગોલિક વીગતોની સ્પૃહા હોય તે નોંધે કે હિમાલયનું અપૂર્વ સૌંદર્ય ગઢવાલ તથા કુમાઉનમાં જે ગોચર થાય છે તેવું અન્ય મેં અનુભવ્યું નથી. આ સૌંદર્ય ખાસ કરીને કુમાઉનમાં (અલમોડા, રાણીખેત, નૈનીતાલ વગેરે સ્થળોએ) વિશેષ મોહક છે. પરોઢના ચાર પાંચના સુમારે જેણે હિમાદ્રિની અનુપમ શોભા આંખો ભરીને પીધી હોય, પક્ષીઓના મધુર કિલકિલાટના આવર્તોને અનંત ગિરિકંદરાઓમાં કાનો ભરીને સાંભળ્યા હોય, અને નગાધિરાજની અપૂર્વ વનશ્રીથી અંતરાત્મા સંતર્પ્યો હોય તેને નંદામાં સમસંવેદન લાગશે એવું મારું માનવું છે. અને એવી સૌંદર્યલક્ષી એકાગ્રતામાંથી કલ્પના એના ઉદ્દિષ્ટ સ્થાને-અંતરાત્મામાં-યથાભિવ્યક્તિ સાથે વિચરે તે પણ તેવા સહૃદયને સ્વાભાવિક લાગશે એવું પણ માનવું છે. અસ્તુ.

શાહીબાગ,
અમદાવાદ
તા. ૪-૮-૪૮

યશોધર નર્મદાશંકર મહેતા



નંદાદેવી

યશોધર નર્મદાશંકર મહેતા

# નન્દા

## પ્રાસ્તાવિક

નંદાનું વિધાન જે સંયોગોમાં થયું તે બદલ બે શબ્દોની જરૂર છે.

મસુરીમાં તથા નૈનીતાલમાં હિમાલયનું જે દર્શન મને થયું તેમાં હિમાલય મને માનદંડ ન લાગ્યો કે તે ઉત્તરમાં છે કે દક્ષિણમાં એવી ભૌગોલિક વીગત પણ મારા રસાસ્વાદને જરૂરની ન લાગી. મેં હિમાલયનું એક શિખર જોયું અને મારી આંખ ત્યાં ઠરી. તે શિખરમાં મને જીવનનો સ્પંદ જણાયો અને નંદાદેવીનાં ઉલ-સતાં હિમસ્તનોમાં મારી કલ્પનાએ શ્વાસપ્રશ્વાસ અનુભવ્યા. નંદાએ મારી તરફ જોયુ અને એ દષ્ટિની હૂંફથી મારો કાવ્યાત્મા કૃતકૃત્ય થયો. ઊંડો શ્વાસ ખેંચીને આનંદની અતલ લહરીઓ ઉપર તણાતો તણાતો જ્યારે હું મારે મુકામે પાછો ફરતો ત્યારે મારું અવ્યક્ત ગુંજન સૌ લીલબ્હેન આગળ થતું. એ સહૃદય આત્માએ મારા અંતરના ઉછાળામાં અથડાતી નંદા નિહાળી અને બસ લખવું પડશે એવા સ્નેહપૂર્ણ આદેશના પરિણામે યુગોથી ઉન્નત છતાં દબઈ ગએલી, અવિસ્મરણીય છતાં વિસરાઇ ગએલી, નિતાંતસુંદર નંદા પુનર્જીવનને પામી. એ સ્નેહાદેશ વગર, એ પ્રોત્સાહન વગર, નંદા, બીજી અનેકોની પેઠે મારા હૃદયમાં જન્મીને હૃદયમાં જ શમી જાત.

મસુરીમાં સને ૧૯૪૫ના મે-જૂનમાં નંદાના પહેલા ૪૧ શ્લોકો; બાકીના સને ૧૯૪૮ના મે        નૈનીતાલમાં લખાયા.

જેને ભૌગોલિક વીગતોની સ્પૃહા હોય તે નોંધે કે હિમાલયનું અપૂર્વ સૌંદર્ય ગઢવાલ તથા કમાઉનમાં જે ગોચર થાય છે તેવું અન્ય મેં અનુભવ્યું નથી. આ સૌંદર્ય ખાસ કરીને કુમાઉનમાં (અલમોડા, રાણીખેત, નૈનીતાલ વગેરે સ્થળોએ) વિશેષ મોહક છે. પરોઢના ચાર પાંચના સુમારે જેણે હિમાદ્રિની અનુપમ શોભા આંખો ભરીને પીધી હોય, પક્ષીઓના મધુર કિલકિલાટના આવર્તોને અનંત ગિરિકંદરાઓમાં કાનો ભરીને સાંભળ્યા હોય, અને નગાધિરાજની અપૂર્વ વનશ્રીથી અંતરાત્મા સંતર્પ્યો હોય તેને નંદામાં સમસંવેદન લાગશે એવું મારું માનવું છે. અને એવી સૌંદર્યલક્ષી એકાગ્રતામાંથી કલ્પના એના ગૂઢિષ્ટ સ્થાને-અંતરાત્મામાં-અર્થાભિવ્યક્તિ સારુ વિચરે તે પણ તેવા સહૃદયને સ્વાભાવિક લાગશે એવું પણ માનવું છે. અસ્તુ.

શાહીબાગ,
અમદાવાદ
તા. ૬-૮-૪૮

યશોધર નર્મદાશંકર મહેતા

## બાહ્યદર્શન:

ઉપજાતિ

પયોધરે વ્યોમ ધરી સૂતી છે,
    પૃથ્વી ભરી બ્રહ્મની આદ્યશક્તિ;
ઉરે રૂપાળું હિમરત્ન શુભ્ર,
    સૌંદર્યનો સાગર આ વિશાળ. ૧

પ્રગાઢ નિદ્રામહીં પ્રૌઢ નંદા,
    ત્રિશૂલ નંદીશ્વરનું સુરક્ષે;
ત્રિકાળ ને વ્યોમ ભરી ત્રિનેત્ર,
    ઊભા અનંતે પ્રભુ અંતરિક્ષે. ૨

## આંતરદર્શન

વસંતતિલકા

ઉદ્ધારવા ભગીરથે સહુ પિતૃલોક,
આણી અહીં નભથકી શુચિ વ્યોમગંગા;
આકાશથી વીજ સરે ત્યમ નિ:સરી એ,
ઝીલી રહ્યા શિવજટામહીં જાહ્નવીને. ૩

મંદાકિની પતિતપાવની ચંદ્રભાગા,
શ્વેતાંગના, સલિલ નિર્મળ શ્રી-ગંગા
પુણ્યોદકા રતનવતી શુચિ મોક્ષદાતા,
ભાગીરથી વિવિધ નામ ધરી પ્રકીર્તા. ૪

ધારારૂપે રતનથકી વહી પુણ્યભોમ,
પોષી કુખે વિવિધ સંસ્કૃતિ વૃક્ષરાજિ;
શ્રીરામ-કૃષ્ણ સપુતે પયપાન કીધાં,
ભીષ્મે વળી પરશુરામ પ્રબુદ્ધ બુદ્ધે. ૫

કાલિન્દી ત્યાં સહચરી બની જન્મ લીધો,
બીજા પયોધરથકી સમી નિર્ઝરંતી;
ને ભારતે વહી હિમાદ્રિથકી અનુપ,
બંને મળી ત્રિરલ તીર્થ પ્રયાગરાજ. ૬

બ્રહ્મર્ષિઓ સકલ વિશ્વરહસ્ય જાણે,
રાજર્ષિઓ વળી થયા બહુ ચક્રવર્તી;
યોગીશ્વરે ત્રિવિધ કાળ અનંત ભેદ્યા,
એ સર્વ મા ! તુજ અલૌકિક શક્તિયોગ. ૭

અનુષ્ટુપ

ધન્ય છે ધન્ય છે દેવી, મહાનંદા સુયોગિનિ,
અમે યે અધિકા ધન્ય, શક્તિ તું વરદાયિની ૮

ઉપક્રમ

ઉપજાતિ

અવ્યક્ત જે બ્રહ્મથકી હતી તે,
ઓઁકારમાં વ્યક્ત બની તું શક્તિ;
થયો મહાસ્પંદ સ્વરૂપમાં ત્યાં;
ફેલ્યો મહાનાદ દિગંત ઘેરી. ૯

(અનુષ્ટુપ)

વિશાળો વિસ્તર્યો શબ્દ, ચૈતન્યે રસસાગરે;
અણુએ અણુ સંધાયાં, અનંતે સચરાચરે. ૧૦

મહાક્ષોભ થયો એથી, બ્રહ્માની દિવ્ય એ લીલા;
પ્રકંપી, સૂક્ષ્મ બ્રહ્માંડ, ભેદાયું પંચભૂતમાં. ૧૧

ધીરાં ધેરાં અખડચકતાં વાદળાં ત્યાં સરે છે,
થાકમાંપાકયાં વીજળીવિરહે આર્દ્ર હૈયે દ્રવીને. ૩૨

નીચે ગાતી હૃદય ભરીને કોકિલા કો અગમ્ય,
નાદાવર્તો પ્રતિશ્રુતિરૂપે અદ્રિ તો સંસ્મરે છે;
આવર્તોમાં પ્રશમિત શિવે સાધી નાદાનુસંધિ,
લાધી નંદા હૃદયદલમાં શક્તિ રૂપે સૂતેલી.

શિખરિણી

શિવાધારા શક્તિ પ્રશમી રહી આધારભવને,
સદા આનંદે જે હૃદયદલકંદે વિચરીને;
અગમ્યા જીવોને સુગમ સુભગા જે શિવરથા,
નિરાધારા ધારી ત્રિપુરરિપુએ નંદિની યથા ૩૪

મંદાક્રાંતા

"નંદે દેવિ અકલમહિમારૂપિણિ ઊભી થા તું,
નંદે શક્તિ મુજ હૃદયના સ્ફટિરૂપે પ્રવર્ત";
"વંદે સ્વામિન્ સકલભુવનાધાર" બોલી વિનમ્રા
નંદા ઊભી પરમપ્રભુને વંદતી પ્રેમરૂપા. ૩૫

શિખરિણી

: મંદાક્રાંત :

નેત્રો મીંચી હૃદયાસનમાં વિશ્વસંકલ્પ સાધ્યો,
સ્વૈરાચારી સકલ પ્રભુએ કલ્પી સંભોગસૃષ્ટિ;
તે સૃષ્ટિની સુભગજનની આત્મજાયા સજી ત્યાં.
નંદારૂપે યુવતીતનુમાં ઇશ પાસે પધાર્યા. ૩૭

સ્કંધો મોટા પર લચી ગ્રીવા કોમલા શેષરૂપા,
શોભે મૂર્ધા પર શિવજટા શ્યામલા આ તરંગા;
આપૂર્યો છે નયનયુગલે વિશ્વસમૃદ્ધિસાર,
આદેશે છે અભયઉભયે નાસિકાનો પ્રતાપ. ૩૮

હોઠોમાં છે લચમચકતી, અંગનાના મરોડ,
છુપા છુપા ચિબુક ઊતરી થાય આદ્દષ્ટ દષ્ટ;
અંગે અંગે મદન હસીને કામજેતા વિરાજ્યા.
આરાધે છે શિવપરવશા વિહ્વલા ચારુ નંદા. ૩૯

પ્રેમે ધીરાં મધુર વચને પાસ પ્રેરી પ્રિયાને,
આશ્લેષીને દયિત હૃદયે સ્થાપી ઉત્સંગમાંહે;
મૂર્ગાં મૂગાં ઉભય નિરખે બાલસૃષ્ટિ પ્રશાંત,
એકાંતે તો હૃદયહૃદયના વાત આલાપ થાય. ૪૦

સંધ્યાલે ક્ષિતિજ દહતા આભઅંગાર સાધે,
...તીત પરમપ્રભુએ ધારી ગાર્હસ્થ્યવૃત્તિ;
...કાલે ક્ષિતિજ ખૂંદતો બાલઆદિત્ય જોઈ,
નંદીશ્વર અતિ જુએ મુગ્ધ એકામ દૃષ્ટિ. ૪૧

શિવસતીકુખે કાર્તિકે ને ગણેશ
ખૂંદી ખુંચવતા નાગ પિતૃજટાથી;

દાદારકંધે ચઢી જઈ રમે વાદળાને નિમંત્રી,
નંદીશૃંગો પકડી ઢમકે પોઠિયાને પ્રહારી. ૪૨

લંગૂરોને જકડી પૂંછડે વ્યાઘ્રના બાંધી દેય,
ભાલૂપીઠે ચઢી જઈ પીડે આમળી કાન બેય;
ને મોરોનાં પકડી મધુરાં ખેંચી લે પીંછ સર્વે,
પક્ષીઓ સમીપ વિચરી પીખતા વેણીગોફ. ૪૩

પિતૃસેવા સતત કરતા કિન્નરોને સતાવે,
વૃક્ષો ઉપર ચઢી જઈ કરે નિષ્ફળા સર્વ શાખા;
ગાંધર્વો પર બરફટુકડા ફેંકીને ત્રાડ પાડે,
માતા ખીજે ઉભય પર તો સોડ દાદાની શોધે. ૪૪

ખીજાએલી અરુણકુસુમા આત્મજાને વિલોકી,
આર્દ્ર લેતા નિજ હૃદયની ગોદમાં બે કુમારો;
ધીરી મંજુ ધ્વનિ વિકસતી પ્રૌઢવાણી પ્રબોધે,
'છે દૌહિત્રો નિજ ધન ખરે પુત્રિ ! તું પારકી છે.' ૪૫

અદ્રિપ્રેમે ભરિત દિવસો નિર્ગમે બાળકોના,
પિતૃ રાત્રિદિવસ જપતા ઉગ્ર ૐકારમંત્ર;
નંદા દીન[1] વદન ધરીને આંસુ સારે કદાપિ,
આત્માનંદે નિજ વિચરતા ધૂર્જટિ નેત્ર મીંચે. ૪૬

વાયુહીંચે સકલ ઝૂલતી નાદમગ્ના વનશ્રી,
ગંધર્વોના અનુપમ રવે રાચતી કિન્નરીઓ;

---

[1] 'દીન—'મૂળમાં હતું'. પણ છન્દ માગે છે તેથી આ સંસ્કૃત કરી લીધું છે: શબ્દ બદલવો હોય તો,

યક્ષી સર્વે વિવિધ સુરતે ખેલતી યક્ષ સાથે,
ને આનંદે કુચભર લચી મુગ્ધ સિદ્ધાંગનાઓ. ૪૭

અદ્રિશૃંગે પ્રશમિત મને શાંત મુદ્રા ધરીને,
બ્રહ્માનંદે હૃદય ભરતા યોગઆરૂઢ દેવ;
ત્યાં તો નંદાસ્વરૂપ ધરીને આદિ માયા પ્રકાશ્યાં,
વિદ્યુલ્લેખા સદૃશ ચપળા નિર્મળા શુભ્ર કાંતિ. ૪૮

તે દિવ્યાંગા સુભગ રુચિરા શ્વેતવસ્ત્રા સુનેત્રી,
યોગ્યા સોહે મંદનમુકુરા મુગ્ધ શાંગિષ્ટ દૃષ્ટિ;
ગાત્રે ગાત્રે પ્રણય ઊભરે રેલતો અંગયષ્ટિ,
જાણે વ્યોમે સ્મિત ભરી સરે ચંદ્રલેખા નિરખી. ૪૯

સિદ્ધૈશ્વર્યે સતત રટતા આદિ દેવી અનંત,
આંતર્જન્યા અકલ મહિમા જે સદા સારરૂપ;
અંગે અંગે વિપુલ ભરતા પ્રાણ આરૂઢભાવે,
જાણે રોધે જલધરગિરિ મેઘનાદો કરંતા. ૫૦

ધીરે ધીરે સુમનમૃદુલા વિસ્તરી અંગલેખા,
રોધે દૃષ્ટિપથ પ્રણતણા લુકટાક્ષો ભરેલા;
તે ભ્રૂભંગે વિલસિત ઉરે મુગ્ધ દેવાધિદેવ,
બ્રહ્માનંદે નિત વિહરતા મોહનિદ્રે વિલીન. ૫૧

ગૌરી આત્રો અવશનયને ધૂર્જટિએ વિલોક્યાં,
સંકેતોથી પૂછી લીધું કંઇ નેત્ર વાચાવડે ય;
પ્રત્યુત્તર જે પલકની મહીં મેળવ્યો તે પ્રબોધે,
વાચા પ્રેમીજન–પ્રવરની છે સદા ગૂઢસારા. ૫૨

હાવો, ચોકૂખા હૃદયગત છે ઇંગિતો ને કટાક્ષો,
અંબોડે જે કર પ્રસરતો સૂચવે. મર્મભેદ;
પ્રેમે ધીરી પુનિતગતિથી દેવી પાસે પધાર્યાં,
જાણે વ્યોમે પયધર સરે વારિભારે ભરેલા. ૫૩

ને સાન્નિધ્યે સ્થિર થઇ ગઇ દૃષ્ટિ અન્યોન્યકેરી,
નંદા ઊભી અભય ધરીને વ્યોમભાગ છટાથી;
જાગી લિપ્સા અબુદ્ધમ અતિ દામદગ્ધા શરીરે,
ધારી ભીતિ સહજ કરશે યોગનો ભ્રંશ આજે ૫૪

: ઉપજાતિ :

સરી ગયાં માત્ર નિમેષમાંહે,
તડિલ્લતા સદૃશ પાર્વતીજી;
પ્રાણેશ્વરી મૂઢ તપસ્વી ઊભા
વિચારતા વા ન વિચારતા વા. ૫૫

: મંદાક્રાંતા :

મ યાશક્તિ અકલ્પચરિતા વિશ્વરૂપા. પ્રમાણી,
અંતર્મંગના અચલ મહિમા પ્રાણરૂપા ઉરસ્થા;
તે પ્રજ્ઞા તો પ્રસરી હૃદયે પૂર્ણ ઉન્મેષરૂપા,
ને અદ્વૈતે સ્થિર થઇ ગઇ. આત્મમાયા સમગ્રા. ૫૬

નંદાદેવી હરહૃદયમાં યામિની શાં પ્રકાશ્યાં,
કિંતુ દેવે ધરી ન ઉરમાં લેશ. ઇચ્છા કશી ય;
પ્રજ્ઞાનાત્મા સકલ વીસરી યુક્તભાવે વિરાજે,
પૂર્ણ પ્રજ્ઞા ભરી હૃદયમાં સચ્ચિદાનંદરૂપે. ૫૭

શાંત[2] ભવ્ય સ્વરૂપ નિરખી અદ્રિજામાતૃનું ય,
ગૌરીકેરા અવશ હૃદયે ઊઠતી એક શંકા;
શું આ સત્ય[2] હતું નિયતિનું કે હતી યોગમાયા,
પોતે માત્ર[3] હતી શિવજીની શુદ્ધ સ્વાધીન ભાર્યા. ૫૮

નેત્રોમાંહે લહી નિરવધિ શુદ્ધ પ્રેમોદધિને,
આનંદોર્મિ પ્રકટી હૃદયે વાઙ્મયી શક્તિ બોલ્યાં;
" માનું છું શૈલહૃદયા સર્વદા આપની હું,
છે સંયોગે રતિવિભવનો શુદ્ધ ચૈતન્યસાર." ૫૯

: ઉપજાતિ :

" પ્રસીદ હે પ્રેમનિધે " વદીને,
નંદા હસી નાથ સમીપ આવ્યાં;
વિના શિવાશ્લેષ અધન્ય પોતે,
એવો ધરી ભાવ સતી ઉપાસે. ૬૦

" સતીત્વનો શુદ્ધ વિલાસ ભૂલા,
શું આપ બ્રહ્માંડપતિ સ્વતંત્ર !
આ મર્ત્યના ક્ષુલ્લક દોષ જોવા,
હે નાથ એ ક્ષુદ્ર નહિ સ્વતંત્ર." ૬૧

અનંત રત્નાકરવીચિ જેવી,
અખંડ નેત્રોર્મિ પ્રસારી દેવે;

---

૨. અહીં પણ, શાંત 'સત્ય'નું 'સત્ય' કરી લીધું છે.-તંત્રી

૩. અહીં 'ત્ર' મનો 'અ' હંબાવવો; અથવા, લીટીમાંનો પાંચમો શબ્દ 'શુદ્ધ' છે તેને 'શુદ્ધા' બનાવવો ને પછી એની ને 'માત્ર'ની જગ્યા અદલબદલ કરવી, આમ; " પોતે શુદ્ધા હતી શિવજીની માત્ર સ્વાધીન ભાર્યા " -તંત્રી

એ વખતે અહીં હોમ મેમ્બર હતા. સર ચિમનલાલ કારોબારી કાઉન્સિલના સભ્ય હેતા. તેમને લઇ હેવર્ડ સાહેબને મળ્યો. તેઓ મને જોઇને કહે કે 'કોણ કહે છે કે મિ. ઝવેરીને ૫૫ વર્ષ થયાં છે? ૪૫ના દેખાય છે.'

આગ્રહથી લડત કરી, દલીલ વાજબી હતી, ભેદનું કારણ ટકી શકે એવું નહોતું, છતાં પણ સૌ મિત્રોની સહાયતા તેમ જ એમનો સહકાર ન હોત તો આ પરિણામ આવત નહિ.

લોકમાન્ય ટિળકની રાજકીય પ્રવૃત્તિ અંગે અંગ્રેજોને એ વખતે ભારે સૂગ હતી એ તો જગજાહેર છે. ચીફ જજ કેમ્પ પાસે એવામાં એક કેસ ચાલતો હતો તેમાં એક શાહેદે પોતાના હિસાબની ડાયરી રજૂ કરી. એ ડાયરી પર લોકમાન્યની જે છબી હતી તે જોઇને કેમ્પ-સાહેબે ડાયરી પોતાના હાથમાંથી ફેંકી દીધી. બીજી રીતે તે સ્વભાવે સારા અને બહુ ન્યાયશીલ હતા. એક વખતે તેમને એમ લાગ્યું કે પોતે અપીલમાં ખોટો ચુકાદો આપી, ખોટું હુકમનામું કરી આપ્યું છે, અને તેથી પ્રતિવાદીને હુકમનામાની બજાવણીમાં પૈસા ખોટી રીતે ભરવા પડ્યા છે. આવું લાગતાં પોતે એ પ્રતિવાદીને બોલાવી જે રકમ તેને ખોટી રીતે ભરવી પડી હતી તે એમણે પોતાના ખીસામાંથી કાઢી આપી

એ મિ. કેમ્પ હાઇકોર્ટમાંથી નિવૃત્ત થઇ વિલાયત ગયા ત્યાં થોડો સમય રહી ગુજરી ગયા. એમના ભાઇ સર કેનેથ કેમ્પ મુંબઇ હાઇકોર્ટમાં એડવોકેટ જનરલ થયા હતા અને ત્યાંથી લંડનમાં સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયાના કાયદાના સલાહકાર તરીકે ગયા. વચમાં (૧૯૨૭માં) એમની હાઇકોર્ટના જજ તરીકે નિમણૂક થઇ હતી અને એઓએ ચાર દિવસ કોર્ટમાં કામ કર્યું ત્યાં તો ઑસ્ટ્રેલિયામાં એમનાં બહેન ઘણાં માંદા થઇ ગયાની ખબર આવતાં એમને એકાએક ત્યાં જવું પડ્યું. એ જગ્યા એવી રીતે ખાલી પડતાં હાઇકોર્ટની બેન્ચ પર મારી નિમણૂક થઇ.

પ્રા. કે. સી. ચક્રવર્તી : પ્રા. જી. ટી. પરીખ

# આર્ય સંસ્કૃતિમાં કેટલાંક આર્યેતર તત્ત્વો

[ એમ. ટી. બી. કૉલેજના ભારતીય વિદ્યામંડળના આશ્રયે, એ કૉલેજના ઇતિહાસના અધ્યાપક પ્રા. કેદારચન્દ્ર ચક્રવર્તીએ 'સમ નૉન આર્યન એલીમેન્ટસ ઇન આર્યન કલ્ચર' એ નિબંધ ગયા જુલાઈમાં વાંચ્યો હતો, તેનું આ ભાષાન્તર સંસ્કૃતના અધ્યાપક પ્રા. પરીખે ખાસ શ્રમ લઈ 'માનસી' માટે અમારી વિનંતીથી કરી આપતાં, બંને સહચારીઓના આભારપૂર્વક, છાપીએ છીએ. પેટા મથાળાં અમે બાંધ્યાં છે. —તંત્રી ]

આજથી લગભગ ચાર હજાર વર્ષ પૂર્વે જ્યારે આર્યો હિંદમાં આવ્યા ત્યારે જેમ ઈરાન અફઘાનિસ્તાન અને સરહદ પ્રાંતમાં તેમની સાથે બીજી કેટલીક જાતિઓ વસતી હતી તેમ હિંદના અંદરના ભાગમાં પણ કેટલીક જુદી જાતિઓ વસતી હતી. આમાંની દરેકને પોતાનો જુદો ધર્મ અને વિશિષ્ટ પ્રકારની સંસ્કૃતિ હતાં અને કેટલીક તો વળી આર્યસંસ્કૃતિ કરતાં જરા યે ઊતરતી ન હતી. તેમ છતાં સમગ્રપણે આર્યસંસ્કૃતિ બીજી બધી યે સંસ્કૃતિઓ કરતાં વધુ બળવાન અને વધુ પ્રભાવશાળી હતી. વિવિધ સંસ્કૃતિઓના આ સંગમનું અંતિમ પરિણામ એ આવ્યું કે આર્યોને પોતાની સંસ્કૃતિ બીજી બધી યે જાતિઓ ઉપર લાદવામાં અપૂર્વ સફળતા મળી. કાલક્રમે આર્યસંસ્કૃતિ હિંદના ખૂણેખૂણે ફરી વળી અર્થાત્ જેમ કેટલાક વિદ્વાનો કહે છે તેમ, આપણે કહી શકીએ કે હિંદની સંસ્કૃતિએ આર્યસંસ્કૃતિનું રૂપ લીધું. આ સાથે આપણે ભૂલવું જોઈતું નથી કે જો કે આર્યસંસ્કૃતિએ હિંદમાં સ્થાનિક તેમ જ વિદેશીય, એવી બધી ઇતર સંસ્કૃતિઓ ઉપર વિજય મેળવ્યો છતાં આ બધી આર્યેતર સંસ્કૃતિઓ સમૂળી નાશ ન પામી.

ઊલટું એમણે આર્યસંસ્કૃતિ ઉપર કેટલીક એવી ઊંડી છાપ પાડી કે જેથી સમય જતાં આર્યસંસ્કૃતિમાં જ કેટલાક મહત્ત્વના ફેરફારો થયા. અમેરિકામાં જે જે યુરોપીય જાતિઓ વસવા ગઈ તેણે રેડ ઇન્ડીઅનોને તેમના પ્રદેશોમાંથી હાંકી કાઢયા અથવા તો તેમનો નાશ કર્યો. પણ આર્યોએ હિંદમાં આવી તેમ કર્યું નહિ. હિંદમાં વસતી મૂળ અથવા આદિવાસી જાતિઓએ આર્યો પાસેથી તેમની વિકાસ પામેલી ભાષા, ઉચ્ચ ધર્મપ્રણાલિકા અને શિષ્ટ નીતિરીતિઓ આ બધું લીધું છતાં તેઓ પોતપોતાનાં ભિન્નભિન્ન જાતીય (racial) વ્યક્તિત્વ જાળવી શકી છે. કેટલીક જૂની ધાર્મિક માન્યતાઓનો તેમણે કદી યે ત્યાગ કર્યો નથી. તેમણે આર્યસંસ્કૃતિનો સ્વીકાર કર્યો તો ખરો પણ તેઓએ પોતાની જૂની પુરાણી ધાર્મિક માન્યતાઓ અને વ્યવસ્થાઓ સાથે જ આર્યસંસ્કૃતિમાં પ્રવેશ કર્યો. આનું પરિણામ એ આવ્યું કે સમયના વહેવા સાથે આ આર્યેતર ધાર્મિક માન્યતાઓ અને વ્યવસ્થાઓ નૂતન આર્યસંસ્કૃતિનું એક ઘટક અંગ બની રહી. એક પછી એક સદી વ્યતીત થવા લાગી અને વધારે ને વધારે પ્રમાણમાં આર્યેતર તત્ત્વો આર્યસંસ્કૃતિમાં પ્રવેશ પામતાં ગયાં. જેથી કરીને આજે હિંદની સંસ્કૃતિ કેટલે અંશે શુદ્ધ આર્યસંસ્કૃતિ છે એ કહેવું ઘણું મુશ્કેલ થઈ ગયું છે. વસ્તુતઃ આર્યસંસ્કૃતિમાં સમાવિષ્ટ થએલાં આ આર્યેતર તત્ત્વો એટલાં બધાં મહત્ત્વનાં છે કે કેટલાક વિદ્વાનો આર્યસંસ્કૃતિનું જ પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં રૂપાંતર થયું એમ કહેવું વધુ ઉચિત છે એમ માને છે.

ખરી રીતે જોતાં હિંદ આર્ય બન્યું કે આર્યો હિંદી બન્યા એ બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી. પણ એ તો એક સિદ્ધ હકીકત છે કે સમગ્ર હિંદમાં જે એક સંસ્કૃતિ આજે પ્રવર્તમાન છે તે ભલે આર્યસંસ્કૃતિમાંથી ઉદ્ભવેલી હોય પણ તેનાં કેટલાંક મૂળભૂત તત્ત્વો તો આર્યેતર સંસ્કૃતિમાંથી જ આવેલાં છે અને ભારતીય સંસ્કૃતિમાં અંતર્ગત આવાં કેટલાંક આર્યેતર તત્ત્વોનો સંક્ષેપમાં પરિચય કરાવવો એ આ નિબંધનું પ્રયોજન છે. આ પ્રયોજનને લક્ષમાં રાખી આપણે આપણું ધ્યાન ઇસવીસનની દશમી સદી સુધી એટલે કે આર્યો હિંદમાં આવ્યા તે સમયથી માંડીને મુસલમાનોએ હિંદ ઉપર આક્રમણ કર્યું ત્યાં સુધીનાં ત્રણ હજાર વર્ષો પૂરતું મર્યાદિત કરીશું.

### મુખ્ય મુખ્ય વિશિષ્ટતાઓ

તે દિવસોમાં આર્યસંસ્કૃતિની મુખ્ય મુખ્ય વિશિષ્ટતાઓ આ પ્રમાણે હતીઃ (૧) આર્યો નૈસર્ગિક શક્તિઓનાં પ્રતીકરૂપ ઇન્દ્ર, અગ્નિ, વરુણ, ઉષા વગેરે દેવદેવીઓની પ્રાર્થના અને સ્તોત્રોદ્વારા સ્તુતિ કરતા. (૨) તેમને યાગાદિક વડે બલિદાન આપતા. (૩) ઓછાવત્તા અંશે પરિભ્રમણશીલ જીવન ગુજારતા તથા પ્રસંગોપાત્ત એક બીજા સાથે યુદ્ધ પણ કરતા. (૪) ગોવધ અને માંસાહાર કરતા અને (૫) વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થાથી સંયત થયેલું જીવન જીવતા. જો કે આ વ્યવસ્થાઓ હજુ પ્રારંભ દશામાં હતી અને તેમનો વિકાસ સધાયો ન હતો. હજારો વર્ષના વ્યતીત થવા સાથે આ બધામાં આજે ઘણો ફેરફાર થઈ ગયો છે. સમગ્ર હિંદમાં જે ભારતીય સંસ્કૃતિ આજે લોકવ્યાપૃત થયેલી છે, તેનાં મુખ્ય મુખ્ય તત્ત્વો આ પ્રમાણે છેઃ (૧) દૃઢ વર્ણવ્યવસ્થા ઉપર અવલંબતું સામાજિક તંત્ર (૨) અસંખ્ય દેવદેવીઓની–ખાસ કરીને સ્થળે સ્થળે ગણેશ અથવા હનુમાન અથવા શિવ અથવા અંબિકા કે કાલીની મૂર્તિપૂજાનો રિવાજ છતાં એકેશ્વરવાદમાં જીવતી શ્રદ્ધા (૩) વનસ્પતિયુક્ત આહાર, કાંદા અને લસણયુક્ત આહારનો તથા ગોમાંસભક્ષણનો નિષેધ અને ગોભક્તિ (૪) સાધુઓના જેવું કડક સંયમયુક્ત જીવન (૬) અહિંસાધર્મ પ્રત્યેની શ્રદ્ધાની અસર અને (૬) સ્ત્રીઓની અલમતા અને પડદો.

આર્યસંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિમાં કેવી રીતે પરિણમી અને તેમાં કેવી રીતે આ જાતના ફેરફારો થયા તે આપણે હવે તપાસીશું. જ્યારે સ્થાનિક જાતિઓ વૈદિક આર્યોના સંપર્કમાં આવી ત્યારે સ્વાભાવિક રીતે તેમણે જોયું કે વૈદિક સંસ્કૃતભાષા વ્યવહારનું એક વધારે યોગ્ય સાધન હતું. આ જાતિઓને વૈદિક આર્યો સાથે વ્યવહાર કરવાનો હોવાથી તેઓ તેમની ભાષા બોલતાં શીખ્યા પણ તેની શુદ્ધતા જાળવી શક્યા નહિ જેથી કરીને શરૂઆતમાં ગ્રિયર્સન કહે છે તેવી એક એવી વિકૃત બોલી અસ્તિત્વમાં આવી જ કાલક્રમે પ્રાકૃતભાષાઓમાં પરિણમીઃ ભિન્ન પ્રદેશોમાં બોલાતી ભિન્ન ભિન્ન પ્રાકૃતભાષાઓ ઉપર ધીમે ધીમે સંસ્કૃત ભાષાનો પ્રભાવ પડતો ગયો, કેવલ દ્રવિડ ભાષાઓ અપવાદ તરીકે રહી ગઈ. આ ઉપરાંત આર્યેતર ભાષાઓના અસંખ્ય શબ્દો અને

શબ્દપ્રયોગો આર્યોના ધાર્મિક સાહિત્યમાં વપરાવા લાગ્યા. અથર્વવેદ જે છેલ્લો વેદ ગણાય છે તેમાં આવા ઘણા વિકૃતભાષા અને અભિચારને લગતા શબ્દપ્રયોગો દેખાય છે. શરૂઆતમાં તો તેમનો મૂળ અર્થ શો છે તે સમજાતું નહિ, છેવટે બાલ ગંગાધર ટિળકે આર્યેતર દેવો અને દૈત્યોને અથર્વવેદમાંથી મળી આવતા દેવો અને દૈત્યો સાથે સંબંધ સિદ્ધ કરી બતાવ્યો. આર્યો કેવલ ઇષ્ટ અને મંગલકારી દેવતાઓને માનતા, તેમની સ્તુતિ કરતા અને યાગાદિવડે તેમને બલિદાન આપતા. આજે પણ મોગોલ' જાતિઓમાં અમંગલ દેવોની ઉપાસના કરવાનો રિવાજ છે. આ રીતે અથર્વવેદમાં અમંગલ દેવો અને દેવીઓનો સમાવેશ સમજી શકાય છે. ટિળકે તૈમત મર્દૂક ઉરુગુલ અલિગિ વલિગિ વગેરે આર્યેતર દેવોનાં સ્વરૂપ નક્કી કરવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરથી એમ જણાય છે કે-અથર્વવેદના સમયમાં આર્યેતર દેવોએ આર્યધર્મમાં પ્રવેશ કરવા માંડ્યો હતો. જોકે હજુ સુધી તેમનો વ્યાપક સ્વીકાર કરવામાં આવ્યો ન હતો. પુરાણોના સમયમાં તો આર્યેતર દેવોની આર્યોના દેવો સાથે અજ્ઞાતપણે એવી અભિન્નતા સધાઈ ચૂકી હતી કે તેમની રીતસરની પૂજા થવા લાગી હતી અને આજે પણ તે પ્રમાણે પૂજા થાય છે. આમાંનાં મુખ્ય તો શિવ અને અંબામાતા અથવા કાલિકા છે. શિવ એ પ્રાચીન હિંદના મૂળ સ્થાનિક દેવ છે. શિવભક્તિનાં તત્ત્વો સિન્ધુસંસ્કૃતિના અવશેષોમાં પણ મળી આવે છે. આ મૂળ આર્યેતર દેવનું ઉત્તરકાળમાં વૈદિક દેવતા રુદ્રની સાથે ઐક્ય સધાયું. શિવની પ્રતિયોગી દેવી અમ્બા અથવા કાલિકા છે. તે તેમની પત્ની તરીકે લેખાય છે. આર્યોના દેવોને સામાન્ય રીતે શ્વેતવર્ણના ગણવામાં આવે છે અને તેમની પૂજા અમાવાસ્યાને દિવસે થાય છે. શિવરાત્રિનું પણ તેમ જ. આથી સિદ્ધ થાય છે કે અર્વાચીન હિન્દુ ધર્મનાં આ દેવદેવીઓનું મૂળ આર્યેતર ધર્મોમાં છે.

## બૌદ્ધ-જૈનનાં મૂળ આર્યેતર

બૌદ્ધ અને જૈન ધર્મોનો ઉદય આર્યેતર પ્રજાઓમાં થયો હતો, જો કે આ બે ધર્મોના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોમાંના કેટલાક ઉપનિષદોમાં મળી આવે છે. આર્યધર્મ મગધ સુધી ફેલાયલો ત્યાં સુધીમાં તો વૈદિક પુરોહિતો કર્મકાણ્ડને જે ધાર્મિક મહત્ત્વ આપતા હતા તે ઘણુંખરું ઓસરવા લાગ્યું હતું વળી આ સમયમાં ઉપર કહેલા બે આર્યેતર

ધર્મોનું પ્રાબલ્ય એટલું બધું વ્યાપક બન્યું હતું કે આર્યધર્મ તેમને દબાવી શકયો નહિ. અને આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે બુદ્ધે અને મહાવીરે ઉપદેશેલા ધર્મો એ કંઈ આર્યોને જે ધર્મનો પહેલવહેલાં હિંદમાં સામનો કરવો પડયો હતો તેના જેવા સામાન્ય કોટિના હતા નહિ. શતપથ બ્રાહ્મણમાં જે પ્રાચ્યને નામે ઓળખાય છે તેવા મગધદેશમાં તે વખતે શાકય, આજીવિક વગેરે કેટલીક આર્યેતર પ્રજાઓ વસતી હતી, જેમને પોતાની અતિવિકસિત વિશિષ્ટ સંસ્કૃતિ પણ હતી જેનો આર્યધર્મને સખત સામનો કરવો પડયો હતો એ શ્રમણધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે હતાઃ (૧) કર્મ અને જન્માન્તરમાં માન્યતા. (૨) જરા, વ્યાધિ અને મૃત્યુ વગેરે દુઃખોમાંથી ઉદ્ભવેલો એક પ્રકારનો નૈરાશ્યવાદ અને તજ્જન્ય સંસારની અસારતામાં અને ક્ષણભંગુરતામાં માન્યતા (૩) પ્રાણીમાત્રને નવાં કર્મો અને નવા જન્મ તરફ ધકેલતી અતૃપ્ત વાસનાઓ જે તૃષ્ણાને નામે ઓળખાતી તે સર્વદુઃખનું મૂળકારણ છે એવી માન્યતા. (૪) જેનો ઉપાય અહિંસા અને મૈત્રીમાં રહેલો છે એવી શ્રદ્ધા. (૫) તપયુક્ત અને દેહકષ્ટમય જીવન ઉપર અતિશય ભાર. આવા સિદ્ધાન્તો ઋગ્વેદમાં ભાગ્યે જ જોવામાં આવશે, પણ ઉત્તરકાળમાં આ સિદ્ધાન્તોએ જે વર્ગો ઉપર બ્રાહ્મણોનું વર્ચસ્વ હતું તેમાં પ્રવેશ કરવા માંડ્યો. ઉદાહરણ તરીકે મહાભારતમાં શાન્તિપર્વમાં આવેલા પિતાપુત્રના સંવાદમાં પિતા જેની તરફેણ કરે છે તે બ્રાહ્મણોના આશ્રમ-આદર્શનો પુત્ર પુરસ્કૃત શ્રમણધર્મના ત્યાગ-આદર્શ સાથે સુમેળ સાધવામાં આવ્યો છે. આ રીતે બે સંસ્કૃતિઓના સંઘર્ષનું છેવટનું પરિણામ એ આવ્યું કે શ્રમણોના યતિધર્મનો આશ્રમવ્યવસ્થામાં સમાવેશ કરવામાં આવ્યો; બુદ્ધ અને મહાવીરની મૂર્તિઓની પૂજા અને સામાન્ય રીતે સર્વત્ર મૂર્તિપૂજા શરૂ થઈ. અવતારવાદની સ્થાપના થઈ. અહિંસાધર્મનો સ્વીકાર કરવામાં આવ્યો અને સંપૂર્ણ વનસ્પતિ-આહાર યોગ્ય ગણાવા લાગ્યો.

જાતકકથાઓમાં બુદ્ધના પૂર્વ જન્મોની ઘણી કથાઓ આવે છે. આ ઉપરથી એવી માન્યતા દૃઢ થવા લાગી કે ઈશ્વર વારંવાર ધર્મની પુનઃસ્થાપના માટે અવતાર લે છે. આ માન્યતાએ ઉત્તરકાલીન સંસ્કૃત સાહિત્ય ઉપર પ્રબળ અસર કરી અને કાલક્રમે અવતારવાદને હિન્દુ ધર્મમાં વિધિસરનું સ્થાન મળ્યું. પ્રો. વિન્ટરનિટ્સના મત પ્રમાણે મૂળ

રામાયણ રામનાં પરાક્રમોની જ એક કથા હતી. અને રામની ખ્યાતિ એક પરાક્રમી મનુષ્ય તરીકે જ હતી. પણ પાછળથી જ્યારે હિન્દુ ધર્મમાં અવતારવાદ સમગ્રપણે ફેલાઈ ગયો ત્યારે બુદ્ધની માફક રામ પણ ઈશ્વરનો અવતાર મનવા લાગ્યા. આજે હિન્દભરમાં રામચન્દ્રજી ઈશ્વરના અવતાર તરીકે જ પૂજા થાય છે. એ જ વિદ્વાનનું માનવું છે કે રામાયણના પ્રથમ અને અન્તિમ કાણ્ડોને પાછળથી ઉમેરવામાં આવ્યા છે. બુદ્ધ પોતાની જાતને ઈશ્વરનો અવતાર માનતા કે નહિ અને એમના સમકાલીન હિન્દના લોકો પણ તેમને ઈશ્વરના અવતાર તરીકે ગણતા કે નહિ તે બાબત શંકાસ્પદ છે. સંભવ છે કે તેમના પોતાના સમયમાં બુદ્ધ એક મહાન ધાર્મિક સુધારક ગણાયા હશે. પણ સમય જતાં તેમના અનુયાયીઓએ તેમની મૂર્તિની પૂજા શરૂ કરી. તેમની સાથે વસતા હિન્દુઓ કે જેમનામાં એક પ્રકારની મૂર્તિપૂજાનો રિવાજ પ્રચલિત હતો તેમણે પણ આ માર્ગ અપનાવ્યો અને તેમના પૌરાણિક દેવદેવીઓની મૂર્તિપૂજા શરૂ થઈ. આ રીતે મૂર્તિપૂજા એ ભારતીય આર્યધર્મનું એક મહત્ત્વનું અંગ બની તેમ છતાં એ યાદ રાખવું જરૂરી છે કે મૂર્તિપૂજાનો ચાલ અને અનેક દેવદેવીઓની માન્યતા તથા એકેશ્વરની મૂળભૂત માન્યતામાં કંઈ વાસ્તવિક ફેરફાર કરી શકાયો નહિ. एकं सद् विप्रा बहुधा वदन्ति એ આજે પણ સમગ્ર હિન્દમાં લોકોની જીવન્ત ધાર્મિક માન્યતા છે.

## પશુભોગની બંધી

ધાર્મિક કાર્યોમાં જે પશુભોગ અપાતો તેને અહિંસાએ બંધ કરાવ્યો અને તેના અનુસિદ્ધાન્ત તરીકે નિરામિષ આહારનો સ્વીકાર થયો. અહિંસા-ધર્મની એટલી વ્યાપક અને પ્રબળ અસર થઈ કે લોકોએ પશુમાંસનો આહાર તરીકે ત્યાગ કર્યો એટલું જ નહિ પણ જે કંઈ પશુમાંસ સાથે ઉપલક દૃષ્ટિએ સરખાવી શકાય તેવી વસ્તુઓ પણ અગ્રાહ્ય ગણાવા લાગી. ઠેઠ ઈ.સ.ના ચોથા સૈકામાં હિન્દ આવેલા પ્રખ્યાત ચીની મુસાફર ફાહિયાને લખ્યું છે કે શહેરોની દિવાલોની બહાર વસતા ચાણ્ડાલો સિવાય હિન્દમાં કોઈ માંસ ખાતું નથી. હિન્દના લોકોએ કાંદા અને લસણનો પણ ત્યાગ કર્યો હતો તે જાણી એને ઘણું આશ્ચર્ય થયું હતું. કારણમાં તેણે જણાવ્યું છે કે જ્યારે આ પદાર્થોને કાપવામાં આવે છે ત્યારે તેમનો દેખાવ પશુ-માંસ જેવો હોય છે. એટલે પશુમાંસ પ્રત્યે તેમનો એટલો બધો તિરસ્કાર

હતો કે તેઓ એવી વસ્તુઓ પણ લેતા નહિ. હિન્દે નિરામિષ આહાર કેવી રીતે અપનાવ્યો તે સમજવું સહેલું છે પણ ગોમાંસનો નિષેધ કેવી રીતે થયો અને ગો-બહુમાન કેવી રીતે થવા લાગ્યું તે સમજવું મુશ્કેલ છે. ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો નિશ્ચિતપણે સિદ્ધ કરે છે કે નિરર્તમંજ ગાયો અને વૃષભોનો બલિદાન આપવામાં ઉપયોગ થતો એટલું જ નહિ પણ તેનું માંસ આહાર તરીકે વપરાતું (ઋ. ૧૦. ૯૧. ૧૪; ૮, ૪૩. ૧૧). એવી પણ માહિતી મળે છે કે સ્થળે સ્થળે કતલખાનાં પણ હતાં. વળી વૃષચર્મનો એટલો બધો વ્યાપક ઉપયોગ થતો કે ગો શબ્દ ચર્મના પર્યાય તરીકે વપરાતો (Mc. Keith, Vedic. Inex ૨૩૪). તદુપરાંત ગોવધ એ અન્તિમ સંસ્કારવિધિનો પણ એક મહત્વનો ભાગ હતો. અને સૂત્રકાળ સુધી તો ગોમાંસનો વપરાશ ચાલુ હતો. મધુપર્કના અતિપ્રચલિત વિધિમાં પણ ગોમાંસ વપરાતું. જો કે પ્રો. ભાણ્ડારકર કહે છે તેમ ત્યાં સુધીમાં તો આર્યો હિન્દમાં આવ્યા ત્યાર પહેલાંની ગાય પ્રત્યેની દેવતાભક્ત ધીમે ધીમે બ્રાહ્મણધર્મસંભાવિત ઉપયોગિતાની ભાવના ઉપર વિજય પામી ચૂકી હતી. મનુ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિઓના સમય સુધી તો ગોમાંસ ભક્ષણ ચાલુ હતું. વિશિષ્ટ અભ્યાગતનું સ્વાગત કરવામાં ગોવધનું કેટલું મહત્વ હતું. તે પાણિનિએ ઉપદેશેલી ગોઘ્ની શબ્દની વ્યુત્પત્તિ ઉપરથી જણાઈ આવે છે. ગાં હન્તિ અસ્મૈ ઇતિ ગોઘ્નઃ જેને માટે ગેનો વધ કરવામાં આવે છે તે ગોઘ્ની એટલે અતિથિ. ત્યાર પછીના સમયમાં ધર્મસૂત્રકારો ગોમાંસનો આહાર તરીકે ઉપયોગ કરવાના પ્રચલિત રિવાજને વખોડી કાઢે છે–જો કે યજ્ઞમાં વૃષભની હત્યા કરી શકાય એમ વસિષ્ઠ ધર્મસૂત્ર ૧૪–૧૦ માં જણાવે છે. ત્યાર પછી આપસ્તમ્બ તો ગોમાંસભક્ષણનો સદંતર નિષેધ કરે છે; જો કે આ સમયે ગોવધ એ એક લઘુ પાતક તરીકે જ ગણાતું. ગોહત્યાના પાપનું પ્રાયશ્ચિત્ત તે શૂદ્રવધ માટેના પ્રાયશ્ચિત્ત જેવું જ છે. મનુ અને યાજ્ઞવલ્ક્ય બે પ્રકારનાં પાતકો ગણાવે છેઃ (૧) મહાપાતક તથા (૨) ઉપપાતક. ગોહત્યાનો સમાવેશ આમાંના બીજા પ્રકારમાં કરવામાં આવે છે. ત્યાર પછી ઘણે સમયે ગોહત્યા બ્રહ્મહત્યા જેટલું જ ઘોર પાપ છે એમ મનાવા લાગ્યું. આ રીતે ગોમાંસભક્ષણના ત્યાગમાં ત્રણ બાબતો નિર્ણયાત્મક બની. એક તો આર્યોની ગાયની ઉપયોગિતાની ભાવના (ઋ. ૮. ૯૦ ગોવધ નહિ કરવો). બીજું, બૌદ્ધોનો અહિંસાધર્મ જેણે

ગોવધને સખત રીતે વખોડી કાઢ્યો ( બ્રાહ્મણ ધાર્મિક સૂત્ર ); અને ત્રીજું, ગાય પ્રત્યેની વિશિષ્ટ ભક્તિની અસર; એ તો આર્યો આવ્યા તે પૂર્વે પણ મોજૂદ હતી. ખાસ કરીને તે સમયમાં વૃષભ અને શિવને એક બીજા સાથે સાંકળવામાં આવતા. મોહેં-જો-ડારોના અવશેષોમાં મળી આવતી અસંખ્ય મુદ્રાઓમાં જે વૃષભનું ચિત્ર હંમેશા દેખાય છે તે ઉપરથી એ વાતને પુષ્ટિ મળે છે કે હિંદની પ્રાચીન પ્રજા વૃષભને દેવતા તરીકે પૂજતી હતી.

## વર્ણવ્યવસ્થા પણ આર્યેતર

વર્ણવ્યવસ્થા એ હિંદી સમાજનું સૌથી આગળ તરી આવતું અંગ છે પણ વર્ણવ્યવસ્થાનું મૂળ આર્યોમાં નથી. આર્યવંશીય પ્રજાઓમાં વર્ણવ્યવસ્થાનો સતંતર અભાવ જણાય છે. ઇરાનમાં આર્યો વસ્યા હતા પણ તે વખતે તેમનામાં વર્ણવ્યવસ્થા ન હતી. અરે સપ્તસિંધુના પ્રદેશમાં તેઓ ઈરાનમાંથી આવીને વસ્યા ત્યારે પણ ન હતી. ઋગ્વેદના દશમા મંડલમાં ફક્ત એક વાર વર્ણોનો નિર્દેશ થયો છે. વિદ્વાનોનું માનવું છે કે તે પ્રક્ષિપ્ત છે. બીજી બાજુએ, વર્ણવ્યવસ્થાનો સદંતર અભાવ હતો એમ માનવાને કારણો મળી આવે છે. ઉદાહરણ તરીકે ઋ. ૯-૧૧૨-૩માં ઋષિ કહે છેઃ 'હું કવિ છું, મારા પિતા વૈદ્ય છે અને મારી માતા દળવાનો વ્યવસાય કરે છે.' તે જ પ્રમાણે ઋગ્વેદનાં કેટલાંએ સૂક્તોના કર્તાઓ બ્રાહ્મણેતર છે. જો કે પ્રજાના બે વર્ગો વચ્ચે એક પ્રકારનો ભેદ હતો પણ તે આર્યો અને દાસ અથવા દસ્યુ જેમને પાછળથી શુદ્રો તરીકે ગણવામાં આવ્યા તેમની વચ્ચે શ્રી ભાણ્ડારકરનો એવો મત છે કે શુદ્રો નામની એક અનાર્ય પ્રજા હતી જેને આર્યોની સમાન વ્યવસ્થામાં આર્યો તરીકે લેવામાં આવી હતી. પ્રાચીન ગ્રીક લોકો તે જ પ્રમાણે સઘળા ગ્રીકેતર લોકોને બર્બર કહેતા. ઋગ્વેદકાળમાં પ્રથમ ત્રણ વર્ણોનો ભેદ તો પડવા માંડ્યો હતો પણ તેઓ સમાજના ત્રણ વર્ગો જ હતા. પાછળથી જેમ બન્યું તેમ તે વખતે એ ત્રણ વર્ગો એક બીજાથી સંપૂર્ણ અલગ થઈ ગયા ન હતા.

નિર્ભેળ વર્ણવ્યવસ્થા શી રીતે ઉદ્ભવી એ કલ્પવું મુશ્કેલ છે. કેટલાક સરહદી વિસ્તારો કે જ્યાં આજે પણ નવા હિંદુઓ અસ્તિત્વમાં આવે છે એવા વર્તમાન હિંદી સમાજમાંથી આપણે ઉદાહરણો લઇ સમ-

જવા પ્રયત્ન કરીશું તે સહેલાઈથી સમજાશે. પ્રાચીન સમયમાં આર્યો અનાર્યોને ધર્માન્તર કરાવી આર્યો બનાવતા નહિ એમ ન હતું અને હિંદુઓ પણ આજે બિનહિંદુઓને ધર્માન્તર દ્વારા હિન્દુ નથી બનાવતા એમ નથી. આસામ પ્રાંતમાં વસતા લોકો અને પ્રજાઓ જાતિ, ભાષા અને ધર્મની દૃષ્ટિએ સંપૂર્ણ આર્યેતર છે પણ ધીમે ધીમે અજ્ઞાત રીતે તેઓ હિંદુ સમાજમાં સમાતા જાય છે. મણિપુરનો જ દાખલો લો, આસામ અને બ્રહ્મદેશ વચ્ચેના સરહદી વિસ્તારમાં આવેલું એ એક સંસ્થાન છે. અત્યાર સુધી તે બાકીના હિંદથી સંપૂર્ણ રીતે અલગ હતું. રાજધાની ઇમ્ફાલ છે અને લોકો મણિપુરી કહેવાય છે. જાતિની દૃષ્ટિએ અને ભાષાની દૃષ્ટિએ એ લોકો સોએ સો ટકા મોંગોલ છે, પણ જેમ અગસ્ત્ય મુનિએ દક્ષિણમાં જઈને આર્ય ધર્મ ફેલાવ્યો તેમ કહેવાય છે કે કોઈ આર્ય ઋષિ ત્યાં પણ ગયા અને આર્ય ધર્મનો ઉપદેશ આપવા માંડ્યો. લોકોએ ક્રમે ક્રમે આર્ય દેવદેવીઓનો સ્વીકાર કર્યો અને આજે તેઓ ચુસ્ત હિંદુઓ ગણાય છે; પણ તેઓ લડાયક પ્રજા છે તેથી તેમણે ક્ષત્રિયોના બધા સંસ્કારોનો સ્વીકાર કર્યો. હિંદી બ્રાહ્મણો ત્યાં જઈ ધર્મકાર્યો કરાવતા નથી તેમણે તેમના પોતાના જ પુરોહિતોને બ્રાહ્મણો બનાવ્યા અને ધીમે ધીમે તેમને પણ પોતાની નિર્મળ વર્ણવ્યવસ્થા સાંપડી.

વાનરમાંથી મનુષ્યનો અવતાર શી રીતે થઈ શકે એ સામાન્ય મનુષ્યની કલ્પનામાં આવવું મુશ્કેલ છે, તેવી જ રીતે હિંદુ સમાજમાં એક માણસ બ્રાહ્મણને ત્યાં જન્મ્યો ન હોય છતાં બ્રાહ્મણ કેવી રીતે થઈ શકે તે સમજવું મુશ્કેલ છે પણ જો આપણે ઘણી પેઢીઓ અને સેંકડો વર્ષોના હિસાબે વિચાર કરીએ અને ધીમે ધીમે થતા વિકાસ અને સંકળાતી કડીઓનો વિચાર કરીએ તો જણાશે કે આર્યેતર પ્રજાઓ ઘણા મોટા સમૂહોમાં કેવી રીતે જુદા જુદા વર્ણોમાં સમાવાઈ એ સમજવું મુશ્કેલ નથી. પછી ભલેને તેમનો કોઈ વર્ણ જન્મથી ન હોય. ઘણી રજપૂત જાતિઓ આર્યેતર પ્રજાઓમાંથી ઊતરી આવેલી છે. છતાં સમય જતાં સામૂહિક રીતે તેઓ હિંદુ બન્યા અને તેમણે પોતાની સામાજિક સ્થિતિ અને વ્યવસાયને યોગ્ય વર્ણનો સ્વીકાર કર્યો.

કે. સી. ચક્રવર્તી

ધનસુખલાલ મહેતા

# પિતા શામળદાસ[1]

## પ્રકરણ ત્રીજું

તા. ૧૮-૬-૧૮૨૮ ને દિને ગોધાખાતે શામળદાસનો જન્મ થયો. એમના કુટુંબમાં ચાલતી આવેલી વિચિત્ર ઘટનાનુસાર, પોતે ચાર વર્ષના હતા ત્યારે શામળદાસનાં મા ગુજરી ગયાં અને એમને એમનાં માશી અચીમાએ ઉછેરીને મોટા કર્યા. બહુ નાનપણમાં એમને ગોધાની મહેતાજીની નિશાળમાં મૂકવામાં આવ્યા. એ છ વર્ષના હતા ત્યારે પરમાણંદદાસે એમને ભાવનગર બોલાવવાનો વિચાર કર્યો પણ એટલામાં બ્રિટિશ સરકારે ગોધામાં એક 'ટ્રેઇન્ડ' શિક્ષકના ઉપરીપણા નીચે એક શાળા કાઢી એટલે પિતાએ એમને ત્યાં જ રહેવા દીધા. દેશી રાજ્ય ભાવનગરમાં આવી સ્કૂલ તો છેક ૧૮૫૨માં સરકાર તરફથી ખોલવામાં આવી હતી.

ગોધાની સ્કૂલના પહેલા ટ્રેઇન્ડ શિક્ષક જેશંકર હરિરામ હતા. આ શિક્ષકનું માનસ જૂની ઢબના અને માગ્રૂડમાં માનનાર મહેતાજીઓ કરતાં જુદા જ પ્રકારનું હતું અને તે પોતાની શાળાના વિદ્યાર્થીઓને પોતાના પુત્રો સમાન ગણતા હતા. શામળદાસને એમને માટે એટલી સારી લાગણી હતી કે પોતે દીવાન થયા ત્યારથી જેશંકરને અને એમના મરણ પછી એમની વિધવા પત્નીને પેન્શન બાંધી આપ્યું હતું.

શાળામાં શામળદાસ પોતાના વર્ગમાં હમેશ પહેલો નંબર રાખતા અને ઘણાં ઇનામો જીતી જતા. એ શાળામાં ભણતા ત્યારથી જ તુલસીકૃત રામાયણ વગેરે હિન્દી અને વ્રજ ભાષાના ગ્રંથોનું વાચન એમને ત્યાં અને સંતોકરામ દેસાઇને ત્યાં જીવણજી નામના નાગર નોકર હતા તે કરતા તે નિયમિત સાંભળતા. ગોધા છોડીને પોતે પિતાને ત્યાં ભાવનગર રહેવા ગયા.

---

૧. 'સ્વ. સર લલ્લુભાઈ શામળદાસઃ માનવતાની મૂર્તિ' એ ગ્રંથ અંકમાં શરૂ થયેલા ચરિત્રનો હપતો બીજો.

યાં સુધીમાં શામળદાસે હિન્દી અને વ્રજ બંનેનો સારો અભ્યાસ કરી નાખ્યો હતો અને પદ્માકરનું ભાષાહિતોપદેશ, રંગરામનું છંદસૂર પિંગળ તથા જસુરામનું 'રાજનીતિ' નામનું એ શાસ્ત્ર સમજાવતું મહાકાવ્ય વાંચી નાખ્યાં હતાં. ખુલ્લામાં રમાતી રમતગમતો કરતાં એમને અભ્યાસ પ્રત્યે વધુ રુચિ હતી.

તે વખતે શાળાનાં લેસન શાળામાં જ શીખવી - દેવાતાં અને ઘેર વિદ્યાર્થીને જાતે કે ખાનગી માસ્તરોની મદદથી એ લેસનો નહોતાં કરવાં પડતાં. નાના શામળદાસની યાદશક્તિ ઘણી તેજ અને અભ્યાસ પ્રત્યે એમને ઘણી રુચિ એટલે એમનું લેસન શાળામાં જ થઈ જતું અને ઘરમાં લાંબો સમય એમને બીજો અભ્યાસ કરવાનો મળતો. એનો સદુપયોગ એમણે ઘણી સારી રીતે કરેલો.

દસ વર્ષના થયા ત્યારે શામળદાસને જનોઈ દેવામાં આવ્યું અને પછી અલ્પ સમયમાં એમનું લગ્ન ગોઘાના પ્રસિદ્ધ નાગર નાથાભાઈ શામળજીની એકની એક પુત્રી મહાલક્ષ્મી જોડે થયું. લગભગ ૧૮૭૮ની સાલ સુધી નાગરોમાં દરેક શુભ વિધિ, પોતે ભાવનગર રહેતા હોય તો પણ ગોઘામાં જ કરવાનો રિવાજ હતો. એ પ્રમાણે આ બંને વિધિ પણ ગોઘામાં કરવામાં આવ્યા અને તે પ્રસંગે મહારાજા વજેસિંહજી પણ હાજર રહ્યા હતા.

ગોઘામાં તે વખતે ઘણા વિદ્વાન નાગર બ્રાહ્મણો રહેતા હતા. એઓ સંસ્કૃત ભાષાના સારા જાણકાર હતા. તેમના સંસર્ગથી શામળદાસને સંસ્કૃતનો રસ લાગ્યો અને ગોઘામાં હતા ત્યાં સુધી ત્યાં અને ૧૮૪૦–૪૧ના વર્ષમાં પિતા સાથે ભાવનગર રહેવા આવ્યા ત્યાર કેડે ભાવનગરમાં એમણે સંસ્કૃતનો અભ્યાસ ખૂબ ખૂબ વધારી દીધો. પુત્રની અભ્યાસ પ્રત્યેની રુચિ જોઈને સંતોષ પામતાં પરમાણંદદાસે તેમને ફારસીનો અભ્યાસ કરવાનો પણ આગ્રહ કર્યો. તે સમયે ભાવનગરના કાજી કાસમઅલી ફારસીના નિષ્ણાત ગણાતા હતા તેમની કને એમણે એ અભ્યાસ શરૂ કર્યો અને માત્ર ત્રણ વર્ષમાં એઓ તેના સારા જાણકાર થઈ ગયા. 'કરીમાં' થી શરૂ કરીને 'ગુલિસ્તાન' 'સિકંદરનામા', 'શાહનામા' વગેરે ગ્રંથોનું તેમણે અધ્યયન કર્યું. 'શાહનામા'માંથી પ્રેરણા લઈને એ શતરંજ શીખ્યા અને તેમાં ઘણું પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું. અકબરના ઇતિહાસકાર અબુલ-ફઝલનાં પુસ્તકો પણ તેમણે

વાંચી નાખ્યાં. શામળદાસ ફારસી શીખવા રોજ કાજીને ત્યાં જતા, ત્યાં વૈદરાજ ગોવિંદજી પણ આવતા કાજીને ત્યાં સવારે અંને ફારસી શીખતા અને સાંજે ગોવિંદજીને ત્યાં જઈને શામળદાસ વૈદકના ગ્રંથો વાંચતા.

મહારાજ વજેસિંહજીને આ ફારસી પુસ્તકોનું ગુજરાતી સાંભળવામાં બહુ આનંદ આવતો એટલે શામળદાસ એમને કલાકોના કલાક સુધી ફારસી ગ્રંથો સંભળાવતા હતા. ફારસીનો અભ્યાસ વધારવાની સાથે એમણે સંસ્કૃતનો અભ્યાસ પણ ઘણો વધારી દીધો હતો. સિહોરના પ્રખ્યાત શાસ્ત્રી રણછોડજી અને એમના પુત્ર નિર્ભયરામજી પાસે શામળદાસ નિયમિત બેસતા અને આરંભમાં જ માર્ગોપદેશિકા, ધાતુરૂપાવલિ રઘુવંશ, કિરાતાર્જુનીય, અજ્ઞાનબોધિની, રામગીતા, ભગવદ્‌ગીતા, ભક્તમાલા અને પંચદશી જેવા ગ્રંથો એમણે વાંચી નાખ્યા. તે પછીનાં વર્ષોમાં તો શામળદાસે સંસ્કૃત તેમ જ ફારસી ઉભય ભાષાનો અભ્યાસ ઘણો જ વધારો દીધો હતો અને એ ઉભય ભાષાના એ પારંગત ગણાતા થઈ ગયા હતા.

આ ઉપરથી આપણે સહજ જાણી શકીએ કે સ્વ સર લલ્લુભાઈની વિદ્યા પ્રત્યેની ઉત્કટ અભિરુચિ, રાજ્ય અને મિત્રો તરફની વફાદારીનું ભાન અને છતાં સત્યનો આગ્રહ, સતત વિનય, ઊંડા સંસ્કાર અને મરીમરી માનવતા માત્ર આકસ્મિક ઉદ્‌ભવ્યાં ન હતાં પણ ચાર તથ પેઢી પર વવાયેલ બીજમાંથી ઊગેલ વૃક્ષના પરિપાકરૂપે હતાં.

પરમાનંદદાસના સમયમાં ગોઘા-ભાવનગર મળીને વડનગરા નાગરોનાં ઘર ૧૫૦-૨૦૦ મનાતાં. ગૌરીશંકર ઉદયશંકર અને શામળદાસના સમયમાં તેનું પ્રમાણ વધીને ૨૦૦-૨૫૦નું થયેલું અને હાલમાં ૩૫૦ ઘર-કુટુંબો વડનગરા જ્ઞાતિને ચોપડે છે. એક કુટુંબની સંખ્યા સરેરાશ ચાર માણસની ગણીએ તો એ વખતે ગોઘામાં ૮૦૦ માણસ ગણાય. તે પછી ભાવનગરમાં ૧૨૦૦ની અને અત્યારે ૧૫૦૦ માણસની નાગર વસતી ગણાય. તેમનો મુખ્ય વસવાટ નાગર પોળ, ભાદેવાણી શેરી, હવેલીવાળી શેરી, નીલકંઠ મહાદેવની શેરી, દેસાઈનો ખાંચો, ભગાનું તળાવ, અમતની શેરી, ડાગરની શેરી, લાલગર બાવાનો મઠ, વાડીઆનો ડેલો, મહની શેજ, દીવાનપરા, રાણીકા તથા વજીરવાળી શેરી વગેરે લતામાં હતો અને છે. ઠેઠ અર્વાચીન સમયમાં તખ્તેશ્વર પ્લોટ અને કૃષ્ણનગરના લતા ગણાતી શકાય.

૧૮૪૬માં શામળદાસના મોટા પુત્ર વિઠ્ઠલદાસનો જન્મ થયો અને તે જ વર્ષમાં શામળદાસ ભાવનગર રાજ્યની નોકરીમાં જોડાયા. તે વખતે ભાવનગરમાં ત્રણ મુખ્ય ખાતાં હતાં: મુલ્કી, મહેસુલી અને હિસાબી. આમાંનું પહેલું ખાતું બક્ષી દફતર, સૌથી અગત્યનું હતું અને તેના કારભારી તરીકે બાપુભાઈ–શામળદાસના મોટા ભાઈ હતા પણ એમને ઘણી વાર પોલીટિકલ એજન્ટ પાસે રહેવું પડતું એથી એમના મદદનીશ તરીકે ગિરિજાશંકર કરુણાશંકર કામ કરતા. ગિરિજાશંકર મુલ્કી ઉપરાંત મહેસુલી ખાતું પણ જોતા અને એ બંને ખાતાં માટે બીજા એમના હાથ નીચે બે મદદનીશો રહેતા. વળી ગિરિજાશંકર મહારાજાના ખાનગી કારભારી તરીકે પણ કામ કરતા. ત્રીજું ખાતું તુલસીદાસ બક્ષી જોતા.

ટૂંકમાં એ સમયે ભાવનગરમાં બે માણસ મુખ્ય ગણાતા, એક દીવાન અને તેમના મુખ્ય મદદનીશ કહો કે પછી નાયબ દીવાન કહો. દીવાન પરમાનંદદાસ હતા અને નાયબ દીવાન તરીકે બાપુભાઈ કામ કરતા પણ એમની તબિયત નાદુરસ્ત થઈ એટલે ગિરિજાશંકરે એ કાર્ય કરવા માંડ્યું અને એમનું કાર્ય જોતાં એઓ ભાવનગર છોડી શકે એમ નહોતું એથી પછી આખરે ગૌરીશંકર ઉદયશંકરને એ કાર્ય સોંપાયું. રાજ્યની નોકરીમાં શામળદાસને પહેલું કામ મુલ્કી દફતર સંભાળવાનું મળ્યું.

આગલા પ્રકરણમાં કહેવાઈ ગયું છે તેમ ૧૮૪૭માં પરમાનંદદાસ નિવૃત્ત થયા અને મહારાજાએ પરમાનંદદાસની ખાસ ઇચ્છાનુસાર ગૌરીશંકર ઉદયશંકર ( કાઠિયાવાડના સુપ્રસિદ્ધ મુત્સદીઓમાંના એક " ગગા ઓઝા " ) અને સંતોકરામ દેસાઈને સંયુક્ત દીવાનો નીમ્યા.

૧૮૫૦માં પરમાનંદદાસનું અવસાન થયું. મહારાજા વજેસિંહજીને શામળદાસને પોતાની પાસે રાખવાની ખાસ ઇચ્છા હતી એટલે શામળદાસના એક મોટાભાઈ પરશુદાસ જે ભાવનગરના મેજીસ્ટ્રેટ અથવા ફોજદારી અમીનના ઓદ્ધા ઉપર હતા તેમને કુંડલા પરગણાના મહેસુલી અમલદાર તરીકે મોકલ્યા અને તે ઓદ્ધા ઉપર શામળદાસને મૂક્યા.

૧૮૫૨માં આશરે ૭૨ વર્ષની પાકટ વયે વજેસિંહજીએ દેહ છોડ્યો અને તેમના પાટવી ભાવસિંહજી તેમની પહેલાં, ૧૮૪૫માં ગુજરી ગયાં હોવાથી, તેમના પૌત્ર–ભાવસિંહજીના જ્યેષ્ઠ પુત્ર અખેરાજજી ગાદીનશીન થયા.

આશરે ૧૮૫૦માં મશહુર વેદાંતી પરમહંસ સચ્ચિદાનંદસ્વામી ભાવનગર આવ્યા. જૂનાગઢના પ્રખર ફિલસૂફ ગોકુળજી ઝાલા એમના શિષ્ય

હતા અને લગ્નને શામળદાસ અને ગોકુળજી ઝાલાને મૈત્રી થઈ. તે દિનપ્રતિદિન ગાઢતર થતી ગઈ. તે વેળા ગોકુળજી ઝાલા જુનાગઢની નોકરીમાં નાની પાયરી પર હતા. આ મૈત્રી થઇ તે પછી માત્ર દસ વર્ષમાં ગોકુળજી ઝાલા જૂનાગઢના દિવાન થયા અને શામળદાસ પચીસ વર્ષમાં ભાવનગરના દીવાન થયા.

૨૯મી જુલાઇ, ૧૮૫૪ને દિને મહારાજા અખેરાજજી મૃત્યુ પામ્યા, એમના આ બે વર્ષના રાજ્યમાં પણ અનેક ખટપટો થઈ ગઈ અને જુવાન શામળદાસને મહામુત્સદ્દી ગગા ઓઝાના હાથ નીચે રાજ્યતંત્રશાસ્ત્રના ઘણા પાઠ ભણવાના અને પચાવી લેવાના આવ્યા.

રાજ્યના અમલદાર તરીકેની શામળદાસની લગભગ ૩૮ વર્ષની કારકીર્દીમાં ભાવનગર રાજ્યે અપૂર્વ મહત્તા પ્રાપ્ત કરી અને અનેક દિશામાં અસામાન્ય પ્રગતિ સાધી હતી. આ મહત્તા અને આ પ્રગતિ-માટેના યશનો મોટો ભાગ વાજબી રીતે ગગા ઓઝાને ફાળે જાય છે પણ અમુક પ્રમાણમાં ગગા ઓઝાના મદદનીશોને પણ એ યશ મળે એ સ્વાભાવિક અને વાજબી ગણાય. એ વર્ષો દરમ્યાન સૌથી અગત્યની હકીકત એ હતી કે ૧૮૧૬માં ખેડાના કલેક્ટરે ભાવનગર મહારાજાની દીવાની અને ફોજદારી હકુમત, તેમના તાબનાં ૧૧૬ ગામો ઉપરની, છીનવી લીધી હતી તે એક પછી એક દીવાનોના ભગીરથ પ્રયાસથી ઠેક ૨૫-૪-૧૮૬૬ને રોજ ભાવનગર રાજ્યને પાછી સોંપી દેવામાં આવી. એ ૧૧૬ ગામોમાં ગોઘા પરગણાનાં ભાવનગર સહિત ૭૬ ગામ, ધંધુકા પરગણાનાં ૩૧ ગામ અને રાણપુર પરગણાનાં મહુવાં કરમે બોટાદ તથા કુંડલા વગેરે ગામો હતાં.

૧૮૫૭ના બળવાના વર્ષમાં અમદાવાદના મેજિસ્ટ્રેટે ભાવનગર રાજ્ય સામે તોફાન મચાવ્યું. મહારાજા અને મુખ્ય મંત્રી ભાવનગર છોડીને બીજે સ્થળે ગયા અને તોફાન સામે ઊભા રહેવાને શામળદાસને મૂકતા ગયા. વફાદારીથી પોતાની ફરજ અદા કરતાં, અમદાવાદમાં એમને જેલનિવાસ પણ વેઠવો પડ્યો, પણ અંતે ભાવનગર રાજ્યનો વિજય થયો.

૧૮૬૦-૬૨ની આસપાસમાં પહેલા વર્ગના રાજ્યોમાં પોતપોતાના દીવાની અને ફોજદારી કાયદાઓ ઘડવાની યોજનાને સરકારે પસંદ કરી. એ પ્રમાણે ભાવનગર રાજ્યમાં કાયદાઓ ઘડવાનું કાર્ય શામળદાસને સોંપવામાં આવ્યું હતું. એમણે તે તૈયાર કર્યો અને રાજ્યમાં મહુવા, કુંડલા, સીહોર, મહાલ, ઉમરાળા અને તળાજા એ ૭ મહાલોમાં દીવાની

અને ફોજદારી ન્યાયાધીશોનો અખત્યાર તે તે મહાલના વહીવટદારોને આપવામાં આવ્યો, ભાવનગરમાં 'ઓરિજીનલ' દીવાની અદાલત મૅજિસ્ટ્રેટની કોર્ટ અને વળી 'અપીલ' દીવાની અદાલતો સ્થાપવામાં આવી. ઇનસાફ બહુ સગવડથી અને ઓછા ખરચથી મળે એવી રીતે જ કાયદાઓ અને તેના વહીવટની વ્યવસ્થા કરવામાં આવ્યાં હતાં. આ કાયદાઓ સુધારી-વધારી છેવટનો આકાર સોંપવાનું કાર્ય મુંબઈની હાઈકોર્ટના એક જજ અને સૂરતના કાયસ્થ નાનાભાઈ હરિદાસે કર્યું હતું. આ કાર્યને અંતે મહારાજાએ શામળદાસને રાજ્યના વડા જજ અથવા સરન્યાયાધીશ નીમ્યા અને બીજા ન્યાયાધીશોમાં એક તેમના જ્યેષ્ઠ પુત્ર વિઠ્ઠલદાસની નિમણૂક કરી. આને અંગે—ન્યાયાધીશોના ફેંસલાની અપીલ વડી અદાલતમાં સરન્યાયાધીશની કોર્ટમાં થતી અને તેની અપીલ ખુદ મહારાજશ્રીની હજૂરમાં સાંભળવાનું ઠરાવવામાં આવ્યું હતું. તેને અંગે થયેલ સજાઓ ભોગવનાર અપરાધીઓ માટે ભાવનગરમાં ૪૦૦ કેદીઓનો સમાવેશ થાય તેવી મોટી તુરંગ અને મહુવા, કુંડલા વગેરે મહાલોમાં નાની નાની તુરંગો બાંધવામાં આવી.

પ્રકરણ ચોથું

તા. ૧૪-૧૦-૧૮૬૩ને દિને શામળદાસના બીજા પુત્ર લલુભાઈનો જન્મ ભાવનગરમાં થયો. લલુભાઈ માત્ર બે વર્ષના હતા ત્યારે ૧૮૬૫માં શામળદાસનાં પત્ની મૃત્યુ પામ્યાં. તે વેળા શામળદાસ રાજ્યના કાયદા ખાતાને વ્યવસ્થિત રીતે રચવાના કાર્યમાં ગૂંથાયા હતા. એને પરિણામે ત્યાં વડી અદાલત પણ સ્થપાઈ ગઈ હતી અને તેના આરંભકાળમાં જ ખુમાણોના બહારવટાનો મુકદ્દમો ત્યાં ચલાવવામાં આવ્યો. કુંડલા પ્રગણાના ક્રાંકચ ગામના રામા ખુમાણે પોતાના બે દીકરા ઉનાદ અને સતાને સાથે લઈને પોતાના પિતરાઈઓ સામે બહારવટું ઉઠાવ્યું. તેમની સાથે બીજા ખુમાણો પણ જોડાયા અને ભાવનગર રાજ્ય સામે એ બધાએ તોફાન મચાવવા માંડ્યું. એમાં રામો બડકા ગામ લૂંટતાં થયેલા ધીંગાણા-માં દરબારની સીબંદીના (ફોજના) હાથમાં કેદ પકડાયો. અને કુંડલાની જેલમાં જ કોલેરાથી મરણ પામ્યો.

આજ વેળા દ્વારકાના ઓખામાં વાઘેરોનો બળવો જાગ્યો હતો. પણ આ બધાં બહારવટાં અને બળવાનાં વર્ણનો અહીં અસ્થાને છે એટલે આ સ્થળે તો માત્ર નામનિર્દેશ કરવામાં આવ્યો છે. ભાવનગરના બહારવટીઆઓ ઉપર કેસ ચલાવવામાં આવ્યો. તેમના ગરાસ જપ્ત કરવામાં આવ્યા

અને તા. ૨૬-૬-૧૮૬૬ને દિને એ આગેવાન ખુમાણોને ફાંસી દેવામાં આવી. આ પ્રમાણે ગરાસ જપ્ત કરવાની અને ફાંસી દેવાની સજા કાઠિયાવાડનાં રાજ્યોમાં બ્રિટિશ અમલ સ્થપાયા પછી પહેલી જ હતી અને તેને માટે શામળદાસને બ્રિટિશ સત્તાવાળા જોડે ઘણું લડવું પડ્યું હતું ત્યારે જ દેશી રાજ્યોને આવી સજા કરવાનો હક્ક છે એમ સરકારે સ્વીકાર્યું.

૧૮૬૪-૬૬માં કર્નલ કીટિંજે રાજકોટખાતે કાઠિયાવાડનાં રાજ્યોની વસ્તુઓનું પ્રદર્શન ભર્યું એ પ્રસંગે ભાવનગર રાજ્ય તરફથી શામળદાસ ગયા હતા. તે વેળા કાઠિયાવાડના ઘોડા એ પ્રદર્શનમાં ખૂબ વખણાયા હતા. કર્નલ કીટિંજ પોતે ફારસી ભાષાનો નિષ્ણાત હતો એટલે સ્વાભાવિક રીતે જ બીજા ફારસી ઉસ્તાદોને મળવા તે ઉત્સુક રહેતો અને એથી શામળદાસની એ વિષયમાં ઉસ્તાદી જોઇને એ ખૂબ પ્રસન્ન થયો હતો. ત્યાં શામળદાસ જૂનાગઢના પ્રતિનિધિ સુજ્ઞ ગોકુળજી ઝાલા સાથે પણ ગાઢ પરિચયમાં આવ્યા અને એને લઇને મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જોડે પણ સંપર્ક સધાયો.

રાજકોટમાં શામળદાસને નાગર સુધારક મણિશંકર કીકાણી જોડે પણ મૈત્રી થઇ. મણિશંકર જહાલ સુધારક હતા અને શામળદાસ ધીરે ધીરે સુધારાઓનો પ્રચાર કરવાની તરફેણમાં હતા. કીકાણીના એ વિચારો અમલમાં મૂકવા જતાં પાછળથી જૂનાગઢના નાગરોમાં સારી પેઠે વિખવાદ થઇ પડ્યો હતો. શામળદાસની પ્રકૃતિ જ એવાં જહાલ કાર્યોને પ્રતિકૂળ હતી એટલે એમણે થોડાઘણા સુધારા ભાવનગરના નાગરોમાં દાખલ કર્યા હતા પણ તે સમજાવટથી. એ સમયમાં પણ નાગરોમાં એવો રિવાજ હતો કે બધી સારી કે માઠી ક્રિયા ભાવનગરમાં નહિ પણ ઘોઘામાં જ થાય. આમ કરવામાં ગરીબ નાગરોને બહુ સહન કરવું પડતું. મુસાફરીની હાડમારી અને ખર્ચ ઘણાં હતાં. આથી ૧૮૬૬માં જ્યારે શામળદાસને પોતાની પુત્રી અનોપકુંવરને પરણાવવાનો સમય આવ્યો ત્યારે એમણે એનું લગ્ન ભાવનગરમાં કરવાનું ઠરાવ્યું. પહેલાં પહેલાં તો ન્યાતમાં ઘણો વિરોધ થયો પણ શામળદાસ અડગ રહ્યા અને એમણે પુત્રીનો લગ્નસમારંભ ભાવનગરમાં જ કર્યો.

એમને ત્યાં ભાવનગરમાં એક બીજી રૂઢિ એ હતી કે બહારગામ નાગરકન્યા જાય નહિ કે બહારથી કન્યા લવાય પણ નહિ. આ જાતની

રૂઢિનો ભંગ પણ શામળદાસે કર્યો. એમના મોટા પુત્ર વિઠ્ઠલદાસનાં પહેલાં પત્ની ગુજરી ગયાં ત્યારે એમણે એમનું બીજી વારનું લગ્ન સુરતના પ્રતિષ્ઠિત નાગર વિદ્યારામ મોતીરામની પુત્રી જોડે કર્યું અને લલ્લુભાઈનાં પહેલાં પત્ની મરણ પામ્યા પછી એમનું બીજી વારનું લગ્ન અમદાવાદના પ્રખર સુધારક અને ધર્મનિષ્ઠ ભોળાનાથ સારાભાઈની પૌત્રી જોડે કર્યું હતું. આ ઉપરાંત ભાવનગરમાં જે પહેલી કન્યાશાળા સ્થપાઈ તેમાં શામળદાસે પોતાની પુત્રીને ન્યાતમાં ખાસ દાખલો બેસાડવા ભણાવા મોકલી હતી.

૧૮૬૮માં શામળદાસ પ્રયાગ, ગોકુળ, મથુરા, વૃંદાવન વગેરે હિંદુઓનાં પવિત્ર સ્થળોએ જાત્રા કરી આવ્યા. ત્રિવેણીસંગમ આગળથી તેમણે સાંભળેલું કે સુપ્રસિદ્ધ પંડિતો નારાયણ શાસ્ત્રી અને શિવસહાય શાસ્ત્રી ત્યાં જ રહે છે એટલે પોતે એમને મળવા ગયેલા અને લાંબા સમય સુધી એ વિદ્વાનો જોડે સંસ્કૃતમાં જ વાર્તાલાપ કરેલો. એમનો વિચાર જાત્રામાં લાંબો સમય વ્યતીત કરવાનો હતો પણ એટલામાં મહારાજા જસવંતસિંહજીની તબિયત લથડવા માંડી એટલે પોતે પાછા ભાવનગર આવી ગયા. મહારાજાની સારવારનાં સૂરતના મશહૂર, યુનાની વૈદકમાં પ્રવીણ દા.[૨] બહેરામજી અને તેમના પુત્ર દા. બરજોરજીને રાખ્યા. પણ મહારાજાને ખાસ ફાયદો થયો નહિ અને ૧૧મી એપ્રિલ ૧૮૭૦ને દિને મહારાજા મરણ પામ્યા.

મહારાજાના પાટવી તખતસિંહજી નાના હતા એટલે એ મોટા થાય ત્યાં સુધીમાં રાજ્ય ચલાવવાનું કાર્ય ઈ. એચ. પર્સિવલ[૩] તથા ગૌરીશંકર ઉદયશંકરને સંયુક્ત કામગીરી માટે સોંપવાનાં આવ્યું અને શામળદાસને એ બંનેના મદદનીશ નીમવામાં આવ્યા. પહેલાં પહેલાં

---

૨. એ વખતે યુવાન હશે તે આ ગૃહસ્થ પછીથી ભાવનગર રાજ્યના ચીફ મેડિકલ ઑફિસર હતા, હજી પે ડૉક્ટરો રહે છે તે દીવાનપરા રોડના મકાનમાં રહેતા; 'મોટા ડાક્તર' તરીકે ઓળખાતા; ૧૯૧૭-૧૮ સુધી તો હયાત હતા કેમકે એ અરસામાં, મારી તબિયત એ કુશળ અત્યન્ત માજાણુ સજ્જનને બતાવવા માટે મારાં માતુશ્રીના વૃદ્ધ મામા સ્વ. શંકરપ્રસાદ ગૌરીશંકર ઓઝા (જ્ઞાતિબંધુઓને પ્રસાદભાઈ-નામે વધુ પરિચિત), મને લઈ ગયા હતા—વિ. ક. વૈ.

૩. એ સાહેબનું નામ શહેરની માર્કેટ તથા બાગ સહિતના દીવાનપરામાંના જ દ્વાર સાથે જોડાયેલું છે. —તંત્રી

દેશી રાજ્યોમાં જ્યારે મહારાજા સગીર વયના હોય ત્યારે ત્યારે રાજમાતા, દીવાન વગેરે જ એ કાર્ય સંભાળી લેતા પણ ૧૮૬૭માં કર્નલ કીટીંજે રાજકોટ અને લીમડીનાં રાજ્યોને એવી સ્થિતિમાં સરકારી મેનેજમેંટ નીચે મૂકયાં અને પછી તરત જ ગોંડળનો વારો આવ્યો: તે પછી ભાવનગરમાં સરકારી મેનેજમેંટ થયું. પણ એમાં સંયુક્ત કારભારીઓ પહેલી જ વાર નિમાયા.

એપ્રિલ ૧૮૭૮માં તખતસિંહજી ગાદી ઉપર આવ્યા અને ૧૪-૧-૧૮૭૯ને દિને ગૌરીશંકર ઉદયશંકર નિવૃત્ત થયા જેથી મહારાજાએ તે પદ ઉપર શામળદાસને નીમ્યા. તખતસિંહજીના સમયમાં ભાવનગર રેલ્વે બંધાઈ. રાજકોટની રાજકુમાર કૉલેજમાં તખતસિંહજી વિંગ બાંધવામાં આવી અને ભાવનગરમાં હૉસ્પિતાલ એમના નામથી બાંધવામાં આવી.

૧૮૭૭-૭૮માં ભયંકર દુકાળ પડ્યો અને રાજ્યને પંદરવીસ લાખની ખોટ એને પહોંચી વળવામાં આવી ગઈ પણ ભાવનગર રાજ્ય આટલાં વર્ષોમાં એક નાના રાજ્યમાંથી પહેલા વર્ગનું રાજ્ય થઈ ગયું હતું અને દિનપ્રતિદિન એનો વિકાસ થયા જ કરતો હતો.

શામળદાસ દીવાન નિમાતાં, ગૌરીશંકરના જ્યેષ્ઠ પુત્ર વિજયશંકર નાયબ દીવાન નિમાયા, શામળદાસના મોટા પુત્ર વિઠ્ઠલદાસને મહેસુલી દફતર આપવામાં આવ્યું અને ગૌરીશંકરના બીજા પુત્ર પ્રભાશંકર ખાનગી કારભારી નિમાયા.

૧૮મી ડીસેંબર, ૧૮૮૦ને દિને મુંબઈના ત્યારના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને ભાવનગર રેલ્વે૪ ખુલ્લી મૂકી. શામળદાસની દીવાનગીરીમાં અનેક મહત્ત્વના પ્રશ્નોનો નિકાલ થયો હતો તેમાં અફીણ, મીઠું અને બધાં કાઠિયાવાડી રાજ્યોનાં જનરલ ફંડ મુખ્ય હતાં. લગભગ એ જ વર્ષમાં મહારાજાએ શામળદાસને ઉમરાળા પરગણાનું જલાલપુર ગામ બક્ષિસ આપ્યું અને આ પ્રમાણે એમણે રાજ્યની કરેલ વર્ષોની સેવાનું પ્રમાણપત્ર બક્ષ્યું. તે પછીનાં બેએક વર્ષો પાછાં ભાવનગરના ખેડૂતોને

૪. હમણાં સુધી હતી તે બી. એસ. Bhavnagar State રેલવે તો આ નહિ. અહીં નોંધાયેલી, ૧૮૮૦થી શરૂ થયેલી તે, B. G. J. P. Bhav. Gond. Jun. Porb. રેલ્વે ૧૯૧૦ લગી તો, જાણુમાં હતી તે હોવી જોઈએ. —તંત્રી (નીચે 'ઓસ્ટેન્શન' કયુ છે એ કઈ રેલવેનું ?)

સારાં ન ગયાં. ૧૮૮૪માં પાટવી ભાવસિંહજી પહેલી વાર ભાવનગરની મુલાકાતે આવ્યા. મહારાજા ગુજરી ગયા બાદ તેમના પુત્ર ભાવસિંહજી ગોંડળમાં તેમના નાનાં રાણી મોંઘીબા પાસે જ રહ્યા હતા. ભાવનગર આવીને થોડો સમય રહ્યા બાદ તે પાછા રાજકોટ, રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરવા ઊપડી ગયા, ભાવનગર રેલ્વેનું 'એક્સટેન્શન' જે વઢવાણ–મહેસાણા સુધીનું છે તેનો આરંભ કરવાનું કાર્ય શામળદાસે જ શરૂ કર્યું હતું પણ અનેક કારણોને લઈને તે કાર્ય પૂરું થયું છેક ૧૯૦૨માં અને ૧૪ મી ડીસેંબર ૧૯૦૨ને રોજ ત્યાંથી પહેલી ટ્રેન પસાર થઈ.

૧૮૮૨ના વર્ષમાં શામળદાસની તબિયત લથડવા માંડી. કામનો વધુપડતો બોજો અને ઇર્ષ્યાખોરોની નિંદાખોરીએ એમના સંયમી અને સ્વસ્થ શરીરને પણ નરમ બનાવી દીધું. કામનો બોજો હલકો કરવા એમણે વિઠ્ઠલદાસને નાયબ દીવાનગીરી સોંપી અને ભાવનગર-ગોંડળ રેલ્વેના વહીવટની સમિતિમાં સભ્ય તરીકે નીમ્યા પણ આ પગલાં ઘણાં મોડાં લેવાયાં. શામળદાસ પોતાના પિતા પરમાનંદદાસની પેઠે નિંદાખોરોની નિંદાથી અકળાતા ન હતા. એમણે કોઈ દિવસ કીર્તિ કે ખોટા યશ માટે યત્ન કર્યો ન હતો. પોતાના ધણીની નોકરી સંપૂર્ણ વફાદારીથી કરવી અને તેનાં જે પરિણામ આવે તે મૂંગે મોંએ સહન કરી લેવાં એ એમનાં નીતિ હતી. એમના કામની કદર ખુદ મહારાજા ઉપરાંત મુંબઈ સરકાર તેમ જ પોલિટિકલ એજન્ટે વારંવાર કરી હતી અને એ બધાંને શામળદાસ પ્રત્યે ખૂબ માન હતું. શામળદાસ સર્વ વિવિધ પ્રકારના પ્રસંગોમાં પણ શાંત, સ્થિતપ્રજ્ઞ રહેતા હતા. એમનામાં હાજરજવાબી અને સમયસૂચકતા પણ મોટા પ્રમાણમાં હતી. એનું એક દૃષ્ટાંત બસ થશે.

શામળદાસ પોતાના મકાનને ઓટલે હજામત કરાવવા બેઠા હતા. તે સમયમાં હજામત કરાવતી વખતે બેસવાનું સહજ હતું તેમ પોતે ઉઘાડા બેઠા હતા. એવામાં એક ખુમાણ હાથમાં નાગી તરવાર રમાડતો બહારવટિયો ધસી આવ્યો, તેણે શામળદાસને ઓળખ્યા નહિ એટલે એમને જ બેદરકારીથી પૂછ્યું; "દીવાન ક્યાં છે?" શામળદાસે પ્રસંગની ગંભીરતા જાણી લીધી અને એક ક્ષણ પણ વિલંબ દેખાડ્યા વિના એટલી જ બેદરકારીથી જવાબ વાળ્યો; "અંદર હશે" ખુમાણ અંદર જઈને બધે જોઈ આવ્યો પણ દીવાનને જોયા નહિ, એટલે પાછો બહાર આવીને ફરીથી–

એમને જ કહ્યું "અંદર તો નથી" શામળદાસે તરત કહ્યું; "તો બહાર ગયા હશે." ખુમાણ ચાલ્યો ગયો અને શામળદાસની જિંદગી બચી ગઈ.

શામળદાસને 'બ્રાઇટ ડિસીઝ' લાગુ પડ્યું હતું. એમના મિત્ર ડૉ. બરજોરજીએ મુંબઈથી પ્રખ્યાત દાક્તર હોર્જેસને બોલાવ્યો પણ સઘળું નિરર્થક ગયું અને ૨૫મી ઑગસ્ટ, ૧૮૮૪ને દિને શામળદાસ મૃત્યુ પામ્યા.[૫]

૫. ઉપર ત્રીજી ટીપણ તે લખાયા પછી, ત્યાં જે શાકપીઠનો (પહિંચવ માર્કેટ) ઉલ્લેખ છે તે, આગ લાગવાથી અગર કોઈકે લગાડવાથી, બુધવાર તા. ૧૦મી નવેમ્બર ૧૯૪૮ની રાતમાં બળી ગઈ છે. (સાવનગર: ૧૧-૧૧-૪૮) –તંત્રી

## શિરપાવ

"...પ્રોફેસર તો શું ધૂળ શિખવાડે છે!" મોટા ભાગના પ્રોફેસરો કંઈ જ શીખવતા નથી એ ફરિયાદ હિંદુસ્તાનમાં અજાણી નથી. સહેલા સહેલા વિષયને કેમ ગૂંચવવો, રસભર્યા વિષયને ઊંઘપ્રેરક કેમ બનાવવો, અને વિષય પૂરો શિખવ્યા સિવાય આખા વિષયની કેમ પરીક્ષા લેવી એ જેવું જાણવું હોય તો કોઈ પણ કૉલેજના કોઈ પણ પ્રોફેસરના વર્ગમાં પેસી જવું!—ર. વ. દેસાઈ ('ઝંઝાવાત', ખં. ૧. પૃ. ૧૯૭).

પ્રા. રતિલાલ જગન્નાથ જાની

# દેવયાનીનું

## ભાવસંક્રમણ

: : એક ચર્ચા : :

કવિ 'કાન્ત'ના મનોહર ખંડકાવ્ય 'કચ અને દેવયાની'ના રહસ્યઉકેલ વિષે કે એ ઉકેલની પ્રતીતિ મારેની સામગ્રી વિષે સાક્ષરવર્ય પ્રા. રા. વિ. પાઠક અને પ્રસિદ્ધ વિવેચક પ્રો. મનસુખલાલ ઝવેરીનાં મન્તવ્યમાં[1] મતભેદ હોય એમ બંનેનાં વિવેચનો વાંચ્યા અને વિચાર્યા પછી લાગ્યા વિના રહેતું નથી. પ્રસિદ્ધ વિવેચક સ્ટોપફર્ડ બ્રુકે કવિ શેલી માટે જે કર્યું છે તેવું જ કે તેથી અધિક કાર્ય કાન્તનાં કાવ્યોના હાર્દમાં ગુજરાતની 'કવિતા-વિમુખ' જનતાને પ્રવેશ કરાવવામાં પ્રા૦ પાઠકે કર્યું છે અને તે માટે ગુંજરાત તેમનું ઋણી રહેશે. પ્રા૦ પાઠકે કાન્તનાં કાવ્યોમાં રહેલા ભાવ કે મન્થન એવી સરલ સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો છે કે ભાવકને તેની પ્રતીતિ તુરત જ થાય છે. કાન્તનાં કાવ્ય જેવાં મધુર અને આસાદિક છે તેવું જ પ્રા. પાઠકનું વિવેચન હૃદયંગમ અને સરલ છે.

પોતાના હૃદયમાં રહેલ ભાવના વિભાવન માટે અનેક સાહિત્યસ્રષ્ટાઓએ 'કચ અને દેવયાની'ના કથાવસ્તુનો ઉપયોગ કર્યો છે. નાટ્યકલાકોવિદ શ્રી મુનશીએ એક 'પૌરાણિક નાટક'માં આ વસ્તુને વણી છે, અને રા. ભાદરાયણે રેડિયો માટે પોતે તૈયાર કરેલ કૃતિમાં નવી જ રીતે ગૂંથી છે, અને કવિવર રવીન્દ્ર ઠાકુરના એકાંકી નાટકના અનુવાદ "વિદાયઅભિશાપ"માં આ જ વસ્તુને આકર્ષક રીતે મૂકવામાં આવી છે. દરેકની વસ્તુને સ્પર્શવાની, રજૂ કરવાની અને રહસ્ય તારવવાની રીતિ નિરનિરાળી છે. કવિ બાયરનની પંક્તિઓ સ્મૃતિમાં તરી આવે છે:—

"Of its own beauty is the mind diseased
And fevers into false creation; where,

---

૧. અનુક્રમે, 'પૂર્વાલાપ'ના સંપાદનમાં તથા 'થોડા વિવેચનલેખો'માં.

Where are the forms that sculptor's soul hath seized ?
In Him alone. Can Nature show so fair ? "

અથવા ' એ રે કલા આ ઉરનો પુકાર "

પ્રા. પાઠક લખે છે "મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારનો ઉદય થવો બહુ જ સ્વાભાવિક અને સુંદર છે. 'ધરી હૈયા સાથે સદયમૃદુ આલિંગન કર્યું' એ શ્લોકથી શૃંગારના વિભાવો શરૂ થાય છે. પ્રો. ઝવેરી કહે છે "મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારનો ઉદય થાય છે એ ખરું"–આટલું તો તે પણ સ્વીકારે છે—" પણ ઉપર્યુક્ત શ્લોકમાં શૃંગારના વિભાવોના પ્રારંભને બદલે પૂર્ણાહુતિ થતી હોય એમ મને લાગે છે. શૃંગારનું સૂક્ષ્મ બીજ અકલિત રૂપે દેવયાનીના હૃદયમાં ક્યારનું રોપાઈ ગયું છે; કચના વર્તનને લીધે આ બીજ વિકસતું જાય છે ને આ શ્લોકમાં તો એ બીજમાંથી શૃંગારનો સમુદય થઈ જાય છે.' ટૂંકમાં કહીએ તો પ્રો. ઝવેરીના મત પ્રમાણે પ્રેમનું બીજ આ પ્રસંગ પહેલાં દેવયાનીના હૃદયમાં ક્યારનું રોપાઈ ગયું છે, વિકસતું જાય છે, વિકાસ માટે અવકાશ શોધે છે અને આ પ્રસંગે તો ખુલ્લી રીતે ઉઘાડા શૃંગારમાં પરિણમે છે જ્યારે માનનીય પ્રા. પાઠકના મત પ્રમાણે કચ અને દેવયાની બંને નિર્દોષ રીતે સાથે રહે છે; આ કાવ્યમાં વર્ણવેલ પ્રસંગે, પોતાની અવહેલનાથી દેવયાની ખિન્ન થાય છે અને એને સાન્ત્વન આપતાં પ્રેમના અંકુરો રોપાઈ જાય છે. સાન્ત્વન પછી જ શૃંગારની શરુઆત થાય છે એટલે કે આલંકારિકોની ભાષામાં કહીએ તો સ્થાયી રતિના કચ અને દેવયાની બંને આલમ્બન વિભાવ બને છે અને ત્યારથી શૃંગારરસની સામગ્રીની શરૂઆત થાય છે વિભાવની પૂર્ણાહુતિ જે પ્રા. ઝવેરીએ કહી છે તે અહીં નથી પણ શરૂઆત છે એમ પ્રા. પાઠકનું મન્તવ્ય લેખી શકાય. જ્યાં પ્રા. પાઠક શૃંગારનો ઉદય જુએ છે ત્યાં પ્રો. ઝવેરી શૃંગાર વિભાવોની પૂર્ણાહુતિ થતી હોય એમ માને છે. બંને દેવયાનીને મુગ્ધા લેખે છે પણ એ મુગ્ધાના હૃદયના નિગૂઢ ભાવોને જુદી જ રીતે મૂલવે છે.

## પ્રા. ઝવેરીનું મન્તવ્ય

એ તેમના જ શબ્દોમાં તપાસીએ.

"અહિં......પ્રેમના વ્યાપક અને પવિત્રપાવન સ્વરૂપનું દર્શન કાન્ત કરી રહે છે. એ પ્રેમ વિધાતાની વિષમ ધારાઓ સામે ઘતો, તરફડતો અને અંતે નિષ્ફળ બનતો 'વસંતવિજય'નો કે 'ચક્રવાક મિથુન'નો પ્રેમ નથી.........દેવયાની જેવી

ગુરુપુત્રીના પ્રેમનો પડઘો પાડી શકાય કે નહિ. એ પડઘો ધર્મ્ય છે કે અધર્મ્ય, એ પડઘો પાડતાં રૌરવ નરક મળશે કે બીજું કંઇ, એ વિચાર જ કચને આવતો નથી. કચ યુવાન છે, રસિક છે, સહૃદયી છે. મુગ્ધ દેવયાનીના કૌમારમાંથી તરવરતો શૃંગારનો સાદ તે સાંભળે છે ને ઝીલે છે અને ચન્દ્રની સુભગ સાક્ષીએ દેવયાનીના અતીવ મુગ્ધ પ્રાણોની સાથે પોતાના પ્રાણોનો યોગ કરે છે.

આ મન્તવ્ય કાવ્યવસ્તુદ્વારા નીચે પ્રમાણે મૂકી શકાય: વિદ્યા માટે ઉત્સુક કચ ગુરુને ઘરે ગુરુપુત્રી દેવયાનીની સાથે રહે છે; બંને સમવયસ્ક જેવાં છે; બંને સાથે ફરે છે, આનન્દ કરે છે. કચમાં રસિકતા ને સૌંદર્ય બંને છે અને યૌવન અવિરત ધબકી રહ્યું હોવા છતાં તે સંયમશીલ છે. દેવયાનીના હૃદયમાં પ્રેમનું બીજ અકલિત રૂપે રોપાઇ ગયું છે. એક વખત શશીની નિશામાં પ્રણયાર્દ્ર બનેલી દેવયાની તે દિવ્યપ્રભા દેખાડવા કચને શોધી રહી છે અને દોડની આવે છે. કચ અમુક સ્થળે અધ્યાત્મચિંતનનિમગ્ન બેઠો છે. કચના શોભીતા, સ્નિગ્ધ, ગોરા, ભરેલા અવયવો દેવયાનીની આંખમાં વસે છે. તેના ગાત્રે, નેત્રે, સકળ વદને ભાસતી દીપ્તિ દેવયાની જુએ છે.. કચ પણ પ્રકૃતિસૌન્દર્યનું પાન કર્યે જતો હશે એમ દેવયાની માને છે પણ કચ તો નીચાં નયન ઢાળી રહ્યો છે. પોતાની નિરાશા દૂર કરવા દેવયાની કચનો હાથ પકડે છે અને વ્યોમસાગરને તટે વિધુ-લક્ષ્મીનું મુખ જોવા કચને આમન્ત્રણ કરે છે. કચ એ સ્પર્શને તરછોડી નાંખે છે. દેવયાનીનું વદન અનાદરથી ઉદાસીન બને છે. કચ જરા નીચું જુએ છે, બનેની આંખો મળે છે. ધીમે રહીને કચ કહે છે :

અવસ્થાભેદનું, દેવી ! તને ભાન દીસે નહીં:
મુગ્ધ ! શું સમજે છે તું બાલભાવ બધા મહીં.

કચ આમ શા માટે કહે છે? અવસ્થાભેદનું ભાન રાખવા કચ શા માટે માટે કહે છે ! બાલભાવ ન હોય તો કચમાં કયો ભાવ હશે ? દેવયાની ઝાંખી થઇ જાય છે, નિઃશ્વાસ નાખીને ઊભી રહે છે. કચને પોતાના વચનની કઠોરતા સમજાય છે અને મૂંઝવણ ટાળવા

રોતી હોયે અવનત મુખે એમ શંકા કરીને,
ઊંચા લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને.

દેવયાનીના મનમાં અવસ્થાભેદની શંકાનું બીજ રોપાઇ ગયું છે; જે સ્પર્શની પોતે ના પાડી હતી તેથી અધિક ચમત્કારક સ્પર્શથી તે દેવયાનીને આશ્વાસન-આપવાનું કરે છે.

'ના, ના; ગમે તોય કચ તો કચ જ. કેવો ભલો છે બાપડો !' એવી કંઈક લાગણી દેવયાનીને થતી કલ્પી શકાય.

"કચે કરેલા વિરોધે દેવયાનીના મુગ્ધભાવનાં પડ ઉખેડવાનું શરૂ કરી દીધું હતું, તોપી કચના અત્યંત ઉત્કટ શબ્દોએ દેવયાનીના હૃદય પર બીજી જ અસર કરી. એ અસરને લીધે તેના માનસમાં કૌમારની કૂંપળો ફૂટી નીકળી."

એનું વિશદીકરણ

આ પ્રો. ઝવેરીનું મન્તવ્ય એને વિશદ કરીએ. મુગ્ધાને કચના વિરોધે ખરું ભાન આપ્યું અને કચ પણ તેથી આકર્ષાયો કશો પણ વિચાર કર્યા વિના શૃંગારનો સમુદ્ર થઈ જાય એવું વર્ણન કરવા લાગ્યે. 'આ પ્રેમનું પતિતપાવન સ્વરૂપ ! શ્રી મુનશીનાં કેટલાંક પાત્રોની જેમ કચ પણ જાણે દેવયાનીને કહેતે હોય "તું અને હું, આપણે જગતની શી પરવા છે. જગત ગમે તેમ કહે કે કરે, મેં તો તારા કૌમારમાંથી તરવરતો શૃંગારનો સાદ સાંભળ્યો છે. ચાલો ચન્દ્રની સુભગ સાક્ષીએ આપણા પ્રાણોને યોગ કરીએ" કોઈક બાળા Flirting કરતી હોય તેવું કચને પહેલાં તો લાગ્યું હશે પણ જ્યારે પોતાના શબ્દોથી દેવયાનીને થતો આઘાત તેણે જોયો ત્યારે તો પ્રેમના વ્યાપક સ્વરૂપને નિરખી તે પ્રેમમુગ્ધાના પ્રાણો સાથે પોતાના પ્રાણોનો યોગ કરવા તત્પર થયો. અત્યાર સુધી તો જાણે કે કોઈ સંસ્કૃત નાટકના 'પ્રણિપાતલંઘન' ને લીધે અપમાનિત થયેલ કોઈક નાયકની માફક ધૈર્ય રાખતો હોય અને પછી નાયિકાને થતા દૈન્યથી આકર્ષાય, તેમ પ્રેમના સ્થૂલ આવિર્ભાવમાં આનન્દ માનવા લાગ્યો. શું સંયમશીલ કચ દેવયાનીના આકર્ષણને વશ બની ગયો ! શું દેવયાની તરફથી કંઈક સૂચનાની રાહ જોઈ રહ્યો હતો !

પ્રો. ઝવેરી બીજું એક વિધાન કરે છે.

વિધિના દુર્ભેદ્ય વૈષમ્યનું વક્તવ્ય કાન્તના પ્રત્યેક ખંડ-કાવ્યમાં એક અથવા બીજી રીતે મૂર્ત થયું છે. પ્રણયવૈષમ્યના એ વક્તવ્યને કાન્તે આલેખ્યું છે. અમુક વ્યક્તિને આપણે ચાહતાં હોઈએ છતાં એ વ્યક્તિ તરફથી પ્રેમનો પ્રતિધ્વનિ શા માટે નથી પડતો ? આ પ્રશ્ન દેવયાનીના પૂર્વાર્ધમાં રજૂ થયો છે.

એટલે કે દેવયાની પ્રેમમાં છે અને એ પ્રેમના પ્રતિધ્વનિ જેવું કશું કચ તરફથી થતું નથી.

આ પ્રો ઝવેરીનું મન્તવ્ય. પ્રો. પાઠકનું મન્તવ્ય તો એ છે કે "મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારનો ઉદય સ્વાભાવિક રીતે થાય છે." શેનું સાન્ત્વન ! શા માટે સાન્ત્વન ? રા. બ. રમણભાઈ કહે છે—

આ સર્વાનુભવર્મિક કવિની રીતિ એવી છે કે પ્રસંગના ક્રમમાં આદિથી અન્ત સુધી એકેએક પ્રસંગને ભાવમય ચીતરવાને બદલે, પ્રથમ સાદો પણ અદ્ભુત પ્રસંગ, પછી પ્રસંગથી સ્વતન્ત્ર ભાવવ્યંજન, પછી પ્રસંગમૂલ ભાવવ્યંજન, પછી પ્રસંગ, એમ વિવિધ વર્ણનથી કાવ્યનો ઉલ્લાસ ક્રમશઃ કરીને અંતે ભાવ થોડો સૂચવી બાકીનો ગૂઢ રાખી, ઇષ્ટઅનિષ્ટ સૂચવ્યા વિના સાદા પ્રસંગથી તે પોતાનું કાવ્ય સમાપ્ત કરે છે.

કાવ્ય ફરી વખત તપાસીએઃ

"કાન્ત કાવ્યનો પ્રારંભ એકાદ પાત્રની ઉક્તિથી કરે છે અને એ રીતે વાચકોને પ્રારંભની પહેલી જ પંક્તિથી કાવ્યવસ્તુ તરફ આકર્ષે છેઃ

રજનીથી ડર્યું તો યે, આજે એ લેખતી નથી,
ક્યાં છો, કચ સખે! ક્યાં છો, કેમ હું દેખતી નથી.

સ્વભાવસરલા દેવયાની સુહદને શશીની દિવ્ય-પ્રભા શોધી રહી છે, સમગ્ર નભ અમી વર્ષી રહ્યું છે. આ વખતે

પરો મીઠો કુસુદવનનો માતરિશ્વા વહે છે
કીડંતી ન્યાં તરલ અલકશ્રેણી સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય."

અહીં "પ્રકૃતિ અને માનવ જીવનના સંવાદરૂપે" કાન્ત પ્રકૃતિની ભૂમિકા યોજે છે. પ્રકૃતિનો ઉપયોગ માનવભાવને સ્પષ્ટતર બનાવવાના હેતુથી જ કાન્તે કરેલ છે.' દેવયાનીને 'સ્વભાવસરલા' અને 'બલા' કહી છે.

દોડતી દોડતી દેવયાની આવે છે અને કચને બેઠેલો જુએ છે. 'અધ્યાત્મનિમગ્ન' કચ પ્રકૃતિસૌંદર્યનું પાન કરતો હશે એમ દેવયાનીને થાય છે.

નિહાળે શું? હા! તોં સકળ સમજ્યું આગ્રહને.

તુરત જ સમજાય છે કે "નીચી દૃષ્ટિઃ અરર! અવમાને ગગનને." કચ પ્રકૃતિસૌન્દર્યનું પાન કરતો હોતો નથી એમ લાગતાં જ દેવયાની તેનો ફર સાહી કહે મીઠું,—

મુખ તો વિધુલક્ષ્મીનું ને, સખે આમ ના ઘટે.

બંને સમવયસ્ક અને નિર્દોષ છે; દેવયાની કચને પ્રકૃતિસૌન્દર્યના પાનમાં સહભાગી બનાવવા માગે છે, હોંશથી હાથ પકડે છે પણ કચ તેનો હાથ નીચો કરી નાખે છે. દેવયાનીની અવહેલના જોઈ, કવિ કહે છે કે

'ના, ના, ગમે તેય કચ તો કચ જ. કેવો ભલો છે બાપડો ?' એવી કંઈક લાગણી દેવયાની ને થયાં કરી શકે.

"કચે કરેલા વિરોધે દેવયાનીના મુગ્ધભાવનાં પડ ઉખેડવાનું ચરૂ કરી દીધું હતું, તેથી કચના અત્યંત ઉત્કટ સ્પર્શે દેવયાનીના હૃદય પર બીજી જ અસર કરી. એ અસરને લીધે તેના માર્દવમાં કૌમારની કુંપળો ફૂટી નીકળી."

એનું વિશદીકરણ

આ પ્રો. ઝવેરીનું મન્તવ્ય એને વિશદ કરીએ. મુગ્ધાને કચના વિરોધે ખરું ભાન અપ્યું અને કચ પણ તેથી આકર્ષાયો કશો પણ વિચાર કર્યા વિના શૃંગારનો સમુદ્ર થઈ જાય એવું વર્તન કરવા લાગ્યો. 'આ પ્રેમનું પતિતપાવન સ્વરૂપ'! શ્રી મુનશીનાં કેટલાંક પાત્રોની જેમ કચ પણ જાણે દેવયાનીને કહેતો હોય "તું અને હું, આપણે જગતની શી પરવા છે. જગત ગમે તેમ કહે કે કરે, મેં તો તારા કૌમારમાંથી તરવરતો શૃંગારનો સાદ સાંભળ્યો છે. ચાલો ચન્દ્રની સુભગ સાક્ષીએ આપણા પ્રાણોને યોગ કરીએ" કોઈક બાળા Flirting કરતી હોય તેવું કચને પહેલાં તો લાગ્યું હશે પણ જ્યારે પોતાના શબ્દોથી દેવયાનીને થતો આઘાત તેણે જોયો ત્યારે તે પ્રેમના વ્યાપક સ્વરૂપને નિરખી તે પ્રેમમુગ્ધાના પ્રાણો સાથે પોતાના પ્રાણોનો યોગ કરવા તત્પર થયો. અત્યાર સુધી તો જાણે કે કોઈ સંસ્કૃત નાટકના 'પ્રણિપાતલંઘન' ને લીધે અપમાનિત થયેલ કોઈક નાયકની માફક ધૈર્ય રાખતો હોય અને પછી નાયિકાને થતા દૈન્યથી આકર્ષાય, તેમ પ્રેમના સ્થૂલ આવિર્ભાવમાં આનન્દ માનવા લાગ્યો. શું સંયમશીલ કચ દેવયાનીના આકર્ષણને વશ બની ગયો ? શું દેવયાની તરફથી કંઈક સૂચનાની રાહ જોઈ રહ્યો હતો ?

પ્રો. ઝવેરી બીજું એક વિધાન કરે છે.

વિધિના દુર્જેય વૈષમ્યનું વક્તવ્ય કાન્તના પ્રત્યેક ખંડ-કાવ્યમાં એક અથવા બીજી રીતે મૂર્ત થયું છે. પ્રણયવૈષમ્યના એ વક્તવ્યને કાન્તે આલેખ્યું છે. અમુક વ્યક્તિને આપણે ચાહતાં હોઈએ છતાં એ વ્યક્તિ તરફથી પ્રેમનો પ્રતિધ્વનિ શા માટે નથી પડતો ? આ પ્રશ્ન દેવયાનીના પૂર્વાર્ધમાં રજૂ થયો છે.

એટલે કે દેવયાની પ્રેમમાં છે અને એ પ્રેમના પ્રતિધ્વનિ જેવું કશું કચ તરફથી થતું નથી.

આ પ્રો. ઝવેરીનું મન્તવ્ય. પ્રો. પાઠકનું મન્તવ્ય તો એ છે કે "મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારને ઉદય સ્વાભાવિક રીતે થાય છે." શેનું સાન્ત્વન ? શા માટે સાન્ત્વન ? રા. બ. રમણભાઈ કહે છે—

આ સર્વાનુભવરસિક કવિની રીતિ એવી છે કે પ્રસંગના ક્રમમાં આદિથી અન્ત સુધી એકેએક પ્રસંગને ભાવમય ચીતરવાને બદલે, પ્રથમ સાદો પણ અદ્ભુત પ્રસંગ, પછી પ્રસંગથી સ્વતન્ત્ર ભાવવ્યંજન, પછી પ્રસંગમૂળ ભાવવ્યંજન, પછી પ્રસંગ, એમ વિવિધ વર્ણનથી કાવ્યનો ઉલ્લાસ ક્રમશઃ કરીને અંતે ભાવ થોડો સૂચવી બાકીનો ગૂઢ રાખી, ઇષ્ટઅનિષ્ટ સૂચવ્યા વિના સાદા પ્રસંગથી તે પોતાનું કાવ્ય સમાપ્ત કરે છે.

કાવ્ય ફરી વખત તપાસીએ:

"કાન્ત કાવ્યનો પ્રારંભ એકાદ પાત્રની ઉક્તિથી કરે છે અને એ રીતે વાચકોને પ્રારંભની પહેલી જ પંક્તિથી કાવ્યવસ્તુ તરફ આકર્ષે છે:

રજનીથી ડરું તો પૈ, આજે એ લેખતી નથી,
ક્યાં છો, કચ સખે! ક્યાં છો, કેમ હું દેખતી નથી.

સ્વભાવસરલા દેવયાની સુહૃદને શશીની દિવ્ય-પ્રભા શોધી રહી-છે, સંભ્રમ નભ અમી વર્ષી રહ્યું છે. આ વખતે

મંદ મીઠો કુમુદવનનો માતરિશ્વા વહે છે
ક્રીડંતો જ્યાં તરલ અલકોની સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય."

અહીં "પ્રકૃતિ અને માનવ જીવનના સંવાદરૂપે" કાન્ત પ્રકૃતિની ભૂમિકા યોજે છે. પ્રકૃતિનો ઉપયોગ માનવભાવને સ્પષ્ટતર બનાવવાના હેતુથી જ કાન્તે કરેલ છે." દેવયાનીને 'સ્વભાવસરલા' અને 'બાલા' કહી છે.

દોડતી દોડતી દેવયાની આવે છે અને કચને બેઠેલો જુએ છે. 'અધ્યાત્મનિમગ્ન' કચ પ્રકૃતિસૌંદર્યનું પાન કરતો હશે એમ દેવયાનીને થાય છે.

નિહાળે શું? હા! તેં સકલ સમજ્યું આશ્રમ"નને.

તુરત જ સમજાય છે કે "નીચી દૃષ્ટિઃ અરર! અવમાને ગગનને."
કચ પ્રકૃતિસૌન્દર્યનું પાન કરતો હોતો નથી એમ લાગતાં જ દેવયાની તેનો કર સાહી કહે મીઠું,—

સુખ તો વિધુલક્ષ્મીનું જો, સખે આમ ના ઘટે.

બન્ને સમવયસ્ક અને નિર્દોષ છે; દેવયાની કચને પ્રકૃતિસૌન્દર્યના પાનમાં સહભાગી બનાવવા માગે છે, હોંશથી હાથ પકડે છે પણ કચ તેનો હાથ નીચો કરી નાખે છે. દેવયાનીની અવહેલના જોઈ, કવિ કહે છે કે

•ઝાંખા જેવો વિધુ પણ થયો દૈન્ય દેખી નમે ત્યાં.

દેવયાનીનું મુખ ઉદાસ બની જાય છે; નીચા નમતા કચના વદનને તે જુએ છે અને

જરા જોયું ત્યાં તો અતિશય દિસે છે પ્રસરતી;
કુમારીને લજ્જા, નયન પણ નીચાં જ ધરતી.

એ લજ્જા કઇ ?

અહીં લજ્જા શબ્દને માટે પ્રા. પાઠક યોગ્ય નોંધ લખે છે કે:

આ શ્લોકમાં દેવયાનીના દૈન્યનું વિશેષ વર્ણન છે. આમાં લજ્જા આવે છે તે શૃંગાર-લજ્જા એવો અર્થ લઇ શકાય નહિ. કર્તા દરેક જગ્યાએ જ્યાં નવા ભાવનો ઉદય વર્ણવતો હોય છે ત્યાં ભાવ અને ભાષા ઉપરના પોતાના વિરલ પ્રભુત્વથી, તે ભાવનો ઉદય, સ્થિતિ, ઉપચય વગેરે દર્શાવે છે. અહીં શૃંગારી લજ્જાનું એ પણ કારણ નથી. શૃંગારભાવની સ્થિતિ તો છેક કાવ્યના અંત નજીક, 'શોભે જેવી' એ શ્લોકમાં થાય છે. આ તો સાધારણ ભાષામાં જેને લાજ, શરમ, કહીએ છીએ, તેનું વર્ણન છે.

કચના હાથનો સ્પર્શ થયો માટે 'શૃંગાર' લજ્જાનું અહીં વર્ણન નથી. પણ ઊલટું તળપદી કાઠિયાવાડી ભાષામાં કહીએ તો દેવયાની 'ભોંઠી' છોભીલી પડી જાય છે. ગુરુકન્યાનું દૈન્ય જોઇને ડરતો ડરતો સંકોચપૂર્વક કચ પોતાની અવસ્થાનો ખુલાસો કરવા કહે છે: કોઇ અવસ્થા કેવી હોય, કોઇ કેવી હોય, તેનું તને ભાન નથી. હે મુગ્ધે, બધા મહીં ભાસભાવ જ હોય એમ તું શું માને છે ? 'અવસ્થાભેદ'ને બીજા કોઇ અર્થમાં ઘટાવવાનો નથી. આ શબ્દો "દેવયાનીના મનમાં અવસ્થાભેદની શંકાનું બીજ રોપવા માટે નથી." એટલે કે "દેવયાનીને કામવૃત્તિના ભાનયુક્ત (sex-conscious) કરવાના હેતુ માટે ઉચરાયેલા" કે 'દેવયાનીના મુગ્ધભાવનાં પડ ઉખેડવાનું શરુ કરવા' માટે વપરાયેલા ન ગણી લેવા જોઇએ. પછીના શ્લોકમાં દેવયાનીનું દૈન્ય વધતું જતું વર્ણવ્યું છે:

આંસુ આવ્યાં નહિ, પણ બની બાલિકા છેક ઝાંખી.
ઊભી થતને, વિવશ ચરણે, મર્મ નિઃશ્વાસ નાખી.

'સ્વસા જેવી' ગણીને પોતે કહી દેવયાનીને દિલગીર કરેલ નહિ તેની કઠોર વચનથી આવી સ્થિતિ પોતે કરી છે તે જોઇને કચને પ્રબલ પશ્ચાત્તાપ થાય છે. સ્પષ્ટ શબ્દોમાં કાન્ત 'સ્વસા જેવી' કહી નિર્દોષતા જ દાખવવા ઇચ્છે છે; કેમ કહી શકાય કે "શૃંગારનાં બીજ રોપાઇ ગયાં

હતો અને અવસ્થાભેદના ભાનને લીધે કે કચે કરેલા વિરોધને લીધે મુગ્ધભાવનાં પડ ઉખેડવાનું શરુ થઈ ગયું હતું" ?

દેવયાનીને સાન્ત્વન આપવા માટે કચને શબ્દ જડતા નથી, કયાંઈ ચેન પડતું નથી, અને કદાચ નીચું મોઢું કરી રોતી હશે એમ માની, "ઊંચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને." હવે દેવયાનીએ રોકી રાખેલાં આંસુ પડવા માંડયાં અને તેથી કચના ગાલ ભીંજાયા. આ આંસુ સાથે તેનું દૈન્ય, વિમાનના, અને અપમાનનો રોષ પણ ખરી ગયાં અને દેવયાની ચન્દ્રની પ્રભા જેવું અલ્પ હાસ્ય હસી. પછી તો

ધરી છે મા સાથે હૃદય મૃદુ આલિંગન કર્યું
વહીને ઓષ્ઠેથી મધુર વદને ચુંબન કર્યું.

ઉત્તરોત્તર સ્થિતિનું કેવી સ્વાભાવિક રીતે વર્ણન કર્યું છે. પ્રથમ નિર્દોષતા, પ્રકૃતિસૌન્દર્યનું સુહૃદને દર્શન કરાવવાની ઇચ્છા ધરનારીની અવસ્થાભેદને લીધે થયેલ અકડેલતા, અને દૈન્ય; કચનો પશ્ચાત્તાપ અને એકાએક સ્વયંસ્ફુરણાથી થયેલ અભિનય ! આ અભિનયથી સાન્ત્વન ! કયાં છે ગંધ સ્થૂલ વાસનાની કે કચે કરેલ વિરોધને લીધે મુગ્ધભાવનાં પડ ઉખેડવાનું પણ કયાં છે ?

મુગ્ધાનું હર્ષે છવાયેલ વદન નિરખીને કચ હર્ષ પામે છે. મુગ્ધાના સાન્ત્વનમાંથી શૃંગારનો ઉદય બહુ જ સ્વાભાવિક અને સુન્દર છેઃ

સ્ફુરે લાવણ્યનું શું આ પરિવર્તન અંગમાં
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન રંગમાં !

વિષાદ દૂર થયા પછીનું દેવયાનીનું ચિત્ર ખડું કરવા કવિ ઇચ્છે છે. માનસ સરોવરની હંસણીની સાથે, વિમલ જલમાં નાચતી મૃણાલિની સાથે અને ચમકારા કરતી વીજળીની સાથે દેવયાનીની સરખામણી કરેલ છે.

ચાલે જેવી શુચિ નિસરતી માનસેથી મરાલી,
વર્ષાંકેરા વિમલ જલમાં નાચતી વા મૃણાલી;
ઓચિંતી વા વનુ ચમકતી મેઘથી જેમ વીજ
બાલા તેવી બની ગઈ, ખરે અદ્ભુત સ્પર્શગી જ.

ગૌરવયુક્ત ચાલનું પહેલી પંક્તિમાં વર્ણન છે, હૃદય આનન્દથી નાચી રહ્યું છે તે બીજી પંક્તિમાં દર્શાવ્યું છે અને હર્ષ વ્યાપવાથી અલૌકિક

કાન્ત સ્ફુરી રહી છે તે વીજના ચમકારથી દાખવ્યું છે. શુચિ અને વિમલ શબ્દથી શુદ્ધતાનો નિર્દેશ કર્યો છે. આમાં ક્યાં છે પ્રાણોના પ્રાણોની સાથે યોગની વાત?

કેવ સુન્દરીની સરલતા જોઈ રહ્યો છે, પૂર્વના જ શ્લોક 'તરે જે શે બાથી'નું કવિ પુનરાવર્તન કરે છે અને છેલ્લે

વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વસૌન્દર્યમાં વહે;
વિલાસી વિધુને તારા નભથી નિરખી રહે.

આમાં દુર્જેય પ્રણયવૈષમ્યનું આલેખન કોણ જોઈ શકે? આમાં "આપણે અમુક વ્યક્તિને ચાહતા હોઈએ છતાં એ વ્યક્તિ તરફથી આપણાં પ્રેમનો પ્રતિધ્વનિ શા માટે પડતો નથી"–એ પ્રશ્ન જ નથી. મુંઝવાનું સાન્ત્વન થતાં શૃંગારમાં કેવી અગમ્ય રીતે સરી પડાય છે તેનું જ સુભગ દર્શન છે. प्रथमावतर्णतारुण्यमन्मथा मुग्धा रायमनाइना "–એવી મુગ્ધા તે દેવયાની. કવિકુલગુરુ કાલિદાસના વસન્તવર્ણનમાંની એક પંક્તિ યાદ આવે છે:

मुग्धत्वस्य च यौवनस्य च मध्ये मधुश्रीः स्थिता ।

## ઘણાં એવાં સ્થાનો

ઘણાં એવાં સ્થાનો હજી પણ રમે છે સ્મરણમાં,
ચહું જ્યાં આજે યે જઈ વસું ફરું એ જ પથમાં,
ફરી ઊંડા શ્વાસો લઈ અનુભવું શાંતિ મનમાં
અને એકાદાંનું પ્રણયસુખ ઝીલું કવનમાં,

ન જાણું તો યે કે સ્થળ-જળ મને જે સ્મરણમાં
હશે ત્યાં કે કો'મે પરિચય ઝીલેલો હૃદયમાં!
અને જેને માટે ધડકી ઉર ગાતું થઈ ગયું,
હશે એને ઝંખી ઊલટતી મહર્થે નયનમાં?

પારાશર્ય

યશોધર નર્મદાશંકર મહેતા

## યોગમાર્ગ અને સમર્થ યોગી

# શ્રીમન્નૃસિંહાચાર્યજી

ઓગણીસમી સદીના મધ્યમાં ગુજરાતમાં એક સમર્થ યોગી જન્મ્યા. તેમનું નામ નરસિંહરામ હતું. પાછળથી શિષ્યોએ તથા બીજાઓએ તેમને 'આચાર્ય' પદ આપ્યું અને તેથી 'નૃસિંહાચાર્ય' એ નામે તે પ્રસિદ્ધ થયા. એમણે પોતાના શિષ્યોનો એક વર્ગ સ્થાપ્યો તેનું નામ 'શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ' રાખવામાં આવ્યું. આ વર્ગનો હેતુ એ હતો કે પ્રત્યેક સાધકને તેના અધિકાર પ્રમાણે ધીમે ધીમે બ્રહ્મજ્ઞાન (આત્મજ્ઞાન) તરફ વાળવો અને અધિકાર વધતાં અખંડ આત્માનુભવનો આવિર્ભાવ થતાં તે સાધક પોતાની સાધક-કક્ષા વટાવી સિદ્ધની કક્ષામાં પ્રવેશી જીવનમુક્તિનો આનંદ મેળવી શકે. આ હેતુ સિદ્ધ કરવા યોગ્ય છે કે કેમ, અને સિદ્ધ કરવા યોગ્ય ગણવામાં આવે તો તે કેટલે દરજ્જે આ વર્ગમાં સિદ્ધ થયો છે તે બંને સવાલો આ સમીક્ષામાં આ સ્થળે ચર્ચવા પ્રસ્તુત હોવાથી યથામતિ ચર્ચીને પછી આ પુસ્તકની[1] સમીક્ષા કરીશું.

Mysticismને માટે આપણી ભાષામાં નવલરામ 'અગમ્યવાદ' શબ્દ વાપરે છે. નર્મદાશંકર દેવશંકર 'ઉપાસ્ય-સાક્ષાત્કાર' વાપરે છે. કાલેલકર 'ગૂઢવાદ, અતિવાદ, અતીંદ્રિયવાદ' વગેરે વાપરે છે. Mysticને માટે બળવંતરાય ઠાકોર 'રહસ્યવાદી, અગમનિગમવાદી' એ શબ્દો વાપરે છે, જ્યારે વિજયરાય કલ્યાણરાય 'યોગી' શબ્દથી પૂરતો સંતોષ અનુભવે છે. વિજયરાયનો શબ્દ અર્થનો યથાર્થદ્યોતક હોવાથી દરેક રીતે અમને યોગ્ય

---

1 શ્રીમન્નૃસિંહાચાર્યજી (શ્રેયસ્સાધકવર્ગના સંસ્થાપક):
લેખકઃ ચુનીલાલ જયશંકર ઓઝા.

લાગે છે એટલે નવા શબ્દોની કશી આવશ્યકતા ન સ્વીકારીને Mystic માટે 'યોગી' અને Mysticism માટે 'યોગમાર્ગ' એ બે શબ્દોથી જ આ સમીક્ષામાં અમે વ્યવહાર કરીશું.

યોગમાર્ગમાં પ્રસ્થાન કરાવનાર અનેક હેતુઓમાં નીચેના ત્રણ પ્રધાન હેતુઓ સમજાય છે:

૧. ઇન્દ્રિયો પોતે ઘણી ઘણી બાબતોમાં અચોક્કસ હોય છે છતાં આપણે તેમને ચોક્કસ માની લઇએ છીએ.

૨. મગજશક્તિ પોતે ઘણી ચોકખી છે એવી ભ્રાંતિ પણ તે અનેક વખત ઉપજાવે છે અને પરિણામે જે વિધાનો આપણી પાસે તે કરાવે છે તે, અનુભવે, અનેક વખત જૂઠાં પડે છે.

૩. દશ્ય જગતની પ્રતીતિ સાચી જ પ્રતીતિ છે એ ફકત હઠાગ્રહ જ છે. (જડવાદીઓ હાલના ભૌતિક વિજ્ઞાનથી ભોંઠા પડતા જાય છે કેમ કે હાલની Quantum Theory[૨] એવું પ્રતિપાદન કરે છે કે અણુ તથા પરમાણુ જેવું કંઇ છે જ નહિ, છે માત્ર 'સ્પંદશક્તિ' અને અણુ-પરમાણુ આદિ દશ્ય કેવળ મનોવિલાસ જ છે.

## વિજ્ઞાન-પ્રણીત વિચારસ્ફોટ

જે પ્રતીતિમાં આપણે વિશ્વાસ રાખીએ છીએ તે દિક્ અને કાલનાં (Time and space નાં) ચલણી ધોરણો મુજબ જ વિશ્વસનીય છે પરંતુ એ ધોરણો અમુક કક્ષા પર્યંતનાં જ છે, અને એ કક્ષા વટાવી ગયા બાદ, બલ્કે સ્થૂલ ઇન્દ્રિયોની પકડની બહાર, એ ધોરણો ખોટાં પડે છે અને જ્યાં અણુપરમાણુની ભ્રાંતિ નષ્ટ થાય છે ત્યાં અતીંદ્રિય જ્ઞાનનો વિષય શરૂ થાય છે. આ વિચારનો અધિક સ્ફોટ આધુનિક વિચારક Sir James Jeans ના નીચેના શબ્દો ઉછીના લેવાથી થઇ શકશે:

> When we view ourselves in space and time, our consciousnesses are obviously the separate individuals of a particle picture, but when we pass beyond space and time, they may perhaps form ingredients of a single continuous stream of life. As it is with light and electricity so it may be with life; the phenomena may be individuals carrying on separate existences in space and time, while in the deeper reality beyond space and time we may all be members of one body.

બસ, વેદાંતશાસ્ત્રનો આથી અધિક દાવો નથી. આ સઘળું

૨. આનો પ્રવર્તક પ્રો. મેક્સ પ્લૅન્ક (Planck).

વિશ્વ બ્રહ્મશક્ત જ છે અને એકમાં જે અનેકની પ્રતીતિ થાય છે તે જીવભૂમિકાની (સ્થૂલ ઇન્દ્રિયજ્ઞાનની ભૂમિકાની) ભ્રાંતિ છે. દ્રષ્ટા અને દૃશ્ય એક જ વસ્તુના ભિન્ન વિવર્તો છે. જ્ઞાતાસ્વરૂપે જે છે તે જ્ઞેયસ્વરૂપે છે. ભિન્નતાની ભ્રાંતિ જે જ્ઞાનથી ટળીને અભેદાનુભવ જાગે તેનું નામ યોગ અથવા mysticism, અને તેવો અનુભવ કરે તે યોગી. અનુભવ (Experience) અપરોક્ષ હોય છે, જ્યારે અનુમાન (splculations) પરોક્ષ હોય છે; અથવા કહીએ કે પહેલી વસ્તુ સ્વાવલંબી છે જ્યારે બીજી પરાવલંબી છે. આ સઘળો દ્વૈતપ્રપંચ (multifariousness) તે જગત, અદ્વૈત વસ્તુ તે બ્રહ્મ. એક જ આત્મવસ્તુ પોતાની કો ગૂઢ અંતઃશક્તિથી–માયાથી–અનેક રૂપે ભાસે છે। પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન એટલી સામગ્રીથી થતો અનુભવ માત્ર વ્યાવહારિક ભૂમિકા ઉપરથી સાચો છે, અર્થાત્ 'man[3]–made world'-નું અનેકત્વ તથા નાનાત્વ (દ્વૈતપ્રપંચ) તેની મર્યાદામાં જ સાચું છે, વિશેષ નહિ.

## ચાર્વાકી દુરાગ્રહ

ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાનને દર્શન એવું જે નામ આપવામાં આવે છે તે સહેતુક છે. દર્શન એટલે કે કોઈ એક આદિ દ્રષ્ટાની કે સંવિજ્જનની અપરોક્ષ અનુભૂતિ. એ અનુભૂતિ અન્યને માટે તર્કનો વિષય બને એટલે પોતાનું અંતઃસત્ત્વ ગુમાવે અને વાદ-વિવાદાવલી શરૂ થાય. અન્યને અનુભવ કરવા પ્રેરે તેમાં જ તેની સિદ્ધિ છે, તર્ક કરવા પ્રેરે તેનો કશો અર્થ થતો નથી. તર્કની કક્ષા અમુક હદ સુધીની જ છે. એ હદ ન વટાવવી હોય તે ભલે ન વટાવે પરંતુ એ જ હદ છે એવું માનવું તે માત્ર ચાર્વાકી દુરાગ્રહ છે; તેમ જ આપણને અનુભવ થતો નથી તેથી તે જુઠ્ઠી વાત છે એમ કહેવું તે તર્કાભાસ છે, છલ છે. નાદનો અનુભવ ન થવામાં બધિરત્વ, રૂપનો અનુભવ ન થવામાં અંધત્વ, સ્વાદનો અનુભવ ન થવામાં જિહ્વાદોષ, ગંધનો અનુભવ ન થવામાં ઘ્રાણેંદ્રિયદોષ, એમ અનેક દોષોનો સંભવ સ્વીકારવાની ના પાડવી અને વસ્તુનો જ અસંભવ સ્વીકારવો તે જેમ બુદ્ધિની જડતા છે તેમ જે વસ્તુ 'યોગજ પ્રત્યક્ષ[4]' છે તે બાબતમાં અણઘડતાં વિચારશૂન્ય વિધાનો કરવાં અને તે બધું અગડંબગડં છે, ઠંડા પહોરના ગપ્પાં છે, એવું કહેવું તે માત્ર મિથ્યા પ્રલાપ છે.

---

૩. આ શબ્દ Sir James Jeans નો છે. ૪. યોગથી જ સમજાય તેવી.

ઇન્દ્રિયો તથા મનથી અનુભવાતું જગત નિયતિના સિદ્ધ નિયમો મુજબ વહ્યું જાય છે અને ઈસપ્રપંચથી જે પ્રતીતિ થાય છે તે પૂરતો નિયતવાદ[૫] આરંભાવિવાદ (Déturminiam)[૬] પ્રવર્તે છે. તેને કર્મવાદ કહો કે પ્રારબ્ધવાદ કહો તો પણ ચાલી શકે. કશું જ સ્વતંત્ર નથી. સ્પિનોઝા કહે છે તેમ હવામાં પથ્થર ઉછાળ્યો હોય તો તે પોતાને જેમ સ્વતંત્ર માને તેટલા આપણે સૌ સ્વતંત્ર છીએ! આપણે સ્વતંત્ર કર્તાહર્તા છીએ એવી ભ્રાંતિ મનમાં જે ઉત્પન્ન થાય છે તે સંકલ્પબળનું (will-power-નું) માત્ર માયિક સ્વરૂપ જ છે. આજ ભાવનું તત્ત્વજ્ઞ દેકાર્ત (Dascartes) કહે છે કે:

The power of the will consists only in this, that we so act that we are not conscious of being determined to a particular action by any external force.

ઇચ્છાશક્તિ યાને સંકલ્પબળ પોતે જ જ્યાં અસ્વતંત્ર છે,' પરતંત્ર છે, ત્યાં આપણું કર્મ 'સ્વતંત્ર' હોવાનો સંભવ કેમ હોઇ શકે! પ્રો. આઇન્સ્ટાઇન એક જગાએ કહે છે કે:

Honestly I cannot understand what people mean when they talk about the freedom of the will. I feel that I will to light my pipe and I do it, but how can I connect this up with the idea of freedom? What is behind the act of willing to light a pipe? Another act of willing?

## આપણા અભણ ભણેલાઓ

ભૌતિકવાદ જડવાદમાંથી ચેતન્યવાદ તરફ હવે વળી ગયો છે તેના લેશ પણ વિચાર વગર આપણા કેટલાક ભણેલાઓ ગઇ સદીના વિચારોને સ્થાયી માનીને mysticism યાને યોગ તે 'ઢંબગ', ગપાટા, વહેમ, ભ્રાંતિ વગેરે માની લે છે અને 'સાયંસ' યાને એમણે ભણેલો તથા સાંભળેલો ગઇ સદીનો તથા આ સદીની શરૂઆતનો જુઠ્ઠો પડતો જડવાદ તે સત્ય જ્ઞાન એવું સ્વયંપ્રિય વિધાન કરી પોતે "બુદ્ધિવાદી" અને બીજા

૭. સરખાવો, શ્રી અરવિન્દકૃત Synthesis of Yoga (P. 54) માંનું આ તથા એની ઉપર નીચેનાં વાક્યો: " As best we have only the poor relative freedom which by us is ignorantly called free will. "—તંત્રી

પં. દ. કાલેલકર.

"વહેમી" એવા મનગમતા અહંભાવથી ઉમંગે છે ! પરંતુ તેઓ ભૂલે છે કેમ કે મહાભારતમાં સ્પષ્ટ છે કેઃ—

अचिंत्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् ।

प्रकृतिभ्यः परं वस्तु तदचिंत्यस्य लक्षणम् ॥

વિશ્વપ્રપંચ માત્ર મનનો વિલાસ જ છે (નૃસિંહાચાર્યના શબ્દોમાં કહીએ તો "યહ સંસાર હૈ મનકા તમાશા") અને જે પર સત્ય છે તે તો મનની તથા બુદ્ધિની પારની વસ્તુ છે તેની ભારતવર્ષની હજારો વર્ષ-જૂની અધ્યાત્મપ્રણાલિકાને Sir James Jeansના 'Physics & Philosophy'માંના શબ્દોથી ટેકો આપીને આ બાબત વિશેષ સ્પષ્ટ કરીએઃ

What remains is in any case very different from the full-blooded matter and the forbidding materialism of the Victorian Scientist. This objective and material universe is proved to consist of little more than Constructs of our own minds.

[પૂર્ણયોગમાં પણ આ તથા આવા સર્વ સંદર્ભમાં 'mental construction' એ શબ્દો વપરાય છે.—તંત્રી]

અને આજ સંબંધમાં વિષયના અધિક સ્પષ્ટીકરણ તથા પ્રતિષ્ઠા અર્થે બર્ટ્રાન્ડ રસેલ (Bertrand Russell) પાસેથી પણ નીચેના શબ્દો ઉધાર લેવા અમે લલચાઈએ છીએઃ

So long as we adhere to the conventional notions of mind and matter, we are condemned to a view of perception which is miraculous. We suppose that a physical process starts from a visible object, travels to the eye, there changes into another physical process in the optic nerve and finally produces some effect in the brain, simultaneously with which we see the object from which the process started, the seeing being something 'mental' totally different in character from the physical processes which precede and accompany it... Everything that we can directly observe of the physical world happens inside our heads and consists of mental events. The development of this point of view will lead us to the conclusion that the distinction between *mind and matter is illusory. The stuff of the world may be called* physical or mental or both or neither, as we please: in fact the words serve no purpose.

("The words serve no purpose." ! એટલે કે માયા-શક્તિની "અનિર્વચનીયતા")

યોગ એટલે અખંડ બ્રહ્માનુભવ. આ અનુભવથી આપોઆપ દ્વૈત-પ્રપંચ શમી જાય અને સઘળું એકરૂપ અનંત ચૈતન્ય જ ભરેલું છે. ત્યાં હું-તું-તે વગેરે તથા હું આવો, હું તેવો, એવા અનેક ભ્રાંત નિશ્ચયો શમી જાય. જ્યાં સઘળું એક, અદ્વિતીય અને અનંત છે ત્યાં કોણ કોનો ભય રાખે, કોણ કોનો દ્વેષ કરે, કોણ કોને કહે, કોણ કોનું સાંભળે ? આવી અખંડ એકરૂપતાના અપરોક્ષ અનુભવવાા યોગીને અલૌકિક આનંદ પ્રાપ્ત થાય છે અને ઘણીવાર આપણી વિવર્તાત્મક અજ્ઞાન ભૂમિકા ઉપરથી—ઇન્દ્રિયાર્થસંનિકર્ષવાળી સ્થૂલ વ્યવહારિક ભૂમિકા ઉપરથી—આવો પરમાર્થભૂમિકાનો ( Transcendental ) બ્રહ્મજ્ઞાની મૂર્ખો, ઘેલો, ભેજાગેપ, ચક્રમ, બાલિશ પણ લાગવા કરે.

[* શાંકરવેદાન્તની આ દૃષ્ટિ સાથે એ વિષય પરનાં 'દક્ષિણા' માંનાં ( નવેમ્બર ૧૯૪૮ ) લખાણો વિચારવા જેવાં છે.—તંત્રી]

## મિષ્ટાન્નનો સન્તોષ કોને ?

ભારતવર્ષ તો યોગવિદ્યાનું પારણું છે. પ્રાચીન કાળની વાત બાજુ ઉપર રાખતાં અર્વાચીન કાળનો વિચાર કરીએ તો પણ રામકૃષ્ણ પરમહંસ, રમણ મહર્ષિ, શ્રી અરવિંદ, નરસિંહાચાર્ય જેવાં અનેક નહિ તો પણ ઘણાં નામો જડશે. એ સૌનો એક જ સંદેશો: આત્માને ઓળખો, અર્થાત્ "હું" ની શોધ કરો. તમને "હું" જડશે એટલે બધું જ જડશે. આ શોધમાં ઉપકારક થાય તેવાં સાધનો તેઓ તેમની સમીપ શિષ્યભાવથી સાચી જિજ્ઞાસાથી આવનારને બતાવે તેમાં શિષ્યના ચિત્તના અધિકાર પ્રમાણે ફેરફાર હોઈ શકે. તેઓ તેમને કહે કે અનુભવ કેવળ તર્કથી ન હોઈ શકે મિષ્ટાન્નનો સંતોષ શબ્દોથી વ્યક્ત ન થઈ શકે, રાંધ્યાથી તથા ખાધાથી થાય. કોણ રાંધી શકે ? આવડત હોય તે. કોણ ખાઈ શકે ? જેનું મોં ના આવ્યું હોય તે, કોણ પચાવી શકે ? જેનો જઠરાગ્નિ મંદ ન હોય તે.

યોગમાર્ગ ક્રિયાપ્રધાન માર્ગ છે. તર્કપ્રધાન નથી, તેથી તે માર્ગમાં ગુરુની આવશ્યકતા ઉપર ખાસ ભાર છે. ક્રિયાપ્રધાન બાબતોમાં કઈ ક્રિયા કોણે, ક્યારે, કેવી રીતે કરવી એ સવાલો મૂળભૂત હોવાથી ગુરુ વિના જ્ઞાન થતું નથી એ વાક્ય વિધિવાક્ય જ છે. આ દૃષ્ટિથી જોતાં

"શ્રેયસ્સાધક અધિકારી વર્ગ" એ નૃસિંહાચાર્યે સ્થાપેલો વર્ગ ગુરુની આવશ્યકતા ઉપર ભાર મૂકે એ સમજાય તેવી વાત છે. આ કંઈ સામાન્ય ક્લબ કે મંડળી કે સંસ્થા નથી પરંતુ યોગવિદ્યાની પ્રાપ્તિ તથા વિતરણ અર્થે કરાએલી યોજના છે. આ સંસ્થામાં શું નચર્ચાને સ્થાન છે પરંતુ વિશેષ ભાર જ્ઞાનસાધના ઉપર છે, અને સાધના એ જ પ્રધાન વસ્તુ છે, તેથી આવી સંસ્થામાં ચૂંટણી, 'વોટ,' કમિટી, ઠરાવ, ચર્ચા વગેરે 'ડેમોક્રસી'ની ભૂતાવળો ન હોઈ શકે, ન હોવી જોઈએ. એ બધી 'પ્રવૃત્તિઓ' વાક્-શક્તિનો હ્રાસ કરનારી મિથ્યા વાતુઓ છે. પ્રેમથી અને આત્મીય ભાવથી સૌએ ભેગા મળવું, જ્ઞાનવાર્તા-વિનોદ કરવાં અને ઘણો વખત સંયમમાં એકનું બનકે સાધના કરવી, પોતાના આદ્ય ગુરુનું ઊભરાતા પ્રેમથી સ્મરણ કરવું અને એ પ્રેમનું અવતરણ પોતાના ગુરુના પુત્રમાં કરવું અને તેમ કરીને કૃતકૃત્યતા અનુભવવી તથા વિનમ્રતાનો અધ્યાત્મબળપોષક ભાવ કેળવવો એવી શ્રેયસ્સાધક વર્ગની પ્રણાલિકાની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. આવી આધ્યાત્મિક સંસ્થાઓનું અંતઃસત્ત્વ તટસ્થ માણસને હમેશાં ગોચર થતું હેતું નથી. તે તે ભાવમાં તથા વાતાવરણમાં રહેનાર જ તે તે ભાવ તથા વાતાવરણ સમજી શકે છે. તેઓને મન ગુરુ એ કંઈ સ્થૂલ વસ્તુ નથી કે પ્રમુખની ચૂંટણીની પેઠે વખોવખતે નવા નવા જાલિમ તમાશા થાય. ગુરુ એ ભક્તના, સાધકના, ઊભરાતા આધ્યાત્મિક પ્રેમનું અધિષ્ઠાન છે, આલંબન છે, અને તેથી સાધક તરીકે પણ અધ્યાત્મ માર્ગમાં તેની આવશ્યકતા છે. આ બાબતમાં મનસશાસ્ત્રીઓ પણ આ વર્ગની સાથે એકમત છે. વ્યવહારપક્ષે આ વર્ગ એવું માને છે કે ગુરુપરંપરાથી આદ્ય પુરુષનું જીવંત સંસ્મરણ સચવાય છે તથા સંસ્થા અસ્તવ્યસ્ત અને છિન્નભિન્ન થતી અટકે છે. તેઓ એમ પણ કહે છે કે મૂળ ગુરુની પાદુકા, છબી, વસ્ત્ર આદિ તરફ જો પ્રેમ અને મમતાથી જોઈ શકાય તો ગુરુના પુત્ર તરફ કેમ નહિ?

## ઊંચી ભૂમિકાનાં સાધકો

શ્રેયસ્સાધક વર્ગના સાધકો અધ્યાત્મના અનુભવમાં કેટલા આગળ વધેલા છે તે કહેવું મુશ્કેલ છે. એટલું જ કહી શકાય કે આ વર્ગમાં ઘણી ઊંચી ભૂમિકાનાં ઓીપુરુષો ઘણાના અનુભવમાં આવેલાં છે. એથી

વિશેષ કહેવું એ સાહસ છે. પ્રો. ટયુડર જોન્સ તેમના The Reality of the Idea of God એ નામના પુસ્તકમાં અધ્યાત્મ–અનુભવ બાબતમાં લખે છે કે :

The fact seems to be that we have no scales to weigh and no rods to measure such an experience. The scales are too light and the rods are too short. The only other alternative is to admit that THE EXPERIENCE IS WHAT IT IS. If so, the reality of an Unseen Spirit is established in the same way as everything else is established, i. e. men have seen and heard, experienced and believed "

આ વર્ગના આવા એક 'મિસ્ટિક' તે નૃસિંહાચાર્યના પટ્ટશિષ્ય સ્વ. શ્રી છોટાલાલ માસ્તર હતા. પ્રસન્ન મુખમુદ્રા; વિનમ્ર, શાંત, સૌમ્ય સ્વભાવ; અખૂટ ધૈર્ય અને અનુપમ પ્રેમાળતા વગેરે ઊંચા અને આકર્ષક ગુણોથી તેઓ શોભતા. એમની વાણીમાં અને લખાણોમાં અધ્યાત્મિક અનુભવની સ્પષ્ટ છાયા સાંભળનાર તથા વાંચનારને લાગ્યા જ કરે. નૃસિંહાચાર્યની કલ્પના કરનારે પહેલાં શ્રી છોટાલાલ માસ્તરની કલ્પના કરવી જ ઠીક છે. શ્રી. છોટાલાલનો તાજેતરમાં બહાર પડેલો "વિચાર-રત્નરાશિ" પણ અનુપમ ગ્રંથ છે, એમનું 'Alchemy'નું જ્ઞાન ઊંડું હતું, બીજા અનેક વિષયોનાં વિખ્યાત એવા સ્વ. પ્રો. જેઠીમલદાસ કેશિયા અને સ્વ. દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા દર્શનશાસ્ત્રોના પ્રખર વિદ્વાનો છતાં માત્ર દાર્શનિકો કે તાર્કિકો નહિ પરંતુ વત્તેઓછે અંશે બ્રહ્મવિદ્યાને અનુભવમાં ઉતારનાર સત્ત્વશુદ્ધિના સાધકો, પ્રો. નર્મદાદાસ મહેતા, સ્વ. શ્રી નગીનદાસ સંઘવી, શ્રી. કૌશિકરામ મહેતા આદિ બીજા વિદ્વાન-સાધકો. સ્વ. શ્રી ઉપેન્દ્રાચાર્ય તો અત્યંત સાત્ત્વિક, ઉદાર અને વિશાળ હૃદયના અને તેવાં જ એમનાં સ્વ. પત્ની જયંતીદેવી આ બધાઓની સરળતા અને સાત્ત્વિકતા વિચારતાં શ્રે. સા. વર્ગનું અસ્તિત્વ અફળ નથી એટલું લાગે છે.

## આચાર્યશ્રી આરૂઢ યોગી

આ ચરિત્રના નાયક નૃસિંહાચાર્ય પોતે યોગવિદ્યાનો પાર પામેલા, અસંસક્તિની તથા પદાર્થાભાવિની પાંચમી-છઠ્ઠી જ્ઞાનાવસ્થામાં આરૂઢ રહેનારા સમર્થ શાંભવ યોગી હતા તેનો ખ્યાલ આ પુસ્તકના પરિશિષ્ટમાં આપેલા દી. બ. નર્મદાશંકરના પત્રથી આવી શકશે. જ્ઞાનની આવી આરૂઢ

અવસ્થામાં રહેનાર મહાપુરુષો અત્યંત વિરલ હોય છે. વળી અંતઃકરણ સ્વભાવથી પ્રકૃતિલીન હોવાથી પોતાનું યોગૈશ્વર્ય પ્રકટ કરવાનો ઉત્સાહ આવા મહાત્માઓમાં સંભવી શકતો નથી. આવાથી અતીત બ્રહ્માનંદમાં તરબોળ રહેતા હોવાથી સિદ્ધિઓ કે જે માયાનાં જ વિલક્ષણ સ્વરૂપો છે તેમાં આવા યોગીઓને મોહ હોતો નથી, પરંતુ માયાશક્તિ તેમને સ્વાધીન વર્તનારી હોવાથી ( માયા આરૂઢ યોગીજનોની દાસી જેવી હોય છે અને તેમને વશ વર્તનારી હોય છે, તેનું કારણ એ કે માયા ચૈતન્યપક્ષપાતિની છે, જ્ઞાનપક્ષપાતિની છે. ) તે સ્વભાવિક રીતે અને અનાયાસે પોતાનો સિદ્ધિરૂપ વિભવ યોગીજનો દ્વારા પ્રદર્શિત કરે છે.

પંચમ-ષષ્ઠમ ભૂમિકામાં આરૂઢ એવા આ જ્ઞાની મહાત્મા કોઈ પણ કાર્યમાં જોડાવા સ્વભાવથી જ ઉદાસી હતા કેમ કે જ્ઞાનની આ ભૂમિકાઓની વિલક્ષણતા જ એવા પ્રકારની હોય છે કે તે ભૂમિકાઓમાં આરૂઢ યોગીજનનું સ્વતઃ ઉત્થાન હોતું નથી પરંતુ પરતઃ ઉત્થાન જ હોય છે. વૃત્તિ એટલી તો ક્ષીણ અને ઉદાસી હોય છે કે હું આમ કરું અગર મારે આમ કરવું જોઈએ એવી સંકલ્પાત્મક વૃત્તિ તેમનામાં અસ્તિતા જ ધરાવતી હોતી નથી. ( જ્ઞાનની પાંચમી ભૂમિકાને " અસંસક્તિ " કહે છે; છઠ્ઠીને " પદાર્થાભાવિની " કહે છે. ) પંચમી ભૂમિકામાં કવચિત્ સ્વતઃ ઉત્થાન હોય છે અને લોકસંગ્રહ ની સૂક્ષ્મ સાત્ત્વિક વૃત્તિ પ્રસંગે જણાય છે પરંતુ છઠ્ઠી ભૂમિકામાં તો પરેચ્છાથી અર્થાત્ પરતઃ ઉત્થાન જ હોય છે—બોલાવો તો બોલે, લખાવો તો લખે, કરાવો તો કરે. કોઈ પણ કાર્યમાં પોતાની ઇચ્છાનો સંયોગ જ નહિ કેમ કે વાસનાનાં તમામ બીજ જ્ઞાનાગ્નિથી બળીને ખાખ થઈ ગયાં હોય છે.

નૃસિંહાચાર્ય સ્વેચ્છાથી કદી ઉપદેશ કરતા નહિ, ગ્રંથ પણ લખતા નહિ. શ્રી છોટાલાલ માસ્તરની તીવ્ર ઇચ્છાને વશ રહીને જ તેમણે આટલા ગ્રંથો લખ્યા. ટેબલ ઉપર કાગળો મૂકાવ, કલમ મૂકાવ, અને શ્રી છોટાલાલ માસ્તર અત્યંત પ્રેમપૂર્વક સૂચન કરે ત્યારે વળી લખે! નૃસિંહાચાર્યના અનેક ગ્રંથોના પરિશીલનથી સમજી શકાય છે, કે તેઓ યોગવિદ્યાનાં અનેક રહસ્યોના જ્ઞાતા હતા, અનુભવી હતા; અધ્યાત્મવિદ્યાના અનેક મર્મો ઉપર તેઓ સ્વતંત્ર પ્રકાશ પાડે છે અને ઉત્તમ યુક્તિવાદ રજૂ કરે છે. તેમનાં ગ્રંથો સામાન્ય સાહિત્યનાં ટાંચણાં નથી પરંતુ જ્ઞાનનાં ઊંડા સાગર છે. તે ગ્રંથોનું નિષ્પક્ષપાત રીતે સરલ જિજ્ઞાસુ ભાવે અવલોકન

કરનારને એમની ઉચ્ચ જ્ઞાનનિષ્ઠા સ્વયંસિદ્ધ લાગ્યા વિના રહે તેમ નથી. અનેક સંશયોનું સરળ યુકિતઓથી, અનુપમ મીઠાશથી, વિલક્ષણ બુદ્ધિસામર્થ્યથી નિવારણ કરે એવી અસાધારણ શકિત નૃસિંહાચાર્યમાં હતી એવું એમના ગ્રંથોના યથાર્થ પરિશીલનથી કબૂલ કરવાની ફરજ પડશે.

શ્રી ચુનીલાલ ઓઝાનો આ ગ્રંથ એના ગુણબાહુલ્યથી આવકારવા લાયક છે. જીવનચરિત્રો આપણે ત્યાં સરસ રીતે બહુ ઓછાં લખાય છે. તેનું મુખ્ય કારણ તો લેખક અને ચરિત્રનાયક વચ્ચેના તાદાત્મ્યનો અભાવ. ચરિત્રલેખનોમાં અતિશય "તટસ્થતા" એ દૂષણ છે. લાગણી વગર, એકદિલી વગર, પ્રેમ વગર, સારી ગ્રંથરચના થઈ શકતી જ નથી અને જીવનચરિત્રોમાં ચરિત્રનાયક સાથેનો આવો નિકટનો સંબંધ ઘણી રીતે આવશ્યક હોય છે. 'સત્ય' એટલે માત્ર સ્થૂલ વીગતોનું-ઉમર, વરસ, તારીખ, લંબાઈ, પહોળાઈ, ઊંચાઈ, નાતજાત, છોકરાંછૈયાં, પેઢીનામાં વગેરેનું-નામુંઠામું નહિ પરંતુ અંતઃસત્ત્વની ઓળખ. નરસિંહાચાર્યનું અંતઃસત્ત્વ કેવું હતું તે ઉપર શ્રી. ઓઝાએ ઘણો સારો પ્રકાશ નાખ્યો છે અને એ અંતસત્ત્વને સમજાવવા જે સામગ્રી તેમણે રજૂ કરી છે તે રસથી ભરેલી છે. ચરિત્રનાયક આવો જ હોય, બીજો સંભવી જ ન શકે, એવી ભાવિક પ્રતીતિ ઉત્પન્ન કરવામાં શ્રી. ઓઝાની કલમે સફળતા પ્રાપ્ત કરી છે એવું અમને લાગે છે.

## ગ્રંથકર્તાની શૈલી

શ્રી. ઓઝાની શૈલી વિષયને અનુરૂપ ગૌરવવાળી છે, જો કે કોઈક વાર અતિ કૃત્રિમ સ્વરૂપ પણ પકડે છે; જેમ કે, પાના ૫મા ઉપરનું આ વાક્ય :

પશ્ચિમની સંસ્કૃતિ નવા નવા વેશ લાવી, નવા નવા પહેરવેશ લાવી, નવાં નવાં જ્ઞાન લાવી, નવાં નવાં અજ્ઞાન લાવી, નવાં નવાં ચશ્માં લાવી, વિજ્ઞાન કંઈ વસમાં લાવી ! નવી નવી નીતિ લાવી, નવી નવી પ્રીતિ લાવી.

આમાં કંઈક 'Cheapness' લાગે છે. શિષ્ટ શૈલીનો આ નમૂનો નથી. સદ્ભાગ્યે આવાં વાક્ય જવલ્લે જ મળે છે, જ્યારે કલામય, શિષ્ટ અને વિચારદ્યોતક વાક્યો ઠેર ઠેર સાંપડે છે :

પરંતુ જગતમાં એક જ વસ્તુસ્થિતિ અવિચળ અને અવિક્રિય રહેતી નથી, સંસ્કૃતિમાં વિકૃતિ થાય છે, વિકૃતિમાંથી સંસ્કૃતિ જન્મે છે. વિનાશમાંથી વિકાસ ઉદ્ભવે છે, વિકાસ વિનાશમાં પરિણમે છે. (પા. ૮)

શ્રી ઓઝાની શૈલી કેટલીક વાર સુંદર ચિત્રાત્મક સ્વરૂપ ધારણ કરે છે અને સુરેખ શબ્દાવલિથી અપૂર્વ નાદતત્ત્વ ઉત્પન્ન કરે છે. દાખલા તરીકે પાના ૧૭મા ઉપર:

કઠોદ પુણ્યસલિલા તાપીના પવિત્ર તટ ઉપર આવેલું છે. ત્યાં નિસર્ગદેવીએ અપૂર્વ શોભા વિસ્તારી છે. નિસર્ગરમણીય સ્થાન સર્વથા પવિત્ર વાતાવરણથી સભર હોય છે. કલાનિર્મિત બાગબગીચાઓ ત્યાં હોતા નથી. ત્યાં રંગબેરંગી ફુવારા-ઓની સેરો ઊડતી નથી. મોહક કલાનાં પૂતળાં ત્યાં દષ્ટિને આકર્ષતાં નથી. પરંતુ પ્રકૃતિની ભવ્યતા આંતર મન ઉપર અદ્ભુત અસર કરે છે. પ્રકૃતિના અધિ-ષ્ઠાનમાં રહેલા પ્રકૃતિપતિની નિગૂઢ તેજસ્વિતા અને પ્રભાવના સંસ્કાર અકથ્ય આનંદ જાગૃત કરે છે, મનને પવિત્ર પ્રેમથી ભરે છે. ... ... નદીના તટનાં ગામ અને તીર્થરૂપ મનાતાં સ્થળોનું વાતાવરણ શાંત, મનોહર અને આનંદગાઢ જ હોય છે. જ્યાં જનસંપર્ક ઓછો હોય છે ત્યાં જઈ જોનારને એ અનુભવ અવશ્ય થાય છે, અને વૃત્તિ સ્વાભાવિક સત્ત્વોદ્યને ધારણ કરતી સમજાય છે જ્યાં સાત્ત્વિકતા છે ત્યાં શાંત પ્રસન્નતા છે.

ઉપરનું વાક્ય વાંચતાં જાણે ગોવર્ધનરામની પ્રૌઢ પ્રેમાળ શૈલીના અરધી સદી પરેલાંના પડઘા સંભળાય છે...! હૃદયંગમ પડઘા ! સામે એવો વિષાદ પણ જાગે છે કે અરેરે, ते हि नो दिवसा गताः ! આજકાલની ઢંગધડા વગરની લેભાગુ રેઢિયાળ શૈલીના ભોગ બનેલા બિચારા અસહાય ગુજરાતી વાચકની વહારે આવો કોઈક પ્રશિષ્ટ ('ક્લાસિકલ') શૈલીનો પ્રેમી લેખક ધાય. એટલો મનોરથ પણ અત્રે વ્યક્ત કરીએ છીએ.

નૃસિંહાચાર્યના સિદ્ધાંતો વગેરે ઉપર લેખકે પોતાના પુસ્તકમાં પૂરતું કહેલું છે અને આ સમીક્ષામાં અમે પણ શ્રેયોમાર્ગ ઉપર શરૂઆતમાં જ કેટલુંક કહ્યું છે એટલે તે બાબતમાં વિશેષ વિચારની આવશ્યકતા નથી. આ ચરિત્રનાયકને ઓળખવા માટે અન્નપૂર્ણોપનિષદ્માંથી માત્ર આટલી જ ઉક્તિ ટાંકીને વિરમીએ છીએઃ

अध्यात्मरतिराशान्तिः पूर्णपावनमानसः ।
प्राप्तानुत्तमविश्रान्तिर्न किंचिदिह वाञ्छति ॥

મુકુન્દરાય વિ. પારાશર્ય

# એક કવિ-હૃદયની પિછાન

[ કવિશ્રી હરગોવિન્દ પ્રેમશંકર જેવા આપણા વૃદ્ધ કવિની આ પિછાન એમના કાવ્યસંગ્રહ 'ચન્દ્રગુપ્ત મૌર્ય અને બીજાં કાવ્યો'ના સરસ પ્રવેશકના પૂર્વાર્ધનો મુખ્ય ભાગ છે. લેખક તથા પ્રવેશક રા. નાથાલાલ દવેની અનુમતિથી એ આનન્દપૂર્વક એવી ઇચ્છાથી છાપીએ છીએ કે વાચકો કવિશ્રીનાં કાવ્યોને સહૃદયતાપૂર્વક વાંચતા-માણતા થાય. —તંત્રી. ]

બે વર્ષ પહેલાં જ ( ૧૯૪૬માં ) કવિશ્રી હરગોવિંદ પ્રેમશંકરનો કાવ્યસંગ્રહ 'રૂબાઇયાત અને બીજાં કાવ્યો' પ્રગટ થયો. એ વાંચતી વખતે ઇચ્છા થયેલી કે કલાપીના કાફલામાંના આ કવિને મળવું જોઇએ અને તેના મિત્રમંડળની તથા એ સમયની વાતો કવિના સ્વમુખેથી સાંભળવી જોઇએ. એ કાવ્યસંગ્રહમાંનાં કાવ્યો ઉત્તરોત્તર વાંચતાં જતાં વધુ ઇંતેજારી થઈ કે દેશના એક ખૂણામાં મૂંગા બેસી જનાર આ બુઝર્ગ કવિનું હૃદય કેવું છે? જીવન કેવું છે? અપરિમિત પ્રેમની, નિરતિશય વાત્સલ્યની, મંગળ મૃત્યુમાધુરીની ભાવનાઓના રંગો હૃદયની નિર્દંભ સરળતાથી કવિએ નિરૂપ્યા છે. છતાં યે એ રંગો પાછળ કવિને સ્વજન-સાથીઓ ખોયાનું દુઃખ છે, વિરહની વેદના છે. નરી એકલતાનો સૂર છે; જે સમાજમાં એ રહે છે તેનાથી તે ડરે છે. એની સાક્ષીરૂપ શું નીચેની પંક્તિઓ છે?

આ સખત સૂકી આલમે દિલને દિલ જડતું નથી,  
બહુ વિનવું હું તોયે તને મંજૂર એ કરતું નથી.  
આ દિલ તું રમતું હતું, હજી વાર ના ઝાઝી થઇ,  
સહુ સોબતી વીંટી વળ્યા'તા લ્હેરમાં રેલી પડી.  
સહુ સાથીઓ એ ક્યાં ગયા? તે ક્યાં ગઇ ઉજળી રતિ?  
દિલ ભૂર રુમ પાગલ અરે ફરતું ફરે ફરી અહીં.

—રૂબાઇયાત, ( 'સૂકી આલમે', પૃષ્ઠ ૩૮ )

ધડીક દિલમાં સ્વપ્નનાં ભગે,'હૈયું' સભર ભરે,
પળમાં પાછી આગ ઉભરતી, બળી ખાખ કરે.
—રૂબાઇયાત ('વિહ્વલ હૃદય,' પૃષ્ઠ: ૬૧)

આ પંક્તિઓમાં ગોચર થતી હૃદયવ્યથા એના જીવનમાં ક્યાં ક્યાં કેટલી પ્રસરી હશે? અને આવી યાતના વેઠનાર કવિ તરફ નવી પેઢીના મારા જેવાની કશીક ફરજ તો હોવી જોઈએ ને!

એ જ અરસામાં; નોકરીને કારણે મારી મહુવા (ગોહિલવાડમાં) બદલી થઈ. મારે સદ્ભાગ્યે કવિને મળવાનું રહ્યું. ધોળી સફેદ દાઢીવાળું આ બુઝર્ગ કવિનું સરલ હસતું વદન પ્રથમ પરિચયે જ સ્મરણમાં વસી જાય તેવું છે.

અમારા પરિચયની આધારભૂમિ કવિતા હતી તે ખરું પણ મારી પુત્રીની ટાઈફોઈડની લાંબી બિમારીના વખતમાં એ બહુ નિકટ આવ્યા. દિવસરાત દરદીની પથારી પર બેઠા રહે તેવા સેવાભાવી ડૉકટરને તે જ પકડી લાવ્યા. અને કહેતા, "તમે થાકયા હશો, ઊંઘી જાવ; અમે બેઠાં છીએ." ચોમાસાના દિવસોમાં, પોણો સો વર્ષની ઉમરના કવિ છોકરીની જવાબદારી પોતા પર હોય તેમ ડૉકટરને સાથે તેડી લાવી, મધરાતે બાર-એક વાગ્યા સુધી બેસતા; હસતે મોઢે આનંદની ઘણી વાતો કરાવતા અને એ ચિંતાના દિવસોમાં રાહત આપતા. પૂછવાની મને હિંમત થતી ન હતી પણ એ દિવસોમાં મને ઘણી વખત પ્રશ્ન થતો કે દીકરાઓ પર ભારરૂપ ન થવા માટે, સિદ્ધાંતને ખાતર એકલા રહેનારા, નજીવા પેન્શન પર નિર્વાહ ચલાવનારા, અવારનવાર માંદગીમાં પટકાઈ પડતાં છતાં ભડની પેઠે છાતી કાઢી ફરતા આ બુઝર્ગ કવિ પોતાની નિત્ય વ્યક્ત સરલ પ્રસન્નતા પાછળ કેણુ જાણે કેવું એ છૂપું દર્દ સંતાડે છે! મારી મુશ્કેલીના દિવસોમાં એ સ્નેહી કુટુંબજન પેઠે નિકટ આવી ગયા અને છતાં એમની નિકટ હું પહોંચ્યો ન હતો.

પછી તો પરિચય ઉત્તરોત્તર વધતો ચાલ્યો. એ પરિચયને અંગે આટલું ટૂંકામાં કહી શકાય: કવિ હરગોવિંદ પ્રેમશંકર સ્વભાવે સરલ છે, હૃદયથી કોમળ છે, સંકલ્પથી બળવાન છે અને સિદ્ધાંતથી કેરળ નક્કર છે. એ મળતાવડા અને હસમુખા છે છતાં એટલા જ એકાંતપ્રિય અને એકલતા અનુભવનાર છે.

૧૯૪૬ના જુલાઈ માસમાં કવિને ન્યુમોનિયા થયેલો. તેઓ ઘેર

મેં કવિને પૂછ્યું, "આ કઈ રીતે ગાઈ શકાય છે તે બતાવશો!"

"લાવો જોઈએ," કહી કવિએ નોટ હાથમાં લીધી, કવિતા પર નજર કરી. અત્યાર સુધીનું તેમનું હસતું મુખ જરા ગંભીર થયું. કવિએ યત્ન કર્યો. પહેલી લીટી ગાઈ પણ ગળું પકડાતું હતું. ફરી પહેલી જ લીટી પર પ્રયત્ન કર્યો, ગળું ખુલ્યું નહીં. ઊલટું વધુ પકડાયું. કવિએ બીજી લીટી લીધી.

શું હોત શું આ હોય, જાણું એકલાં પડયે.

પણ આ લીટી તેમણે પૂરી ન કરી. "શું હોત, આ હોય...," સુધી માંડ આવી પડતી મૂકી. મને થયું કે આ કવિતા વંચાવવાની મેં ભૂલ જ કરી છે. નોટ પાછી લઈ મેં કહ્યું. "રે'વા દો, મારે તો ઢાળ જાણવા એક જ લીટી ગવરાવવી'તી."

"ના ઠીક છે", ગળું સાફ કરી કવિએ કહ્યું, "અવસ્થાનું કારણ છે ને હું આમેય ક્યાં ગાનારો છું? કફને અંગે ગળું આમ ઘણી વાર ચાલતું નથી."

મને સમજાયું કે આ આત્મગોપન શા કારણે છે. હું બહુ નિકટનો ન હતો એ કારણ નહીં પણ દર્દ અપ્રકટ રાખવું, એમાં દર્દની મધુરતા કવિને લાગે છે, એ કારણ હતું. આનું સમર્થન કવિના જ શબ્દોથી મળે છે.

પડે પીડ પર ગાર, સદેહામાં સુખ છે બહુ.
હાર્યે વસમું દુઃખ ભવસાગરની રીત એ.

જે થોડાક માણસો પ્રત્યે કવિને લાગણી છે તેમને પણ પોતા માટે તકલીફ આપવા કવિ ઇચ્છતા નથી, પોતાનું એને જણાવા દેતા નથી. એકલા પડતા પોતે દુઃખી થશે એમ માનત હોવા છતાં પણ એ દુઃખ વિખૂટાં પડતાં સ્નેહીજનોથી કવિ છુપાવે છે. કવિ કહે છેઃ

જનારાંને ન રોકું હું, સુખે ત્યાં જાઓને ચાલી,
ફૂવા ઈચ્છું જનારાની અમીદૃષ્ટિથી નિહાળી.
ધરી બેસું સદા હૈયે રમું સંભારી વ્હાલાંને,
...... પરંતુ વાર રે ચાલી સાથે ખૂં રોકી તને હું.

મણિભાઈનું કહ્યું કરતા તેમ મારું પણ કોક ... લીઓ ગોતી
એકાદ મારી ઇચ્છા તારક તમારે ઉદ્ધાર થવું જો ... જે રહી જુદી.
... બતાવ્યા વિના કવિ વહ્યાં.

એને જવા દે છે. પણ એ દર્દને તે સમજે છે, ઊંડે સુધી અનુભવે છે.

"ઇશ્વરે આ અવસ્થામાં મારી સંભાળ લેવા એ બહેનને મોકલી છે" એમ જેને વિષે તે કહેતા એ લેડી-ડૉક્ટર - શ્રી મહાશ્વેતાની મહુવાથી બદલી થવાની હતી. એ છેલ્લા દિવસોમાં લેડી-ડૉક્ટરને ત્યાં અમે બેઠેલા ત્યારે મેં કવિને આગ્રહ કર્યો; "હવે તો તમારી સંભાળ લેનાર મહાશ્વેતા પણ ભાવનગર જાય છે. તમે હવે અમારી સાથે ભાવનગર ચાલો. આવી તબિયતે અહીં એકલા રે'વું ઠીક નથી. ત્યાં તેમને આનંદ થશે, ઠીક રહેશે"

કવિએ તુરત મોટે સ્વરે કહ્યું, જેની સામે એ પ્રત્યુત્તર સાંભળતા લાગતા નથી; "તે શું થયું, ભાઈ! મહાશ્વેતા ભલેને જાય. એની મા પણ ગઈ. ને હાં ક્યાં ઓછાં ગયાં છે! એમ નો જુઓ તો મારા ભાઈ ગયા, કલાપી ગયા, મણિશંકર ગયાં. છોકરાઓ પણ પોતપોતાને ધંધે વળગી ગયા. મૂંઝાઈ હેરાન થઈને બિચારો હરિલાલ ચાલ્યો ગયો, કોણ જાણે ક્યાં ય હશે, કાંઈ પત્તો નથી. સ્ત્રી યે મરી ગઈ. સહુ ગ્યા. તો ય હું છું ને એકલો? હાં ક્યાં કોઈ હોય તો જ હું રહી શકું તેવું છે! મારે તો ગામમાં સહુ છે ને કોઈ ન હોય તો ય ક્યાં પડી છે!"

કવિના આ ઉત્તર પછી મારે કશું બોલવાનું ન હતું. પોતે એકલા પડતાં તબિયતને કારણે હેરાન થશે એ જાતની ચિંતા શ્રી મહાશ્વેતા ન કરે એ કારણે મહાશ્વેતાને સંભળાવવા ઉપરનાં વાક્યો તેમણે કહ્યાં અને તે અમે સમજતાં હતાં. થોડા દિવસ પછી કવિએ મને ભાવનગર પત્ર લખ્યો તેમાં નીચેનાં વાક્યો હતાં: 'સહરાના રણમાં મીઠા જળની વીરડી સમાન બહેન મહાશ્વેતા પણ હવે બદલી થતાં ભાવનગર જવાનાં છે એ ખ્યાલથી પણ મનમાં ચચરાટી થઈ આવે છે." પરિચયથી મમતાભરી મધુરતા ગ્રહતા કવિનાં આ વાક્યો એમની આ અવસ્થાએ થતા દર્દનો વિષાદપ્રેરક ખ્યાલ આપે છે. કવિએ આપેલી મીઠા જળની વીરડીની ઉપમા લેડી-ડૉક્ટરને ભલે મુબારક રહો પરંતુ જનસમાજને અપાતી સહરાના રણની ઉપમા કદાચિત બંધબેસતી હોય તો પણ ઇષ્ટ નથી. આવા કવિહૃદયને-જે હંમેશાં સામાન્ય જનહૃદયથી ઊંચે હોય છે તેમને-સમાજ સંતોષી ન શકે તે સમજાય તેવું છે પણ કવિહૃદયની અવગણના ન થાય એટલું યે બનવા પામે તો એ પણ ખરેખર ઓછું નથી.

ભર્યા સમાજમાં રહેતાં છતાં પણ આ કવિને એકલું લાગે છે, પડતાં દુઃખ સહેવામાં સુખ ગણે છે. પણ આમ સહેવા છતાં યે એકલતા વિસારે પાડી શકાતી નથી. કવિ ભલે આત્મગોપન કરે, પરંતુ કવિતા એ તો અતિ નિકટના ચિરપરિચિત સ્વજન પેઠે આવે છે અને સર્જક જાણેઅજાણે પણ એ કવિતા પાસે નિજ વ્યથા રજૂ કરે છે ! એ વ્યથા નીચેની પંક્તિઓદ્વારા પ્રકટ થાય છેઃ

અગ્નિ ઊસરતા ઉર-રણ પર વાદળી મીઠી ગઈ
ઝરમર અમીની ઝીણ ઝીલીને ઝપટથી ચાલી ગઈ.
"કોને કરું ફરિયાદ ક્યાં જઈ ? આ અભાગી
આ ઘડી, આનંદ આપી હા સખિ ! ચાલી ગઈ.

—' જતીને ' પૃ. ૧૩૬

એ વ્યથાને કારણે દિલને કયાં ય જંપ નથી, જંપ શોધતા સ્થળ શોધે છે. સ્થળ શોધવા છતાં યે ક્યાં ય જડતું નથી.

કાસાર કમળોનાં ભર્યાં, કંઠે ફૂલોના ફૂંટ છે
પણ વ્હાલી હંસી એક વિણ એ હંસ-ઉર તે શેં ઠરે ?
"ક્યાં ઠરે રે ક્યાં ઠરે, દિલ બાવરું આ ક્યાં ઠરે ?
એણે ગુમાવ્યું છે બધું, આરામ એને શેં વળે ?

—' ક્યાં ઠરે ? ' પૃ. ૧૩૮

આ આરામ જે દુનિયામાં એ શોધવા મથે છે એને માટે કવિનો અભિપ્રાય !

શિકારીનો છે ત્રાસ બંદૂક-નાદ બૂરા ગાજતા,
સ્નેહી હૃદયથી દૂર, કંપિત હરિણ્ઉર, ક્યાં ઠરે ?

—' ક્યાં ઠરે ? ' પૃ. ૧૩૮

સ્વજનેતર મનુષ્યથી કવિ ડરે છે ?

' એક દ્વીપ ' કાવ્યમાં એક પ્રેમી યુગલ ત્રાસથી સમાજને છોડી, એક નિર્જન દ્વીપ તરફ જાય છે એ કથાકાવ્યમાં દ્વીપ પર માણસને જોઈ આ યુગલના મુખમાં કવિ નીચેની પંક્તિઓ મૂકે છેઃ

હાય અહીં પણ માનવ જાત, આ ઊભી સામી સાક્ષાત, '
નથી જરી આ જગમાં સુખ, મરવું સારું, ના એ દુઃખ.

' એક દ્વીપમાં ' પૃષ્ઠ ૧૦૨

આવો વિરામ શાને? કારણ કે સ્નેહાળ, મનસ્વી વ્યક્તિ સાથે મેળ લે તેવો સમાજ નથી. એવો મનોમેળ હોય તો? કવિ તો કહે જ છેઃ

> જ્યાં મનડાના મેળ, ત્યાં તેને સુખ સ્વર્ગનાં,
> ઊછળે રસની રેલ, સંગી જો સાચાં મળે.
>
> 'એક દ્વીપમાં' પૃ. ૧૦૩

આવું સંગી મળી શકે ખરું? 'કવિ અને જગત' નામક છેલ્લા કાવ્યમાં કવિએ કિસ્મતને એ જ પ્રશ્ન પૂછ્યો છે. ભર્યાભર્યા સંસારમાં, ભાવનાશીલ સ્નેહી હૃદય આવે છે, સ્નેહ દેવા અને સ્નેહ લેવા, કેવળ નિખાલસપણે શિશુ સમાન નૈસર્ગિક સરળતાથી; પરંતુ એવા હૃદયને તેવું જ સમાનશીલ હૃદય ભારી મળતું નથી. ઝૂરીઝૂરીને નિરાશ થવાનું, અને છતાં સ્નેહની ભાવનાઓને તથા ક્યારેક માંડ સાંપડેલી લાગતી સ્નેહની પળોની સ્મરણમાધુરીને વાગોળવાનું સદ્ભાગ્ય કહો કે દુર્ભાગ્ય, આવાં સર્વ કવિજીવનમાં લખાએલું હોય છે.

× × ×

કવિશ્રી હરગોવિન્દની આ કવિતાઓ અત્યાર સુધી તેની હતી, હવેથી ગ્રન્થસ્થ બની પ્રકટ થતાં ગુજરાતની બને છે, કારણ કે કવિતા કેવળ લખનારની નથી, વાંચીને અનુભવનારની પણ તેટલી જ છે.

વસન્ત પંચમી }
૨૦૦૪ }

# પૂર્ણયોગ

## એ સંબંધી થોડાં અવતરણો

[શ્રીઅરવિન્દ પ્રણીત પૂર્ણયોગ એ તો માત્ર સંન્યાસયોગ કહેવાય ઇત્યાદિ ટીકા 'પૂર્ણયોગી ગાંધીજી' એ ગીતાના આધારવાળા લેખમાં (શિક્ષણ અને સાહિત્ય ઓક્ટો ૪૮ સારતી દિવાળી અંક ૨૦૦૪) થઇ છે. ટીકાકારનું મન્તવ્ય શ્રીઅરવિંદની દૃષ્ટિએ કેવું ઠરે છે તે આ અવતરણો પરથી નિષ્પક્ષ વિચારકો સમજી શકશે એવી આશા છે.—તંત્રી]

### ૧. ગીતા અને પૂર્ણયોગ

આપણો યોગ અને ગીતાનો યોગ એ બંને એક જ નથી, જો કે ગીતાના યોગમાં જે કંઇ સારભૂત વસ્તુ છે તે બધું આ યોગમાં આવી તો જાય છે જ. આપણા યોગમાં આપણે પૂર્ણ સમર્પણની ભાવના.થી, એવા સમર્પણ માટેના સંકલ્પથી તથા અભીપ્સાથી આરંભ કરીએ છીએ, પરંતુ સાથે સાથે આપણે નિમ્ન પ્રકૃતિનો ત્યાગ પણ કરવાનો રહે છે, એ પ્રકૃતિમાંથી આપણી ચેતનાને મુક્ત કરવાની રહે છે, એ નિમ્ન પ્રકૃતિમાં કરાયેલા આત્માને ઊર્ધ્વ પ્રકૃતિની મુક્ત દશામાં આરોહણ પામતા આત્મા દ્વારા મુક્ત કરવાનો રહે છે. આ બેવડી ક્રિયા જો આપણે નહી કરીએ તો પછી આપણું સમર્પણ તામસિક પ્રકારનું બની જવાનો ભય રહે છે, એ સમર્પણમાં કશો પુરુષાર્થ નથી રહેતો, કશું તપસ નથી રહેતું અને એટલે એમાં કશી પ્રગતિ પણ થતી નથી. એવું સમર્પણ એવું તો અવાસ્તવિક સમર્પણ બની રહે છે કે જેને સમર્પણ જ ન કહેવાય. અથવા તો આપણું સમર્પણ રાજસિક પ્રકારનું પણ બની જવાનો ભય રહે છે. એ સમર્પણ પ્રભુને નથી થતું પણ આપણે પોતે ઉપજાવેલા કોઈ મિથ્યા પ્રભુને અથવા તો પ્રભુની આપણે રચેલી કોઇ પ્રતિમાને થતું હોય છે. એવા સમર્પણ હેઠળ આપણો રાજસિક અહંકાર છુપાઇ રહે છે. અથવા તો એવું પણ બને કે આપણું સમર્પણ આ કરતાં પણ કોઇ વધુ ખરાબ રૂપ ધારણ કરે, ('મોર લાઇટ્સ ઓન યોગ' પૃ. ૫)

## ૨. આધ્યાત્મિક, ધાર્મિક અને પ્રાકૃત જીવન

આધ્યાત્મિક જીવન, ધાર્મિક જીવન અને મનુષ્યનું સામાન્ય પ્રાકૃત જીવન-નૈતિક જીવન 'આ પ્રાકૃત જીવનમાં જ આવી જાય છે–એ ત્રણ તદ્દન જુદીજુદી વસ્તુઓ છે. પોતાને આમાંથી કયું જીવન જોઇએ છે તે વ્યક્તિએ સ્પષ્ટ રીતે જાણી લેવું જોઈએ અને એ ત્રણેનો ભેગો ખીચડો ન કરવો જોઇએ. સામાન્ય પ્રાકૃત જીવન એ સરાસરી સાધારણ માનવ ચેતનાનું જીવન છે. એ માનવ ચેતના પોતાના સાચા સ્વરૂપથી તેમ જ પ્રભુથી છૂટી પડી ગયેલી ચેતના છે અને મન, પ્રાણ તથા શરીરને પડેલી સામાન્ય પ્રકારની ટેવો દ્વારા તે દોરાતી રહે છે. આ મન, પ્રાણ તથા શરીરનો વ્યવહાર એ અવિદ્યાએ સર્જેલા ધર્મો છે. ધાર્મિક જીવન પણ આ જ અજ્ઞાનપૂર્ણ માનવ ચેતનાની પ્રવૃત્તિ છે. એમાં ચેતના પાર્થિવતામાંથી પ્રભુ પ્રત્યે વળેલી હોય છે. યા તો વળવાને પ્રયત્ન કરતી હોય છે. પરંતુ તેમાં હજી જ્ઞાનનો ઉદય થયેલો હોતો નથી તે માત્ર અમુક રૂઢ બનેલી માન્યતાઓને આધારે તેમ જ કોઇએક સંપ્રદાય યા તો પંથના નિયમોને આધારે દોરાતી રહે છે. એ પંથો કે સંપ્રદાયો એવો દાવો કરતા હોય છે કે પાર્થિવ ચેતનાનાં બંધનોમાંથી મુક્ત થઈ કોઈ આનંદમય પરાત્પર તત્ત્વમાં પહોંચવાનો માર્ગ અમને મળી આવેલો છે. આવું ધાર્મિક જીવન આધ્યાત્મિક જીવન પ્રત્યેનું પ્રથમ પગલું બની શકે છે, પરંતુ ઘણી વાર તે અમુક ક્રિયાઓ, પૂજાપાઠ, આચારો અથવા તો રૂઢ વિચારો અને રૂપો એક વર્તુલમાં જ ફર્યા કરે છે. એમાંથી કશી ફલપ્રાપ્તિ થતી નથી. આથી ઊલટું, આધ્યાત્મિક જીવન સીધેસીધું ચેતનાની અંદર પરિવર્તન સાધીને જ આરંભ કરે છે. પોતાના સાચા સ્વરૂપથી તેમ જ પ્રભુથી છૂટી પડેલી અને અજ્ઞાન એવી સામાન્ય પ્રાકૃત ચેતના પોતાનાથી વિશેષ મહાન એવી એક ચેતનામાં પરિવર્તન પામે છે. એ બૃહત્ ચેતનામાં વ્યક્તિને પોતાનું સાચું સ્વરૂપ મળી આવે છે, ત્યાં વ્યક્તિ પ્રભુની સાથે પ્રથમ તો પ્રત્યક્ષ અને જીવંત સંબંધમાં આવે છે અને પછી પ્રભુ સાથે તે તદ્રૂપ થઈ જાય છે. આધ્યાત્મિક જીવનનો સાધક કેવલ ચેતનાના આ પરિવર્તનની જ ઝંખના કરે છે એ સિવાયની અન્ય વસ્તુઓ તેને માટે કશા મહત્ત્વની નથી રહેતી.

નીતિ એ પ્રાકૃત જીવનનો જ ભાગ છે, નીતિ અમુક માનસિક

નિયમો દ્વારા બાહ્ય આચરણ કાબૂમાં રાખવા પ્રયત્ન કરે છે, અથવા તો એવા નિયમો દ્વારા અમુક મનોમય આદર્શની દિશામાં ચારિત્ર્યને ઘડવાનો યત્ન કરે છે. આધ્યાત્મિક જીવન મનની આગળની ભૂમિકામાં જાય છે. એ જીવન આત્મતત્ત્વની વિશેષ ગહન ચેતનામાં પ્રવેશ કરે છે અને એ આત્મતત્ત્વમાં રહેલા સત્યના દર્શનને આધારે પોતાનો વ્યવહાર કરે છે. નૈતિક જીવન અને પ્રભુનો સાક્ષાત્કાર કરવાની આવશ્યકતા એ બાબતમાં તો 'જીવનનાં લક્ષ્યની સિદ્ધિ' એનો શો અર્થ કરવામાં આવે છે તેના ઉપર આધાર રહે છે. એ લક્ષ્યમાં આધ્યાત્મિક ચેતનામાં પ્રવેશ કરવો એ વસ્તુ પાછી આવતી હોય તો માત્ર નીતિને આધારે તમને એ પ્રવેશ નહિ મળી શકે.

રાજકારણનો, રાજકારણ તરીકે, આધ્યાત્મિક જીવન સાથે કશો જ સંબંધ નથી. આધ્યાત્મિક વ્યક્તિ પોતાના દેશને ખાતર જો કંઇ કરતી હશે તો પણ તેની એ પ્રવૃત્તિ પ્રભુની ઇચ્છાને સાકાર કરવા માટે, પ્રભુએ આપેલા કોઇ કાર્યને પાર પાડવાના એક અંગ તરીકે જ થતી હશે. એ પ્રવૃત્તિની પાછળ બીજો કોઈ પ્રાકૃત હેતુ નહિ હોય. એ આધ્યાત્મિક વ્યક્તિનું એક પણ કર્મ પ્રાકૃત માણસોને પ્રેરી રહેલા સર્વસામાન્ય એવા માનસિક અને પ્રાણમય ભાવોની પ્રેરણામાંથી જન્મતું નથી. આધ્યાત્મિક વ્યક્તિ આત્મતત્ત્વના સત્યની અંદરથી પોતાનું કર્મ આરંભે છે. તેનું કર્મ એક આંતર આદેશમાંથી પ્રગટતું હોય છે, અને એ આદેશ ક્યાંથી આવે છે તેનું તેને જ્ઞાન હોય છે.

('લેટર્સ ઑફ શ્રી અરવિન્દ' પૃ. ૯૦-૯૧)

### ૩. શ્રીઅરવિંદની રાજકીય દૃષ્ટિ

કેટલાક લોકો એમ માને છે કે શ્રીઅરવિંદની રાજકીય દૃષ્ટિ કેવલ શાંતિવાદની જ હતી, સિદ્ધાંતમાં તેમ જ વ્યવહારમાં તેઓ સર્વ પ્રકારે હિંસાનો વિરોધ કરતા હતા, તેમ જ હિંદુ ધર્મની ભાવના તથા શાસ્ત્રો મુજબ રાજકારણમાં ત્રાસવાદ કે ક્રાંતિનો સંપૂર્ણ નિષેધ છે એમ કહીને તેમણે એ વસ્તુઓને વખોડી પણ કાઢી હતી એવું મનાય છે. પણ સૂચન કરવામાં આવે છે કે શ્રીઅરવિંદ અહિંસા ધર્મના પ્રથમ પુરસ્કર્તા હતાં. આ બધું હકીકતથી તદ્દન વેગળું છે. શ્રીઅરવિંદ કદી યે એક નિર્વીર્ય નીતિવાદી કે દુર્બળ શાંતિવાદી રહ્યા નથી.

તે વખતે રાજકીય કાર્યક્રમમાં શાંત પ્રતીકારનો સ્વીકાર કરવામાં આવ્યો હતો તે અહિંસાધર્મના અંગ તરીકે અથવા શાંતિવાદના આદર્શ મુજબ નહિ પણ તે વખતના રાષ્ટ્રીય આંદોલનમાં એ જ ઉત્તમોત્તમ પ્રકારની નીતિ હતી તેટલા માટે. શાંતિ એ ઉત્તમોત્તમ આદર્શનું અંગ અવશ્ય છે, પરંતુ એ શાંતિ આધ્યાત્મિક કોટિની હોવી જોઈએ. અથવા કંઈ નહિ તો તે ઓછામાં ઓછી માનવના ચિત્તની અંદર રચાયેલી (psychological) તો હોવી જ જોઈએ. માનવ પ્રકૃતિની અંદર પરિવર્તન નહિ થાય ત્યાંસુધી એ શાંતિ સંપૂર્ણપણે કદી આવી શકવાની નથી. ઉપર જણાવ્યો તે સિવાય અન્ય કોઈ પણ પાયા ઉપર (નૈતિક સિદ્ધાંત મુજબ યા તો અહિંસા-ધર્મની રીતે યા તો બીજી કોઈ રીતે) શાંતિને સ્થાપન કરવાનો પ્રયત્ન થશે તો તે નિષ્ફળ જવાનો છે, અને એવા પ્રયત્નને પરિણામે પરિસ્થિતિ હશે તે કરતાં પણ વધુ ખરાબ બની જવાનો સંભવ છે. યુદ્ધને દબાવી દેવા માટે આંતરરાષ્ટ્રીય કરારો કરી તેમ જ આંતરરાષ્ટ્રિય લશ્કરી બળદ્વારા કામ લેવું જોઈએ. એ પ્રમાણે પ્રયત્ન કરવાની તરફેણમાં શ્રી અરવિંદ છે. અત્યારે યોજાઈ રહેલા 'ન્યૂ ઓર્ડર'માં આ જ પદ્ધતિનો વિચાર થઈ રહેલો છે, પરંતુ જો એ પદ્ધતિ શક્ય બનશે તો પણ તે કંઈ અહિંસાની પદ્ધતિ નહિ હોય. એમાં તો એક ઉદ્દામ સ્વતંત્ર બળને એક કાયદેસરના બળદ્વારા દબાવી દેવામાં આવશે અને એમ થશે તો પણ એવી રીતે સ્થાપેલી શાંતિ સ્થાયી રહેશે કે કેમ તે સવાલ છે. આવી શાંતિ દેશોની વચ્ચે અત્યારે સ્થપાઈ છે, તે પણ અવારનવાર થઈ આવતા આંતરવિગ્રહો, ક્રાંતિઓ, રાજકીય ગોટાળા અને દમનખોરીઓ, -અને કેટલીક વાર તો એ બધાં ખૂનખાર પ્રકારનાં પણ હશે-એ બધું પેલી આંતરરાષ્ટ્રીય શાંતિને લીધે અટકી જશે નહિ. આંતરરાષ્ટ્રીય શાંતિની પણ આવી જ હાલત થઈ છે. શ્રી અરવિંદે પોતાનો અભિપ્રાય કદી પણ છુપાવ્યો નથી કે કોઈ પણ રાષ્ટ્ર હિંસાદ્વારા જો સ્વતંત્રતા મેળવી શકે તેમ હોય, અને તે સિવાય બીજો કોઈ માર્ગ ન હોય, તો તેમ કરવાનો તેને સંપૂર્ણ અધિકાર છે. કોઈ પણ રાષ્ટ્ર એમ હિંસાનો આશ્રય લેવો કે નહિ, તેનો નિર્ણય કોઈ નૈતિક મુદ્દાઓને આધારે નહિ. પણ કયા પ્રકારની રાજકીય નીતિ સૌથી વધુ અનુકૂળ છે તેને આધારે થઈ શકે આ વિષયમાં શ્રી અરવિંદની દૃષ્ટિ અને કાર્ય તિળક અને બીજા નેતાના-

લિસ્ટ નેતાઓના જેવા જ રહ્યા હતા. અને ટિળક તેમ જ એ નેશનાલિસ્ટ નેતાઓ ક્યારે ય પણ શાંતિવાદી કે અહિંસાધર્મના પૂજારીઓ રહ્યા નથી (તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા 'શ્રીઅરવિંદ એન્ડ હિઝ આશ્રમ' માંથી, પૃ. ૯થી ૧૦)

### ૪. રાજકારણનો ધર્મ

રાજકારણના ક્ષેત્રમાં વ્યક્તિઓ સાથે નહિ પણ માનવસમૂહ સાથે કામ લેવાનું હોય છે. માનવજાતિના સમૂહોને કહેવું કે તમે બધા સન્તોના જેવું વર્તન રાખો, દિવ્ય પ્રેમના શિખર ઉપર પહોંચી જાઓ, તમારા શત્રુઓને–તમારા પર જુલમ કરનારાઓને તમે પ્રેમથી ભેટો એમાં અજ્ઞાન જ રહેલું છે. આવી રીતનો ઉપદેશ કરવો એ શત્રુને મારવા માટે શસ્ત્ર ઉગામતા પ્રજાના મોક્ષદાતા વીર પુરુષના હાથને પાંગળો કરી નાંખવા બરાબર છે. એમ કરવાથી અન્યાય અને હિંસાનાં બળોને જ પુષ્ટિ મળે છે.

રાજકારણ એ ક્ષત્રિયનો પ્રદેશ છે. આપણી રાજકીય પ્રવૃત્તિઓ કેવળ ક્ષત્રિય ધર્મ પ્રમાણે જ ચાલવી જોઇએ. સન્તની રીતે દુઃખ સહન કરવાનો બ્રાહ્મણનો ધર્મ રાજકારણ ઉપર લાદવો એ વર્ણસંકરનો ઉપદેશ કરવા સમાન છે.

રાજકારણમાં પ્રેમને અવશ્ય સ્થાન છે. પણ એ પ્રેમ તે પોતાના દેશ માટેનો, દેશબાંધવો માટેનો પ્રેમ છે; પોતાની જાતિના સુખ, ગૌરવ અને યશ માટેનો પ્રેમ છે......... આ કરતાં અન્ય પ્રકારના પ્રેમને રાજકારણમાં સ્થાન નથી. દેશદેશોની વચ્ચેના સંબન્ધમાં ન્યાયને, પક્ષપાતને, ઉદારતાને, કર્તવ્યબુદ્ધિને સ્થાન હોઇ શકે, પ્રેમને નહિ. હરેક પ્રકારનો પ્રેમ કાં તો પોતાની જાતિના અથવા તો માનવજાતિના અન્તરાત્મા પ્રત્યેનો પ્રેમ હોય છે. જુદી જુદી જાતિના માણસો વચ્ચે એવો પ્રેમ વ્યક્તિગત રીતે સંભવી શકે પરન્તુ એક આખી જાતિ બીજી જાતિને માટે પ્રેમ ધરાવતી હોય એવું કુદરતમાં કદી બન્યું નથી. ... ... ...

અધિકારને આગળ ધપાવવા માટે હિંસાનો ઉપયોગ કરવો કે નહિ......એમાં નીતિની દૃષ્ટિએ કશો જ પ્રશ્ન ઊભો થતો નથી...... ક્ષત્રિયના ધર્મ મુજબ યુદ્ધના પ્રસંગે હિંસાનો ઉપયોગ કરી શકાય જ. છે... ન્યાય અને પ્રામાણિકતા એ રાજકીય ધર્મનાં લક્ષણો છે પરન્તુ એ ન્યાય અને પ્રમાણિકતા તે ક્ષત્રિય યોદ્ધાનાં છે, ધર્મગુરુનાં નહિ. કોઇની

તરફથી કારણ મળ્યા વગર આક્રમણ કરવામાં આવે ત્યારે જ તે આક્રમણ અન્યાયી હોય છે. હિંસાનો ઉપયોગ સ્વચ્છન્દપણે અથવા તો અન્યાયી હેતુસર કરવામાં આવે ત્યારે જ તે અનુચિત ઠરે છે. જે તત્ત્વજ્ઞાન સઘળાં કર્મોમાં એક જ પ્રકારનો નિયમ જડ રીતે લાગુ પાડે છે, એકાદ શબ્દ લઈને સમગ્ર માનવ જીવનને તેમાં જ બંધબેસતું કરવા મથે છે. તે વાંઝિયું તત્ત્વજ્ઞાન છે.

ન્યાય અને પ્રામાણિકતાની સ્થાપના માટે સન્તની પવિત્રતાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર યોદ્ધાની તલવારની પણ છે. શિવાજી વિનાના રામદાસ અધૂરા છે. ન્યાયને ટકાવી રાખવા માટે, જોરાવર માણસોને બીજાં પર અત્યાચાર કરતાં અટકાવવા માટે, અને દુર્બળને કચડાઈ જતાં અટકાવવા માટે ક્ષત્રિયનું સર્જન થયેલું છે. "એટલા માટે જ" શ્રીકૃષ્ણ મહાભારતમાં કહે છે કે "પ્રભુએ યુદ્ધનું સર્જન કર્યું છે; બખ્તર, તલવાર, ધનુષ્ય અને ખંજર ઘડ્યાં છે."

("દક્ષિણા: 'નવે.' '૪૮, પૃ. ૭૨, ૭૩.)

## ખાદીનો મહિમા

'રાસા' (ગાંધીજી)નાં સત્ય તથા અહિંસા કેટલાં પળાય છે તે 'રાસા' જ જાણતા હશે. સામાન્યતઃ તો ખાદી પહેરીને ગળું કાપનાર મહાસભાનો અનુયાયી રહી શકે છે; પરંતુ ખાદી પહેર્યા વગર બીજાને માટે જીવ આપનાર મહાસભાનો અનુયાયી હોઈ શકે જ નહીં! ખાદી પહેર્યા વગરનાં બધાંય પુણ્ય પાપ બની જાય છે; પરંતુ પાપ ઉપર ખાદી ઢાંકી દેવાય તો તે જરૂર પુણ્ય બની જાય છે!

ર. વ. દેસાઈ. 'ઝંઝાવાત' પૃ. ૩૩૦

પ્રા. ગિરિન જે. ઝવેરી

# ટી. એસ. ઈલિયટ
## અને તેની કવિતા

પ્રિય લીલી, સૂરત : તા. ૧૫-૧૧-૪૮

તારો પત્ર વાંચી મને જરીકે નવાઈ ન લાગી. આ વર્ષે સાહિત્ય માટેનું નોબેલ ઇનામ ઇલિયટને અપાયું. તેથી તને તો શું ખુદ અંગ્રેજો-માંથી ઘણાને આશ્ચર્ય થયું હશે એક બાજુ હર્બર્ટ પામર જેવા અનેકને આ પસંદગી તદ્દન બેહૂદી લાગી હશે, જ્યારે બીજી બાજુ, સ્ટીફન સ્પેન્ડર જેવાને પોતાને જે છેક ૧૯૪૬ કે તે પહેલાંથી દેખાતું હતું તે આજે પણ સાચું પડ્યું તે માટે હર્ષ થયો હશે. તો વળી કેટલાકને આમાં રાજકીય રમત પણ દેખાઈ હશે. પણ જેમને માત્ર આશ્ચર્ય થયું હશે એમને મુકાબલે આ ત્રણે વર્ગની વ્યક્તિઓની સંખ્યા ઘણી ઓછી. અલબત્ત, આમાં આપણી ચાંદન જેવી વાંકબોલી વ્યક્તિઓને તો હું ગણતો જ નથી: થોડાક દિવસ પહેલાં એક વાર હું કંઈ વાંચતો હતો ત્યારે આવીને જાણે ગંભીરતા વડે જ મોં ધોઈ આવી હોય એમ પૂછવા લાગી: "મોટા ભાઈ, તમે કહેતા'તા કે ર–લ–યોઃ અભેદ તો લ–ડયોર-ભેદઃ ન હોય?"

"હશે, કેમ?" મેં બેધ્યાનપણે જ જવાબ વાળ્યો. મારું મન પુસ્તકમાં હતું.

"હશે શું, હોય જ. નહિ તો આ તમારા 'ઇડિયટ'ને ઇનામ આપે ખરા?" એ પછી તો એણે રશિયન અખબારોની છટાથી ઈલિયટને ભાંડવા માંડ્યું. શરૂઆતમાં તો મેં એને સમજાવવા માટે The Waste

Landનો ઉલ્લેખ કરી કબાટમાંથી ચોપડી કાઢી વાંચવા કહ્યું. બસ, બોમ્બ ફાટ્યો: "Most of the Waste Land cannot be understood, because it was never meant to be understood. It is an erudite gibberish—the most stupendours literary hoax since Adam." આવું આવું બોલતાં બોલતાં બહેનબાએ કેમ જાણે, પ્રતિપક્ષીને પળવારમાં ચકિત કરી મલ્લરાજ અખાડો છોડી જતા હોય તેવી અદાથી ચાલવા માંડ્યું. સારું હતું કે એ નામદારે વાપરેલા બધા શબ્દો કર્યાંક વ ચ્યા હોવાનું મને યાદ હતું, બાકી મારી બહેન ગાલિપ્રદાનમાં લાજવાબ છે એટલે હું પણ ...

જવા દે એ વાત. સારું છે કે તું આવી માયામારે (કારણ પૂરતી તો!) નથી થઈ. એટલે તને ઍલિયટ વિશે બે શબ્દો લખવા બેઠો છું. એને નોબેલ ઇનામ મળ્યું તે યોગ્ય છે કે નહિ એની ચર્ચા અસ્થાને છે, પણ એટલું તો કબૂલ્યે જ છૂટકો કે વર્તમાન સમયમાં યુરોપ અને અમેરિકામાં (સ્પેન્ડરની જેમ હું આખી દુનિયાની વાત નથી કરતો) કાવ્યપ્રદેશે સૌથી વધારે અસર ઍલિયટની છે. અલબત, એ જનતાનો કવિ નથી. પ્રજા સુગમતાથી સમજી શકે એવું ભાવલાલિત્ય કે પ્રસન્નકર શબ્દરૂપે શોભતી પ્રાસાદિક શૈલી એનામાં નથી. સામાન્ય જન પ્રશંસા કરે એવો કલ્પનાવિલાસ કે ચિત્તમાં ગુંજ્યા કરે એવી મંજુલ પદાવલિ પણ ઍલિયટમાં નથી. પણ આવી વસ્તુઓના ભાવાભાવ પરથી જ સર્વદા કવિનું મૂલ્યાંકન ન થઈ શકે એ તારાથી અજાણ્યું છે? સામાન્ય કોટિના લેખકોની પરીક્ષા જનતા કરી શકે છે; ઉચ્ચ કોટિના પ્રતિભાશાળી કલાકારો સન્મુખ તો જનતાને પોતાને જ પરીક્ષાર્થ ઊભી રહેવું પડે છે. આવી પરીક્ષા આપવામાં થોડો સમય જનતાને ગૌરવહાનિ જેવું પણ લાગે છે. પરિણામે સિદ્ધપ્રતિભ કલાકાર કેટલીક વાર લોકપ્રિયતા પામી શકતો નથી. પણ લોકપ્રિયતા એ જ કલાનો માપદંડ થોડો જ છે!

ટોમસ સ્ટર્ન્સ ઍલિયટનો જન્મ ૨૬મી સપ્ટેમ્બર ૧૮૮૮ના દિવસે અમેરિકામાં મીસોરીમાં સેન્ટ લૂઇ મુકામે થયો હતો. ઇંગ્લૅંડથી અમેરિકા જઈ વસવાટ કર્યે ઍલિયટના વડવાઓને પોણાબસોક વર્ષ થયેલાં. કુટુંબ કેળવાયેલું ને ધર્મિષ્ઠ એટલે બચપણથી જ ઍલિયટની રુચિ અભ્યાસ તેમ જ ધર્મ પ્રત્યે ખરી. ૧૯૦૬થી ૧૯૧૫ સુધીનો કાળ એણે સાહિત્ય

તથા ફિલસૂફીના અધ્યયન પાછળ હાર્વર્ડ, પારિસ તથા ઑક્સફર્ડમાં ગાળ્યો. એની સાહિત્યપ્રીતિએ એને જુદી જુદી ભાષાઓના સાહિત્યમાં રસ લેતો કર્યો અને ફિલસૂફીએ માનવસ્વભાવ તથા સમાજની યુગજનિત સમસ્યાઓના તલસ્પર્શી વિશદ જ્ઞાનને અવારનવાર ચમકાવી આજે અનેકોને આશ્ચર્યમુગ્ધ કરતી વ્યુત્પન્ન પ્રતિભાનાં બીજ રોપ્યાં. જરથુસ્ત, બુદ્ધ, લાઓત્સે તથા બાઈબલના ઉપદેશોની એના ચિત્ત પર ઊંડી અસર થઈ. સમર્થ અમેરિકન લેખકો અર્વિંગ બૅબિટ અને સાન્તાયનનો તો એ જાણે શિષ્ય જ બન્યો.

આ અભ્યાસકાળ દરમ્યાન એને ફ્રેન્ચ પ્રતીકવાદી કલાકારો (Symbolists) સાથે સંપર્ક થયો. એચ. ઈ. હ્યુમ, એઝરા પાઉન્ડ, ઍમી લોવેલ વગેરે અંગ્રેજી ઇમેજીઝમના (Imagism 'પ્રતિરૂપવાદ' કહીશું ?) અગ્રયાયીઓ સાથે પણ સંબંધ બંધાયો. એણે પણ અવારનવાર સામયિકોમાં કાવ્યો લખવા માંડ્યાં. ભાવ અને રીતિની શિથિલતાને સંયમમાં રાખવાનો આદેશ દેતો, ને તાટસ્થ્યનું કલામાં ગૌરવ નિર્દેશતો આ પ્રતિરૂપવાદ તેને ખૂબ આકર્ષક લાગ્યો. એની photographic imaginationને પણ આ કલાપદ્ધતિ ગમી. પરંતુ થોડા જ સમયમાં એને સમજાયું કે જે સંયમન કલાકારના કથયિતવ્યને સચોટતા અર્પી શકે છે તે જ સંયમન કલાકારના ભાવાવિષ્કારને વિકૃતદેહી પણ બનાવે છે. વિચારોનો સ્પૃહણીય સ્વૈરવિહાર પણ એથી અવરોધાય છે, એટલે વીસમી સદી પ્રત્યેનું પોતાનું દાયિત્વ (ઉત્તરદાયિત્વ, જવાબદારી) એને જેમ જેમ સમજાતું ગયું, મનોવિજ્ઞાને ઉઘાડવા માંડેલ નવનવાં નિગૂઢ રહસ્યમય અંતર્પટનાં દર્શને એના કવિહૃદયને જેમ જેમ વધુ ગુંજિત કરવા માંડ્યું તેમ તેમ પ્રતિરૂપાત્મક કવિતાનાં બાહ્ય બંધનો ઇલિયટને અકારાં લાગવા માંડ્યાં. જોઈસ, લૉરેન્સ, હિલ્ડા ડૂલિટલ, આલ્ડીંગ્ટન, રીડ (અને એઝ્રા પાઉન્ડ પોતે પણ) એ સૌની જેમ ઇલિયટે પણ પોતાનો નિરાળો પંથ ખોળી લીધો. આ Imagist Schoolનો અંગ્રેજી કાવ્યસાહિત્યમાં કેટલો ને કેવો ફાળો છે એની અંગ્રેજ લેખકો અછડતી જ નોંધ લે છે. કાવ્યની સરિતામાં આ પ્રતિરૂપીઓનાં નિર્ઝરણું અનુલ્લેખનીય છે એવી માન્યતા સામાન્યતઃ વિવેચકોમાં પ્રવર્તે છે. ફ્રેન્ચ સાહિત્યનો નિકટ સંપર્ક આ જૂથના આગમન પૂર્વે અંગ્રેજીને થયેલો એ ખરું, પરંતુ ફ્રેન્ચ જ નહિ સમસ્ત યુરોપીય જ નહિ ને છેક પૌરસ્ત્ય જપાનથી પોતાની કાવ્યરીતિની

પ્રેરણા પામનાર આ લેખકો જ હતા એ ન ભૂલવું જોઇએ. કેટલીક સર્વોત્તમ પ્રતિરૂપાત્મક રચનાઓમાં જપાની 'તાન્કા' યા 'હોક્કુ' કાવ્યપ્રકારનું અનુકરણ સ્પષ્ટ છે. ( માથું ખજવાળીશ નહિ ? કુલ ૩૧ વર્ણશ્રુતિ–Syllables–વાળી પાંચ પંક્તિઓ અનુક્રમે ૫, ૭, ૫, ૭, ૭ એ પ્રમાણે આવે તે તાન્કા; ત્રણ પંક્તિઓમાં, ૫–૭–૫ એ મુજબ ૧૭ વર્ણશ્રુતિ આવે તે હોક્કુ ) ઇલિયટના કાવ્યફલકના વિસ્તાર અને કથનની સચોટતામાં આ Imagist'નું ચોક્કસ સ્થાન છે.

ઉપર ગણાવેલા બધા કવિઓને છંદનાં જૂનાં સ્વરૂપ રુચતાં નહોતાં. સૌને કંઇ નવું કરવાની હોંશ હતી. પોતે જેને આવકાર્યાં ન હોય એવાં બંધન નિભાવી લેવાનું કોઇને ગમતું નહોતું. ગદ્યકારને જેટલી છૂટ હોય છે તેટલી છૂટ પદ્યકારને કેમ નહિ ? કાવ્યમાં શોભે એવા ભાવ અને વિચાર જો ગદ્યલેખક પોતાના લેખનમાં રજૂ કરી શકે તો પદ્યલેખકને આવા છંદ આદિનાં બંધન શાને ? અંગ્રેજ કવિઓને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના ચોથા દશકાના ફ્રેન્ચ નવપ્રયોગકારોમાંથી સૂચન મળ્યું. માલાર્મે (Malarme) જેવાનાં મંતવ્ય હદે આવ્યાં કે ગદ્ય જેવો કોઇ લેખનપ્રકાર વસ્તુતઃ છે જ નહિઃ કાં તો મૂળાક્ષરો હોય, કાં તો પદ્ય હોય; પદ્યનો જ એક પ્રકાર ગદ્ય તરીકે ઓળખાય છે. It was termed prose when the object was lucidity, and poetry when the object was spiritual revelation. પરિણામે આખો કાવ્યપ્રવાહ રૂપ પરત્વે 'મુક્તપદ્ય' (free verse) ભણી વળ્યો. 'મુક્તછંદ'નાં સ્વીકારે કવિની સ્વયંભૂતાને વધુ સ્વાતંત્ર્ય આપ્યું. ઇલિયટે પણ 'મુક્ત છંદ'ને આવકાર આપ્યો. આટલા પૂરતું એણે અન્ય સમકાલીનો સાથે ક્રમાગત પ્રણાલિકા તોડી. કિંતુ કાવ્યમાં મૌલિકતા વિશેના એના નવા દૃષ્ટિબિંદુએ એને પ્રણાલીભંજકતામાં રાચવાના મોહથી મુક્ત રાખ્યો. ગયે વર્ષે તેં બ્રિટિશ પ્રોફેસરોએ લખેલી કવિતાઓ વાંચવા માંડેલી, ખરું ને ? પ્રો. મેકનેઇલ ડીકસનનો કાવ્યસંગ્રહ In Arcadia યાદ આવે છે ? ગભરાઇશ નહિ તારી ટૂંકપૂંજી યાદદાસ્તને સતાવવાનો મારો ઇરાદો નથી ! એ કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં એક સરસ વાક્ય છે. The poet who has not a critic in him is no poet; the critic who has not a poet in him is no critic.

વાક્યના ઉભય ખંડોનું સુન્દર ઉદાહરણ ઇલિયટનાં લખાણો આપણે માટે પૂરું પાડે છે.

પોતાના પુરોગામીઓથી જુદો પડે તે જ કવિ આપણને મૌલિક લાગેછે. આપણે પ્રત્યેક કવિમાં બીજાથી ભિન્ન હોય એવું કંઇ ખોળવા મથીએ છીએ ને એ ખોળમાં સફળ થઇએ તો કવિની મૌલિકતાનું અભિવાદન કરવા માંડીએ છીએ. વસ્તુતઃ બધા કવિઓના સર્વોત્તમ જ નહિ, સર્વતઃ મૌલિક લાગતા કાવ્યાંશોમાં પણ ભૂતકાળ। કવિ યા કવિગણની અસર જેટલી અદશ્ય તેટલી જ ઊંડી હોય છે. શું કાવ્યમાં કે શું વિવેચનમાં, સર્વથા નવું તે'સાવળું પ્રાયઃ અનવસ્થ, પોકળ અને બેઢંગ હોવાનું. કોઇ પણ કલાકારનું મૂલ્યાંકન નિરપેક્ષ થઇ જ ન શકે. આગલા કલાપ્રવાહના સંદર્ભમાં જ એની પ્રતિભા મપાય ને મૂલવાય. જૂનાં વિવેચનધોરણે ભલે એને ન માપીએ, પરંતુ એના પુરોગામી કલાસ્વામીઓથી અભિન્ન માની કોઇ કલાકારની સિદ્ધિ-અસિદ્ધિનું સાચું તોલન ન થઇ શકે.

ઇલિયટના આ પરંપરાવાદ વિશે વધુ વિસ્તારપૂર્વક વાંચવું-જાણવું હોય તો એના The Sacred Wood (૧૯૨૦) નામના વિવેચનસંગ્રહમાંથી Tradition and Individual Talent નામનો નિબંધ જોજો. અત્યારે તો એ પોતાના અભિપ્રાય માટે કેટલો મક્કમ છે તે બતાવવા એણે એઝરા પાઉન્ડના કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં લખેલાં વચનો જ ટાંકું છું: Poets may be divided into those who develop technique, those who imitate technique, and those who invent technique. When I say 'invent' I should use inverted commas, for invention would be irreproachable if it were possible. Invention is wrong only because it is impossible...The poem which is absolutely original is absolutely bad; it is, in the bad sense, 'subjective' with no relation to the world to which it appeals...True originality is merely development. બીજે એક સ્થળે (મૂલનો ન હેતુ' તો For Lancelot Andrewsની પ્રસ્તાવનામાં) ઇલિયટે જણાવ્યું છે કે-મારા સામાન્ય દષ્ટિબિન્દુનું વર્ણન

આ પ્રમાણે થઈ શકે; સાહિત્યમાં પ્રશિષ્ટતાવાદી (Classicist), રાજકારણમાં રાજશાસનવાદી ને ધર્મમાં ઍંગ્લો-કૅથોલિક.

એનો પ્રશિષ્ટતાવાદી હોવાનો આ દાવો કેટલે અંશે યથાર્થ છે તે તું જ નક્કી કરજે, જૂના લેખો તો ઠીક, પરંતુ નવા કહેવાય એવાઓમાં પણ વિન્ડહેમ લેવિસ, હર્બર્ટ રીડ ઇત્યાદિને romantics માટે ને સામે પક્ષે નોર્મન ફેઅર્સ્ટર, બૅબિંગ, બૅબ્બિટ અને એલ્મર મોરને પ્રશિષ્ટતાવાદ માટે બરાડતા સાંભળી સાંભળી મારું તો મગજ પાકી ગયું છે. એટલામાં પૂરું, જ્યારે ગુજરાતીમાં પણ આપણા ધંધાદારી વિવેચકોને એ જ પુરાણી પારાયણ આલાપતા સાંભળું છું ત્યારે તો મને આપણી 'રપોટી'ની અદેખાઈ આવે છે ! મને તો ખાતરી છે કે બધા કવિઓમાં આ બંને રીતિઓનું સુભગ મિશ્રણ હોય છે, ને ઇલિયટ પણ આવા અભિપ્રાયનો જ પુરસ્કર્તા છે.

જે હોય તે, આટલા પરથી તને તો એમ લાગવા માંડ્યું હશે કે આ ઇલિયટ કોઈ વિક્ટોરિયન જમાનાનો કાળના હાથમાંથી સરી ગયેલો પ્રૌઢ સુરબ્બી હશે. કદાચ સ્કૂલના મહેતાજીની અદાથી સૌને કરડાકીભરી નજરે જોતો મૅથ્યુ આર્નોલ્ડ પણ તને સાંભર્યો હશે. તારા તેજમિજાજ સ્વભાવને આવા પરંપરા-પૂજકમાં કશું આકર્ષક ન લાગ્યું, ખરું ને ? પરંતુ વિવેચક ઇલિયટના આટલા અમસ્તા પરિચય પરથી કવિ ઇલિયટ વિશે અભિપ્રાય બાંધવાની ઉતાવળ ના કરતી. એની વિદ્વત્તા તથા પ્રમાણ-પુરુષની અધિકાર-રણકતી વાણીને કારણે વિવેચનના ક્ષેત્રમાં એને કદાચ આર્નોલ્ડનો વારસ કહી શકાય—જો કે આ બાબતમાં એ બંનેમાંથી એકે સંમત ન થાય ! ગમે તેમ, ઇલિયટની કવિતા તરફ નજર કરતાં જ આરંભમાં અવાજે બોલતી વડીલવટ અદશ્ય થઈ ગયેલી દેખાય છે; એને સ્થાને આધુનિક જીવનનાં અંગપ્રત્યંગને અભિનવ રૂપે પોતાની અનન્ય શૈલીમાં અવતારતો પ્રયોગપટુ સાહસિક સુપ્રતિષ્ઠ કાવ્યધુરીણ નજરે પડે છે.

૧૯૧૫માં લગ્ન બાદ, બીજે વર્ષે ઇલિયટે લૉઇડ્ઝ બૅન્કમાં નોકરી સ્વીકારી. ૧૯૧૭–૧૯ દરમ્યાન 'ધી ઇગોઇસ્ટ' સામયિકના મદદનીશ તંત્રી તરીકે કામ કર્યું. આ બધો વખત એણે અનેક લેખો ને કાવ્યો દ્વારા સૌનું ધ્યાન પોતા તરફ ખેંચવા તો માંડ્યું હતું, પરંતુ એને પ્રતિભાની સાચી

ઓળખાણ તો પુસ્તકરૂપે ૧૯૧૭માં Prufrock and Other Observations શીર્ષક નીચે એણે પોતાનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડ્યો ત્યારે થઈ. સામાન્યતઃ વણનોંધી જ જતી જીવનની ક્ષુદ્ર ઘટનાઓ ને જીવતાં કહેવાતાં મનુષ્યોના અછીંછરા પર પ્રહાર કરતી એની આગવી કલાનો જન્મ તો એણે અમેરિકા છોડ્યું તે પહેલાંનો, ૧૯૧૦ આસપાસ થઈ ગયો હતો. એમાંનું The love song of Alfred S. Prufrock તો છેક ૧૯૧૪માં એઝ્રા પાઉન્ડની 'કૅથોલિક ઍન્થોલૉજી'માં બહાર પડ્યું હતું. અલબત્ત, એ વખતે તો એને સૌએ ભાતભાતની ગાળોથી નવાજ્યું હતું. પણ આજે એના મૂલ્યાંકનનાં ધોરણ પલટાયાં છે. રત્નને કોડી માનવાની ભૂલ સમજતાં આજે એને કોહિનૂર કહેનારાઓ પણ મળી આવે છે. એક દાખલો આપું: 'Recent poetry'ના આમુખમાં શ્રીમતી મન્રો લખે છે કે– " The influence of Prufrock upon the poetry of our time has been almost as disturbing as the murder at Sarajevo was to the peace of Europe."

પ્રુફ્રોક એક યુવાનીને પેલે ઉંબરે ઊભેલ મધ્ય વયનો મધ્યમ વર્ગનો સામાન્ય પુરુષ છે. એની મોટામાં મોટી મુશ્કેલી એ છે કે સાધારણમાં સાધારણ કામ શી રીતે કરવાં, સાદામાં સાદા શબ્દો શી રીતે બોલવા તે એને સૂઝતું નથી. નથી તો એને પ્રિયતમા સમક્ષ જઈ પોતાનો પ્રેમ પ્રગટ કરવા માટે શબ્દો જડતા, નથી તો સામાન્ય વાતચીત કે ચહા પીતી વખત ટેબલ પર પોતાના મનોભાવોને યોગ્ય રીતે વ્યક્ત કરતાં આવડતું:

It is impossible to say just what I mean!
But as if a magic lantern threw the nerves in
Patterns on a screen.

ચિરકાળ આશ્ચર્યમાં અટવાતા મનનું દુબહું સ્વરૂપ ખડું કરતા આ કાવ્યની શરૂઆત પણ અનોખી જ છે:

Let us go then, you and I
When the evening is spread out against the sky
Like patient etherised upon a table.

તને આ ઉપમા ગમી? નહિ જ ગમી હોય. તારું વાનરમન એના દાંત કાઢવા કૂદી પડે એ પહેલાં જ કહી દઉં છું કે આ ઉપમાની નિ-

શિષ્ટતા એની સંદિગ્ધતામાં (vagueness) જ છે. જૂના, ઘસાઇ ગયેલા કાવ્યાલંકારોથી ટેવાઇ ગયેલી રસવૃત્તિને એથી જરૂર આંચકો લાગે, પરંતુ એના નૂતનત્વમાં અવનવી કમનીયતા નથી લાગતી? વળી આ વિચાર અને કલ્પના ઇલિયટનાં પોતાનાં નથી. એણે એ ફ્રેન્ચ પ્રતીવાદી લાફોર્ગ-માંથી લીધાં છે. પ્રુફ્રોક જીવનમાં કશું ય નિશ્ચિતતાથી કહી શકે એમ નથી.

> I have measured out my life with coffee-spoons...
> I grow old...I grow old...
> I shall wear the bottoms of my trousers rolled—

આમ ને આમ ખાવું-પીવું-ફરવું—ને ડૂબી જવું. આ છે જીવન! કેટલી મોટી વિષમતા!

આ સંગ્રહમાંનાં ઘણાં કાવ્યો પર ફ્રેન્ચ પ્રતીકવાદીઓ કોરબીએટ અને લાફોર્ગની સ્પષ્ટ અસર છે. છતાં કડક આત્મપરીક્ષણ, માનવચિત્તે થતું ઊર્મિ તથા તર્કનું રમખાણ, નિત્ય વપરાશના શબ્દોથી થતું વાતાવરણનું સર્જન, અસંબદ્ધ પ્રલાપ અને તૂટક રેખાઓ છતાં ઊપસી આવતું સુરેખ માનસચિત્ર, ગંદી શેરીઓ ને ચળકતાં વિલાસધામોમાં ડોકાતી શહેરી જીવનની ગોમરાઇ, અને આ સઘળાંને તાદૃશ કરી જતી અદ્વિતીય, પરુષ તો ય ભાવવાહી, મુક્ત છતાં ય સાદ્યન્ત લયમધુર કાવ્યશૈલી-આ તો ઇલિયટની પોતીકી જ સિદ્ધિ છે. બાહ્ય દૃષ્ટિએ એના પ્રત્યેક કાવ્યમાં વેરણછેરણ પડેલા ચિત્રોના ટુકડા જ દેખાય, પણ દરેકમાં કોલરિજના એન્શ્યન્ટ મેરિનરની આંખની જાદુઈ પકડ જેવું એવું કંઇક ચુંબકત્વ છે જેથી આપણે આખું કાવ્ય વાંચ્યા વિના રહી જ ન શકીએ. તદુપરાંત, વિષયની અતિસામાન્યતા કવિની મોળી તથા શુષ્ક લાગતી છતાં પ્રાણોન્મેષક કાવ્યેલિયતને લઇને અસામાન્ય બની જાય છે. ગ્રીક લાગના પાછીના લસરકા કાવ્યાન્તે એક ધૂસર છતાં ય ચારુ ચિત્ર ચિત્તપ્રદેશ પર આલેખી દે છે. આવી વેરવિખેરતામાંથી સંવિધાનગ્રથન ની છાપ નિષ્પન્ન કરવામાં જ કવિની સાચી ખૂબી તરી આવે છે. નિત્ય જીવનની શુષ્કતા, સામાન્યતા કે કનિષ્ઠતાનું આવું ચિત્રણ રોચક ન લાગે, પરંતુ રુચે ન રુચે પણ એ સત્ય છે. એમાં કદાચિત ઇલિયટની કટાક્ષકલાનું ક્રીડન કોઇને અધિક પ્રમાણમાં લાગે, પરંતુ શું 'પ્રેલ્યુડ્ઝ' કે શું 'રૅપ્સડી ઑન એ વિન્ડી નાઇટ', શું 'કઝીન નૅન્સી' કે શું 'મી. ઍપોલ્લીનેક્સ'

દરેકમાં વત્તા-ઓછા પ્રમાણમાં જે વિમુગ્ધકર કલ્પનાચાતુર્ય ને વેધકતા એકરૂપ થયાં છે તે એક દિલદાર કવિહૃદયનાં દર્શન કરાવી જાય છે. કટાક્ષ અને કાવ્યને આવો સુમેળ નહિ પારખી શકનારાઓને, કમનસીબે, એલિયટમાં કેવળ કટાક્ષકાર જ દેખાયો છે. વિલિયમ યેટ્સ જેવા મર્મગ્રાહી સાહિત્યકારો પણ ભૂલ કરી બેસે છે ને કહી દે છે:—I think of him as satirist rather than poet (Oxford Book of Modern English Verseનું આમુખ). સંગ્રહને મથાળે મૂકેલા દાન્તેના સૂચક શબ્દોનો મર્મ ન સમજીએ તો આપણને કદાપિ ખ્યાલ ન રહે કે આ કાવ્યોમાં કવિ વર્તમાનકાળના આપણા નારકી (Internal) વિલાસજગતના અનુભવો લેવા, દાન્તેની જેમ ફરવા નીકળ્યો છે ને પોતે જે કંઈ જુએ છે તે યાથાતથ્યેન કલાકારની નિર્મમતાથી રજૂ કરે છે.

એલિયટનો બીજો નાનકડો કાવ્યસંગ્રહ poems ૧૯૨૦માં બહાર પડ્યો. આગળનાં ને આ કાવ્યોનો સમગ્ર ધ્વનિ લગભગ એક જ છે, છતાં વિષયના વિસ્તારની દૃષ્ટિએ કવિની પ્રતિભાનો વિકાસ સ્પષ્ટ દેખાય છે. સુધરેલા સમાજનાં વિલાસગૃહો તથા એની કલ્પના cosmopolitan યુરોપના દુર્ગુણેને વર્ણવે છે. તર્કના અધિકાધિક ચમત્કારો, સિદ્ધકૌશલ્ય કલાકારની કાવ્યવિષય પરના પ્રભુત્વ જ્ઞાનમાંથી નીપજતી નફિકરી અદા અને આગળનાં કાવ્યો કરતાં વધુ પ્રમાણમાં વિલસતી વ્યંજનાત્મકતા—આટલાં એ સંગ્રહનાં આગળ પડતાં લક્ષણો છે અત્યારસુધી મુગ્ધભાવે સંતાતું ફરતું એનું પાંડિત્ય પણ હવે ગૌરવભેર કાવ્યોમાં પધારે છે. વેનીસની વિગત જાહોજલાલીને કાવ્યમાં તાદશ કરવા, એ નહિ નહિ તો આઠ્યો ડઝનેક જેટલા સાહિત્યિક આધારોનો ઉપયોગ કરે છે. Burbank with a Baedeker Bleinstein with a cigar માં ધી મર્ચન્ટ ઑફ વેનિસ ઑથેલો, ટૉકર્ટા એવ શેલ્પી અને રસ્કિન, સૌ એક સામટો આવે છે. રંગબાજી વર્ણનો ને ક્રાંતિ વાસ્તવિકતાને ત્રણેક કડીમાં જોડાજોડ મૂકી એટલા જ વિસ્તારમાં યુરોપની અવનતિનો ઇતિહાસ બિન્દુભાવે (in compression) આલેખી એની લેખન-વક્રિમા સંવિધાનકલાની નવી કેડીઓ પ્રકટે છે. 'સ્વીની' કાવ્યોમાં . જિન્સી અરિદ્દ્ન, 'એ કૂકિંગ એગ' આધુનિક આદર્શઘેલછા અને ગૉતિયેના હીપોપોટામ (L'hippopotamie) પરથી સૂચિત 'ધ હિપોપોટેમસ'-

માં ચર્ચની જડતા કટાક્ષચિત્રિત કરી એણે અર્વાચીન જીવનપ્રણાલીની શ્યામલ બાજુએ આપણી સમક્ષ આણી બતાવી છે.

આ કાવ્યસંગ્રહમાંનું એ અતિખ્યાત કાવ્ય તે જિરોન્શિયન (Gerontion) છે. યુદ્ધ પછી લખાયેલા (૧૯૨૦માં) એ કાવ્યમાં તત્કાલીન યુરોપીય સંસ્કૃતિની સર્વતોભ્રષ્ટતાનું રૂપકાત્મક આલેખન છે. 'જિરોન્શિયન'નો અર્થ થાય 'એક નાનો વૃદ્ધ માણસ'—a little old man નામથી જ કાવ્યમાં વણાયેલા તિરસ્કાર અને દયાના ભાવોનું સૂચન થાય છે. ઉત્તરોત્તર નિર્બળ થતી જતી સંસ્કૃતિના પ્રતીકરૂપ વૃદ્ધ માણસના આ આત્મનિવેદન દ્વારા ઇલિયટ પોતાની રીતે જીવનની સમીક્ષા કરે છે. તૂટ્યાફૂટ્યા અસંબદ્ધ વિચારોને પકડવા મથતું અશક્ત ચિત્ત- "a dry brain in a dry season"—ભૂતકાળમાં દૃષ્ટિક્ષેપ કરી વીતી ગયેલા ફેરફારો ને નિષ્ફળતાઓનાં સ્મરણ તાજાં કરવા મથે છે. વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) સંસ્કારી પ્રજાનો વિજયનું નહિ પણ યુરોપીય સંસ્કૃતિના આમૂલ સડાનું પ્રકટીકરણ કરી બતાવ્યું. જે સંસ્કૃતિ એક પ્રજાએ પોતાનાં લોહી રેલાવી ટકાવી, વારસામાં આપી તેણે પોતાનો દીપ્તિમય ભૂતકાળ ભૂલી અધોગતિના પંથે પ્રયાણ આદર્યું. સંસ્કૃતિનું મંદિર ખખડધજ થઇ ગયું: એનું અસ્તિત્વ જ એના વસનારાઓ માટે જોખમકારક થઇ ગયું. યહૂદીની એના પર માલિકી થઈ. એના માલિકની જેમ સંસ્કૃતિ પણ આંતરરાષ્ટ્રીય બની, પણ ઠામ વિનાની રહી.

આ ટૂંક પરિચય ઉપરથી મોટી મોટી આશાઓ રાખીને એ કવિતા વાંચવી નહિ. એ કાવ્ય એક રૂપકપ્રપંચ (allegory) છે, એક દર્શન (vision) છે એ ખરું, કિંતુ કવિને કયું રૂપક અભિપ્રેત છે એ કહેવું મુશ્કેલ છે. ઇલિયટ અહીં દાન્તેની રીતિને અનુસરે છે. કવિનું કાર્ય બતાવવાનું છે; વાંચકનું જે બતાવાય તે જોવાનું. પોતે બતાવે તે દૃશ્યનો અર્થ સ્પષ્ટ કરવાનો ધર્મ કવિનો નથી. મનમાં કોઇ પ્રશ્નો ઉદ્‌ભવે તો વાચકે એનો જવાબ પોતાની મેળે જ ખોળી લેવાનો. દાન્તે પોતાના 'ઇન્ફર્નો'ના આરંભમાં વાચક આગળ એક વરુ, સિંહ અને દીપડો રજૂ કરે છે. એ શાનાં પ્રતીક? દાન્તે એનો જવાબ નથી આપતો. હા, વાંચકને એમ લાગવું જોઇએ કે આ પ્રતિરૂપો (Images

કંઈક અર્થ છે; એ અર્થ શો છે તે એને ખબર ન પણ પડે. પોતાના ડાન્ટે પરના નિબંધમાં ઇલિયટ સ્પષ્ટ કહે છે કે અમુક પ્રતિરૂપ અર્થપૂર્ણ છે એવી પ્રતીતિમાંથી કાવ્યાનુભવની તીવ્રતા અનુભવાય એટલે બસ; એ અર્થ શો છે તે જાણવાની આપણે જરૂર નથી.

પરિણામે જિરોન્શિયનને પૂર્ણતયા સમજવું—અશક્ય નહિ તો અતિ દુષ્કર તો છે જ. રિચાર્ડ્ઝ જેવા બહુશ્રુત વિદ્વાને આને લઈને જ કદાચ આ કાવ્યને “That ambitious and eruditae failure” કહી વર્ણવ્યું હશે.

Here am I an old man in a dry month
Being read to by a boy waiting for rain

આવી સરળ રીતે આરંભાતું આ કાવ્ય ધીરે ધીરે એટલું બધું સંકુલ ક્લિષ્ટ અને દુર્ગમ બને છે કે ભાવનાઓની ગહનતા સૂક્ષ્મતા કે ચિન્મયતાને સ્થળે સ્થળે આપણને નિર્બંધ પ્રલાપનો, 'અકળ ચિત્રાવલિઓ ને અપ્રસ્તુત વાક્યસમૂહોના બેફામ ખેલનમાં રાચતી કોઈ ડામાડોળ ચિત્તવૃત્તિનું જ દર્શન થાય છે.

Vacant shuttles
Weave the wind.
I am an old man
A dull head among windy spaces.

જેવી કેટલીક પંક્તિઓ હૃદયને સ્પર્શી જાય છે, પરંતુ સરવાળે તો, સવારે આંખ ઉઘાડતાં દૂર નાસતાં દુઃસ્વપ્નોને પકડવા મથતા મનની જેમ આપણે સંપૂર્ણ અર્થ પરત્વે અનાધાર જ રહીએ છીએ. કંઈક નિરાળું હતું એવી છાપ આપણા ચિત્ત પર હોય છે પણ એની રેખાએ રેખા તો પકડાતી જ નથી. જિરોન્શિયનને યુરોપીય સંસ્કૃતિનું પ્રતીક માની કલ્પનાના અંકોડેઅંકોડાને સાંકળવા મથતી બુદ્ધિ, અર્થ સુગમ કરવાના થાય એટલા ધમપછાડા કરી આખરે પ્રયાસ પડતો મૂકે છે. આખરે આવો કોઈ ઊંડો અર્થ ઘટાવવાને બદલે વિના અતિ-પ્રયત્ને જ જડે તે અર્થને પ્રસ્તુત માનવા આપણે પ્રેરાઈએ છીએ. તરંગે ચડેલા કોઈ વૃદ્ધના મનનું ચિત્રણ તે આ કાવ્યનું વસ્તુ. એને એના જુવાનીના દિવસો યાદ આવે છે. ધર્મ અને તૃષ્ણાનાં યુદ્ધ એને હૈયે ખેલાતાં, અને .... અને

... પણ આખો ભૂતકાળ સળંગ સાંભરતો નથી—ટુકડા જ યાદ આવે છે; કોઇક પ્રસંગો ને કોઇક વ્યક્તિનાં ઝાંખાંઆંખાં સ્મરણો જાગે છે. કોઇક જપાની ગૃહસ્થ-કોઇ ફ્રેન્ચ સ્ત્રી—યુવાવસ્થા દરમ્યાન એક સમયે પોતાના પર પડેલી કોઇ યુવતીની ચકોર દૃષ્ટિ, આવું જ યાદ રહ્યું છે; આટલું જ યાદ રહ્યું છે. બીજું કશું ય નહિ. કશું ય નહિ. થાકયાહાર્યો જરઠ મગજને આટલું સંભારતાં પણ થાક ચઢે છે. વિચારો ધ્યેયહીન આમતેમ રવખા કરે છે:

Tenants of the house
Thoughts of a dry brain in a dry season.

અંતની આ પંક્તિઓને સૂચક માનીએ તો કાવ્યનો આવો કોઇ અર્થ વધુ બંધબેસતો લાગે. જુદી જુદી સપાટી પરથી આવતા, એકસામટા ધસતા ને કયાંક કયાંક ઊંડાઇને જ તિરોભૂત થઇ જતા વિચારોથી દબાતા—રિબાતા—મૂંઝાતા—હરખાતા મનનું ચિત્ર આલેખવાનો કવિનો હેતુ હોય ત્યારે એમાં તર્કબદ્ધતાની આશા રાખવી કે સંદિગ્ધતા બદલ ફરિયાદ કરવી અસ્થાને છે. અર્ધભાન મનમાં તર્કયુક્તતાની અપેક્ષા રખાય ખરી? ને કાળી ચૌદસની રાત્રિને આલેખનારને કાળો રંગ વાપરવા બદલ દોષ દેવાય ખરો?

અસહાય વૃદ્ધત્વનો પ્રલાપ કહી એ કાવ્ય અંગેના હરકોઇ વિવેચન-પ્રશ્નને ઉડાડી દેવાનું ફાવે તો ખરું, પણ મને એ યોગ્ય લાગતું નથી. કાવ્યના બે-ત્રણ વારના વાચન પરથી મને તો લાગ્યા કરે છે કે આમાં ઊંડે ઊંડે ઇલિયટની બદલી જતી ધર્મવૃત્તિ છે જ છે. મારી માન્યતા સાચી હોય યા નહિ, પણ કાવ્યના આરંભે ટાંકેલી શેકસપિયરના 'મેઝર ફોર મેઝર'ની લીટીઓ કાવ્ય સાથે બિલકુલ સંબંધ ધરાવતી નથી એમ માનવા મારું મન ના પાડે છે. અર્થ વગર અક્ષર પણ બગાડે તે ઇલિયટ નહિ.

Thou hast nor youth nor age
But as it were an after-dinner sleep
Dreaming of both.

મૃત્યુની સજા પામેલા જેલમાં પડેલા ક્લોડિયોને સંબોધીને ડ્યૂક આ શબ્દો કહે છે. નિરાશ્રિતપણાના કેન્દ્રવર્તી ભાવ સાથે આને નિકટનો સંબંધ છે. જિંદગી નિરર્થક છે તો પછી ક્લોડિયોએ મૃત્યુની બીતિ શાને રાખવી? આપણી સંસ્કૃતિ વિલયને યોગ્ય છે તો પછી એને ઉગારવા-ઉદ્ધારવાના પ્રયાસો શા માટે કરવા?

પ્રા. કુંજવિહારી ચુનીલાલ મહેતા

# અધ્યાપકોનાં સંમેલન

:: નંબર બે ::

[ લેખકે અમારી વિનતિ પરથી, 'ગુજરાતીના અધ્યાપકોનો સંઘ' એવા નામે મોકલેલા લેખને નવું મથાળું આપી છાપીએ છીએ. બીજા યુવાન અધ્યાપક-પ્રા. જયન્ત શા. જોષીનો લેખ આ અંકમાં આગળ આવશે.—તંત્રી ]

વિશ્વમાં ચારે બાજુ આવતી જતી જાગૃતિના એક અંશરૂપે હોય એમ મુંબઈ વિદ્યાપીઠની મહાશાળાઓમાં ગુજરાતીનું અધ્યાપન કરતા અધ્યાપકોનો એક સંઘ આગલે વર્ષે (નવેંબર ૧૯૪૭માં) આણંદમાં સ્થપાયો. આ પ્રવૃત્તિની મુખ્ય આવશ્યકતા તો એટલા માટે ઊભી થઇ કે મુંબઇ વિદ્યાપીઠ દિવસે દિવસે ગુજરાતીના અભ્યાસક્રમ પ્રત્યે સાવકી માના જેવું વલણ અખત્યાર કરવા માંડ્યું. સ્વતંત્ર હિન્દમાં અંગ્રેજી ગૌણ બનશે અને માતૃભાષાનું ગૌરવ વધશે એવી આશાનાં કિરણો જ્યાં ફૂટવા માંડ્યાં ત્યાં તો વિદ્યાપીઠે એને ઊગતી જ દાબી દેવા તે કમર કસી હોય એમ 'આર્ટ્સ'નાં પહેલાં બે વર્ષોના ગુજરાતીના અભ્યાસક્રમમાંથી ગુજરાતીના માર્ક ઘટાડી નાખ્યા; ઉપરાન્ત ગુજરાતીને કૉલેજોમાં ગૌણ વિષય ગણવાનું સૂચન કરવાની ધૃષ્ટતા સુધી વિદ્યાપીઠ પહોંચી ગઇ (આ ભૂલ હમણાં વિદ્યાપીઠે સુધારી હોવાનું સંભળાય છે.) વળી બી. એ.ના ગુજરાતીના અભ્યાસક્રમમાં વિદ્યાપીઠે જરા પણ વિવેક કે સાદી સમજ પણ વાપર્યા વગર ગોટાળાભર્યો કરેલો ફેરફાર એ છેલ્લા ફટકારૂપે હતો. આ સાથે 'આર્ટ્સ', 'સાયન્સ' તેમ જ 'કૉમર્સ'ના ગુજરાતીના અભ્યાસ માટે નિયત થતાં પુસ્તકોની પસંદગીમાં પણ દીર્ઘદૃષ્ટિનો અભાવ, વિવેકશૂન્યતા,

અને વિદ્યાર્થીઓની રુચિ સમજવાની ઉદાસીનતા કે અશક્તિ સ્પષ્ટપણે દેખાતી હતી. આ બધાંને પરિણામે આવી અવ્યવસ્થા અને સ્વમાનહાનિ સામે કંઈક કરવું જોઈએ એવું આપણા પ્રાન્તમાં શાન્ત વિચારકને પણ લાગવા માંડ્યું. એ લાગણી, આ બાબતમાં સંગઠિત રીતે પગલાં લઈને વ્યક્ત કરવા, ગુજરાતીના અધ્યાપકોને એકત્ર કરવાનું માન આણંદ કૉલેજના ગુજરાતીના અધ્યાપકોને તથા વલ્લભ વિદ્યાનગરના સંચાલકોને ફાળે જાય છે.

આણંદમાં એ રીતે ૧૯૪૭માં એમા મળેલા અધ્યાપકોએ પોતાના સંઘને કાયદેસરનું વ્યવસ્થિત રૂપ આપ્યું. ત્યાર પછી વિદ્યાપીઠના ગુજરાતી ભાષા પ્રત્યેના દુર્લક્ષપૂર્ણ વલણની ચિકિત્સા કરી તેનું નિદાન કરવાનો પ્રયત્ન કર્યો. એમાં પ્રથમ દૃષ્ટિએ જ જણાઈ આવ્યું કે આ બધી અવ્યવસ્થાનું મુખ્ય કારણ એ છે કે ગુજરાતીનો અભ્યાસક્રમ નક્કી કરનારી સમિતિમાં એક પણ અધ્યાપક સભ્ય નથી. એ સભાના પાંચ સભ્યો બીજી રીતે ભમે તેટલા વિદ્વાન હોય છતાં કૉલેજના અધ્યાપનકાર્ય અને તેની મુશ્કેલીનો એમને ખ્યાલ નથી. વિદ્યાર્થીઓનું રુચિતંત્ર એઓ સમજી શકે એમ નથી. એમાંના કેટલાક પોતાની અનેકદેશીય પ્રવૃત્તિમાં એટલા બધા રત છે કે અભ્યાસક્રમ જેવી ગંભીર વિચારણા માંગી લેતી બાબતોનો શાન્ત ચિત્તે વિચાર કરવાનો એમને અવકાશ નથી. આથી સંઘની પહેલી માંગણી એ જ થઈ કે ઉપર્યુક્ત સમિતિના પાંચ સભ્યે માંથી ઓછામાં ઓછા બે સભ્યો અધ્યાપકો જ હોવા જોઈએ, એ જરૂરી છે. આ એ 'પ.વ.નો ઠરાવ મળી શકાય. ઉપલી ખામી સુધરે તો બીજી ખામીઓ સુધારતાં ઝાઝો વાર લાગે નહીં. ત્યાર પછી જુદાંજુદાં ક્ષેત્રોમાં ગુજરાતીના શિક્ષણને સુધારવાનાં સૂચનો કરતા ઠરાવો પસાર થયા અને આ ઠરાવોને અમલી બનાવવા તેમ જ બીજી પ્રવૃત્તિને કાર્યભૂત કરવા એક કારોબારીની પણ રચના થઈ. એમ સંઘનું પહેલું સંમેલન પૂરું થયું. બીજા વર્ષનું સંમેલન ભાવનગરમાં ભરવા પ્રા. રવિશંકર મ. જોષીએ આણંદમાં જ નિમંત્રણ આપ્યું હતું.

બીજે વર્ષે સંમેલનનો સમય લગભગ થઈ જવા છતાં ભાવનગર તરફથી કંઈ જ પ્રવૃત્તિ થયેલી જણાઈ નહીં અને છેક છેવટે રાજદ્વારી તેમ જ બીજાં કારણોસર ભાવનગરમાં સંમેલન નહીં ભરી શકાય એમ

જણાવવામાં આવ્યું. આ દરમ્યાન મધ્ય ઑક્ટોબરની રજામાં નવસારીમાં જુદીજુદી કૉલેજોના પાંચ અધ્યાપકો ભેગા મળતાં તેમની વચ્ચે આ વિષય ચર્ચાયો. અને પાંચે જણા લગભગ એ મતના હતા કે જો આ વર્ષે સંમેલન નહીં ભરાય તો સંઘની આખીય પ્રવૃત્તિનો હેતુ મારી જશે. માટે પાંચે જણાએ સંયુક્ત રીતે અને બીજી કોઈ પણ બહારની સંસ્થાની મદદ લીધા વિના સંઘને નવસારીમાં એનું બીજું સંમેલન ભરવા વિનંતિ કરી.

આ રીતે સંમેલન ભરવાનું કામ આસાન નહોતું. એમાંથી ઘણા પ્રશ્નો ઊભા થાય એવો સંભવ હતો. પ્રથમ તો આણંદમાં બોલાવાયેલું સંમેલન સંસ્થા તરફથી હોવાથી ત્યાં કશો ખર્ચ અધ્યાપકોએ આપવાનો નહોતો પણ આ બીજા સંમેલનમાં ભાગ લેવા આવનાર પ્રત્યેક વ્યક્તિએ ભોજનખર્ચના રૂપિયા આપવાના હતા. જો કોઈ સંસ્થા જ આવું સંમેલન વર્ષોવર્ષ બોલાવે અને ગાંઠની ખીચડી ખાવાનો વખત ન આવે એવો આગ્રહ રાખી બેસી રહેવામાં આવે તો કોઈ પણ વખત સંમેલન કદાચ ભરી શકાય નહીં. પરંતુ ખુશી થવા જેવી વાત તો એ હતી કે સૌ કોઈએ આ સૂચનને ઉલટથી વધાવી લીધું. એમાં ઇલાકાની લગભગ બધી કૉલેજોના ત્રીસેક અધ્યાપકો હાજર હતા. પ્રો. રામનારાયણ, પ્રો. વિષ્ણુપ્રસાદ અને પ્રો. માંકડ જેવા પીઢ અધ્યાપકોની હાજરી પણ હતી. જ્યારે તબિયત કે એવા કારણસર હાજર ન રહી શકે એમ હોય એવા પ્રો. વિજયરાય અને બીજાઓએ પોતનાં સૂચનો અને પત્રોથી સંમેલનની કાર્યવાહીમાં ભાગ લીધો.

વળી આ સંમેલન બીજી દૃષ્ટિએ પણ અગત્યનું હતું. આણંદમાં રચાયેલી કારોબારી કંઈ સંગીન કાર્ય ન કરી શકી એટલે એને કાળી નિષ્ક્રિયતાની ટીલી ચોંટે એમ હતું. ગુજરાત વિશ્વવિદ્યાલય ટૂંક સમયમાં શરૂ થવાનું છે એટલે મુંબઈ વિદ્યાપીઠ જોડે ઘર્ષણમાં ઊતરવું કે નહીં એનો પણ નિર્ણય કરવાનો હતો અને વધારે અગત્યની વાત તો અધ્યાપક-સંઘનું ધ્યેય નક્કી કરવાની હતી. અધ્યાપકસંઘ કામદારોના જેવા આર્થિક લાભની દૃષ્ટિએ રચાયેલો નહીં હોવાથી એના ધ્યેયની સુસ્પષ્ટતા જરૂરી હતી. આવા બધા સંજોગોમાં અધ્યાપકસંઘનું બીજું સંમેલન નવસારીમાં ૧૯૪૮ના નવેંબરની તા. ૫મી–૬ઠ્ઠીએ ભરાયું.

બેઠક સમક્ષ પહેલી જ ચર્ચા ગયે વર્ષે માંગેલા પ્રતિનિધિત્વ વિષે નીકળી. મંત્રીઓએ ખુલાસો કર્યો કે એ ઠરાવ વિદ્યાપીઠને મોકલ્યા ઉપરાન્ત એ દિશામાં બીજું કંઇ કાર્ય થઈ શક્યું નથી, પરન્તુ વિદ્યાપીઠની સમિતિના એક સભ્ય શ્રી. રમણ વકીલે મુંબઈની કૉલેજના અધ્યાપકોને ચાપાણીના નિમંત્રણ નિમિત્તે ભેગા કરી અંગત રીતે ચર્ચા કરવાનો જે દેખાવ કરેલો તે સામે સૌએ નાપસંદગી જાહેર કરી હતી અને એવી અંગત રીતે અભ્યાસક્રમની ચર્ચા કરવા ન જવું એવો અનુરોધ કર્યો હતો.

પરન્તુ આ સંબન્ધમાં વધારે મહત્ત્વની વાત એ નક્કી થઈ કે આ માગણી વધારે વિધિસર અને જોરદાર રીતે રજૂ કરવા એક શિષ્ટમંડળ કેળવણીપ્રધાન તેમજ વિદ્યાપીઠના ઉપકુલપતિને મળવા મોકલવું. જો એમના તરફથી કંઇ પણ સંતોષકારક જવાબ મળે નહીં તો એ દિશામાં શું કરવું ? તે વિચારવા એક સમિતિ પણ નીમવી અને એ માટે જે કંઈ ત્યાગ કરવો પડે તે માટે સૌએ તૈયાર રહેવું.

બીજો મહત્ત્વનો ઠરાવ સંઘના ધ્યેયનો હતો. સંઘનું ધ્યેય–ગુજરાતી અધ્યયન–અધ્યાપન તેજસ્વી થાય, સંસ્કૃતિ અને સંસ્કારનો વારસો જાળવીને વધારે વિસ્તૃત કરી, જ્ઞાનની અનેકવિધ શાખાઓનો અભ્યાસ કરી પ્રજામાં તે વિષેની જાગૃતિ ઉત્પન્ન કરવી, ગુજરાતીનો અભ્યાસક્રમ સુયોગ્ય રીતે અમલમાં મૂકાય એ વિષે પણ ખંતપૂર્વક પ્રયત્નશીલ રહેવું એવું સંઘનું ધ્યેય સૌએ એક મતે નક્કી કર્યું.

આ ઠરાવથી એક વાત એ સ્પષ્ટ થઈ કે સંઘ બીજા કામદારોના સંઘ જેવો સ્વાર્થ કે લાભ મેળવવાના આશયથી સ્થપાયો નથી, પરન્તુ જ્ઞાનની શાખાઓને ખેડી પ્લાવિત કરી સંસ્કારસમૃદ્ધિના વારસાને વ્યાપક બનાવવાનો સુનિષ્ઠ પ્રયત્ન કરવો એ જ સંઘનું ધ્યેય હોઈ શકે. આ માટે સૌએ પોતાના સ્વાધ્યાયના વિષય વિષે અભ્યાસ કરી એક નિબન્ધ સંઘને મોકલી આપવો એમ ઠર્યું.

ત્યાર પછી ચૂંથાઇ ગએલા વર્તમાન અભ્યાસક્રમને ફરી વ્યવસ્થિત અને સુયોગ્ય કરવા વિદ્વાન અધ્યાપકોની એક સમિતિ પણ રચવામાં આવી.

બીજા દિવસની બેઠકના પ્રમુખસ્થાનેથી મનનશીલ પ્રવચન કરતાં પ્રા. વિષ્ણુપ્રસાદે કહ્યું કે સંઘનું ગૌરવ બહુ સંભાળપૂર્વક જાળવી રાખવા-

નું છે. નાના સ્વાર્થ અને કૂપમંડૂકતા ત્યજી દેવાનો છે. જ્ઞાનની અનેક શાખાઓને ખૂંદી વળી તેનો નિચોડ ગ્રહણ કરી તેનો પરિપાક જનતાને રસમય રીતે આપીને આપણે સૌએ શબ્દના સાચા અર્થમાં અધ્યાપક થવાનું છે. આપણે પોતે જ એક યા બીજી રીતે વિદ્યાપીઠ છીએ. જેટલી આપણી વિદ્વત્તાની ઊંડપ એટલો આપણી વિદ્વત્તાનો પાયો મજબૂત. વળી પરીક્ષકપદની જે જવાબદારી અને ગંભીરતા સમજતાં પ્રા. ત્રિવેદીએ કહ્યું કે પરીક્ષકોએ પ્રામાણિકતા અને વિવેકમર્યાદા જાળવી, કોઈ મોહથી દોરાઈ ન જતાં આપણા અભ્યાસનું ધોરણ ઊંચું પણ આણવાનું છે.

આમ સંઘના બીજા સંમેલનની પૂર્ણાહુતિ થઈ. તટસ્થ દૃષ્ટિએ જો જોઈએ તો આ બીજાં સંમેલને સંઘને નક્કર ભૂમિકા ઉપર મૂકી પોતાની માંગણીઓ વિદ્યાપીઠ પાસે સ્વીકારાવવાની દિશામાં વ્યવસ્થિત પ્રયત્ન કરવાનું જે પગરણ માંડ્યું તે ખરેખર બહુ અગત્યનું છે. વળી એ જ સંમેલનમાં સંઘનું ધ્યેય પણ નક્કી થયું અને હાલના બેઢંગા અભ્યાસક્રમને પણ ફરી પાછો વ્યવસ્થિત કરવાની યોજના પણ રજૂ થઈ. આ બધી બીજા સંમેલનની વિશિષ્ટતા હતી. પોતાનું ધ્યેય ફળીભૂત થાય એ દિશા તરફનું આ એનું પહેલું સોપાન. કેટલે અંશે એ ફળીભૂત થશે તે તો માત્ર સમય જ કહી શકે.

# નિ ક ષ

## લક્ષણિક ક્ષતિઓના નમૂના

રણછોડલાલ અને બીજાં નાટકો : યશોધર ન. મહેતા
( ગુ. સા. સભા: અમદાવાદ રૂ. ૩॥. )

શ્રી. યશોધર મહેતાનાં પાંચ નાટકોના આ સંગ્રહમાં ગુજરાતી નાટ્યસાહિત્યની લાક્ષણિક ક્ષતિઓના નમૂના નજરે પડે છે, છતાં પણ શ્રી. મહેતાનાં નાટકો આદરને પાત્ર ગણાયાં છે તે રંગભૂમિ પર રજૂ કરવા યોગ્ય ગુજરાતી નાટકોના કલાદારિદ્રને જ આભારી છે. શ્રી.

મહેતાનાં નાટકોનાં નામ એક રીતે સૂચક લાગે છે. 'રણછોડલાલ', 'ઉન્માકનો મુસાફર', 'બર્નીઅર', 'સીદી અલી', તથા 'હુએનસંગ'માં મુખ્યત્વે પરિચિત-અપરિચિત ઐતિહાસિક વ્યક્તિઓને કેન્દ્રમાં રાખી નાટકો લખવાનો ઇરાદો લાગે છે, પરન્તુ પરિણામે જે નાટકો લખાયાં છે તેમાં ઇતિહાસની આછી છાયા માત્ર છે, અને તે નાટકોમાં નાટકના સત્ત્વ કરતાં નાટકનો આભાસ વિશેષ પ્રમાણમાં છે. 'રણછોડલાલ'માં અમદાવાદને મિલઉદ્યોગ વડી સમૃદ્ધ કરનાર રા. બ. રણછોડલાલ છોટાલાલના જીવનનું આત્મય નિરૂપણ છે. 'ઉન્માકનો મુસાફર'માં અઢારમી સદીની મધ્યમાં હિન્દની સફરે આવેલા અને હિન્દમાં બ્રિટિશ સલતનતના પાયા નંખાતા જોઈ તેનું ભાવિ ભાખતા કાર્ટન નામના એક ડેનિશ મુસાફરનો અહેવાલ છે. 'બર્નીઅર'માં ફ્રેન્ચ ડૉક્ટર બર્નીઅરની નજર આગળ ધર્માન્ધ ઔરંગઝેબ હિન્દુ ફિલસૂફીમાં તલ્લીન દારાને હરાવી, શાહજહાનને કેદ કરી સત્તારૂઢ થાય છે તે ઐતિહાસિક પ્રસંગની રજુઆત છે. 'સીદી અલી'માં હિન્દને જીતવા આવતા ફિરંગીઓને હાથે હાર ખાઈ હિન્દનું રક્ષણ શોધતા તુર્કી શાહ સુલેમાનના સરદાર સીદી અલીનો વૃત્તાન્ત છે. 'હુએનસંગ'માં વિખ્યાત ચીની મુસાફરની આધ્યાત્મિક સિદ્ધિનું નિરૂપણ છે.

મૂળે આ નાટકો એલ ઇન્ડિયા રેડિયો માટે લખાયાં આવેલાં, પણ પુસ્તકકારે જે રીતે છપાયાં છે તે પરથી એવો નિર્દેશ લાગે છે કે આ નાટકો રંગભૂમિ પર રજૂ કરવા યોગ્ય છે. 'રણછોડલાલ' સિવાય દરેક નાટકને દશ્યોમાં વહેંચી નાખવામાં આવ્યું છે, તથા પડદો કેવી રીતે પડવો, પ્રકાશયોજનાની કેવી વ્યવસ્થા કરવી વગેરે બાબત સૂચનાઓ આપવામાં આવી છે. આ પરિસ્થિતિમાં આ નાટકોને કેવી રીતે મૂલવવાં તે એક પ્રશ્ન થઈ પડે છે; કારણ કે રેડિયો માટે લખાયેલા નાટક અને રંગભૂમિ માટે લખાયેલા નાટક વચ્ચે પ્રયોજનની દૃષ્ટિએ ઘણો ભેદ હોય છે. રેડિયો નાટક શ્રાવ્ય જ હોય છે, જ્યારે રંગભૂમિ પર રજૂ થતું નાટક શ્રાવ્ય તેમ જ દૃશ્ય હોય છે. પરિણામે રેડિયો નાટકને સ્થળકાળનું બન્ધન ઓછું નડે છે, પણ રંગભૂમિ પર ભજવાતાં નાટકને તો સ્થળકાળની ચુસ્ત મર્યાદામાં રહેવું પડે છે. દા. ત. 'રણછોડલાલ'માં રણછોડલાલનું બાળપણથી મૃત્યુ સુધીનું જીવન પ્રસંગપરંપરાથી આવરી લેવામાં આવ્યું છે. રેડિયો નાટકમાં સમયનો આટલો લાંબો ગાળો બાધકતો

નથી નીવડતો, કારણ કે આપણે રણછોડલાલને જોતા નથી, માત્ર સાંભળીએ જ છીએ. પરન્તુ 'રણછોડલાલ'ને રંગભૂમિ પર રજૂ કરીએ તો રણછોડલાલની ઉત્તરોત્તર વધતી જતી ઉમરને વેશભૂષાની મદદથી દર્શાવવાની જરૂર પડે, અને લગભગ આખો વખત રંગભૂમિ પર જ રહેતા પાત્રને ભજવનાર નટ પાસે વેશભૂષામાં યોગ્ય ફેરફાર કરવા માટે સમય ન રહે. આથી 'રણછોડલાલ' જેવાં નાટકોને ભજવવામાં અણધારી મુશ્કેલીઓ આવી પડે છે. આમ રંગભૂમિ પર રજૂ થતાં નાટકોને તેમના ઘડતરમાં અમુક અનિવાર્ય બન્ધનો સ્વીકારવાં પડે છે, છતાં રેડિયો નાટકની સરખામણીમાં રંગભૂમિ પર રજૂ થતું નાટક કલાની દૃષ્ટિએ સુવિશેષ સમૃદ્ધ અને વૈવિધ્યવાળું હોય છે, કારણ કે તેમાં શ્રાવ્ય સંવાદ ઉપરાંત દૃશ્ય અભિનય, વેશભૂષા, રંગભૂમિની સજાવટ, પ્રકાશછાયા તથા પડદાનો કલામય ઉપયોગ આ સર્વ માટે સમુચિત અવકાશ હોય છે. રેડિયો નાટક અને ભજવવાના નાટક વચ્ચેનો તાત્ત્વિક ભેદ ધ્યાનમાં રાખીએ તો તખ્તા-લાયકીની દૃષ્ટિએ શ્રી. મહેતાનાં નાટકોની પરીક્ષા કરવી ન્યાય્ય છે કે નહિ તે એક પ્રશ્ન થઈ પડે છે. રેડિયો નાટક તરીકે અહીં તેમનું મૂલ્યાંકન કરવું અપ્રસ્તુત છે, પણ સાક્ષર શ્રી બ. ક. ઠાકોર જેવા સમર્થ વિવેચકે શ્રી. મહેતાનાં નાટકોની તખ્તાલાયકીનો ઉલ્લેખ કર્યો છે તેથી 'રણછોડલાલ અને બીજાં નાટકો'ને રંગભૂમિની દૃષ્ટિએ ચકાસવાનું પ્રાપ્ત થાય છે. ગુજરાતમાં શિષ્ટ રંગભૂમિ અર્ધવિકસિત અવસ્થામાં હોવાથી ગુજરાતી નાટકોનું વીગતવાર વિવેચન મુખ્યત્વે સાહિત્યની દૃષ્ટિથી જ થાય છે. પરિણામે સિદ્ધહસ્ત ગણાતા ગુજરાતી નાટ્યલેખકો પણ રંગભૂમિની મર્યાદાઓ તથા ખૂબીઓને સમજવાનો પ્રયત્ન કરતા નથી. ખરી રીતે તો સાધારણ સર્જક પ્રતિભાવાળા નાટ્યલેખકે રંગભૂમિને અનુરૂપ થવાનો પ્રયત્ન કરવો જોઈએ અને રંગભૂમિએ અસાધારણ સર્જક પ્રતિભાવાળા નાટ્યલેખકની કલાને અનુરૂપ થવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ રીતે નાટ્યસાહિત્ય તથા રંગભૂમિ બંનેનો ઉત્કર્ષ થાય છે. ગુજરાતમાં હજી નાટ્યલેખક, રંગભૂમિ અને વિવેચકનો મેળ જામ્યો નથી. આ પરિસ્થિતિમાં મૂળ રેડિયો માટે લખાયેલાં શ્રી. મહેતાનાં નાટકોને પણ રંગભૂમિની દૃષ્ટિએ તપાસવામાં અન્યાય નહિ ગણાય.

પડદો ઊપડે અને પડે તેની વચ્ચે રજૂ થતું દૃશ્ય રંગભૂમિ પર ભજવાતા નાટકનું એકમ છે. સ્થળ તથા સમયના ફેરફારનો નિર્દેશ કરવા

માટે નાટકના વસ્તુની રજુઆતમાં કાળાન્તર તથા સ્થળાન્તર ઓછું તેમ નાટકમાં દશ્યોની સંખ્યા ઓછી; અને સામાન્ય રીતે જેમ દશ્યોની સંખ્યા ઓછી તેમ નાટકને રંગભૂમિ પર રજૂ કરવામાં વિશેષ સુગમતા. આથી ઊલટું કોઈ વ્યક્તિ કે જીવન-કથા જેવા વસ્તુને કાલક્રમે રજૂ કરવામાં દશ્યબહુલત્વનું જોખમ. જેમ દશ્યોની સંખ્યા વધારે તેમ દશ્યોની સરેરાશ લંબાઈ ઓછી અને યોગ્ય રીતે ભાજવવા માટે સમય જોઈએ તે કરતાં ઓછો. સામાન્ય રીતે દશ્ય અમુક અવધિ કરતાં ટૂંકું હોય તો તેને રંગભૂમિ પર રજૂ કરતાં ઉઠાવમાં ખામી આવે; કારણ કે જ્યારે જ્યારે નવા દશ્ય પરથી પડદો ઊપડે ત્યારે ત્યારે પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી, તેમને રસમગ્ન કરી, તેમના રસને પોષી નિશ્ચિત પરાકાષ્ઠાએ પહોંચાડવા માટે સમય જોઈએ, અને તેથી ટૂંકાં દશ્યો નિષ્ફળ જવાનો અને સરવાળે આખા નાટકને હાનિ થવાનો સંભવ વિશેષ.

"રણછોડલાલ અને બીજાં નાટકો"નું તખ્તાલાયકીની દૃષ્ટિએ પૃથક્કરણ કરીએ તો દશ્યબહુલત્વનો દોષ તરત જ જણાઈ આવે છે. શ્રી. મહેતાના દરેક નાટકની લંબાઈ તથા દરેક નાટકમાં દશ્યની સંખ્યા નીચે પ્રમાણે છે:

| નાટક | પૃષ્ઠ | દશ્યોની સંખ્યા |
|---|---|---|
| 'રણછોડલાલ' | ૪૪ | ૧૦ |
| 'ઉમાકાંતનો મુસાફર' | ૪૧ | ૬ |
| 'બર્નીઆર' | ૧૮ | ૬ |
| 'સીદી અલી' | ૧૪ | ૬ |
| 'હુએન્સંગ' | ૧૫ | ૫ |

'બર્નીઆર', 'સીદી અલી' અને 'હુએન્સંગ' માં દશ્યો એટલાં ટૂંકાં તથા સંખ્યામાં એટલાં બધાં છે કે આ નાટકોને સળંગ રીતે રંગભૂમિ પર રજૂ કરવાં હોય તો રંગભૂમિની સજાવટ તથા વેશભૂષામાં યોગ્ય દરકાર માટે બિલકુલ અવકાશ રહેતો નથી, અને આ નાટકો સાદામાં સાદી રીતે રંગમંચ અને પડદાની મદદથી જ ભાજવવામાં આવે તો પણ પડદાની ખેંચતાણમાં જ નાટકનો ઉઠાવ મારી જાય તેમ છે. શ્રી મહેતાનાં ઘણા મોટા ભાગનાં દશ્યોમાં સંવાદ ઉપરાંત stage business માટે સ્થાન હોતું નથી, તેથી ટૂંકાં દશ્યોને રંગભૂમિ પર ક્રિયા, અભિનય વ. ની મદદથી લંબાવવાનું પણ શક્ય નથી. આમ સમગ્ર દૃષ્ટિએ જોતાં શ્રી.

મહેતાનાં નાટકો રંગભૂમિની મર્યાદાઓની ઉપેક્ષા કરતાં લાગે છે, પરન્તુ તેમનાં નાટકોનાં કેટલાંક દશ્યોમાં તખ્તાલાયકી છે. આ દશ્યોમાં કાં તો ઠીક ઠીક લાંબાં છે અથવા છૂટાં દશ્યો તરીકે તેમાં 'business' માટે અવકાશ છે. ઉ. ત. 'રણછોડલાલ'માં રણછોડલાલ અને જેઠીબાવાળો પ્રસંગ, 'ડેન્માર્કનો મુસાફર'માં બીજું, ત્રીજું અને પાંચમું દશ્ય તથા 'હુએન્સંગ'માં ત્રીજું દશ્ય.

તખ્તાલાયકીની દષ્ટિએ શ્રી મહેતાનાં નાટકોની અનેક ક્ષતિઓનું મુખ્ય કારણ એ છે કે રેડિયો નાટકોને રંગભૂમિને યોગ્ય બનાવવા માટે stage-directions આપ્યા. સિવાય બીજો કોઈ પ્રકારનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી. રેડિયો-નાટકમાં નાટકનું વસ્તુ કાલક્રમે રજૂ કરી શકાય અને એ સમયનો ગાળો પણ 'હુએન્સંગ'માં વીસ વરસનો ને 'રણછોડલાલ'માં અર્ધી સદી ઉપરાંતનો હોઈ શકે પણ એ જ નાટકોને રંગભૂમિને યોગ્ય બનાવવાં હોય તો એને એ જ વસ્તુને વિશેષ સંયત અને સુશ્લિષ્ટ રીતે રજૂ કરવું જોઇએ. દશ્ય બાહુલ્યના દોષમાં ઘણા ગૌણ દોષો સમાઈ જાય છે. એટલે તે બાબત વીગતોમાં ઊતરવાની જરૂર નથી. રંગભૂમિની દષ્ટિએ સમયના બન્ધનની ઉપેક્ષા કરવાથી કેવું બેહૂદું પરિણામ આવે છે તેના ઉદાહરણ તરીકે બેએક વીગતો ટાંકીએ. 'રણછોડલાલ'માં જેઠીબા રણછોડલાલને નાહવા મોકલે છે. પછી જેઠીબા સોની સાથે થોડી વાતચીત કરે છે અને એટલામાં રણછોડલાલ સ્નાન કરી પાછા આવી પહોંચે છે (પૃ. ૧૮). 'રણછોડલાલ' ભજવાય તો રણછોડલાલને કપડાં બદલી રંગભૂમિ પર આવવા જેટલો પણ સમય મળતો નથી. હુએન્સંગનો સ્નાનવિધિ એથીએ ટૂંકા સમયમાં પતાવવામાં આવે છે. (પૃ. ૧૩૪). વળી અહમદશાહના 'ભૂત' ની રણછોડલાલ સાથે વાતચીત તથા હુએન્સંગનો ચાંચિયાના સરદાર પર ચમત્કારી વિજય જેવા અલૌકિક પ્રસંગો જેટલા રેડિયો-નાટકમાં લાવવા સહેલા છે તેટલા રંગભૂમિ પર લાવવા સહેલા નથી. આવા લોકોત્તર અદ્ભુત તત્ત્વને રંગભૂમિ પર સફળ રીતે રજૂ કરવા માટે નાટકકાર અને નિર્માતાના સહકારથી અદ્ભુત વાતાવરણ સર્જવું પડે છે. શ્રી મહેતાનાં નાટકોમાં આ પ્રસંગો લગભગ સહસા બને છે અને તેથી રંગભૂમિ પર તેમને પ્રતીતિકર રીતે રજૂ કરવા મુશ્કેલ છે.

રંગભૂમિની વાત બાજુએ રાખીએ અને માત્ર નાટ્ય-સાહિત્યની દૃષ્ટિએ શ્રી મહેતાનાં નાટકોની ઝીણવટથી પરીક્ષા કરીએ તો પણ વિવેચકને અસંતોષ જાહેર કરવાનાં સબળ કારણો મળી આવે છે. એટલું તો કબૂલ કરવું જોઇએ કે શ્રી મહેતા પાસે પ્રસંગોપાત્ત અવનવાં રંગ પકડતું સંવાદકૌશલ છે અને તેને યોગ્ય ભાષાસિદ્ધિ પણ છે. તદુપરાંત હલકે હાથે થોડાક જ શબ્દોદ્વારા રંગભૂમિ પર રસ જમાવી શકે તેવાં હાસ્યરસિક પાત્રો ઘડી કાઢવાની તેમની શક્તિ માન ઉપજાવે તેવી છે. ઉ. ત. 'ડેન્માર્કનો મુસાફર'માં ડોકટર ક્રેમર અને 'રણછોડલાલ'માં સોની, શ્રી મહેતાની વિનોદવૃત્તિ પણ જ્યાં ત્યાં દેખા દે છે, જો કે અવારનવાર તે અપરસમાં સરકી પડતી લાગે છે. આવી વિધવિધ શક્તિઓ હોવા છતાં શ્રી મહેતા નાટકના આત્માને સાકાર કરી શકતા નથી. સંવાદના રૂપમાં લખાયેલા ગમે તે વસ્તુને નાટકનું નામ આપવું તે યોગ્ય નથી. સંવાદ તો નાટકનું સાધન માત્ર છે. સામાન્ય રીતે પરાકાષ્ઠાએ પહોંચી, સુખી કે દુઃખી અન્તમાં વિલીન થતા સ્થૂળસૂક્ષ્મ સંઘર્ષને નાટકનો આત્મા ગણી શકાય. આ સંઘર્ષને પ્રતીતિકર, અર્થભર, માનવસ્વભાવ ને માનવજીવનનો દ્યોતક બનાવવા માટે પાત્રો ઓછાવત્તા પ્રમાણમાં સજીવ હોવાં જોઇએ, પાત્ર અને પરિસ્થિતિના આઘાતપ્રત્યાઘાતના આધારે રચાયેલી વસ્તુસંકલના સુશ્લિષ્ટ હોવી જોઇએ, જેથી નાટકની અસર ચોટદાર બને, અને આ સર્વને અનુરૂપ સંવાદ યોજવો જોઇએ. તાત્પર્ય એ છે કે નાટકને ઉચિત વસ્તુ તે નાટકનું હાર્દ છે, અને કુશળ નાટકકારને આ વસ્તુ વિશે સ્પષ્ટ ખ્યાલ હોવો જોઇએ. શ્રી મહેતા તેમનાં નાટકોના સ્હાય સમા વસ્તુનો ખ્યાલ રાખ્યા વગર તેમની શક્તિઓને મુક્ત વિહાર કરવા દે છે, તેથી સમગ્ર દૃષ્ટિએ જોતાં તેમનાં નાટકો ફીસાં ને પાંખાં લાગે છે.

'રણછોડલાલ'ને સાહિત્યની દૃષ્ટિએ સફળ ગણી શકાય, પણ વસ્તુતઃ તેમાં નાટકનું તત્ત્વ ગૌણ છે. 'રણછોડલાલ' નાટક નથી પણ નાટકાકારે જીવનકથા છે. તેમાં એક ઐતિહાસિક વ્યક્તિના, ભાવના ને કલ્પનાને રંગે રંગેલા જીવનની કાલક્રમે પ્રસંગપરંપરાદ્વારા રજુઆત છે. રણછોડલાલ પ્રત્યે શ્રી મહેતાની વૃત્તિ એક ભક્તની છે, માત્ર કલાકારની નહિ. આ નાટકમાં રણછોડલાલ કેવા હતા તેના કરતાં રણછોડલાલે જાહેરમાં શું કર્યું, તે દર્શાવવા તરફ વિશેષ ઝોક છે. ભાવમય પૂજ્યબુદ્ધિથી પ્રેરાઇ શ્રી મહેતા રણછોડલાલને શણગારી-મારીને રજૂ કરે છે. સરકારી નોકરીમાંથી તેમની

બરતરફીના મામલા પર ઢાંકપિછોડો કરવાનો પ્રયત્ન આ રીતે સૂચક છે. શ્રી મહેતા એમ માનતા લાગે છે કે અમદાવાદમાં મિલઉદ્યોગના આદ્ય-સ્થાપક નૈતિક દૃષ્ટિએ સંપૂર્ણ રીતે નેક અને પવિત્ર જ હોવા જોઈએ! આટલું જ નહિ પણ રણછોડલાલની બરતરફીમાં પણ શ્રી મહેતાને સ્પષ્ટ દૈવી સંકેત દેખાય છે, એટલે તેમણે અહમદશાહના ભૂતનો યાને રૂહનો આદેશ અને સતીમાની ભવિષ્યવાણી જેવા અલૌકિક પ્રસંગો યોજ્યા છે. દૈવી સંકેતને આટલો બધો સસ્તો બનાવી દેવામાં વિવેકબુદ્ધિની ખામી છે. સ્થૂળ અર્થકારણની દૃષ્ટિએ જોતાં મિલઉદ્યોગમાં અમદાવાદની સમૃદ્ધિનાં મૂળ હોય તો પણ માનવતાની સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં મિલઉદ્યોગને એક અવળી બાજુ પણ છે જે વિશે 'રણછોડલાલ'માં સહેજ ઈશારો સરખો પણ નથી. જે રીતે શ્રી મહેતાએ અમદાવાદમાં મિલઉદ્યોગની સ્થાપનાને રજૂ કરી છે તે ઉપરથી લાગે છે કે આ દૈવી સંકેતથી પ્રેરાયેલા અર્થ-વિધાનમાં અમદાવાદના આદ્યવિધાયક અહમદશાહને સ્થાન છે, આધુનિક અમદાવાદના વિધાયક રણછોડલાલ જેવા ઉદ્યોગપતિને સ્થાન છે, શેઠ મગનભાઈ કરમચંદ અને શેઠ હઠીસિંગ જેવા સદ્ધર પૂંજીપતિઓને સ્થાન છે, ગજ કાપડ કાઢી જાણનાર કાપડિયાઓને સ્થાન છે, પણ કાળી મહેનત કરી પેટિયું કૂટી કાઢતાં મિલમજૂરને સ્થાન નથી. રણછોડલાલ એક વ્યક્તિ તરીકે મહાન છે, તેમની જાહેર કારકિર્દી મહાન છે, તો પછી તેમને દૈવી સંકેતના ટેકાની શી જરૂર છે? અલૌકિક તત્ત્વનો આવો ખોટો ઉપયોગ કરવાથી ધાર્યા કરતાં ઊલટું પરિણામ આવે છે, કારણ કે તેથી જ લેખકની મિલઉદ્યોગ પ્રત્યેની સંકુચિત દૃષ્ટિ વિશેષ ખટકે છે. રણછોડલાલના જાહેર જીવનને અહમદશાહના માનસપુત્રની છાયા આવરી લે છે, અને તેથી જ આખા નાટકમાં સૌથી રસપ્રદ પ્રસંગ રણછોડલાલ અને જેઠીબાના ખાનગી પ્રણયજીવનનો છે. કદાચ રણછોડલાલને ભાવનાના રંગે રંગી રજૂ કર્યા હોવાથી જ જ્યાં જ્યાં તેમને સામાન્ય માનવી તરીકે વર્તવાનું આવે છે ત્યાં ત્યાં તેમના સ્વભાવમાં કોઈ વિસંવાદી તત્ત્વ આવી પડતું લાગે છે. ઉ. ત. બરતરફીનો કાગળ વાંચી મૂંઝાઈ ગયેલા રણછોડલાલ તેમની વિવિધ અને સંકુલ લાગણીઓને સહસા 'ન ટકી' ઢબે દર્શાવે છે, અને તેમની લાગણીઓ જેમ સહસા ઉકળી આવે છે તેમ સહસા શમી પણ જાય છે. આવું જ કાંઈ ગટર ને નળની વિરોધી અમદાવાદના શહેરીઓની સભામાં બને છે. વીફરેલું ટોળું રણછોડલાલના થોડાક ભાષણથી સહસા

શાંત થઈ જઈ તાળીઓ પાડતું થઈ જાય છે. આમ સંકુલ મનોવ્યાપાર ધીરજથી બહલાવી પ્રતીતિકર રીતે રજૂ કરવાની શક્તિના અભાવને કારણે શ્રી મહેતા 'રણછોડલાલ' માં રસની પરાકાષ્ઠાનાં બિન્દુઓને યોગ્ય ન્યાય આપી શક્યા નથી. આમ ઉપર કહ્યું તેમ એકાદ બે બાબતમાં સારું હોવા છતાં સમગ્ર દૃષ્ટિએ 'રણછોડલાલ' વિફળ લાગે છે.

નાટ્યકળાની દૃષ્ટિએ શ્રી મહેતાની લાક્ષણિક ક્ષતિ 'ડેન્માર્કના મુસાફર'માં વિશેષ તરી આવે છે. લેખક અમુક વસ્તુ પર રસ કેન્દ્રિત કરી શકતા નથી, કારણ કે નાટકના રહસ્યનો ખ્યાલ રાખ્યા સિવાય તે આડાઅવળા ફંતરી જાય છે. મૂળ આ નાટકનું પાંચમું દૃશ્ય લખ એલું—તેમાં ડેનિશ મુસાફર કાર્સ્ટેન અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના એક અંગ્રેજ કારકુન વચ્ચે હિન્દુસ્તાનના લોકોના સ્વભાવ, સમાજજીવન તથા રહેણીકરણી વિશે અને હિન્દુસ્તાનમાં અંગ્રેજોના જીવનવિશે વાર્તાલાપ થાય છે. આ દૃશ્ય શ્રી મહેતાના સંવાદકૌશલ્ય તથા વિનોદવૃત્તિનો શ્રેષ્ઠ નમૂનો છે, પરન્તુ તેમાં નાટકનું તત્ત્વ ગૌણ છે. વસ્તુતઃ આ દૃશ્ય સંવાદદ્વારા રજૂ થતું કટાક્ષચિત્ર છે. આ દૃશ્યની 'પીઠ' પર શ્રી મહેતાએ બીજાં પાંચ દૃશ્યો લખી કાઢ્યાં છે. અને તેમને કાલક્રમે ગોઠવી 'ડેન્માર્કનો મુસાફર' નાટક બનાવ્યું છે. આ નાટક ડેન્માર્કના રાજા પાંચમા ફ્રેડરિકે પૂર્વના દેશોનો અભ્યાસ કરવા મોકલેલા પાંચ વિદ્વાનોના જૂથનો અથથી ઇતિ સુધીનો અહેવાલ આપે છે, પણ આમ કરવાથી નાટકનું રહસ્ય માર્યું જાય છે. આ નાટકનો નાયક છે કાર્સ્ટેન, પણ પાંચેય મુસાફરોમાં નિર્જીવમાં નિર્જીવ પાત્ર હોય તો કાર્સ્ટેનનું. 'ધાધરાઘેલો' ડૉક્ટર ક્રેમર કે અંગરેજ કારકુન એક પ્રહસનને યોગ્ય પાત્ર તરીકે આપણું ધ્યાન ખેંચે છે. સમગ્ર નાટકની દૃષ્ટિએ ક્રેમર અને તેના સાથીઓએ મીસ માં શું કર્યું તે અગત્યનું નથી, પણ કાર્સ્ટેને હિન્દમાં શું જોયું અને જાણ્યું તે અગત્યનું છે. આથી બીજું, ત્રીજું અને ચોથું દૃશ્ય નાટકના વસ્તુની રજૂઆતમાં બાધારૂપ થઈ પડે છે. વળી ઇતિહાસનો ભ્રમ ઉત્પન્ન કરવાનું શ્રી મહેતાને થતું દુર્દમ્ય પ્રલોભન આ નાટકમાં સવિશેષ ખટકે છે. આ નાટકનો સમય અઢારમી સદીનો મધ્યનો છે, પણ લેખકે અઢારમી સદીની અવગણના કરી ઓગણીસમી (અને કેટલેક અંશે વીસમી) સદીની રાષ્ટ્રીય તથા આન્તરરાષ્ટ્રીય, રાજકીય તથા આર્થિક વિચારસરણીનો છૂટથી ઉપયોગ કર્યો છે; દા. ત, કાર્સ્ટેન-

ના શબ્દો ટાંકીએ, "અખંડ હિન્દુસ્તાન તો વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાવાદના અનુપમ અંગરેજી આદર્શો પર જ રચાશે." વસ્તુતઃ વ્યક્તિસ્વાતંત્ર્યનો આદર્શ બેન્થામ અને તેના ઉદારમતવાદી અનુયાયી મિલથી પ્રેરિત ઓગણીસમી સદીના ઇંગ્લેન્ડનો છે. મીસરમાં પુરાતત્ત્વને લગતી ઓગણીસમી સદીના અન્તે થયેલી શોધખોળને સત્તરમી સદીમાં મૂકવામાં પણ શ્રી મહેતા ઇતિહાસની ઉપેક્ષા કરે છે.

'બર્નીઅર'માં બર્નીઅર મધ્યબિન્દુએ નથી, પણ ઔરંગઝેબ છે. દારા-જહાનારા અને ઔરંગઝેબ-રોશનઆરા વચ્ચે સંઘર્ષ છે, પણ તેને બહુ જ સ્થૂલ અને છીછરી રીતે રજૂ કરવામાં આવ્યો છે. વળી ઔરંગઝેબના દેખીતા વિજયમાં પરિણમતો આ સંઘર્ષ એ નાટકનું વસ્તુ છે, છતાં તેની રજુઆત એવી અવ્યવસ્થિત છે કે છેલ્લા દૃશ્યમાં વલંદા એલચી અને બર્નીઅર વચ્ચેના ઔરંગઝેબની પોકળ સલ્તનત વિશેના વાર્તાલાપનું રહસ્ય એકદમ તરી આવતું નથી. એક અર્થભર મહાન વસ્તુને નાના ફલકમાં સમાવી લેવાના પ્રયત્નમાં શ્રી મહેતા, સ્વાભાવિક રીતે, નિષ્ફળ ગયા છે.

'બર્નીઅર' માં દારાના પાત્રદ્વારા અને 'હુએન-સંગ' માં વિખ્યાત ચીની મુસાફરના પાત્રદ્વારા શ્રી મહેતા આધ્યાત્મિક જીવનને નાટકમાં રજૂ કરવાનો પ્રયત્ન કરે છે. સામાન્ય રીતે નાટકમાં પ્રવૃત્તિ કરતાં નિવૃત્તિને અને ક્ષોભ કરતાં શાન્તિને રસપ્રદ અને દ્યોતક રીતે રજૂ કરવી મુશ્કેલ છે. દારાના આન્તર-જીવનનું નિરૂપણ તેને ઉપનિષદનાં સૂત્રો ચર્ચતો બતાવીને ન થઈ શકે. હુએન્સંગની આધ્યાત્મિક સિદ્ધિ દર્શાવવા તેને બૌદ્ધ ફિલસૂફીનાં મૂળ તત્ત્વોનું વિવરણ કરતો અને બૌદ્ધ ધર્મનાં સૂત્રોનું રટણ કરતો કે પરંપરામત રૂઢ રીતે ચમત્કાર કરતો બતાવવાથી કાંઈ વળે નહીં. આ વસ્તુ જ દૃશ્ય નાટકની મર્યાદામાં આવી શકે તેવું નથી.

રમણભાઈ પટેલ

## ફારસી સાહિત્યનો ઇતિહાસ

(૧) ગુજરાતી ભાષામાં 'ફારસી સાહિત્યનો ઇતિહાસ' એક અનોખું પુસ્તક છે, ૨૨૪ પાનાના આ નાનકડા પુસ્તકમાં તેના લેખકે એ બધી જ વસ્તુઓનો સમાવેશ કરી દીધો છે કે જેનું જાણવું એક ફારસી સાહિત્યના રસિયાને માટે જરૂરી હોય.

(૨) પુસ્તકની રચના ખાસ કાળજીપૂર્વક કરવામાં આવી છે.

મુસ્લિમ યુગથી પુસ્તક શરૂ થાય છે. લેખકે પહેલા પ્રકરણમાં પ્રાચીન ફારસી ભાષાના ઇતિહાસનો ટૂંકામાં સમાવેશ કર્યો છે, અને તે પછી આરબોનો ઈરાન પર કબ્જો થતાં રાજકીય પરિવર્તનને પરિણામે પ્રાચીન ફારસી ભાષામાં જે ફેરફારો થયા તેનો ઉલ્લેખ કર્યો છે. અરબી સાહિત્યનાં ફારસી સાહિત્ય સાથે થયેલા મિશ્રણથી તેની સુંદરતામાં કેટલો વધારો થયો અને આવું મિશ્રણ શા માટે જરૂરી હતું એ બધાનું ટૂંકામાં પણ દલીલો સાથે વિવેચન કર્યું છે.

(૩) રાજકારણ અને સાહિત્યનો નિકટનો સંબંધ છે. વિદ્વાન લેખકે ચોપડીના દરેક પ્રકરણમાં અને કવિઓના જુદા જુદા જૂથમાં આ સંબંધનો ઉલ્લેખ કરીને દરેક ઝમાનાના પ્રખ્યાત કવિઓની જિંદગીનો અહેવાલ લખ્યો છે. અને તેઓની નામાંકિત કૃતિઓ પર આલોચના કરી છે. જગ્યાએ જગ્યાએ તેઓની કવિતાઓ ઉપર વિવેચન કરવામાં આવ્યું છે, પણ આ બહુ જ ટૂંકાણમાં કરવામાં આવ્યું છે. બનવાજોગ છે કે આ ચોપડી વધુ લાંબી ન થઇ જાય તે પ્રયોજન તેની પાછળ હોય.

(૪) આ પુસ્તકને અગિયાર પ્રકરણમાં વહેંચવામાં આવ્યું છે. અને રાજકારણના પલટાતા જુદા જુદા પ્રવાહો સાથે કવિઓને વહેંચવામાં આવ્યા છે. દસમા પ્રકરણની અંદર હિંદોસ્તાનના ફારસી કવિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, કે જેની પૂર્ણાહુતિ ડૉ. સર મોહંમદ ઇકબાલ સાથે કરવામાં આવી છે. અગિયારમા પ્રકરણમાં ફારસી કવિતા(નઝમ)ની જુદી જુદી છંદ-રચના ઉપર વિવેચન કરવામાં આવ્યું છે, જેથી ગુજરાતી અભ્યાસીઓને ફારસી કવિતાનું ખરું સ્વરૂપ જાણવા મળે. પુસ્તકની ભાષા સ્પષ્ટ, સરળ અને સુંદર છે. એકંદરે આ પુસ્તક, જે ગુજરાતીઓ ફારસી ભાષામાં રસ ધરાવે છે, તેમને માટે એક અમૂલ્ય ભેટ છે.

તફઝ્ઝુલ હુસેન શમ્સી

## પ્રાપ્તિ-સ્વીકાર

૧. અજન્તાના કલામંડપો: રવિશંકર મ. રાવળ (૧૯૪૭: કુમાર કાર્યા. કિ. રૂ. ૩).—૨. શિલ્પપરિચય: અપેક્ષાબહેન ત્રિવેદી, ર. મ. રાવળ (૧૯૪૮: કુમાર કાર્યા. કિ. રૂ ૩.).—૩. શ્રીમન્નૃસિંહાચાર્યજી: ચુનીલાલ જ. મોઝા (૧૯૪૮: દીપેન્દ્ર ભગવાન રમા. પ્રં. પ્ર શ્રેયઃસાધકો: રૂ. ૧||). ૪ આ. ઇશ્વરન. સાન્નિધ્યમાં: સ્વામી રામદાસ.— ૫. આ. આનન્દશંકરભાઈ

જીવનરેખા અને સંસ્મરણો : રતિલાલ મો. ત્રિવેદી (૧૯૪૮: ત્રિપાઠી લિ. રૂ. ૨॥).—૫ થી ૭ના લેખક ચુનીલાલ મડિઆ : પાવક જ્વાળા (૧૯૪૭ : ત્રિપાઠી : રૂ. ૩॥); જય ગિરનાર (૧૯૪૮; ત્રિપાઠી: રૂ. ૧.);—વ્યાજનો વારસ (૧૯૪૬ : જીવનસા. મન્દિર; રૂ. ૪॥).—૮. મેંદીનાં પાન : અવિનાશ વ્યાસ (૧૯૪૭; ત્રિપાઠી; રૂ. ૨॥).—૯. દૂધગંગા : અ. વ્યાસ (૧૯૪૮; ત્રિપાઠી; રૂ. ૩.).—૧૦. સમસંવેદન : ઉમાશંકર જોષી (૧૯૪૮; જી. સા. મન્દિર; રૂ. ૩).—૧૧ થી ૧૪ના પ્ર. આર. આર. શેઠની કં. પનઘટ : સ્નેહરશ્મિ (૧૯૪૮; રૂ. ૩).—ત્રિવિધ તાપ : ગોવિન્દભાઈ શ. અમીન (૧૯૪૮; રૂ. ૨).—ગુલાબ અને કંટક તથા આરસકા ભા. ૩, રમણલાલ વ. દેસાઈ (૧૯૪૮; અનુક્રમે રૂ. ૫ તથા રૂ. ૭).—૧૫. વસુદેવહિંડી; ખં. ૧; ભોગીલાલ જ. સાંડેસરા (૧૯૪૭; શ્રી જૈન આ. સભા; રૂ. ૧૨॥).—૧૬. વિશ્વદર્શન : છોટાલાલ મા. કામદાર (૧૯૪૬ : જન્મભૂમિ કાર્યા. રૂ. ૧૦॥).—૧૭ થી ૧૯, કવિ હરગોવિન્દ પ્રે ત્રિવેદીનાં કુબ્જાઈયાત અને બીજાં કાવ્યો: (૧૯૪૬: નાથાલાલ દવે: રૂ. ૩): ચન્દ્રગુપ્ત મૌર્ય અને બીજાં કાવ્યો; (૧૯૪૮: ના. દવે; રૂ. ૨.)—વેનવધ : (૧૯૪૬; મુકુન્દરાય પારાશર્ય: રૂ. ૨)

### નવજીવન પ્ર. મન્દિરનાં (૨૦ થી ૩૪)

દિલ્હી ડાયરી : ગાંધીજી (રૂ. ૩); જીવનનું પરોઢ : પ્રભુદાસ છ. ગાંધી (રૂ. ૮); મહાદેવભાઈની ડાયરી. પુ. ૧ લું (રૂ. ૪॥): સત્યાગ્રહની મીમાંસા (આ. ૨જી); મગનભાઈ પ્ર. દેસાઈ (રૂ. ૩); સ્ત્રી-પુરુષ-મર્યાદા (આ. ૪થી) કિશોરલાલ ઘ. મશરૂવાળા (રૂ. ૧॥): મહાસભાના ઠરાવો વિઠલદાસ મ. કોઠારી (રૂ. ૬): બાપુની પ્રસાદી, મથુરાદાસ ત્રિકમજી (રૂ ૨): શિક્ષણ અને સંસ્કૃતિ: રવિશંકર શિ. વ્યાસ (રૂ. ૧): લોકશાહી, આ જાવડેકરકૃત: પાં. ગ. દેશપાંડે (રૂ. ૨); આરોગ્યની ચાવી: ગાંધીજી (૧૦ આના); સાધુ અને ચોરી, ગજેન્દ્ર મોક્ષ-આખ્યાન: ચિમનલાલ પ્રા. ભટ્ટ (રૂ. ૦॥). મહાવીરસ્વામીનો અન્તિમ ઉપદેશ (આ ૨જી): ગોપાળદાસ જી. પટેલ (રૂ. ૩): ગાંધી-સાહિત્ય-સૂચિ: પાં. ગ. દેશપાંડે (રૂ ૩॥); હિં: રા. મહાસભાનું બંધારણ (રૂ ૦।): ગુજ. વગેરે સૂચિપત્ર, અંગ્રેજી સૂચિપત્ર. [આ પુસ્તકોના ૧૯૪૮ નાં છે].

૩૫. કવિ કાલિદાસનાં ત્રણ નાટકો: કેશવરામ કા. શાસ્ત્રી: (૧૯૪૮;ગુર્જર ગ્રં. ર. કાર્યા. રૂ. ૪॥).-૩૬. આગમોનું દિગ્દર્શન: હીરાલાલ ર. કાપડિયા (૧૯૪૮: વિ. ગુ. શાહ: રૂ. ૫॥). ૩૭. અલંકારપ્રવેશિકા: ડોલરરાય ર. માંકડ (આ. ૨જી: ૧૯૪૭: રૂ. ૦॥; ભારતીય સા. સંઘ). ૩૮. ભગવાનની લીલા; ડો. ર. માંકડ (૧૯૪૮; વાણીપ્રકાશન રૂ. ૨॥).-૩૯. ભાલણનાં પદ; જેઠાલાલ ના. ત્રિવેદી (૧૯૪૯; જીવનલાલ અ. મહેતા; રૂ. ૩).-૪૦ સ્ફુલિંગ,

અં. ૨: રતિલાલ સો. ના. ૬૨ (૧૯૪૮: શ્રીઅરવિંદમાર્ગ કાર્યા. રૂ. ૨ા). ૪૧. બીજલ: પ્રેમશંકર હ. ભટ્ટ (૧૯૪૮: સી. જમનાદાસની કં. રૂ. ૩), ૪૨. ઘરેલુની રોટી: જયંતી દલાલ (૧૯૪૮: અતિપ્રકાશન: રૂ. ૨ા)—૪૩. સિદ્ધરાજ: હરિવ દ. ધ્રુવ (૧૯૪૮: આર. આર. શેઠની કં. રૂ. ૧ા).—૪૪. ગામડું બોલે છે: જુ. મહિમા (૧૯૪૫: સસ્તું સાહિત્ય કાર્યા. રૂ. ૦-૧૦-૦). ૪૫. દૂધપૌંઆ: ઇશ્વરલાલ ઘ. દેસાઈ (૧૯૪૮: પ્રગતિ સા. મન્દિર; રૂ. ૧ા). ૪૬. ગ્રામભજનસંગ્રહ: ગ્રુ. મોઢ શિક્ષણ સમિતિ, સુરત (૧૯૪૮; રૂ. ૦ા). —દીપોત્સવી અંકો: ભારતી, ગુજરાતી, નવચેતન ગુણસુન્દરી, ગુજરાત: 'સંજીવન'નો મહાત્મા-સ્મૃતિ અંક: 'કુમાર'નો ૩૦૦ મો અંક. પૂર્તિ: 'હાંકપિછોડી' ઉમેદ કવિ (૧૯૪૮: રૂ. ૨: પુસ્તક તથા ઉપોદ્ઘાતની છૂટી પ્રત) શાન્તિના તેર દિવસ: વિનોબા ભાવે (નવજીવન પ્ર. મન્દિર; સાત આના) સમરભૂમિ: ના. સી. ફડકે (ત્રિપાઠી; રૂ. ૩)—કથાનકો: ધ. વર્મા (યુગાન્તર કાર્યાલય રૂ. ૧).—અમર બાપુ: સૌ. હસુમતી (રૂ. ૦ા)—મગ્નજીવનમાળા: રતનલાલ કે. ૧૦૧૦.

# મનન-પૂર્તિ

## વિજ્ઞાન

### ૧૯૪૮નાં નોબેલ પારિતોષિકો

સ્વીડનના આલ્ફ્રેડ નોબેલે ૧૯મી સદીને અંતે સ્થાપેલાં સુવિખ્યાત પારિતોષિકોની વહેંચણી અનેક વર્ષોની માફક આ વર્ષે (૧૯૪૮માં) પણ સ્વીડનનરેશને હસ્તે થઈ. પદાર્થવિજ્ઞાનમાંનાં પરમાણુ વિદ્યાને લગતાં સંશોધનો માટે માંચેસ્ટરના પ્રોફેસર બ્લેકેટ, રસાયનશાસ્ત્રમાં, નાઇટ્રોજનયુક્ત પ્રોટીન તત્ત્વોનાં પૃથક્કરણ-શોધો માટે સ્વીડનના જ પ્રોફેસર ટીસેલિયસ, અને તબીબી વિજ્ઞાનમાં આજે તો દુનિયાભરમાં કોઈ નાનું બાળક પણ જેનો ઉપયોગ સમજે છે તે 'દવા' D. D. T. ના જંતુનાશક ગુણની શોધ માટે સ્વિટ્ઝર્લૅન્ડના ડૉક્ટર પૉલ મ્યુલર: એમ ત્રણ સંશોધનકારો ૧૯૪૮નાં નોબેલ વૈજ્ઞાનિક પારિતોષિકો પામ્યા. તેમનો ટૂંકો પરિચય અહીં કરીએ.

## પરમાણુખંડનક્રિયા માટેનો વિલ્સનં ક્લાઉડ ચેમ્બર

એટમ બોમ્બની શક્યતા જે પ્રકારના પ્રયોગોથી હજી તો માત્ર ત્રીસ વર્ષ પહેલાં જ મહૂંમ લૉર્ડ રધરફૉર્ડે, કૃત્રિમ ઉપાયોથી—આલ્ફા-કિરણોનાં નાઇટ્રોજન પરમાણુ ઉપરના અફળ આક્રમણથી, સંભવિત કરી બતાવી, તે શરૂઆતના પ્રયોગોમાં; હજારો આલ્ફા કિરણોથી માત્ર કોઈ એક જ પરમાણુ નાશ પામે, તેની નોંધ રાખવાનું કામ મનુષ્યધૈર્યની ખરેખરી કસોટી કરે તેવું હતું. ત્યાર પછીનાં વર્ષોમાં સી. ટી. આર. વિલ્સને, આ પરમાણુખંડનની નોંધ આપમેળે ફોટોગ્રાફથી થઇ શકે તેવો 'ક્લાઉડ ચેમ્બર' યંત્ર બનાવ્યો. તેમાં ભેજવાળું વાતાવરણ હોવાથી આલ્ફા કિરણોની એકસરખી રેખાઓ ઘણી સ્પષ્ટતાથી જણાતી, અને તેમાં જ્યારે કોઈ એક પરમાણુ નાશ પામતું ત્યારે આલ્ફા કિરણો આડાં ફંટાઇ જતાં અને નવાં કિરણો ઉત્પન્ન થતાં. એક નાનકડાં તારાનું દશ્ય ફોટોગ્રાફપ્લેટ ઉપર આબાદ આવી જતું. આ શોધ માટે વિલ્સનને પણ નોબેલ પારિતોષિક મળેલું હતું. છતાં, ઉપર કહ્યું તેમ હજારો કિરણોનાં આક્રમણ પછી જ એકાદું પરમાણુ તૂટી પડતું અને તેથી સેંકડો ફોટોગ્રાફ લીધા પછી જ એક વખત પરમાણુખંડનતારકવાળી 'પ્લેટ' મળી આવતી.

પ્રોફેસર બ્લેકેટે આ વિલ્સન ચેમ્બરમાં અનેક સુધારાઓ ઉમેર્યા. તેનથી, જ્યારે પરમાણુખંડન થાય ત્યારે જ તે ક્રિયાનો, ફોટોગ્રાફ લેવાય તેવી યુક્તિ કરી. આ યંત્રમાંની એક પછી એક ગોઠવણો એટલી પદ્ધતિસર આપમેળે જ કામ કરે છે કે તેની બનાવટ વિચારવામાં અને તેને પાર ઉતારવામાં ઉત્તમ બુદ્ધિ અને કાર્યદક્ષતાનો સાથ જોઇએ. પરમાણુવિદ્યાનો ઝડપભેર વિકાસ આ બ્લેકેટના યંત્રથી જ થઇ શક્યો. હવે તો 'કૉસ્મિક રેઝ' અથવા આંતરિક્ષકિરણો જેનાથી પરમાણુખંડન થતાં 'પૉઝિટ્રન' અને 'નેગેટિવ' ઇલેક્ટ્રોન કણોની ફુવારા સરખી ધારાઓ છૂટી રહે છે તે અદ્ભુત દશ્યોનાં ચિત્રો પણ આ નૂતન 'બ્લેકેટ ચેમ્બર' લઇ શકે છે અને તેનાથી એ ગેબી કિરણોનાં અનેક ભેદો ઉકેલવા લાગ્યા છે.

## વિદ્યુતપ્રવાહથી વિખેરાતાં પ્રોટીન તત્ત્વો

સ્વીડનની ઉપસલા યુનિવર્સિટી, ત્યાંના પ્રખર વૈજ્ઞાનિકો માન સીધ-

જ્ઞાન અને પ્રોફેસર સ્વેડબર્ગના મહત્ત્વનાં સંશોધનથી વિજ્ઞાન-જગતમાં સારી રીતે જાણીતી છે. સ્વેડબર્ગે દશ વર્ષના સતત પ્રયાસોથી અત્યંત ઝડપથી પરિભ્રમણ કરતું 'અલ્ટ્રાસેન્ટ્રિફ્યુજ' યંત્ર તૈયાર કર્યું, જેનાથી દ્રવણોમાં રહેલા અતિશય સૂક્ષ્મ કણો જુદા પડી આવતાં અને તેના અણુભારનું માપ તેનાથી ઘણી ચોકસાઈથી મુકરર કરી શકાતું. મનુષ્યના અનેક ખાદ્ય પદાર્થોમાં જરૂરી 'નાઇટ્રોજન' પ્રમાણે પૂરું પાડતાં પ્રોટીન તત્ત્વો જે વિવિધ પ્રકારના અર્વાચીન 'પ્લાસ્ટિક' પદાર્થો પણ બનાવી શકે છે તે સર્વ અસંખ્ય અણુઓના ગુચ્છરૂપે સૂક્ષ્મ કણો થઈને દ્રવણમાં સ્થિર થઈ શકે છે. 'અલ્ટ્રાસેન્ટ્રિફ્યુજ'માં આવાં દ્રવણો મુકાતાં તે તત્ત્વો પોતપોતાના અણુભાર પ્રમાણે જુદા પડી આવતાં ઓળખી શકાય છે અને તેનાથી તેનો રસાયનિક અભ્યાસ સુગમ બને છે.

'અલ્ટ્રાસેન્ટ્રિફ્યુજ' માટે સ્વેડબર્ગને નોબેલ પારિતોષિક ઘણાં વર્ષ પહેલાં જ મળી ચૂક્યું હતું. પણ તેના શિષ્ય, હવે પ્રોફેસર ટીસેલિયસે એક કદમ આગળ ચાલી, જે પ્રોટીન પદાર્થો 'અલ્ટ્રાસેન્ટ્રિફ્યુજ'ની રીતે સહેલાઈથી છૂટા નહોતા પડતા તેને વિદ્યુતપ્રવાહની મદદથી ઘણી જલદીથી છૂટા પાડી શકાય એવું 'ઇલેક્ટ્રોફોરેટિક' યંત્ર રચ્યું, જે અત્યારે દુનિયાની અનેક નામાંકિત પ્રયોગશાળાઓમાં પ્રોટીન તત્ત્વોના અભ્યાસમાં મહત્ત્વનો ભાગ ભજવી, પ્રાણીશરીરની તેમ જ અનેક ઔદ્યોગિક ક્રિયાઓ પરત્વેની વિવિધ પ્રમાણભૂત માહિતી આપે છે.

ડી.ડી.ટી.-ડાઈક્લોરો ડાઇફિનાઇલ ટ્રાઈક્લોરો-ઇથેન, અથવા

C/P.H. CL.
ટૂંકમાં: H. C —C — O L પ્રાણી અને વનસ્પતિજન્ય અને તેના
C/PH C L

સરખા જ કૃત્રિમ રીતે પ્રયોગશાળામાં બનાવાતા અસંખ્ય કાર્બન પદાર્થો જેમાં પ્રતિવર્ષ હજારોની સંખ્યાથી ઉમેરો થતો આવે છે, તેવો આ એક ડી.ડી.ટી. નામનો પદાર્થ, ૧૮૭૨માં જર્મન વૈજ્ઞાનિક ફોન ઝુલરે બનાવ્યો અને રસાયનશાસ્ત્રીઓ આ રીતે તેનાથી પરિચિત હતા. છતાં તેનો અતિ મહત્ત્વનો જન્તુઘ્ન ગુણ કોઈની જાણમાં નહોતો પણ સ્વિટ્ઝર્લાન્ડના બાઝ (Basle) શહેરમાં કાપડ માટેના રંગો અને કાપડ

ઉદ્યોગમાં વપરાતાં અનેક રસાયનો બનાવતી પ્રખ્યાત ગાઇગી કંપનીની પ્રયોગશાળા, કપડાંમાં કાણાં પાડતા કીડાના વિનાશમાં ઉપયોગમાં આવે તેવાં રસાયનોની શોધ વીસ વર્ષોથી ચલાવી રહી હતી. તે દરમ્યાન આ પ્રયોગશાળાના ડૉક્ટર પૉલ મુલરે, ડી.ડી.ટી.ના દ્રાવણનો છંટકાવ કૉલોરેડો બીટલ ઉપર અજમાવ્યો જે તુર્ત જ તે જંતુઓ માટે પ્રાણઘાતક નીવડ્યો. પછી તો જૂ અને મચ્છરોનાં જૂથ પણ ડી.ડી.ટી.ના સ્પર્શથી નાશ પામતાં જણાયાં અને તેથી આ ચમત્કારિક ઔષધિ સર્વત્ર 'જંતુ-નાશક મહાન શોધ તરીકે જાહેર થઈ ચૂકી. આ મહાયુદ્ધ વખતે મેલેરિયાથી છવાયેલા પ્રદેશોમાં ડી.ડી.ટી.એ અનન્ય સેવા આપી લાખો જીવન ઉગાર્યાં અને હવેના શાંતિકાળ દરમ્યાન પણ તેનો ઉપયોગ એક ઘરગથ્થુ દવા તરીકે થાય છે.

જા. ક. વૈ.

# ઉચ્ચ શિક્ષણ

અધ્યાપકસંઘનું ધ્યેય

વલ્લભવિદ્યાનગરના સંમેલનમાં ( નવે. '૪૭ ), દર વરસે એક વખત મળવું, ચર્ચાઓ કરવી, વિરોધ સૂચવવા જેવું લાગે ત્યાં વિરોધ દર્શાવવો, અધ્યાપનને જીવંત બનાવવા વિષે ચર્ચા કરવી અને પોતાના કાર્ય અંગે યોગ્ય પ્રચાર કરવો, આ પ્રકારની કાર્યદિશા આંકવામાં આવી હતી.

નિષ્કિંચન બ્રાહ્મણજીવનની ઉચ્ચતમ આરાધના કરનાર આ અધ્યાપકો જ્યારે સંઘરૂપે ભેગા થાય ત્યારે અધ્યયન અને અધ્યાપનનો ઉત્કર્ષ કઈ રીતે સધાય એમ વિચારે તે સ્વાભાવિક છે. ધંધાદારી મંડળો, કામદાર સંઘો અને મજૂર મહાજન જેવો સત્તાનો, ધનનો, ઐહિક જીવનનો, દુઃખદારિદ્રય દૂર કરવા કરાવવાનો પ્રશ્ન તેમને સાંભરે નહીં એ પણ સ્વાભાવિક છે. અને એવા પ્રશ્નો જો ઊઠે તો એ આવા સંઘને અને સંઘના ઉચ્ચ આશયને શોભે નહીં અને તેથી તેનાથી દૂર રહેવું એવું તેમનું વલણ હોય તે પણ સ્વાભાવિક છે. આણંદ સંમેલન વખતે પગારનો, અને નવસારી સંમેલન વખતે જૂના અધ્યાપકને કંઈ કારણ વગર નિવૃત્ત કરે તે સામેના વિરોધનો, તથા ખાનગી કૉલેજોમાં ગુજરાતીના અધ્યાપકનો મોભો અને સ્થિતિ વગેરે વિચારવા અંગેનો–આવા આવા

પ્રશ્નો ખાનગી ચર્ચાઓમાં આગળ આવ્યા હતા ખરા પણ સ્વાભાવિક રીતે વય અને બીજા કારણોને લઈને જેમને નૈસર્ગિક નેતૃત્વ મળી જતું હતું, તેમણે એવા પ્રશ્નોને દાબીને સંઘને એવા, "મજૂર મહાજન" જેવી વૃત્તિ તરફ વળતો અટકાવ્યો એટલું જ નહીં, પણ કોઈ પણ પ્રકારની ઉગ્ર ચર્ચા ન થઈ જાય, અનેક ઠરાવો અને સૂચનાઓથી વિનયભંગ ન થઈ જાય, તે માટે આ નેતાવર્ગે ખાસ તકેદારી રાખી ઘણાખરા ઠરાવો સંઘના અને તે અંગેની ચર્ચાઓને કુનેહથી ટાળી દેવાનો પ્રયત્ન કર્યો.

આમ આ કારણને લઈને, (૧) પહેલાં સંમેલનમાં અખત્યાર કરેલા અતિ સૌજન્યનાં માર્ગને લીધે (૨) યોગ્ય અને બળવત્તર પ્રચાર ન થયો તેને લીધે, (૩) અને વરસ પૂરું થવા આવ્યું છતાં ફરી સંમેલન મેળવવાની હિલચાલ ચાલતી ન હોતી તેને લીધે, કારોબારીની પુનર્વિચારણા કરવાનું અને સંઘનું ધ્યેય નિશ્ચિત કરવાનું ઘણાખરાને યોગ્ય લાગ્યું. નવસારીમાં મળેલા દ્વિતીય સંમેલન પ્રસંગે કારોબારી સામે પ્રચ્છન્ન અને ક્યાંકથી તો સ્પષ્ટ એવા, તે અકાર્યશીલ રહી હતી તે જાતના આરોપો આવ્યા. મંત્રીઓએ પોતે એવું કેઈ જાતનું કાર્ય તેઓ કરી શકયા નથી એવું સ્વીકારીને વરસ દરમિયાન તેમણે જે કાર્ય કર્યું હતું તે અંગેનો અહેવાલ રજૂ કર્યો હતો. એમાં મુખ્ય ત્રણ હકીકતો હતી; (૧) ઠરાવોને યોગ્ય સ્થળે મોકલવાનું, છાપાઓ તેનો અહેવાલ પ્રસિદ્ધ કરવાનું અને અગ્રલેખો લખાવવાનું કાર્ય કરવામાં આવ્યું હતું; (૨) ગુજરાતીને ગૌણ વિષય ગણી કાઢવામાં આવ્યો ત્યારે મુંબઈમાં બીજી પ્રાંતીય ભાષાઓના અધ્યાપકો સાથે મળીને યોગ્ય ઊહાપોહ કરવામાં આવ્યો હતો, અન્ય સ્થળેથી ઠરાવોને સમર્થન મળ્યું હતું, અને પત્રકારોએ યોગ્ય સહકાર આપ્યો હતો. (૩) સંઘની આ પ્રવૃત્તિને લીધે કે સંજોગોને લીધે, ગુજરાતીને ગૌણ વિષય ગણવા અંગેની કલમ યુનિવર્સિટી પાછી ખેંચી લેવા માગે છે, પ્રથમ વરસમાં ગુજરાતીનો પેપર ૭૫ માર્કસનો કરવામાં આવ્યો છે, અને મુંબઈમાં શ્રી રમણ વકીલે કેટલાક અધ્યાપકોને બોલાવી અભ્યાસક્રમ અંગે સલાહ લીધી હતી.

સંચાલકોને ઠપકો

અને પહેલા મુદ્દા પરત્વે તે ઉદ્દામ અને સૌમ્ય એવા બે માર્ગ અર્બુદ સંમેલન વખતે જ તરી આવતા હતા. મંત્રીઓ અને સંમેલનના

પીઢ અધ્યાપકોની એવી અંગત માન્યતા છે કે છાપાંઓમાં ઉગ્ર ઊહાપોહ કરી શોરબકોર કરવો, ચોક અને ચૌટાં ગજાવવાં એ આપણું—અધ્યાપકોનું કાર્ય હોઇ શકે નહીં. નવસારીના સંમેલન વખતે સ્પષ્ટ રૂપમાં કે ખુલ્લી બેઠકમાં આ જાતની ચર્ચા થઇ નહીં છતાં ઘુણાખરાના મનમાં આ જ વિચારો રમતા હતા. અને ખાસ કરીને સંમેલનનનું સૂત્ર-સંચાલન જેઓ કરતા હતા, તેમનાં મનમાં આ જાતના વિચારો ઘોળાયા હશે. એ દરમિયાન પીઢ અધ્યાપકોને ઉગ્ર ભાષામાં ઠપકો આપતા પ્રો. વિજયરાય વૈદ્યના એક-બે પત્રોએ અને 'ગુજરાત' માં પ્રસિદ્ધ થયેલા તેમના લેખે સંમેલનમાં ઘણાંને વિચાર કરતા કરી મુકયા. અને એથી, ખાનગી ચર્ચા અને વિચારવિનિમય પછી સંઘનું ધ્યેય સ્પષ્ટ કરતો એક ઠરાવ રજૂ કરવામાં આવ્યો. યોગ્ય રીતે જ સંઘ અને સંમેલનના આદ્યપ્રણેતા તરીકે પ્રો. ડોલરરાય માંકડે આ ધ્યેય અંગેનો ઠરાવ રજુ કર્યો:—

"ગુજરાતીના અધ્યાપકોના આ સંઘનું ધ્યેય નીચે પ્રમાણે રહે એમ આ સંમેલન ઠરાવે છેઃ (૧) અધ્યયન અને અધ્યાપન તેજસ્વી થાય (૨) ગુજરાતી ભાષા અને સાહિત્ય અને તેને અનુષંગે જ્ઞાનની વિવિધ શાખાઓનો અભ્યાસ થાય (૩) એવા અભ્યાસને પરિણામે આવશ્યક મુદ્દાઓ પર ચર્ચાઓ થાય અને જરૂર પડે તો નિર્ણયો લેવાય (૪) જનસમાજમાં ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિની શુદ્ધ અને શુચિ ભાવના જળવાઇ રહે તે વિશે જાગૃતિ રખાય અને (૫) ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતીનો યોગ્ય અભ્યાસક્રમ અમલમાં મુકાય એ હેતુ માટે જરૂરી પ્રવૃત્તિ કરવી."

હવે પછીના સંમેલનમાં દરેક અધ્યાપક સરસ્વતીદેવીનાં ચરણોમાં ધરવા માટે પોતપોતાના અભ્યાસના નીચોડરૂપે એક એક નિબંધ લાવે તેવું આ સંમેલનમાં ઠરાવવામાં આવ્યું અને તે અંગે એક નિબંધ-સમિતિ નક્કી કરવામાં આવી. આ સમિતિ નિબન્ધો માટે દિશાસૂચન કરે તથા ઠડીરૂપ બને. નિબન્ધલેખન એ આખરે તો લેખકો તરીકે અધ્યાપકોનું વ્યક્તિગત કાર્ય, એટલે સંઘ લેખે આ પ્રવૃત્તિની વિશિષ્ટતા શી? વિદ્યાદેવીના એકાંત ગર્ભાગારમાં પણ એ જાતની ઉપાસના થઇ શકે અને અન્ય વિદ્યાવિસ્તારક મંડળો પણ તે જાતની પ્રવૃત્તિ કરી શકે. એટલે સંઘની આ પ્રવૃત્તિની વિશિષ્ટતા દર્શાવે તેવું કંઇક અહીં જોઇએ. આમ છતાં એ દ્વારા અધ્યાપકસંઘની અને અધ્યાપકજીવનની મુખ્ય પ્રવૃત્તિને વેગ મળી રહે છે તેથી તે આવકાર્ય છે. ઉપરાંત અત્યારે સંમેલન

પ્રસંગે વરિષ્ઠ મંડળ-એટલે વય, વિદ્યા, અનુભવ, ઉત્સાહ, એ બધાને લીધે જેના હાથમાં સ્વાભાવિક સૂત્રધારપણું આવી ગયું છે, તેમનું મુખ્ય ધ્યાન કારોબારીની રચના અને એની બીજી વહીવટી બાબતો તરફ વધારે દોરાય છે. તેમના ઉપર આ ધ્યેયની આ કલમથી મહત્ત્વનું અને સાચું નેતૃત્વ આવી પડશે; અને એ રીતે તેમના જીવનભરના અભ્યાસના પરિપાકરૂપે ગુજરાતી સાહિત્યને કાંઈક વિશિષ્ટ ફાળો મળી રહેશે.

પરંતુ આ બધી પ્રવૃત્તિમાં અધ્યાપકસંઘની વિશિષ્ટતા સ્પષ્ટ થતી નથી. અધ્યયન ઉપર ભાર ભલે મુકાયો પણ અધ્યાપનનું શું? તે કેમ તેજસ્વી થાય? અને તે "તેજસ્વી" થાય એટલે શું? આ વિષેનું કોઈ મૂર્તબાબી દિશાસૂચન ધ્યેય અંગેના ઠરાવમાં કે બીજા ઠરાવમાં મળતું નથી. એટલે સામાન્ય કોઈ વિદ્વત્સભા, સાહિત્યપરિષદ, કે એવી આ સંસ્થા રહે છે કે તેમાં તેના અધ્યાપકના મુખ્ય કર્તવ્ય અંગે કંઈક કરવાનું રહે છે? આ પ્રશ્ન હવે અધ્યાપકોએ વિચારવાનો રહે છે.

આમ એક જીવંત સંસ્થા તરીકે અધ્યાપક સંઘે પોતાનું ધ્યેય નક્કી કર્યું—અને એ ધ્યેય એટલે 'સાક્ષરજીવન'નું, બાલસૃષ્ટિવનનું ધ્યેય.

જયન્ત શા. જોષી

## સાહિત્ય પરિષદ

### સંમેલનનું વિહંગાવલોકન

સાહિત્યપરિષદ એ એક ચર્ચાસ્પદ સંસ્થા આપણે ત્યાં બની ગઈ છે. પ્રમુખ પસંદ કરવાની એની પદ્ધતિ, એની કાર્યવાહક સમિતિ અને એનાં બીજાં અનેક અંગો વિષે સમયનમાં સખત ટીકાઓ પણ થઈ છે, છતાં એનું ગાડું જેમ છે તેમ ચાલ્યા કરે છે. જૂનાગઢમાં ભરાયલ છેલ્લા અધિવેશન વિષે કંઈ પણ લખતાં પહેલાં સાહિત્યપરિષદની અધિકાર-મર્યાદા સ્પષ્ટ કરી લેવી યોગ્ય છે. હું સમજુ છું તેમ એ પરિષદનું મુખ્ય કાર્ય ગુજરાતી ભાષા અને તેનું સાહિત્ય, કલા, ગુજરાત વિશ્વવિદ્યાલય, ગુજરાતની પ્રજાની સંસ્કારિતા અંગેનું હોવું જોઈએ. છેલ્લા સંમેલન વખતે પરિષદ સાહિત્યને જોરે મૂકી ક્યાં ય જઈ પહોંચી હતી. ત્યાંનું આખું ય વાતાવરણ રાજકીય રંગે રંગાયલું હતું. રાજકારણની ચર્ચા કરવાને જ જાણે બધા ભેગા મળ્યા હતા; અને છેલ્લે દિવસે જૂનાગઢના વહીવટકર્તાં

શ્રી. શિવેશ્વરકરને વિદાય આપવાને યોજાયેલો સમારંભ તથા તેમાં ના. જામસાહેબે કરેલું ભાષણ એની સાક્ષી પૂરતાં હતાં.

શરૂઆતમાં જ શ્રી. શામળદાસ ગાંધીએ સ્વાગત-પ્રમુખ તરીકે જૂનાગઢનો ભૂતકાળનો ને વર્તમાનનો ઇતિહાસ કહી એમની આરઝી હકૂમતની સિદ્ધિ ગાઈ સંભળાવી. પ્રમુખસ્થાન માટે મુકાયલા શ્રી. મુનશીના નામના સમર્થકોએ મહાગુજરાતનો પ્રશ્ન જ્યારે ચર્ચાઈ રહ્યો હોય ત્યારે આ સંમેલનના પ્રમુખ તરીકે શ્રી. મુનશી જ જોઈએ એમ કહી પસંદગીની યોગ્યતા સાબિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. પ્રમુખશ્રી બોલવા ઊભા થયા ત્યારે સ્વાભાવિક રીતે સૌ કોઈએ આશા રાખી કે તે ગુજરાતી સાહિત્ય અંગે કહેશે પરન્તુ એમના વ્યાખ્યાનનો મોટો ભાગ જૂનાગઢ, સૌરાષ્ટ્ર તથા ગુજરાતનું એકીકરણ અને ભાષાવાર પ્રાન્તને લગતી બાબતોથી ભરેલો હતો. "સંમેલનના પ્રમુખસ્થાનેથી સાહિત્ય વિષે તો મારે કહેવું જ જોઈએ," એમ કહી જ્યારે તેઓ સાહિત્ય તરફ વળ્યા ત્યારે એમણે અસ્પષ્ટ મન્તવ્યોની રજૂઆત સિવાય બીજું કંઈ જ કર્યું નહીં. મોઢેથી કરાતા ભાષણમાં એક વાર એમણે કહ્યું કે "ગુજરાતી સાહિત્યમાં કવિતાસાહિત્ય ખૂબ સરસ રીતે વિકસ્યું છે." પછી થોડીવાર રહી કહ્યું કે "ગુજરાતી સાહિત્યમાં સરસ કહી શકાય એવું કવિતાસાહિત્ય છે જ નહીં." આવાં પરસ્પરવિરોધી વિધાનોથી શ્રી. મુનશી જાણે છબરડા વાળતા હોય એમ જણાયું. તેમનો 'સરસતા'નો સિદ્ધાન્ત જાણીતો છે. સરસતા શું છે તે એ સમજાવી શકતા નથી. વળી એમની 'સરસતા' અમુક વિષયોમાં જ મર્યાદિત થતી લાગે છે. એમને સુન્દરમના 'ભંગડી' કાવ્યમાં સરસતા જણાતી નથી. આમ એમનાં મન્તવ્યો ગુંચવણભરેલાં અવિશદ જ રહ્યાં.

આ પરિષદનું સૌથી વિશિષ્ટ અંગ તે પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું 'અનુભાવના' નામક વ્યાખ્યાન હતું. સાહિત્ય અંગે કંઈ પણ કાર્ય થયું હોય તો તે એ વ્યાખ્યાનથી. સાહિત્યવિભાગનાં અધ્યક્ષસ્થાનેથી બોલતાં એમણે એમાં ગુજરાતી કવિતાસાહિત્યનું મર્મગામી પૃથક્કરણ કરી બતાવ્યું. ગુજરાતની મહાકવિની ઝંખના બહુ સુન્દર કવિત્વમય ગદ્યમાં રજૂ કરી, લગભગ પચાસ મિનિટ સુધી બોલતાં એમણે કવિતાના આસ્વાદના અનુભવના આનંદના સિદ્ધાન્તો, કવિતાનું ઉપાદાન, એના વિષયો અંગે ચર્ચા કરી. કવિ ન્હાનાલાલના અપદ્યાગદ્યને પદ્યરૂપ કહેવું વધારે

યોગ્ય છે એમ દર્શાવી તેમાં રહેલી ભાવવ્યવસ્થાનું દર્શન કરાવ્યું. કાવ્યની સરસતા વિશે પ્રો. ત્રિવેદીએ જણાવ્યું કે 'ભંગડી' કાવ્યમાં વિષમતાનું જે દર્શન છે તેમાં જ સરસતા છે. એક ચૂંદડી એક ધનિક ગૃહિણીના શબને સ્મશાને લઇ જતાં ઓઢાડાય છે અને ભંગડી પુત્રના લગ્નના આનંદને પ્રસંગે એ જ ચૂંદડી પહેરે છે. એ વૈષમ્યે કવિના હૃદયને હલાવ્યું. એ વૈષમ્યની રહસ્યમયતામાં જ સરસતા છે. પ્રો. ત્રિવેદીનું વ્યાખ્યાન 'અનુભાવના' એક સ્વતંત્ર વિવેચનનો સુન્દર નમૂનો છે. એમના વ્યાખ્યાનમાં ચિન્તનનો પરિપાક ને મૌલિક વિચારસરણિ હતાં. પરિષદ-પ્રમુખોનાં વ્યાખ્યાનોમાં જે પાંચ કે છ ઉત્તમ કોટિનાં વ્યાખ્યાનો છે તેમાં પ્રો. ત્રિવેદીનું એક ગણાશે એવી મારી શ્રદ્ધા છે.

આ સંમેલનની એક બીજી પણ વિશિષ્ટતા હતી અને તે ઉચ્ચ અભ્યાસ-ક્રમમાં બોધભાષા તરીકે હિન્દીની તેણે કરેલી ભલામણ અંગેના ઠરાવની. આ ઠરાવની રજુઆત સૌરાષ્ટ્રસરકારના વડા પ્રધાન શ્રી. ઢેબરે કરી હતી અને એની તરફેણમાં શ્રી દીવેટિયા, શ્રી શામળદાસ ગાંધી ને શ્રી મુનશી હતા. શરૂઆતમાં તો લાગ્યું કે એ ઠરાવ વિનાવિરોધે પસાર થઈ જશે. પણ બપોર પછીની ચર્ચામાં આ ઠરાવનો વિરોધ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કર્યો. વિવેકપુરઃસર દૃઢતાથી એમણે જણાવ્યું કે આ તો આપણે પોતે જ આપણા પગ ઉપર કુહાડો મારવા નીકળ્યા છીએ. હિન્દીને ભલે ફરજિયાત વિષય તરીકે રાખો ને રખાવી જોઇએ. પણ એ બોધભાષા તરીકે તો ન જ જોઇએ. એની માઠી અસર આપણી ભાષા અને સાહિત્ય પર થશે. હિન્દી ગુજરાતી કરતાં વધારે વિકસેલી નથી. આપણી લઘુગ્રન્થિથી આપણે મુક્ત થવું જોઈએ. અને ગુજરાતી સાહિત્ય-પરિષદના સંમેલનને તો આવો ઠરાવ પસાર કરવો જરા ય શોભતો નથી. આ વિરોધને પ્રો. રવિશંકર જોષી, રા. મધુરાય અંજારિયા તથા પ્રો. હસિત બુચે ટેકો આપ્યો.

આ સબળ વિરોધ તો મુનશી ચમક્યા. ઘડીભર એમને લાગ્યું કે ઠરાવ નહીં પસાર થાય; એ ફિકાનીકા થવા લાગ્યા અને જે કોઇ પરિષદ-સભ્ય ઉતારા ઉપર હોય તેને બોલાવી લાવવા માણસો મોકલ્યા. પરિષદના સભ્યો જ મત આપી શકે તેમ હોવાથી ઠરાવ પસાર તો થયો પણ શ્રી મુનશીની "વિનાવિરોધે પસાર થાય" એવી આશા નષ્ટ થઈ.

# રાષ્ટ્રીય ઉદ્યોગનું
# વિજયપ્રતિક...



**• HIND-INDIA'S OWN •**



આજના વાહનવ્યવહારના સુધારા ભરેલા
સફળ ફેરફારમાં પોતાનો ગૌરવપૂર્ણ ફાળો
'હિન્દ' સાયકલ આપી રહી છે.
દેશના સંયોગોને ખાસ અનુરૂપ બનાવેલ
તથા મજબુત ફ્રેમ અને ટાયર્સ વાળી 'હિન્દ'
સાયકલ આપને સરળ અને ઝડપી સવારીનો આનંદદાયક અનુભવ કરાવશે.

બનાવનાર હિન્દ સાઈકલ્સ લીમીટેડ

મુંબઈ ઈલાકાના સોલ એજન્ટ્સ
નેશનલ ટ્રેડર્સ ૩૪, કાલબાદેવી રોડ, મુંબઈ.

દરેક જગ્યાએ મળે છે

ઉપરટે આ સંમેલન અંગે તો એટલું જ કહીશું કે શ્રી. શામળદાસ ગાંધી અને શ્રી મુનશીએ પોતપોતાની વ્યક્તિગત રાજકીય સિદ્ધિ રઠી સંભળાવવાનેજ આ પ્રસંગ ગોઠવ્યો હોય એવો ભાસ થતો હતો. જૂનાગઢના વિજેતાએ હૈદરાબાદના "વિજેતા"નું સ્વાગત કર્યું. વિભાગીય પ્રમુખોની ઉપેક્ષા એ આ ઉત્સવનું સામાન્ય લક્ષણ હતું. સાહિત્યની સાં સાચી ગણતરી જ નહોતી. પ્રો. ત્રિવેદીએ પોતાના વ્યાખ્યાનમાં કહ્યું છે તેમ "આજે સૌથી મોંઘામૂલો માનવ હોય, દેવના અવતાર જેવો, તો તે રાજપુરુષ છે." જુદા જ સંદર્ભમાં બોલાયલું આ વિધાન આ સંમેલનમાં પણ યથાર્થ નીવડ્યું. મુનશીની સરભરમાંજ સૌ રત હતા. મુનશી ઘણી વાર અડધેથી ઊઠી જતા; બીજા કાર્યક્રમો પતાવીને આવતા. નિબંધો તો એ જ વંચાયા. જૂનાગઢ અને સૌરાષ્ટ્ર; સૌરાષ્ટ્ર અને ગુજરાત, ગુજરાત અને ભાષાવાર પ્રાન્તની ચર્ચામાં ગરીબ બિચારું ગુજરાતી સાહિત્ય ક્યાંય અટવાઇ ગયું. ખેડૂતોની પરિષદ બોલાવી હોત તો પણ આ 'સાહિત્ય' સંમેલનમાં થઇ તેવી ચર્ચા થઇ શકી હોત. એમાં એક વસ્તુ હતી અને તે આનંદ માટે મેળો. રોજ રાતે રંજન કાર્યક્રમ, મિષ્ટાન્નમય ભોજનો અને રહેવાની સરસ સગવડ મળી, એ મેળો વિસર્જન થયો. સંમેલનને સાહિત્યપરિષદ કહેવા કરતાં એક આનંદ માટે ભરાયેલો સમેળો કહેવો વધારે ઉચિત છે. સાહિત્યની દૃષ્ટિએ રમણીય તો માત્ર બે વ્યાખ્યાનો એક પ્રો. વિષ્ણુપ્રસાદનું; બીજું શ્રી અંહિસીનું.

કુંજવિહારી મહેતા.

## પ્રાસંગિક મનન

**શ્રીઅરવિન્દનો નવો સન્દેશ**

In all humility of devotion, I hail Sri Aurobindo as the sole sufficing genius of the age. તે રાષ્ટ્રીય વિભૂતિ કરતાં વિશેષ છે. તે સનાતનોમાંના—જે અવતારો યુગમાત્રના છે, પ્રજામાત્રના છે, તેમનામાંના—છેઃ માનવજાતિના સમુદ્ધારકો એ છે;

૧. એનો પ્રારંભ આ અંકની મંજૂષાના આરંભે છે. ત્યાં કહેલેલા પ્રસંગના સર સી. આર. રેડ્ડીના વ્યાખ્યાનમાંનાં વિચારોમાંના થોડા ઉપરથી આ નોંધની પહેલી કંડિકા લખી છે.

પોતાના શાશ્વત સાન્નિધ્યમાં, એમની જાણ આપણને હોય કે ન હોય તો પણ, આપણા જીવિતમાં વ્યાપ્ત એવા એ સનાતનો છે.......શ્રી અરવિન્દ ૧૯૧૦માં નિવૃત્ત થયાં. પણ ઋષિ કદી નિવૃત્ત થઇ શકે ? યોગી ચાર એને માટે દેહે નિવૃત્ત થવું એ આત્માનું સમારોહણ હોય છે, આત્માનું સમસ્ત પૃથ્વીગોલ પર પ્રસરવું હોય છે. એમનો દેહ ભલે પોંડીચરીમાં છે પણ તેમના પ્રભાવને સ્થલકાલની મર્યાદા બાંધી શકીએ ખરા ? વર્ષ-મણુ-તરીએ તેમને છે ગેર થયાં પણ, વસ્તુત: કલ એમને સ્પર્શી શકે તેમ નથી અને ન સ્પર્શી શકે પૃથ્વીની પાર્થિવતા કે એની અશુદ્ધિઓ. His soul is like a star and dwells apart.

મહોજ્જ્વલ એક મેઘરાજ સમાન એ આત્મા દેખાય છે તો એકલજીવી ને એકાંતસેવી; પણ છેક ૧૯૨૨માં તેમણે સ્વ. દેશબન્ધુ ચિત્તરંજનદાસને ઉત્તર આપેલો તેમ-એમની હિંદના રાજ્ય-પ્રકરણમાંથી નિવૃત્તિએ હિંદ સમેત આખી દુનિયાને માટે પૃથ્વી પર નવી અપૂર્વ, દિવ્ય શક્તિના પ્રભુકૃપાએ વાહન થઇ શકવા માટે જ હતી અને છે ત્યારપછી ચાર વર્ષે તેમની યોગસિદ્ધિ થઇ પણ પૂર્ણયોગ જૂની પ્રણાલીઓ જેવો નથી તેથી માનવજાતિને એ સિદ્ધિનો લાભ ઉપર કહ્યું તેવી શક્તિ દ્વારા મળે માટે જ એમનો એકાંતવાસ ચાલુ રહ્યો છે. એમ દેખીતી રીતે અલગ રહીને તેમણે જે કાર્ય આપણને અદીઠ હોય તેવું કાર્ય છે તેનો વિશેષ ઉલ્લેખ અહીં અનાવશ્યક છે તેથી એટલું જ કહીશું કે તેમના પ્રકૃત સંદેશનું પ્રકાશન એ. તેમણે ગયાં આઠ નવ વર્ષમાં આધ્યાત્મિક જગદ્‌ગુરુ નીવડવાની શક્યતાવાળા ભારતવર્ષના રાષ્ટ્રીય જીવનમાં પ્રત્યક્ષ રીતે-ઇશ્વર, આત્મા વગેરેમાં નહીં માનનાર યા રૂઢિગત રીતે માનનાર બુદ્ધિવાદીઓ પણ ઇચ્છે તો સમજી શકે તેવી રીતે-લીધેલા વાગરાળા પ્રસંગોમાંનો એક પ્રસંગ છે.

એ સન્દેશમાંનું તથ્ય દેશના હાલના આગેવાનોમાંથી જેઓ સ્વીકારશે તેમને કઇ રીતે કાર્ય કરવું તેનું પૂરતું માર્ગદર્શન આપે તેમ છે. એ કાર્ય તેઓ ભાષાવાર પ્રાન્ત-રચનાની સ્વાભાવિકતા માન્ય રાખીને કરી શકે. તેમ કરતા, તાત્કાલીક જોખમોથી ડરવાની તેમની ભય-ગ્રન્થીનો, પ્રજા પ્રત્યેના અવિશ્વાસનો, પોતપોતાના નિર્મર્યાદ સત્તા-શોખનો સેવાના એકાંગી મોહનો પોતાના નામ ભરી મોટપ-ભાવ જે હોય તેનો, જે રાષ્ટ્રભાષાની

હજી તો નીતી છે તેની હસ્તી હોય તેમી તરેહવાર ઇન્દ્રજાળ ફેલાવવાનો–આ સત્રનો, જેનામાં જે દોષ આમાંથી હોય તેને ભોમ આપ્યે જ છૂટકો છે સન્દેશના અને જે મુખ્ય-વાન વચનો હિંદે આન્તર યાને સૂક્ષ્મ પ્રગતિને જ પોતાનું લક્ષ્ય રાખવા સંબંધી (જેવો, આ અંકનો ધ્યાનમંત્ર) કહ્યાં છે તેના પ્રકાશે જીવ-નની હરેક ક્ષણ મળનારનું કર્તવ્ય તો, મોટામાં મોટા આગેવાનથી માંડીને સૌથી સામાન્ય પ્રજાજન સુધી પ્રત્યેક પુરુષે તથા સ્ત્રીએ બજાવવાનો પૂરી જરૂર છે. એ દિશામાં જેમની વૃત્તિ-શક્તિ હોય તેઓ એ સમયસરના સન્દેશને અનુસરશે એમ ઇચ્છીએ.

-સાંસ્કારિક પ્રવૃત્તિઓ

આન્તરિક પ્રગતિ અને સૂક્ષ્મ પણ જગત એવાં–એટલાં તમોગુણી બળોની પકડમાં દસકાઓથી આવી ગયું છે કે મનુષ્યોને પોતામાં કોઈ અન્તરાત્મા હોય કે પોતે સ્થૂલ સાધનો–શરીર કે બીજાં દ્વારા સૂક્ષ્મની સમૃદ્ધિ પામી, રક્ષી કે વિકસી શકે તેમ છે એવું લાગતું હોય; આ બે-માંથી એકે વાતનું તેને જાણે ભાનસાન જ નથી. વર્ષોથી વેડફાયે જતી આ જડતાના ભોગ દેશદેશના સંસ્કારનેતાઓ પણ થઈ ગયા છે.

તેઓ જૂનાં વિદ્યાપીઠો પર રાજકીય સત્તા સ્થાપવા મથે છે; નવાં વિશ્વવિદ્યાલયોને ઇજનેરપેશાના રક્ષણી ઇજનેરી કારખાનાં બનાવવાં-સર્વાંશે નહિ તો મુખ્યત્વે એવાં બનાવવા–કરોડો રૂપિયાની યોજનાઓ ચિન્તવે છે; એ ચિન્તવનોમાં પ્રજાનો ચિન્તકવર્ગ જે ભણશે–જન્મે કે ગુરુકર્મે ભણશે–તેને તો સત્તાધારીઓ પોતાનો પૂરેપૂરો દાસાનુદાસ કરી નાખવામાં જ જીવનસાર્થક્ય માનતા લાગે છે. વળી આવું બધું થતું હોય છે દેશની સંસ્કૃતિને નામે, એને શુદ્ધ રાખવાની, વિકસાવવાની ઘણી ગમગમી વાતો વડે.

× × ×

એવાં બળોને માઠે પ્રતાપે જ દશેક વરસથી હિંદી રાજ્ય-સંઘના રાષ્ટ્ર-વાદમાંથી સમતોલ જીવન્ત દષ્ટિનું રાષ્ટ્રીયત્વ જાણે પરવારી ગયું છે–પરી ટો ગયું જ છે; તેથી એ લગભગ બધાં જીવનક્ષેત્રોનાં બની ગયો છે ન્યૂનાધિક અંશે અ.ભાસ–રાષ્ટ્રવાદ અને પોતાને ફેલાવે છે સૌ ટપના

સોના જેવા શુદ્ધ, વિશુદ્ધ ને પરિશુદ્ધ રાષ્ટ્રવાદ[1]. એના વાદીઓએ અગતિકતાને નામે પણ ખરી રીતે હૃદયદૌર્બલ્યને વશ થઇને, પ્રજાને જરા સરખું ય પૂછ્યા વિના દેશનું ભંગીકરણ કર્યું-દેશને જાણે ઊધનો વેચ્યો, અને હવે, આ ત્રિગુણાત્મક પ્રકૃતિ જેવી છે તેવીમાં તો એ કૃત્યનાં જે માઠાં પરિણામ આવ્યા વિના રહેજ નહિ તે જ્યારે આગેવાનોએ તેમ જ, પ્રજાજનોએ ખમવાં પડે છે, ખમ્યાં જાય નહિ તેવાં હોવા છતાં ખમ્યે જ જવાં પડે છે, ત્યારે આપણને કહેવામાં આવે છે કે તમે બધા જ અનીતિપરાયણ થઈ ગયા છો, લોભિયા છો ને લાંચિયા છો વગેરે.

સત્તાપરાયણ આગેવાનોમાંથી કેટલાકને વળી એવું કહેવું છે કે પોતે જ ભાંગેલા દેશની એકતા ચીલઝડપે, હરેહરેક નિસર્ગસિદ્ધ ભાષ-પ્રદેશની અત્તારઘડી જ કરી નાંખવી છે. એ ધૂનથી તેઓ એવા તો આતુર બન્યા છે કે તેઓ જેને ભાષાવાદ કે પ્રાંતવાદ કહે છે તેની ઉત્પત્તિ અંશના રૂપમાં તો તેમને પોતાને જ આભારી છે એ તેમને છતી આંખે દેખાતું નથી; અને ભાષા તથા પ્રાંતોની પુનઃરચનાના પ્રેમીઓમાંના કેટલાક એવા ઝનૂની બન્યા છે કે પોતાના જ ધ્યેયના સ્વાભાવિક સ્વરૂપને (ઉદા. બિન-મુંબાઇ મહાગુજરાતના) કુઠારાઘાત તેઓ પોતાને હાથે કર્યે જાય છે એ વળી તેમને દેખાતું નથી.

× × ×

બન્ને પક્ષના આવા કલેશકંકાસથી ભરેલા વાતાવરણમાં જાન્યુઆરી મધ્યમાં જનમતમાં બન્યું તેમ, નરી અંગત મોટાઈના, ભૂખ્યાડાંસ શખ્સો, જાણે સંસ્કારસૃષ્ટિના તીરંદાજ પારધીઓ તરીકે, રાષ્ટ્રીય એકતાના મોટા નામે ખોટો, અસ્થાને એ ભાવનાનો ઉપયોગ કરીને પોતાની જ માતૃભાષા છે—ને ભારતીય ભાષાઓમાંની એક ઉત્તમ ભાષાનો ઘાત કરવા નીકળ્યા એ ઘણું દુઃખદ છતાં સમજાય તેવું છે. તેઓ એ દહાડે "મેદાન મારી ગયા" એ તો છે બાવલાઓની જિત, કેમ કે તેઓ પોતે પણ સારી રીતે જાણે છે કે જે પ્રજાસમુદાયના ઊર્મિદારપને, દમને તથા દબાણજનિત સત્તામોહને એ વાતાવરણનો તેમણે ઘટારી ખાધા

૧. આ બાબતે આખી નોંધમાંની ટીકા આટલું ધ્યાનમાં રાખીને વંચાવી જોઇએ: રાષ્ટ્રસેવકોની જે ખરી સેવા છે તેની અવગણના કરવાની "લખનારની" ઇચ્છા નથી; રાજ્યરચના-વિષયક અણઘટ ઘાઇ-Indecent haste-સામે અમારે વિરોધ રજૂ કરવો છે.

તે જ સમુદાયના શિક્ષિત જનોની આ વિષયમાં સત્યનિષ્ઠ ન્યાયપરની મતગણતરી શાન્તતાપૂર્વક થાય તો એ શિક્ષિતો ખરી દીર્ઘદૃષ્ટિપૂર્વક એવો જ નિર્ણય બહુમતીથી આપશે કે ભારતખંડમાંના બંગદેશ, આન્ધ્રદેશ, ગુર્જરદેશ આદિની ભાષાઓ ભારતીય સંસ્કારિતાનો જ આવિષ્કાર સૈકાઓથી કરતી આવી હોઈને સંકુચિતપણું પોષતી નથી, જરાય દેશહિતવિરોધી છે નહિ; તેથી, ઉચ્ચ શિક્ષણની ભાષાઓ માટે પણ એ સર્વની કેટલીક યોગ્યતા અત્યારે જ છે. અને બીજી, વધુ યોગ્યતા પણ તેમાં જ સિદ્ધ કરી શકાય તેમ છે. આ મહાપ્રશ્નના ઉકેલ અંગેની અમુક મુશ્કેલીઓ છે જ, પણ એ એવી નથી કે મનુષ્યયત્નથી યથાસમય દૂર થઈ શકે નહિ; અને એ એવડી જબરી નથી કે એની પર "રાષ્ટ્રભાષા" નામનો જાડો હથોડો પછાડો ત્યારે જ એનો મનમાન્યો વિનાશ તમે કરી શકો.

× × ×

એવા રાષ્ટ્રભાષાભંજક હુદ્દેદારોની ભીડ વચ્ચે ખડા રહીને આપણા જે સાહિત્યકે વિચારકે નીડરતાથી ને વિવેકપુરઃસર આ વિષયમાં, રાષ્ટ્રભાષાનું અવિરોધી એવું સ્વભાષાનું ગૌરવ સામર્થ્યપૂર્વક કર્યું તે, (એ જૂનાગઢી સંમેલનના મહન્તો તથા એમના અન્ધ ભગતો સિવાયની) સમસ્ત ગુર્જર જનતાના ધન્યવાદનો પાત્ર છે. અન્તર્ગત ગુણવત્તાથી સ્વતઃ સિદ્ધ અધિકાર જેણે આ અંકનો પ્રારંભ કરનાર તરીકે મેળવ્યો છે, તે એમનો નિબંધ "ઉચ્ચ શિક્ષણનું માધ્યમ" વાંચનારમાંથી જે સુજ્ઞ હશે તે એમાંના મુદ્દાસર વિચારણા સ્વીકારીને તેના અમલ માટે મથશે એવી આશા છે.

× × ×

અમારું અધીત તેજસ્વી થાઓ ઇત્યાદિ પ્રાચીન મંત્રો સદ્ભાગ્યે પણ આ વિદ્યાપ્રસારે નવસારીના અધ્યાપકસંમેલનમાં જાગ્યો હતો તે એ પ્રસંગનાં સરસ શિખરોમાંનું એક હતું. જંબુસારીન "સંસ્કૃતિ"માંથી એ વાંચીને ગુજરાતનો આખો શિક્ષક-સમુદાય એ મનનીય વ્યાખ્યાનનો સદુપયોગ કરે એમ ઇચ્છીએ. સંમેલનમાં અધ્યાપકોના નિબંધ મેળવવાની યોજના થઈ તે પણ સરી છે આ સિવાય એ પ્રવૃત્તિ વિશે અમારે વિદ્યોપાસનાની તથા વિદ્યાર્થીહિતની નજરે કેટલુંક કહેવાનું છે, પણ, એની આત્યન્તિક વ્યર્થતા પણ હમણાંના આગલા અનુભવો પ્રતાપે

જાણીએ છીએ; તેથી, કથન થંભાવીને-એટલું જ ઉમેરીને કે એ યુવાન પ્રાધ્યાપકોના જે લેખોમાં વિચારચર્ચા આ અંકમાં થઈ છે તેને જે કોઈએ વિચારવી હોય તે વિચારે ને વ્યવહરે.-વિ. ક. વૈ.

## મન્દિર-વૃત્ત

૧. શ્રી લીલાવતી લાલભાઈએ (અમદાવાદ) રૂ. ૫૦૦ સ્વ. આનંદશંકર-સંસ્મરણ-અંકના આપ્યા છે તે માટે 'માનસી' એમનું ઘણું ઋણી છે.

૨. મહાગુજરાત ગઝલમંડળે 'માનસી' ભંડોળ માટે તા. ૧૯-૧૨-૧૯૪૮ ને રોજ કરેલા મુશાયરાની ચોખ્ખી આવકનો મુખ્ય હપતો રૂ. ૨૦૦) નો મળ્યો છે. એ માટે મંડળ તથા આ મદદ મેળવી આપનાર સર્વ કાર્યકરોનો ઉપકાર માનીએ છીએ.

૩. શ્રી નાનજીભાઈ કાળીદાસ (પોરબંદર) રૂ. ૧૦૧. શ્રી ભોગીલાલ મ. શાહના (ભાવનગર) રૂ ૧૦૦) તથા શ્રી. ગગનવિહારી લ. મહેતાના (મુંબાઈ) રૂ. ૨૫ મળ્યાની સાભાર નોંધ લઈએ છીએ.

૪. નિયમિત થવાની આશાથી આ અંક બેવડો (જો કે પુસ્તકાવલોકનવાળાં ઘણાં તંત્રલખાણો વિનાનો) કરવો પડ્યો છે; નિયમિત થવાની બાકી તેવાને એ રીતે છે કે માર્ચ ૧૯૪૯નો અંક અર્ધો જેટલો છપાઈ ચૂક્યો છે.

૫. લવાજમના રૂ. ૫-૮-૦ તુરત જ મોકલવા ગ્રાહકોને વિનંતિ છે; નહિ તો માર્ચમાં વી. પી. થશે.

૬. ઈન્દુપ્રસાદ શિ. મહેતાના માયાળુ સહકારથી ગયા અંકમાંની સ્વ. સર લલ્લુભાઈની છબી બ્લોક માટે મળેલી; એ માટે એમના આભારી છીએ.

વિ. ક. વૈ. (સૂરત ૧-૨-૪૯)

પદ્ધતિના અન્તર્ગત હોય અને તેથી મુકાબલે અલ્પજીવી નીવડેલાં ભારતમાંનાં સામ્રાજ્યોની પરંપરા, અને સૌથી વધુ તો, બહુસંખ્ય હતાં તે જુદાંજુદાં રાજ્યોને ધરમૂળથી ઉખેડીને, તેમ જ પ્રજાસમૂહના વિભિન્ન ભાગને એકમેકની સાથે જોડીને એક નવો ઢાળો આપનારી કોઈ એક તપઃશક્તિનો અભાવ."

બ્રિટિશ અમલ આવ્યો ને ગયો તેના લાભાલાભ આ હતા: તેના દ્વારા મળેલી કેળવણીને લીધે અંગ્રેજી ભાષા દ્વારા પ્રાન્ત-સંપર્ક શક્ય તથા નિકટ બન્યો; સ્વદેશાભિમાન પ્રગટ્યું તથા સ્વાતંત્ર્યની એષણા જાગ્રત થઈ; સ્વાતંત્ર્યપ્રાપ્તિના સાધના તરીકે અમુક એકત્વ જમાવાયું પણ એ બળો સાર્થક થતાં થતાં દેશવિભાજન પણ કર્યું. એનાં પરિણામો પ્રાણઘાતક આવ્યાં. બ્રિટિશ સત્તાએ દેશભરમાં એકસરખી પ્રથાનું વહીવટી તંત્ર આપ્યું પણ પ્રાન્તરચના કૃત્રિમ જ બનાવેલી. આમ છતાં પ્રાન્ત-પ્રાન્તનું પ્રકૃતિસિદ્ધ વૈશિષ્ટ્ય એ સત્તાને હાથે લુપ્ત થઈ ગયું નહિ કારણ, "અહીંની ભૂમિના મૂળભૂત તત્ત્વમાંથી એક એવી ઉપરાષ્ટ્રોની સ્વાભાવિક રચના વિકસી હતી, જેમાં તેમનાં અનેકવિધ ભાષાઓ, સાહિત્ય, પરંપરા વગેરેને સ્થાન હોય." આ મુખ્ય જનસમૂહો કે પ્રાદેશિક ભાગો (નેપાળ સહિત) પંદરથી વધુ નથી. પાકિસ્તાન સમવાયમાં જોડાશે ત્યારે પણ બહુ ફેર નહિ પડે.

બ્રિટન-નિર્મિત કૃત્રિમ પ્રાન્તરચના તો કામચલાઉ હતી; એને કાયમી કરીને એક જ (રાષ્ટ્ર)-ભાષાના, એકસરખી જ સંસ્કારિતાના તન્તુ વડે આખું હિંદ સંધાયલું રહે, તેથી સંસ્કારિતા આદિ પણ એક ને એક જ ઢાળાનાં-એવી વિચારસરણીના પક્ષપાતીઓ સાથે શ્રીઅરવિન્દ સહમત નથી. એ સરણી પ્રજાને ભવિષ્યમાં માન્ય થશે કે નહિ એ હમણાંથી કહેવાય નહિ પણ ચાલુ સંયોગોમાં શ્રીઅરવિન્દને એ અવ્યવહારુ, અને એની ઇષ્ટતા શંકાસ્પદ લાગે છે. તેમને ભાષાવાર પ્રાન્તરચનામાં ભેદકારક ભેદવર્ધક અનેકતા નહિ પણ "એકનામાં વિવિધતા" એવી હિતકર અનેકતા—the One in Many—દૃશ્યમાન થાય છે. જુદા જુદા પ્રાન્તોએ સંસ્કાર તથા ભાષાની જે વિશિષ્ટ સિદ્ધિઓ સાધી છે તે એનાં વિવિધ રૂપોમાં અર્વાચીન સાધનોની મદદથી વિકસશે એમ તેઓ માને છે. વળી, સમગ્ર દેશની એકતા માટેની સ્વદેશાભિમાનની ભાવના એટલી તો દૃઢમૂલ હવે થઈ છે કે એને ભાષાવાર પ્રાન્તરચનાથી હરકત

આવે તેમ નથી. જેથમ તો પ્રાન્તોના પોતપોતાના સહજ, સ્વયંભાવી જીવન-સ્ફુરણને અવકાશ ન મળવામાં રહ્યું છે. આપણા સ્વભાવ તથા સ્વધર્મને અનુકૂળ "એકમાં બહુ"નું જ તત્ત્વ છે.

સન્દેશની છેલ્લી બે કંડિકામાં જગતઐક્યની આવશ્યકતા, તેમ જ મર્યાદાઓનો નિર્દેશ છે; બીજાં રાષ્ટ્રોની જેમ માત્ર બાહ્યજીવનની સ્થૂલ સંપ્રાપ્તિઓને ખરી કરવામાં હિંદે એટલું બધું પરોવાઈ જવું ઘટે નહિ કે તે પોતાના આધ્યાત્મિકને ખોઈ બેસે; ભારતીય મહાપ્રજાનાં પ્રગતિ તથા પરિવર્તન ફક્ત બાહ્ય નહિ પણ વિચાર તેમ જ આન્તર સ્વરૂપનાં થવાં જોઈએ. કસોટી થશે જ, પણ આપણો આધ્યાત્મિક વારસો લોપાવા દેવાય નહિ. જો ભારતીય આત્મા અદૃશ્ય થાય તો એ વિધિનો વક્રયોગ જ સમજવો *

* આ અન્તભાગનાં પણુંખરાં મૂલ્યવાન વચનો આ અંકના ધ્યાનમંત્ર તરીકે લીધાં છે.

## બે સુન્દર ગઝલો

[ સુરતમાં 'માનસી'ના ઉત્તેજનાર્થે મદદ તરીકે મહાગુજરાત ગઝલ મંડળે તા. ૧૯-૧૨-૧૯૪૮ને રોજ યોજેલા મુશાયરાની બે વાનગી અહીં રજૂ કરતાં આનંદ થાય છે—તંત્રી ]

### અન્તર પાર

મોહબ્બતમાં અમારી દૃષ્ટિ અંતર-પાર લાગે છે,
તમે જોતા નથી તેમાં ય અમને પ્યાર લાગે છે.

હતો ગમનો જ કાયમ દિલ ઉપર અધિકાર લાગે છે,
ખુશી એ તો બિચારી આરઝી સરકાર લાગે છે.

પ્રભાકર પર શશિ પર બેઉનો સંસાર લાગે છે,
છૂપા રજની ઉમરમાં રોજની તકરાર લાગે છે.

હૃદયની થઈ દશા નાજુક છતાં ખુદાર લાગે છે,
બતાવે કોઈ હમદર્દી હૃદય પર ભાર લાગે છે.

નયન, દિલ, કલ્પનાઓ, ઊર્મિઓ કવિતા અને આશા
તમે હોતાં નથી તો આ બધાં ગમખ્વાર લાગે છે.

ઉજવતો હું-નથી જન્મોત્સવો શ્રદ્ધા નથી એમાં
મને તો સ્વાર્પણમાં જે મળે તહેવાર લાગે છે.

હજી થોડી મંઝિલ કાપી ન કાપી ત્યાં કઝા બોલી,
પતાવી દે સફર વ્હેલી મુસાફિર વાર લાગે છે.

લલિત જે જે, કલના પ્રેમીઓ ગુજરાતમાં જોયા,
દિલોની દર્દ-મૂડીથી બધા ઝરદર લાગે છે.

જગતથી લીધું દિલ માટે 'અમીને' તીવ્ર સંવેદન,
હવે જીરવી ન શકશે એટલો અંગાર લાગે છે

*અહંકારી

અમીન આઝાદ
(સુરત)

## કારાગાર લાગે છે

બધાનાં દિલમહીં મુજ પ્રાણનો ધબકાર લાગે છે.
મને માગ જીવનથી જીવતો સસર લાગે છે.
મને તે પુષ્પ લાગે છે, તને જે ખાર લાગે છે,
હૃદયની ભાવનાનો તે મહીં આકાર લાગે છે,
અહીં પણ ના મળી મંઝિલ, તહીં પણ ના મળી મંઝિલ,
અહીં, તે પાર લાગે છે, તહીં આ પાર લાગે છે.
ખરી જાયે છતાં જેની મીઠી સૌરભ રહી જાયે,
જગતના બાગમાં એવાં કુસુમ બેચાર લાગે છે.
"તહીં મઝધારમાં રમતો નિહાળી મુક્ત સાગરને
કિનારાને કિનારો આજ કારાગાર લાગે છે.
હસીને થાકતાં રડવું, રડીને થાકતાં હસવું,
મને બસ એ જ માનવજિંદગીનો સાર લાગે છે.
કિનારેથી મને મઝધારમાં દેખી, ઓ હસનારા!
કિનારો એ જ છે મારો, તને મઝધાર લાગે છે.
"'અચલ'! એ મચલતો કિનારને આજે કહી દેજો,
હૃદય મુજ સ્પષ્ટ છે, તમને સમજતાં વાર લાગે છે.

મહેન્દ્ર વ્યાસ (અચલ)